ઊચક અ૦ ઊધડું; ઉચ્ચક

ઊચકવું સ૦ક્રિ૦ ઊંચું કરવું; માથે લેવું (૨) ઠપકો આપવો; ધમકાવવું [લા.]. ઊચકાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

ઊચકી સ્ત્રી૦ વાધાણી; હેડકી

ઊચડવું સ૦ક્રિ૦ ઉચેડવું; ઉખાડવું

ઊચમૂચ અ૦ અચાનક

ઊચરવું સ૦ક્રિ૦ [સં. उच्चर्] ઉચ્ચારવું; બોલવું. ઊચરાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

ઊચલાઊચલ(–લી) સ્ત્રી૦ ઊંચકાઊંચકી (૨) દોડાદોડી (૩) અશાંતિ [બંધ થવું

ઊચી જવું અ૦ક્રિ૦ (ઢોર) વસૂકવું, દૂધ દેતું

ઊછરવું અ૦ક્રિ૦ પાલનપોષણ ને સંભાળથી મોટા થવું. ઊછરાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

ઊછરેલ પાછરેલ, ઊછર્યું પાછર્યું વિ૦ ઊછરીને મોટું થયેલું (બાળમરણમાંથી બચીને)

ઊછળવું અ૦ક્રિ૦ [સં. उच्छल्] ઊંચે જવું –ફેંકાવું (૨) ઉછાળો મારવો (૩) છલંગ મારવી; કૂદવું (૪) છૂટે હાથે વપરાવું (લાકડી, તલવાર, વસ્તુ ઇત્યાદિનું) (૫) ખૂબ વધી જવું (જેમ કે ભાવ)

ઊજડ વિ૦ જુઓ ઉજ્જડ; વેરાન. ૦નોમ સ્ત્રી૦ અષાડ સુદ ૯

ઊજમ પું૦ [સં. उद्यम, પ્રા. उज्जम] હોંશ; ઉમંગ

ઊજમાવું અ૦ ક્રિ૦ ઊજમમાં આવવું

ઊજવવું સ૦ ક્રિ૦ [પ્રા. उज्जावण] (વ્રતનું) ઉદ્યાપન કરવું (૨) ઉત્સવ કરવો; કોઈ પ્રસંગ વિધિસર પૂરો કરવો (૩) ફજેત કરવું [કટાક્ષમાં]

ઊજવાવું અ૦ક્રિ૦ 'ઊજવવું'નું કર્મણિ

ઊજળાઈ સ્ત્રી૦ ઉજાશ (૨) સ્વચ્છતા (૩) સરેકારિતા (૪) પૈસેટકે સુખી હોવાનો દેખાવ [સ્ત્રી૦ ઊજળાપણું

ઊજળાટ પું૦, –મણ સ્ત્રી૦; ન૦, –શ

ઊજળું વિ૦ [સં. उज्ज्वल] ધોળું (૨) ચકચકતું (૩) નિર્મળ (૪) ઉજળિયાત (૫) રીતભાતે સુઘડ (૬) પૈસેટકે સુખી; સારું; રૂડું

ઊટ(–ડ)કવું સ૦ક્રિ૦ માંજવું; અજવાળવું

ઊટોફૂટો પું૦ ['ફૂટો'નું દ્વિત્વ] અનાજને ખાટયાઝાટકયા પછી રહેલા ફોતરાં

ઊઠ(–ઠું) [સં. अर्धचतुर्थ, પ્રા. अद्धुट्ठ] વિ૦ સાડાત્રણગણું

ઊઠબેસ સ્ત્રી૦ ઊઠવું અને બેસવું તે (૨) એવી કસરત (૩) એવી શિક્ષા (૪) વારે વારે ઊઠવું અને બેસવું તે

ઊઠવું અ૦ક્રિ૦ [સં. स्था] ઊભા થવું (૨) જાગવું અને પથારી છોડી ઊભા થવું (૩) જાગવું; સાવધ થવું; તૈયાર કે ખડું થવું (૪) એકાએક ઓચિંતું ખડું થવું, આવી લાગવું, બનવું (જેમ કે, બંડ, ધૂમ) (૫) પૂરું કરીને ઊભા થવું (જેમ કે, સભા, અદાલત) (૬) ખીલવું; બરાબર ઊપડવું; સ્પષ્ટપણે પરિણમવું (જેમ કે; છાપ, રંગ) (૭) (દિલ) ઊતરી જવું

ઊઠવેઠ સ્ત્રી૦ સેવાચાકરીમાં હાજર ને હાજર રહેવામાં પડતો શ્રમ (૨) વેઠરૂપ શ્રમ

ઊઠાં ન૦બ૦વ૦ [જુઓ ઊઠ] સાડાત્રણના ગુણાકારવાળા ઘડિયા. ૦ગણાવવાં, ભણાવવાં = રમાડી જવું; ભરમાવવું; છેતરવું. –ઠું વિ૦ જુઓ ઊઠ

ઊડકવું અ૦ક્રિ૦ જુઓ ઊટકવું

ઊડઝૂડ અ૦ ઊંધું ઘાલીને; આડુંઅવળું; વિવેકવિચાર વિના. –ડિયું વિ૦ ઊડઝૂડ થતું (૨) તેમ કરનારું

ઊડણ વિ૦ [ઊડવું] ઊડે એવું (૨) ચેપી (૩) સાધારણ ઉષ્મામાને ઊડી જાય તેવું (તેલ ઇ૦); 'વોલેટાઈલ' [ર.વિ.]. ૦ખાટલી સ્ત્રી૦ ઊડે એવી ખાટલી; અલૂન. ૦ખિસકોલી સ્ત્રી૦ ઊડતી ખિસકોલી. ૦ઘો સ્ત્રી૦ ચંદનઘો. ૦ઘોડો ઉડાણઘોડો. ૦દંડ પું૦ ઊડી શકે એવી જાદુઈ લાકડી. ૦ફળ ન૦ રેસાને આધારે બીજ ઊડીને ફેલાય તેવું ફળ; 'સમારા' [વ. વિ.]

ઊડવું અ૦ક્રિ૦ [સં. उड्डी] હવામાં અધ્ધર જવું (૨) જોરથી ચાલવું; દોડવું (૩) ફીકું પડવું અને જતું રહેવું (રંગ ઇત્યાદિ) (૪)

ખપી જવું (વસ્તુ, માલ ઇત્યાદિ) (૫) ફેલાવું પ્રસરવું (૬) ધસી જવું; લડવા કૂદી પડવું (જેમ કે, તેનો શો વાંક કે તેના પર તમે ઊડ્યા?) (૭) (પરીક્ષામાં) નાપાસ થવું. (તકરાર અધ્યાહાર રહીને સ્ત્રી૰માં). **ઊડવી** = તકરાર કે લડાઈ થવી; વાંધો પડવો. **ઊડી જવું** = વાયુરૂપે હવામાં જતું રહેવું (ગંધ કપૂર, સ્પિરિટ ઇ૰નું)

**ઊડાઊડ(–ડી)** સ્ત્રી૰ ઉપરાઉપરી ઊડવું તે

**ઊડેલ(–લું)** વિ૰ ચંચળવૃત્તિનું (૨) ફાટેલું; વઠેલું (૩) ઢોર પણ ન ખાય એવું બગડેલું

**ઊઢણ** ન૰ જુઓ ઉઢાણું

**ઊણ** વિ૰ [સં. ऊन] ઊણું (૨) સ્ત્રી૰ ઊણપ; ઓછપ; ખોટ (૩) અપૂર્ણતા (૪) ખોડ. ૰વું સ૰ક્રિ૰ વણાટમાં ઊણું હોય તે પૂરવું; વણવું. **–ણું** વિ૰ ઓછું ભરાયેલું; અપૂર્ણ; ખૂટતું; કમી [અ૰ક્રિ૰(કર્મણિ)

**ઊતડવું** સ૰ક્રિ૰ જુઓ ઉતરડવું. **ઊતડાવું**

**ઊતરચડ** સ્ત્રી૰ ઊતરવું અને ચડવું તે

**ઊતરતી ભાંજણી** સ્ત્રી૰ ભારે કિંમતની સંખ્યાને ઓછી કિંમતની સંખ્યાનું રૂપ આપવાની રીત [ગ.]

**ઊતરતી શ્રેઢી** સ્ત્રી૰ ગણિતની એક રીત; જે હારમાં એક પછી એક ઊતરતી સંખ્યાની રકમો મુકાય તે [ગ.]

**ઊતરવું** અ૰ક્રિ૰ [સં. उद्+तॄ] ઉપર કે ઊંચેથી નીચે આવવું (૨) નીચે આવવું; કમી થવું (જેમ કે, વસ્તુના ભાવ) (૩) (ગુણ, સ્થિતિ, સ્વભાવમાં) ઓછું નીવડવું; બગડવું (જેમ કે, કેરી) (૪) (તાલમાં) આવી રહેવું; બરોબર થવું ('શેરનાં છ રીંગણ ઊતર્યાં'.) (૫) થવું, નીપજવું; ફળ તરીકે હાથ આવવું–મળવું (જેમ કે, પાક ઊતરવો) (૬) ઉતારો કે મુકામ કરવો (જેમ કે તેઓ વીશીમાં ઊતર્યા) (૭) બરોબર આબેહૂબ થવું, પાર પડવું (જેમ કે નકલ, છબી) (૮) (સ્પર્ધા, નાટક, ઇ૰માં) સામેલ થવું (૯) (કોઈ અંગ કે હાડકું) પોતાને સ્થાનેથી હઠવું–ચળવું (૧૦) (ગ્રહ કે દશા) –ની અસર પૂરી થવી (જેમ કે પનોતી ઊતરી) (૧૧) (મોં) ફીકું પડવું; વિલાવું (૧૨) (રંગ) ધોવાથી નીકળવો (૧૩) (મન, હૃદય, ધ્યાનમાં) બરાબર જવું; સમજાવું; ગમવું; ઠસવું (૧૪) (વાળ માટે) ખરી પડવું; નીકળી જવું (૧૫) સ૰ક્રિ૰ પાર કરવું; ઓળંગવું (નદી, પુલ ઇ૰)

**ઊતરાવું** અ૰ ક્રિ૰ ઊતરવાની ક્રિયા થવી ('ઊતરવું'નું ભાવે)

**ઊતરી** સ્ત્રી૰ ગળાનું એક ઘરેણું

**ઊતરેલું** વિ૰ વાપરવામાંથી દૂર કરાયેલું (જેમ કે કપડું); 'સેકન્ડ હેન્ડ'

**ઊતવું** અ૰ ક્રિ૰ પાણી કે હવા લાગવાથી (લાકડું) વાંકુંચૂકું થવું

**ઊતળું** વિ૰ ઊંડું નહિ એવું

**ઊથલપાથલ** વિ૰ [દે. उत्थल्ल पत्थल्ला] ઊંધુંચતું (૨) સ્ત્રી૰ ઊંધુંચતું થવું તે

**ઊથલ(–લા)વું** અ૰ક્રિ૰ ઊંધા થઈને પડવું; ઊંધુંચતું ઉપરતળે થવું; ઊંધું કે ઊલટું થવું

**ઊથલો** પું૰ [દે. उत्थल्ला] ઊંધાચતા થઈને બીજી બાજુ પર પડવું તે (૨) ગયેલો મંદવાડ પાછો આવે તે (૩) વલણ (કાવ્યમાં) (૪) સામે જવાબ

**ઊથોફથો** પું૰ નાની મોટી કચુંબર (૨) નકામી મહેનતનું પરચૂરણ કામ

**ઊદબત્તી** સ્ત્રી૰ જુઓ ઉદબત્તી; અગરબત્તી

**ઊધ** સ્ત્રી૰ [દે. उद्धि] ઊધ; (ગાડાનો) ધોરિયો

**ઊધઈ** સ્ત્રી૰ જુઓ ઉધેઈ

**ઊધડ** વિ૰ [જુઓ ઉધ્ધડ] ભાવતાલ કે વજન કર્યા વગર એમનું એમ આપેલું–રાખેલું કે અંદાજે ઠરાવેલું (જેમ કે, ઊધડ ભાવ, માપ, ખરીદી). **–ડું** વિ૰ ઊધડ (૨) ન૰ જુઓ ઊધડો. **ઊધડું લેવું** = ખૂબ વઢવું; સખત ઠપકો આપવો. **–ડો** પું૰ ઊધડું કામ

**ઊધરવું** અ૰ ક્રિ૰ જુઓ ઉદ્ધરવું (૨) દૂર થવું; ટળવું (૩) ઊછરવું

**ઊધર(–રા)વું** અ૰ક્રિ૰ ઉધાર ખાતે લખાવું

**ઊન** વિ૰ [સં.] ઊણું (૨) ઊણપવાળું

**ઊનતા** સ્ત્રી૰ જુઓ ઊણપ

**ઊનવા** (ન) પુ૦ એક મૂત્રરોગ

**ઊનુ** (નુ) વિ૦[સ૦ ઉષ્ણ]ગરમ (૨) તાવભર્યું

**ઊપજ** સ્ત્રી૦ પેદાશ(૨)આવક, મળતર(૩) નફો ૦ણીપજ સ્ત્રી૦ ઉત્પન્ન અને વૃદ્ધિ(૨) પેદાશ (૩) ચોખ્ખી આવક ૦વુ અ૦ ક્રિ૦ [સ૦ ઉત્+પદ્] ઉત્પન્ન થવુ, પેદા થવુ, જનમવુ (૨) નીપજવુ, નીવડવુ (૩) મળવુ સધાવુ, મળતર કે આવક થવી (૪) કિંમત તરીકે મળવુ ૦વેરો પુ૦ આવકવેરો

**ઊપટવુ** અ૦ ક્રિ૦ ઝાંખુ પડી જવુ

**ઊપટો** પુ૦ જુઓ ઊકટો

**ઊપડવુ** અ૦ ક્રિ૦ [સ૦ ઉત્+પત્] ઊપસવુ, ઊંચુ થવુ (૨) ઊંચકાવુ (૩) પ્રયાણ કરવુ નીકળવુ (૪) એકાએક શરૂ થવુ (દુખ, રોગ ઇત્યાદિનુ) (૫) ચોરાવુ, ઉપાડાવુ (૬) નાણા ઉપાડાવા, ઉપાડ થવો (૭) ખપવુ, વેચાવુ (જેમ કે 'હમણા ખાદી ખૂબ ઊપડે છે') (૮) ધસવુ, ફૂટી પડવુ (ઉદા૦ તે એને મારવા ઊપડ્યો)

**ઊપણવુ** સ૦ ક્રિ૦ [સ૦ ઉત્+પૂ] (અનાજને) પવન નાખી ચોખ્ખુ કરવુ

**ઊપણાવુ** અ૦ ક્રિ૦ 'ઊપણવુ'નુ કર્મણિ

**ઊપણુ(-ળુ)** ન૦ ખાટલાના માથા અથવા પાગથ આગળનુ લાકડુ

**ઊપતવુ** અ૦ક્રિ૦ઉત્પન્ન થવુ (૨) જન્મવુ [પ૦]

**ઊપસ(-મા)વુ** અ૦ક્રિ૦ બહાર નીકળવુ, ઊંચુ થવુ (૨) ફૂલવુ (૩) સોજો આવવો

**ઊપળુ** ન૦ જુઓ ઊપણુ

**ઊફરુ** વિ૦ જુઓ ઉપરુ

**ઊબ** સ્ત્રી૦ ફૂગ ઉબાટ [ઉછાળો

**ઊબક** સ્ત્રી૦-કો પુ૦ બકારી ઊલટી થવાનો

**ઊબટ** વિ૦ ઉબાઈ-બગડી ગયેલુ (૨) ખોરુ

**ઊબડુ** વિ૦ અમૂઝણ, અંદર ભેજનુ ઉકળાટ (૨) ઊંધુ (સુ)

**ઊબવુ** અ૦ક્રિ૦ જુઓ ઉબાવુ, ઊબ લાગવી

**ઊબળ** પુ૦ ઊનટો વળ

**ઊબ(-ભ)ળવુ** અ૦ ક્રિ૦ (વગનુ) ઊકલી જવુ (૨) (રુઝ વળ્યા પછી અથવા મટવા આવ્યા પછી) ફરી ઊપડવુ, ઊથલો ખાવો

**ઊભ(૦ડ)** વિ૦ જગાકે ઊંચુ હોય એવુ ઊભુ

**ઊભડ** પુ૦ મજૂર દહાડિયો (૨) અસ્થિર વાસવાળો આદમી ૦વેરો પુ૦ બિનખેડૂત ઉપર લેવાનો કર

**ઊભડુ** વિ૦ જુઓ ઊભુ

**ઊભણી** સ્ત્રી૦ ઘરના પરથારથી મેડા લગીની ઊંચાઈ (૨) ઘરનો પરથાર, ઘરની બેસણી

**ઊભર(-રા)વુ** અ૦ ક્રિ૦ ગરમીના જોરથી ઊંચે આવીને બહાર નીકળવુ (૨)ન માવાથી બહાર આવવુ-છલકાવુ (જુસ્સો બહુ ઊભરાઈ જાય છે)(૩)અતિ મોટી સંખ્યામા ટોળે વળવુ

**ઊભરો** પુ૦ ઉભરણ (૨) લાગણીનો ઉછાળો

**ઊભવુ** અ૦ ક્રિ૦ [જુઓ ઊભુ] ઊભા રહેવુ -થવુ (૨) થંભવુ (૩) ટકવુ, સામે ટક્કર ઝીલવી

**ઊભળવુ** અ૦ ક્રિ૦ જુઓ ઊબળવુ

**ઊભાઊભ** સ્ત્રી૦ ઊભા ને ઊભા રહેવુ તે (૨) અ૦ બેઠા વિના, નિરાત વિના ઊભા ઊભા (૩) ઝપાટામા

**ઊભુ** વિ૦ [સ૦ ઊર્ધ્વ પ્રા૦ ઉબ્ભ] ઊભેલુ (૨) થંભેલુ થોભેલ ચાલતુ બધ થયેલુ (જેમ કે ગાડી ઊભી છે) (૩) ટટાર, (૪) સીધા-એકદમ ખડુ ઢાળના ચઢાણવાળુ (જેમ કે ઊભી ભેખડ) (૫) અપૂર્ણ, ચાલુ આગળ ચાલવાની કે પૂરુ થવાની વાર જોતુ કે કરવાનુ બાકી (જેમ કે આ કામ તો હજી ઊભુ છે ઊભો પાક = લણવાનો બાકી-ખેતરમા ઊભેલો પાક) (૬) સીધુ આખુ એક લાબા પટમા પડેલુ (ઊભો રસ્તો, ઊભે બરડે મેલગાવવી જોઈએ) (૭)હયાત, મોજૂદ (ઊભો ધણી) (૮) સપાટીને લબ દિશાએ આવેલુ (જેમ કે ઊભી લીટી, ઊલટુ-આડી લીટી)

**ઊમગવુ** અ૦ ક્રિ૦ સ્ફુરવુ ઉત્પન્ન થવુ

**ઊમટ(-ડ)વુ** અ૦ક્રિ૦ જોરથી ધસવુ એક સામટા જથામા આગળ આવવુ(૨)ધારવુ, ફરી ઊતરવુ [જેવુ છવાઈ જઈને

**ઊમડધૂમડ** અ૦ ચઢવા જેવુ આકાશ

ઊમડવું અ૦ ક્રિ૦ જુઓ ઊમગવું
ઊમર પું૦ [સં उम्बर] ઉંબરો, ઘરનો ઊમરો
[૫] -રો પું૦ ઉંબરો (ઘરનો)
ઊમરો પું૦ એક ફળઝાડ, ઉમરડો
ઊમલવું અ૦ ક્રિ૦ [સં उन्मील्] ખીલવું, વિકાસ પામવું (૨) [ઢોરનું] વિયાવાનું થવું (૩) પલળીને ભૂકો થવું (કળીચૂનાનું)
ઊરઝાવું અ૦ ક્રિ૦ મૂઝાવું
ઊરવા પું૦ બદનામી
ઊરુ પું૦ [સં] જાંઘ
ઊર્જસ્વી વિ૦ [સં] જબરું, બળવાન
ઊર્જિત વિ૦ [સં] જબરું, બળવાન (૨) ઉમદા, સુંદર (૩) મહાન, ભવ્ય
ઊર્ણ ન૦ [સં] ઊન (૨) તાર, તંતુ (૩) કરોળિયાનું જાળું ૦નાભ(-ભિ) પું૦ [સં] કરોળિયો -ર્ણા સ્ત્રી૦ [સં] ઊન (૨) આંખની ભમરો વચ્ચેની વાળની રેખા -ર્ણાયુ વિ૦ [સં] ઊનનું (૨) પું૦ ઘેટો (૩) કરોળિયો
ઊર્ધ્વ વિ૦ (૨) અ૦ [સં] ઊંચું કરેલું ઉન્નત ૦ગામી વિ૦ [સં] ઊંચે જનારું (૨) ઉન્નતિ તરફ જનારું [લા] ૦રેત (-તા ૦સ્) વિ૦ [સં] જેના વીર્યનું પતન થતું નથી એવું (૨) નિત્ય બ્રહ્મચર્ય પાળનારું ૦લોક પું૦ [સં] સ્વર્ગ ૦વાહિની સ્ત્રી૦ મૂળે ચૂસેલા રસને ઉપર લઈ જનાર નળી,' ઝાઈલેમ [વ વિ]
ઊર્મિ સ્ત્રી૦ [સં] તરંગ મોજું (૨) પ્રવાહ (૩) લાગણીનો તરંગ-ઉછાળો ૦કાવ્ય, ૦ગીત ન૦ ઊર્મિથી ભરેલું-રચાયેલું કાવ્ય કે ગીત 'લિરિક' ૦લ વિ૦ લાગણી પ્રધાન, તરંગવાળું [બુળતી છારી
ઊલ સ્ત્રી૦ [દે ઉ(ઓ)લ્લ] જીભ ઉપર
ઊલક (લ) સ્ત્રી૦ ઊલટી,' ઓકવું તે
ઊલકું ન૦ ખાલી ભુમરાણથી નાસભાગ ને ગભરાટ થવો તે
ઊલઝવું અ૦ ક્રિ૦ ગૂંચવાવું
ઊલટ સ્ત્રી૦ હોંશ ઉમંગ
ઊલટ વિ૦ ઊલટું, અવળું, પાછું ૦તપાસ સ્ત્રી૦ પ્રતિપક્ષી તરફની (સાક્ષીની) તપાસ ૦પા(-પૂ)લટ વિ૦ અવળાસવળી, ઊલટસૂલટ (૨) અવ્યવસ્થિત (૩) સ્ત્રી૦ ઊલટ પાલટ તપાસ (૪) અવ્યવસ્થા
ઊલટભ(-ભે)ર અ૦ ઉમંગભેર, હોંશભેર
ઊલટવું અ૦ ક્રિ૦ ઊલટથી કરવું (૨) ધસી આવવું (૩) હુમલો કરવો (૪) ઊંધું થઈ જવું (૫) ફરી થવું પાછું થવું
ઊલટસવાલ પું૦ સામો સવાલ
ઊલટસૂલટ વિ૦ અવળાસવળી (૨) ઊંધું ચતું, આડું અવળું, તળે ઉપર એવું
ઊલટાસૂલટી વિ૦ જુઓ ઊલટસૂલટ
ઊલટી સ્ત્રી૦ [જુઓ ઊલટું] ઓકવું તે
ઊલટું વિ૦ [દે उल्लट्ट] ઊલટ ઊંધું અવળું (૨) વિરુદ્ધ આડું (૩) સામું વિપરીત
ઊલવું (લ) અ૦ ક્રિ૦ (મોસમનું) ખલાસ થવું
ઊલસવું અ૦ ક્રિ૦ [સં उल्लस] જુઓ ઉલ્લાસવું (૨) એકાએક ઊભા થવું, ઊભરાવું
ઊલળવું (લ) અ૦ ક્રિ૦ [સં उद्+लल्] નમી જવું, લળી પડવું (૨) ગાડા વગેરેનું આગળથી ઊંચું થઈ જવું (૩) ઊલટાઈ જવું (૪) કૂદવું (૫) જતું રહેવું, નાશ પામવું (૬) હોંશભેર ધસવું-ઊંચા ને ઊંચા રહેવું [લા]
ઊલિયું ન૦ ઊલ ઉતારવાની ચીપ
ઊવટ સ્ત્રી૦ આપદા (૨) અડચણ પીડા
ઊષર વિ૦ (૨) સ્ત્રી૦ [સં] જુઓ ઊખર
ઊષા સ્ત્રી૦ [સં] જુઓ ઉષા
ઊષ્મા સ્ત્રી૦ [સં] ૦સ્ર પું૦ ૦ભેદ વિ૦, -ષ્માક પું૦ જુઓ 'ઉષ્મા'માં
ઊસ પું૦ [સં ऊष] એક ક્ષાર
ઊસ સ્ત્રી૦ શેરડી
ઊસરપાડો પું૦ વિનાશ (૨) સંપૂર્ણ નિકંદન
ઊસરવું અ૦ ક્રિ૦ [પ્રા उस्सर] ટળવું, જતા રહેવું (૨) નાશ પામવું નિકંદન નીકળી જવું (૩) ઓસરવું, ઓછું થવું
ઊહ પું૦ [સં] તર્ક કલ્પના (૨) પરીક્ષણ (૩) અધ્યાહાર થવું
ઊહ અ૦ [રવ૦] મર રી, ચેષ્ટા તિરસ્કાર

અને ગર્વસૂચક ધ્વનિ (૨) હુંપણાનો ઉદ્ગાર –કારો પું૦ દીર્ઘ નિ:શ્વાસ, નિસાસો (૨) સાંભળું છું, ઠીક છે સ્વીકારું છું ઇત્યાદિ દર્શાવનારો ધ્વનિ (૩) ગર્વનો અને અનાદર કે તુચ્છકારનો ઉદ્ગાર

ઊહાપોહ પું૦ [સં] ચર્ચા

ઊંગ(–જ)વું, ઊંગા(–જા)વું, ઊંગા(–જા)વવું જુઓ ઉંજવું માં

ઊંઘ સ્ત્રી૦ ઊંઘવું તે, નિદ્રા

ઊંઘટિયું, ઊંઘટ્ટ વિ૦ ઊંઘમાં ભરાયેલું

ઊંઘણું સ્ત્રી૦ ઊંઘવું તે (૨) બહુ ઊંઘવાની ટેવ –ણશી વિ૦ ઊંઘ્યા કરવાની ટેવવાળું (૨) આળસુ એદી

ઊંઘરેટું વિ૦ ઊંઘમાં ભરાયેલું

ઊંઘવું અ૦ક્રિ૦ [પ્રા ઘ] નિદ્રા લેવી (૨) આળસુ થઈને પડ્યા રહેવું (૩) અજાણમાં –અજ્ઞાનમાં રહ્યા કરવું [લા]

ઊંઘાડવું સ૦ક્રિ૦ ઊંઘે એમ કરવું (૨) પડતું મૂકવું, રાત પાડવું

ઊંઘાવું અ૦ક્રિ૦ ઊંઘવાની ક્રિયા થવી

ઊંઘાળ(–વું) વિ૦ ઊંઘણશી, બહુ ઊંઘનારું (૨) સહેજ સહેજમાં ઊંઘી જાય તેવું

ઊંઘેટું વિ૦ ઊંઘટિયું

ઊંચ વિ૦ [સં ઉચ્ચ] ચડિયાતું (૨) ઉમદા

ઊંચકવું સ૦ક્રિ૦ [સં ઉત્કૃ] નીચેથી ઊંચું કરવું, ઉપાડવું (૨) હાથ પર લેવું, (બોજ) માથા ઉપર લેવું, ઉઠાવવું

ઊંચકામણ ન૦, –ણી સ્ત્રી૦ ઊંચકવાનું મહેનતાણું

ઊંચકાવવું સ૦ક્રિ૦, ઊંચકાવું અ૦ક્રિ૦ 'ઊંચકવું'નું અનુક્રમે પ્રેરક અને કર્મણિ

ઊંચનીચભાવ પું૦ અમુક ઊંચું અને અમુક નીચું એવો ભેદભાવ

ઊંચાઈ સ્ત્રી૦ ઊંચાપણું (૨) તેનું માપ

ઊંચાણ ન૦ ઊંચાઈ (૨) ઊંચી જગા ટેકરી

ઊંચું વિ૦ [સં ઉચ્ચ] સપાટી કે બેસણીની ઉપર ઊભું આવેલું કે ઊઠતું ('નીચું'થી ઊલટું) (૨) ઉચ્ચ, ચડિયાતું ઉમદા (કદ, પ્રમાણ ઇ૦માં) (૩) અતિ તાણેલ, લંબાવેલ (સૂર કે અવાજ) (૪) જંપ, નિરાંત કે શાંતિ સમાધાન વગરનું, અણગમાવવાળું (મન, શ્વાસ, જીવ). –નીચું વિ૦ ખાડાખૈયાવાળું

ઊંચે અ૦ સપાટીથી ઉપર, ઊંચી–ઊંચાણવાળી જગાએ, ઊંચી દિશામાં, માથા ઉપર

ઊંજણ ન૦ ઊંજવું તે (૨) ઊંજવાનું દ્રવ્ય –તેલ દિવેલ ઇત્યાદિ –ણી સ્ત્રી૦ મંત્ર ભણીને ઝપડાના, સાવરણી ઇ૦ના છેડાથી રોગ કે ભૂતને દૂર કરવાની ક્રિયા –ણું ન૦ રાજકુમારી કે રાણીનો મસાલો

ઊંજવું સ૦ક્રિ૦ [પ્રા ઞ=સીંચવું] તેલ નાખવું–પૂરવું (૨) રોગ કે ભૂત કાઢવા ઊંજણી નાખવી. ઊંજાવવું સ૦ક્રિ૦ (પ્રેરક) ઊંજાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

ઊંટ ન૦ [સં ઉષ્ટ્ર, પ્રા ઉટ્ટ] રણમાં ખૂબ ખપનું એક ઊંચું પશુ –ડી સ્ત્રી૦ સાંઢ, સાંઢણી, ઊંટની માદા (૨) સોનીનું ઓજાર –ડો પું૦ ઊંટ (૨) જુઓ ઊંટિયો –વૈદ પું૦ ઊંટનો–માણસની દવા કરવાને નાલાયક એવો, લેભાગુ વૈદ –વૈદું ન૦ ઊંટવૈદનું કામ, રાક્ષસી ઉપચાર

ઊંટિયા(–યું)ઢેકું ન૦ એક ઔષધિ, ઇસપગોળ

ઊંટિયો વિ૦ ઊંટ જેવો ઊંચો (૨) પું૦ ઊંટ (૩) મંદબુદ્ધિ ને આળસુ માણસ (૪) ભારે વજન ઉપાડવાનું ઊંટની ડોક જેવું લાગતું યંત્ર (૫) અરો [વસ્તુ

ઊંટળ સ્ત્રી૦ બાથ (૨) બાથમાં ભરાય તેટલી

ઊંડળ સ્ત્રી૦ [દે ઉંડ] પેટનો ગોળો – ચૂંક –ગૂંડળ ન૦ ગોળો, પિંડાળો (૨) પેટમાં ગોળો ચડવો–ચૂંક આવવી તે (૩) ઢંગધડા વગરનો બનવું તે (૪) અ૦ અવળ સવળ, ગોટાળો થાય એમ

ઊંડાઈ સ્ત્રી૦ ઊંડાપણું (૨) તેનું માપ

ઊંડાણ ન૦ જુઓ ઊંડાઈ (૨) નીચાણ

ઊંડું વિ૦ [દે ઉંડ] સપાટીથી નીચે ઊતરતું (૨) છીછરું નહિ એવું, ઘેરું (૩) અંદરથી લાંબું–દૂર સુધી અંદર ને અંદર વિસ્તરતું

(૪) ધાડું; ગીચ (જેમ કે વન) (૫) ગહન; ગભીર; ન પામી શકાય એવું [લા.]
ઊંદર પુંo, oકણિયું નo, oકણી સ્ત્રીo, oવાઈ સ્ત્રીo જુઓ 'ઉંદર'માં
ઊંદરી સ્ત્રીo માથાની ચામડીનો એક રોગ
ઊંધ સ્ત્રીo અડા અને મોંચડાને સાંધનો ગારાનો ભાગ; ઊંધ [કરનારું
ઊંધકરમું વિo અક્કરમી (૨) ઊંધાં કામ
ઊંધખોદિયું વિo ઊંધાં કામ કરનારું
ઊંધાંધળું વિo [દે. ઉદ્ધધલિય] આખું (૨) ચૂંખડું (૩) મૂર્ખ [લા.] (૪) ઉડાઉ [ખાણું
ઊંધિયું નo અમુક રીતે બાફેલા સીંગ કંદનું
ઊંધું વિo અવળું; ઊલટું; નીચે માથું ને ઉપર પગ જેવા આસનનું (૨) આડું; અવળું; સીધા કે સવળાથી સાવ ઊલટું– વિરુદ્ધ; ખોટું. ઊંધી પાઘડી મૂકવી= દેવાળું કાઢવું. ઊંધી પૂતળીનું વિo જેની કીકીમાં ઊંધું પ્રતિબિંબ પડતું હોય એવું. oચ(–ચ્છ)તું વિo ઊંધું અને ચતું · આડુંઅવળું [લા.]
ઊંબાડિયું નo [જુઓ ઉંબાડિયું] ઉમાડિયું
ઊંબેલો પુંo ઝાડાની હાજત થાય તે; ચૂંક
ઊંહ અo [રવo] દુઃખ, તુચ્છકાર કે અભિમાનનો ઉદ્ગાર. oકારો પુંo ઊંહ એવો ઉદ્ગાર [ઉદ્ગાર
ઊંહું અo [રવo] દનકાર કે ઇંદ્ર દર્શાવતો

## ઋ

ઋ પુંo [સં.] વર્ણમાળાનો સાતમો અક્ષર– એક સ્વર (દીર્ઘરૂપ ૠ)
ઋક(–ચ, –ચા) સ્ત્રીo [સં] ઋગ્વેદ (૨) વેદનો મંત્ર
ઋક્ષ પુંo, નo [સં] રીંછ (૨) નક્ષત્ર; તારો (૩) પૌરાણિક ભૂગોળના સાત પર્વતમાંનો એક
ઋખિ પુંo + ઋષિ; ગુરુ
ઋગ્વેદ પુંo [સં.] ચતુર્વેદમાંનો પહેલો વેદ. oસંહિતા સ્ત્રીo [સં] ઋગ્વેદની ઋચાઓનો વ્યવસ્થિત સંગ્રહ
ઋગ્વેદી વિo [સં] ઋગ્વેદને જાણનારું (૨) ઋગ્વેદ જાણનાર બ્રાહ્મણોના કુળમાં જન્મેલું (૩) પુંo ઋગ્વેદી બ્રાહ્મણ
ઋચ(–ચા) સ્ત્રીo [સં.] જુઓ ઋક
ઋજુ વિo [સં.] સરલ, સીધું (૨) અનુકૂળ; નરમ, ભલું. oતા સ્ત્રીo [સં.]
ઋણ નo [સં.] દેવું (૨) આભારનો ભાર (૩) વિo જુઓ ઋણાત્મક [ગ., પ. વિ.]. oત્રય નo દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ; અથવા અતિથિઋણ, મનુષ્યઋણ અને ભૂતઋણ oભૂત વિo ઋણવિદ્યુતથી ભરેલું [પ. વિ.]. oવિદ્યુત સ્ત્રીo ઋણ વિજળી [પ. વિ.] oસંબંધ પુંo પૂર્વજન્મનો ઋણાનુબંધ. –ણાગ્ર પુંo; નo ઋણ છેડો [પ. વિ.]. –ણાત્મક વિo 'નેગેટિવ' [ગ., પ. વિ.]. –ણાનુબંધ પુંo લેણાદેણી. –ણાંત પુંo (વીજળીના) પ્રવાહનો ઋણ છેડો [પ. વિ.]. –ણિયું, –ણી વિo [સં.] ઋણવાળું
ઋત નo [સં] સત્ય (૨) નક્કી અચળ નિયમ; દૈવી નિયમ (૩) પાણી. –તંભર પુંo [સં.] સત્યને ટકાવી રાખનાર તે–ઈશ્વર. –તંભરા વિo સ્ત્રીo [સં.] વિપર્યાસ વિનાની, સત્ય (પ્રજ્ઞા)
ઋતુ પુંo [સં] જુઓ ઋતુકાળ (૨) અડકાવ; રજસ્રાવ (૩) સ્ત્રીo બે મહિનાનો નિયત કાળ (પડઋતુ શબ્દ જુઓ) (૪) મોસમ [લા.] (૫) હવાપાણી. oકાલ [સં.] (–ળ) પુંo ગર્ભાધાનનો સમય. oગામી વિo [સં.] ઋતુકાલે જ સંભોગ કરનારું. oદર્શન નo અડકાવનું દેખાવું તે oદાન નo ગર્ભાધાન. oધર્મ પુંo ઋતુદર્શન. oમાસિ સ્ત્રીo ઋતુદર્શન. –મતી વિo સ્ત્રીo [સં.] રજસ્વલા. oરાજ પુંo [સં.] ઋતુઓમાં શ્રેષ્ઠ એવી ઋતુ–વસંત. oસ્નાન નo [સં] અડકાવ પછી (ચોથે દિવસે) નાહવું તે

ઋતે અ૦[સ]સિવાય,સિવાય કે [પુરોહિત
ઋત્વિજ પું૦[સ] યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ,
ઋદ્ધિ સ્ત્રી૦[સ]વૃદ્ધિ; સમૃદ્ધિ(૨)આબાદી, ઉત્કર્ષ (૩) સિદ્ધિ (૪) લક્ષ્મી, પાર્વતી
ઋષભ પું૦ [સ] આખલો (૨) સ્વરસપ્તકમાંનો બીજો સ્વર (૩) ઉત્તમ, શ્રેષ્ઠ (સમાસમાં છેડે)
ઋષિ પું૦[સ]મંત્રદ્રષ્ટા, તત્ત્વદર્શન પામનાર પુરુષ (૨) મુનિ, તપસ્વી. ૦પંચમી સ્ત્રી૦ [મ] ભાદરવા સુદ પાંચમ, સામાપાંચમ

## ૠ, ઌ,

[નાગરી વર્ણમાળાના આ બે અક્ષરો સંસ્કૃતમાં આવે છે ગુજરાતીમાં એમનાથી થતો કે તે અક્ષરવાળો શબ્દ નથી પ્રાકૃત ભાષાઓમાં તેમનો લોપ થયો છે.]

## એ

એ પું૦ [સ] વર્ણમાળાનો દશમો અક્ષર –એક સ્વર
એ સ૦ [સ एतद्, प्रा एअ] (દર્શક) તે, પેલું (૨)વર અથવા વહુની સંજ્ઞા (હિંદુઓમાં) (૩) વિ૦ પેલું [સૂચક ઉદ્ગાર
એ અ૦ [સ] 'અરે, ઓ, હો' આદિ
એ ત્રીજી કે સાતમી વિભક્તિનો પ્રત્યય (રાજાએ હુકમ કર્યો, ગાપરે ચડ્યો)
એક વિ૦ [સ] '૧', સંખ્યામાં પહેલું (૨) અભેદ, અદ્વિતીય (જેમ કે, ઈશ્વર એક છે) (૩) કોઈ અમુક તદ્દન ચોક્કસ નહિ એવું ('એક રાજા હતો') (૪) એકસરખું, સમાન ('તમે અમે સૌ એક છીએ') (૫) એક મતનું, એકતાવાળું ('બધા પક્ષો એક ન થયા') (૬) સંખ્યાવાચક શબ્દને છેડે આવતાં 'આશરે' 'શુમારે' એવો અર્થ બતાવે ઉદા૦ પાંચેક સોએક (૭) 'ફક્ત, માત્ર' જેવો ભાવ બતાવે છે જેમ કે, 'એક પિતાના વચનને સારુ' [એક, કમિ
એક એક વિ૦એકી સાથે એ-(૨)દરેક પાળી
એકકક્ષિક નમીકરણ ન૦ 'ઇક્વેશન ઑફ ધી ફર્સ્ટ ઑર્ડર' [ગ]
એક કતાર [હિં] કવાયતનો, એક કતાર કે પંક્તિમાં થવાનું કહેવાનો, હુકમ કે બોલ
એકકેસરી વિ૦ જેમાં એક જ પુંકેસર કે ઓકેસર હોય તેવું(ફૂલ), 'મોનોકાર્પેલરી', 'મોનોપીસ્ટીલરી' [વ વિ]

એકકોશી વિ૦ આખું અંગ એક જ કોશ હોય એવું, 'મોનોસેલ્યુલર' [વ વિ]
એકખુરી વિ૦ એક અખંડ ખરીવાળું (પ્રાણી) (૨) ન૦ શસ્ત્રવૈદનું એક શસ્ત્ર
એકગાંઠ સ્ત્રી૦ સંપ, મેળ, મૈત્રી
એકઘાતપદી સ્ત્રી૦ 'ધી ફર્સ્ટ ડિગ્રી ઑફ એક્સપ્રેશન' [ગ]
એકઘાત સમીકરણ ન૦ સુરેખ સમીકરણ, 'લીનિયર ઇક્વેશન' [ગ]
એક(-કે)ચક્રે અ૦ એકચક્રે, એક જ જણના હાથમાં બધી સત્તા રાખીને
એકચક્ર વિ૦ [સ] ચક્રવર્તી –ક્રી વિ૦ એક પૈડાવાળું (૨) ચક્રવર્તી (૩) સ્ત્રી૦ એક પૈડાની સગડી –ક્રે અ૦ જુઓ એકચક્રે
એકચિત્ત વિ૦ [સ] એકાગ્ર, તલ્લીન (૨) ન૦ ધ્યાન, એકાગ્રતા
એકછત્ર વિ૦ એક રાજવાળું (૨) ન૦ સૌ અધિકાર એક જ હાથમાં હોય એવી શાસનપદ્ધતિ –ત્રે અ૦ એક જ રાજાના અમલ તળે
એકજથે(-ત્થે) અ૦ એકસાથે એક ઠેકાણે
એકજાત વિ૦ એક જ જાતનું–વર્ગનું, સરખું. –તીય વિ૦[સ] એક વર્ગનું કે કુટુંબનું(૨) એક જ જાતિનું (નર કે માદા)
એકજીવ વિ૦ જીવ મળી ગયા હોય તેવું, પરસ્પર ભેદભાન વગરનું [લંગડું
એકટંગિયું, એકટંગું વિ૦ એકપગું (૨)

**એકટાણું** ન૦ એક ટંક જમવું તે
**એકઠું** વિ૦ [સં. एकस्थ] એકત્રિત; ભેગું (૨) અ૦ એક જગાએ–સાથે
**એકડિયાં** ન૦ બ૦ વ૦ એકડો બગડો શીખવાનો બાળપોથીનો વર્ગ; બાળવર્ગ
**એકડો** પું૦ [સં. एक] એકની સંજ્ઞાસૂચક આંકડો – ૧ (૨) સહી (૩) કબૂલાત (૪) જ્ઞાતિનો ગોળ
**એકઢાળિયું** વિ૦ એક જ બાજુ ઢળતા છાપરાવાળું (૨) ન૦ એવું મકાન કે ઓસરી
**એકતરફી** વિ૦ એકપક્ષી; એક બાજુનું
**એકતંત** વિ૦ [એક+તંતુ] આગ્રહી (૨) પું૦ આગ્રહ. –ત્તે અ૦ સાથે મળીને, એકરાગથી (૨) લાગુ રહીને; ખંત ને આગ્રહથી
**એકતંત્ર** વિ૦ [સ. एक+तंत्र] બધાની સંમતિવાળું (૨) તૂટ પડ્યા વિનાનું (૩) એક વ્યવસ્થા નીચેનું (૪) ન૦ એક સરખી વ્યવસ્થા તે (૫) સર્વાનુમતિ
**એકતંબે** અ૦ [એક+પ્રા. तंब (સ. स्तम्ब)] એક સાથે સંપીને; એક જૂથમાં
**એકતા** સ્ત્રી૦ [સં.] સંપ; ઐક્ય
**એકતાન** વિ૦ (૨) ન૦ [સ] જુઓ એકચિત્ત
**એકતાર** વિ૦ એક તારવાળું (૨) એકસરખું (૩) એકરસ (૪) એકચિત્ત. –રો પું૦ એક તારવાળો તંબૂરો
**એકતાલ** પું૦ [સ.] જેમાં એક જ તાલ આવે એવો રાગ (૨) સંગીતનો એક તાલ (૩) ઐક્ય (૪) વિ૦ એક તાલવાળું
**એકતાળીસ** વિ૦ [સ. एकचत्वारिंशत्] ૪૧
**એકતાળો** પું૦ મસના એકતાળીસ શેર થાય એવું માપ
**એકતી(–ત્રી)સ** વિ૦ [સ. एकत्रिंशत्] ૩૧
**એકત્ર** અ૦ [સં.] એક જગાએ; સાથે (૨) એકંદર. –ત્રિત વિ૦ એકત્ર કરેલું, એકઠું
**એકત્રીસ** વિ૦ જુઓ એકતીસ
**એકદમ** અ૦ [એક+ફા. यक+दम] તાબડતોબ (૨) સાવ; તદ્દન (એકદમ કાચું)
**એકદળ** વિ૦ જેની દાળ પડતી ન હોય તેવું; 'મોનોકોટીલિડોન' [વ. વિ]
**એકદંડિયું** વિ૦ એક થાંભલા ઉપર રચેલું
**એકદંડી** પું૦ [સં.] એક પ્રકારનો સંન્યાસી; હંસ (૨) વિ૦ એક જ મોટી મધ્યરેખા હોય તેવું (પાન); 'યુનીકોસ્ટેટ' [વ.વિ.]
**એકદડો** પું૦ મરતી વેળા ઊપડતો શ્વાસ
**એકદંત** વિ૦ [સ.] એક દાંતવાળું (૨) પું૦ ગણેશ (૩) એક દાંતવાળો હાથી
**એકદા** અ૦ [સ.] એક વખતે (૨) અગાઉના વખતમાં [ની કંઠી; મંગળસૂત્ર
**એકદાણિયું** ન૦ એકસરખા દાણા–મણકાની કંઠી; મંગળસૂત્ર
**એકદાણું** વિ૦ બધા દાણા સરખા હોય તેવું (૨) એક કદનું; એકસરખું
**એકદિલ** વિ૦ જેના દિલમાં જુદાઈ નથી એવું; એકજીવ. –લી સ્ત્રી૦ એકદિલ હોવું તે (૨) મનનો મેળ; સંપ
**એકદેશી(૦ય)** વિ૦ [સ.] એક જ દેશનું–વતનનું (૨) એક દેશ–ભાગને લાગુ પડતું; એકતરફી, એકેન્દ્રિય (૩) સંકુચિત; મર્યાદિત
**એકધારું** વિ૦ એકસરખું; ફેરફાર વિનાનું
**એકનિશ્ચયી** વિ૦ [સ.] કરેલા નિશ્ચયને વળગી રહે તેવું; દૃઢ
**એકનિષ્ઠ** વિ૦ [સ.] એક જ નિષ્ઠાવાળું
**એકપક્ષી** વિ૦ [સ.] એકતરફી
**એકપગે** અ૦ અધીરું; તલપાપડ થતું હોય એમ.
**એકપત્નીવ્રત** ન૦ [સ.] એક જ પત્ની કરવાનું વ્રત [મિયલ' [ગ.]
**એકપદી** વિ૦ [સ.] એક પદવાળું; 'મોનોમિયલ' [ગ.]
**એકપાઠી** વિ૦ એક જ વખત વાંચવાથી અથવા સાંભળવાથી યાદ રાખી શકે એવું
**એકપુષ્પી** વિ૦ એક બીજકોશવાળું; 'યુનિલોક્યુલર' ['કોન્કરંટ' [ગ.]
**એકબિંદુક** વિ૦ એક બિંદુમાં મળતું; 'કોન્કરંટ' [ગ.]
**એકભુક્ત** વિ૦ [સ.] એક ટંક ખાનારું (૨) ન૦ એક ટંક ખાવાનું વ્રત
**એકમ** પું૦ ગણતરી વગેરે હેતુઓ માટે એક અને આખી પૂર્ણ માનેલી વસ્તુ અથવા સમૂહ; 'યુનિટ' (૨) એકડો (૩) સંખ્યાલેખનમાં જમણા હાથથી પહેલા સ્થાનનો આંકડો (૪) સ્ત્રી૦ પડવો

**એકમત** વિ૦ એક મત–અભિપ્રાયવાળુ; સર્વાનુમત –તી સ્ત્રી૦ બધાનો સરખો મત હોવો તે

એક જ

**એકમાત્ર** વિ૦ [સ] એકનુ એક, ફક્ત

**એકમાર્ગી** વિ૦ એક જ માર્ગને વળગી રહેનારુ (૨) સરળ, સીધે માર્ગે જનારુ

**એકમેક** અ૦ પરસ્પર, માહોમાહે [માપ

**એકર** પુ૦[ઇ]૪૮૪૦ ચોરસવાર જમીનનુ

**એકરંગિયું** વિ૦ જમી

**એકરસ** વિ૦ [સ] બરાબર મળી પીગળી ગયેલુ (૨) ગુલતાન

**એકરાગ** પુ૦ એકમતી, સપ, સંવાદ

**એકરાર** પુ૦ ભાષ્યું નણતુઓ ઇકરાર'મા

**એકરાશ** વિ૦ એક રાશિનુ – એકસરખુ, સમાન ગણાતુ (૨) સ્ત્રી૦ મળતાપણુ (૩) સંપ [સંખ્યા દેખાવનુ

**એકરેખિક** વિ૦એક જ રેખા ઉપર ચાલનારુ, 'કાલિનિયમ ગ]

**એકરૂપ(–પી)** વિ૦ [સ]એક જ આકારનુ

**એકલ** વિ૦ [પ્રા एक्कल्ल] એકાકી, એકલુ

**એકલક્ષી** વિ૦ એક જ લક્ષ કે હેતુવાળુ

**એકલડો(–ડોકલ)** વિ૦ એકલુ, સોબત–સગાથ વિનાનુ (અથવા એકાદ સગાથવાળુ)

**એકલપેટું** વિ૦ આપસ્વાર્થી

**એકલમલ્લ** પુ૦ અદ્વિતીય મલ્લ કુસ્તીબાજ (૨) ઘણો જબરો માણસ (૩) એક્કો (૪) વિ૦ અજોડ (૫) એકમાર્ગી

**એકલમૂડિયુ, એકલમૂડું** વિ૦ સ્ત્રી, પુત્ર આદિ પરિવાર વિનાનુ, એકલેગેકલુ

**એકલવાયુ** વિ૦ એકલુ, એકલદોકલ

**એકલવીર** પુ૦ એકલે હાથે ઝૂઝનાર વીર

**એકલસૂડું** વિ૦ એકલુ, સોબત વિનાનુ (૨) એકલપેટુ

**એકલિયું** ન૦ એકને સૂવાના માપનુ ગોદડુ

**એકલિંગ** પુ૦ [સ] મેવાડના રજપૂતો વગેરેના કુળદેવ ગેલા મહાદેવ (૨)કુબેર –ગી વિ૦ [વ. વિ] નર અને નારી એ બેમાથી એક જ પ્રકારના ફૂલ બેસે તેવો (છોડ), 'ડાયેગિયસ' (૨) નરફૂલ અગર નારીફૂલ જેમાકેવળ પુકેસર હોય અગર તો સ્ત્રીકેસર હોય એવુ (ફૂલ), 'ઇઉ'ક્લીનસ'

**એકલું** વિ૦ કોઈના સાથ વિનાનુ, એકાકી

**એકલોહિયું** વિ૦ એક લોહીવાળુ–એક કુળમા જન્મેલુ

**એકવગું** વિ૦ (૨) અ૦ એકસાથે – એક-બાજુએ હોય એવુ (૦) એ-જથે

**એકવચન** ન૦ [સ] એક જ વસ્તુનો બોધ કરે તે [વ્યા].–ની વિ૦બોલ્યુ પાળે એવુ

**એકવડું** વિ૦ નાજુક–નબળા બાધાનુ (૨) એક પડવાળુ

**એકવાક્યતા** સ્ત્રી૦ [સ] એકસમાન કે સર્વમાન્ય મત કે અભિપ્રાય હોવો તે

**એકવારિયું** ન૦ એક વાર ખાટલી ડાગર, કરડ

**એકવીસ** વિ૦ [સ एकविंशति] ૨૧

**એકસઠ** વિ૦ [સં. एकषष्टि] ૬૧

**એકસત્તાક** વિ૦ એકજથ્થુ સત્તાવાળુ

**એકસરખું** વિ૦ સમાન, બધી રીતે સરખુ

**એકસરી** વિ૦ એકસેરુ (૨) સ્ત્રી૦ એવુ કોટનુ એક ઘરેણુ

**એકસળું** વિ૦પાંચાથી આદ એક જ રેખાએથી ફાટનારુ (ફળ), 'ફોલીકલ' [વ વિ]

**એકસૂપ** વિ૦ એકસંપીવાળુ (૨) પુ૦ ઐક્ય, સંપ

**એકસાથે** અ૦ સૌ સાથે મળીને, એકીવખતે

**એકસેરુ** વિ૦ એક સેરવાળુ

**એકસો(–સૌ)** વિ૦ ૧૦૦ [હોય એવુ

**એકહથુ(–થ્થુ)** વિ૦ એક જ હાથમા

**એકંદર** વિ૦બધુ મળીને થતુ, કુલ –રે(–રે) અ૦ સામટી રીતે, બધી બાબતોનો વિચાર કરતા

**એકાએક** અ૦ ઓચિંતુ, એકદમ

**એકાકાર** વિ૦ [સ] એક આકારવાળુ, એકરૂપ (૨) સેળભેળ

**એકાકિતા** સ્ત્રી૦ એકાકી હોવુ તે –કિની વિ૦ સ્ત્રી૦ એકાકી

**એકાકી** વિ૦ [સ] એકલુ (૨) નિરાધાર

**એકાક્ષ(–ક્ષી)** વિ૦ [સ] એક આખવાળુ (૨) કાણુ (૩) પુ૦ કાગડો

**એકાક્ષર** વિ૦ [સં.] એક અક્ષરવાળું (૨) પું૦ એક અક્ષર (૩) એવો ગૂઢ મંત્ર—ૐ

**એકાક્ષી** જુઓ એકાક્ષ

**એકાગ્ર** વિ૦ [સં.] એકલક્ષી (૨) તલ્લીન

**એકાણુ(-ણું)** વિ૦ [સં.एकनवति] ૯૧

**એકાત્મ** વિ૦ [સં.] પોતાના ઉપર જ આધાર રાખનારું; એકલું (૨) એક-સમાન આત્માવાળું. ૦તા સ્ત્રી૦, ૦ભાવ પું૦ આત્મૈક્ય

**એકાદ(-દું)** વિ૦ કોઈ એક (૨) એક અથવા બે (૩) ભાગ્યે એક

**એકાદશી** સ્ત્રી૦ [સં.] અગિયારસ

**એકાદું** વિ૦ જુઓ એકાદ

**એકાવળહાર** પું૦ એક આવલી-સેરનો હાર

**એકાશ(-સ)ણ(-ણું)** ન૦ [સં.एकाशन] એક ટંક ખાવું તે

**એકાશી(-સી)** વિ૦ [સં.एकाशीति] ૮૧

**એકાસણ(-ણું)** ન૦ જુઓ એકાશણ

**એકાસૂધ** અ૦ દરેકેદરેક; તમામ

**એકાંકી** વિ૦ એક અંકવાળું (નાટક)

**એકાંગી** વિ૦[સં.] એકતરફી (૨) એકદેશીય; એક વાતને પકડી રાખનારું; હઠીલું

**એકાંત** વિ૦ [સં] કોઈના અવરજવર વિનાનું (૨) એકલું; એકાકી (૩) ખાનગી (૪) એક જ બાજુ અથવા વસ્તુને લગતું, અનેકાંતથી વિરુદ્ધ એવું (૫) ન૦, સ્ત્રી૦ જ્યાં કોઈ ન હોય એવી—કોઈના અવરજવર વગરની—એકાંત જગા

**એકાંતર** વિ૦ [સં.] વચમાં એક આંતરો પડે એવું(૨)દર ત્રીજે દિવસે આવતું ૦પ્રમાણ ન૦ 'ઑલ્ટરનેન્ડો' [ગ]. ૦વૃત્તખંડ પું૦ 'ઑલ્ટરનેટ સેગ્મેન્ટ ઑફ એ સર્કલ'[ગ.]

**એકાંતરા** (૦) અ૦ [એક+આંતરો] એકને આંતરે; વચમાં એક મૂકી દઈને. -રિયું વિ૦ એકાંતર. -રિયો પું૦ એક એક દહાડાને આંતરે આવતો તાવ. -રું વિ૦ એકાંતર. -રે અ૦ જુઓ એકાંતરા

**એકાંતવાસ** પું૦ એકાંતમાં રહેવું તે (૨) છૂપી રીતે રહેવું તે

**એકાંતિક** વિ૦ [સં.] એક જ હેતુ, માણસ કે સિદ્ધાંતને વળગી રહેનારું (૨) (સિદ્ધાંત જેવું) છેવટનું; 'ઍબ્સોલ્યૂટ'

**એકી** વિ૦ [સં.एक] બે વડે નિઃશેષ ન ભાગી શકાય એવી (સંખ્યા) (૨) સ્ત્રી૦ એકતા (૩) પેશાબની હાજત [લા.]

**એકી** વિ૦ એક જ (પ્રાયઃ એકી સાથે જેવા અ૦ પ્રયોગમાં આવે છે)

**એકીકરણ** ન૦ [સં.] અનેકને એક કરવા તે

**એકીકલમે** અ૦ એકી સાથે

**એકીટશે(-સે)** અ૦ એકી નજરે; ટગરટગર

**એકીભવન** ન૦, **એકીભાવ** પું૦ [સં.] અનેકનું એકરૂપ થવું તે

**એકીસાથે** અ૦ એક સાથે; સૌ સાથે લઈને

**એકૂકું** વિ૦ [જુઓ એકેકું] એકએક (૨), એક પછી એક

**એકે (-ક્કે)** વિ૦ એક પણ

**એકેક** વિ૦ એક એક (૨) છૂટું; નોખું (૩) અ૦ એકી વખતે એક એમ

**એકેકું** વિ૦ એક પછી એક

**એકેચક્રે** અ૦ એકચક્રે

**એકેશ્વરવાદ** પું૦ ઈશ્વર એક જ છે એવો મત [માનવાળું; એકાગ્ર

**એકેંદ્રિય** વિ૦ એક ઇન્દ્રિયના—બાબતના

**એકોતેર** વિ૦ જુઓ ઇકોતેર; ૭૧

**એકંડ** વિ૦ એકલું રહેવાના સ્વભાવનું, એકાંતપ્રિય

**એક્કે** વિ૦ જુઓ એકે

**એક્કો** પું૦ ['એક' પરથી] રમવાનાં પાનાંમાંનું એક સંજ્ઞાવાળું પત્તું (૨) એક બળદ કે ઘોડાથી ચાલતું વાહન (૩) એકતા; સંપ (૪) સૌથી આગળ અથવા કુશળ આદમી; શ્રેષ્ઠ પુરુષ [લા.]

**એકયાશી(-સી)** વિ૦ એકાશી; ૮૧

**એક્સ્પ્રેસ** વિ૦[ઇં.] ઉતાવળનો (તાર) (૨) સ્ત્રી૦ મેલ પેઠે વેગવાળી ને મોટા સ્ટેશનો જ કરતી ટ્રેન-ગાડી

**એખરો** (એ) પું૦ [સં.इक्षुरक] એક ઔષધિ (૨) એનો છોડ (૩) કચરાપૂંજા જેવો માલ [લા.]

એખલાસ પુ૦ જુઓ ઇખલાસ; દોસ્તી
એજન અ૦ [અ.] એ જ; ઉપર પ્રમાણે
એજન્ટ પુ૦ [ઇં.] આડતિયો; મુનીમ (૨) પ્રતિનિધિ મુખત્યાર. –ન્સી સ્ત્રી૦ આડત (૨) આડતની દુકાન (૩) અંગ્રેજોના વખતમાં સરકારી એજન્ટની હકૂમત નીચેનો (દેશી રાજ્યમાંનો) પ્રદેશ
એટએટલું વિ૦ એટલું એટલું; બધું
એટલું વિ૦ [સ. एतावत्, પ્રા एत्तिल] જણાવેલા માપ કે ગુણ્યાનું
એટલે અ૦ અર્થાત્ (૨) તેથી; એ ઉપરથી (૩) એ જગાએ, ત્યાં સુધી (જેમ કે, વાત હવે એટલે આવી છે) (૪) આ વખતે, એટલામાં
એઠ (એ) વિ૦ [સ. उच्छिष्ट] એઠું (૨) સ્ત્રી૦ એઠવાડ ૦વાડ(–ડો) પુ૦ ખાવાપીવાથી થતો ગંદવાડ (એઠું વાસણ, છાંડણ વગેરે) (૨) કચરોપૂંજો; મલિનતા. –ઠું વિ૦ જમતાં વધેલું; ઉચ્છિષ્ટ (૨) ખાઈ પી કે અડીને બોટેલું કે બોટાય એવું (૩) એઠવાડથી ગંદું (૪) ન૦ એઠું કે તેવું થાય એવું અન્ન. –ઠું જૂઠું વિ૦ એઠું (૨) ન૦ છાંડણ; એઠવાડ
એડ(–ડી) સ્ત્રી૦ પાનીનો છેડો (૨) જૂતાની એડી (૩) ત્યાં લગાડાતી ઘોડાને મારવાની આર
એડો (એ) પુ૦ નેડો; સ્નેહ
ઍડ્વોકેટ પું૦ [ઇં.] વકીલ; ધારાશાસ્ત્રી
એઠ સ્ત્રી૦ જુઓ હેટ [પેઠે
એણી (એ) દર્શક સ૦ ['એ'નું સ્ત્રી૦] એ;
એણી કોર, એણી ગમ, એણી પા અ૦ એ બાજુએ [પ્રમાણે
એણી પેર(–રે) (એ; પે) અ૦ એ રીતે; એ
એણીમગ અ૦ એ બાજુએ
એતાન પત્રની જૂની શૈલીમાં શરૂમાં વપરાતો શબ્દ. 'એતાન શ્રી ગામ. . . થી લિ૦ .'
એદી (એ) વિ૦ [અ. अहदी] પ્રમાદી, આળસુ
એધાણ (એ) ન૦, –ણી સ્ત્રી૦ [સ अभिज्ञान] (ઓળખવા માટેની) સંજ્ઞા, નિશાની, ચિહ્ન
એન (એ) વિ૦ [અ.] ખરું; અસલ (૨) ખાસ, મુખ્ય (૩) સુંદર (૪) ઠીકઠીક [કા.] (૫) સ્ત્રી૦; ન૦ શોભા; આબરૂ (૬) અણીનો વખત [બક્ષિસ
એનાયત સ્ત્રી૦ [જુઓ ઇનાયત] આપવું તે;
એનિમા સ્ત્રી૦ [ઇં.] બસ્તી; ઝાડો કરવા માટે અપાતી પિચકારી કે તેનું ઓજાર
એપ્રિલ પું૦ [ઇં.] અંગ્રેજી વર્ષનો ચોથો મહિનો [(૨) દૂષણ; કલંક
એબ (એ) સ્ત્રી૦ [અ.] ખોડખાંપણ; ખામી
એમ (એ) અ૦ [સ एवम्] એ રીતે; એ પ્રમાણે. ૦નું વિ૦ એ બાજુનું, એ રીતનું, એવું
એમોનિયા પુ૦ [ઇં.] એક વાયુ
એરણ (–ણી) (ઍર') સ્ત્રી૦ [પ્રા. अहरणी] અમુક પ્રકારનું લોખંડનું ગચિયું, જેના ઉપર સોની, લુહાર વગેરે ઘડવાનું ઘડે છે
એરંડિયું ન૦ દિવેલ
એરંડી સ્ત્રી૦ [સ. एरण्ड] નાની જાતનો દિવેલો (૨) દિવેલી. –ડો પુ૦ દિવેલો
એરિયલ પું૦ [ઇં] ધ્વનિ ઇ૦ વહન કરનારાં મોજાંને પકડવા માટે રેડિયો વગેરેનો હવામાં ઊંચે રાખવામાં આવેલો તાર
એરિંગ ન૦ [ઇં. इयररिंग] કાનની બૂટનું એક ઘરેણું [સાપ વગેરે ઝેરી જનાવર
એરું (ઍ) પું૦ સાપ. ૦ઝાંઝરું (–રું) ન૦
ઍરોડ્રોમ ન૦ [ઇં.] વિમાની મથક, જ્યાં વિમાનો ચડે ઊતરે, વિમાનોનું સ્ટેશન
ઍરોપ્લેન ન૦ [ઇં.] વિમાન, હવાઈ જહાજ
એલચી પુ૦ [તુર્કી] એક રાજ્યનો બીજા રાજ્યમાં મોકલેલો પ્રતિનિધિ – વકીલ
એલ(–ળ)ચી ન૦; સ્ત્રી૦ જુઓ ઇલાયચી. ૦ડો(–દો)ડો પુ૦ ઇલાયચીના દાણાનો પોપટો. –ચો પુ૦ એક જાતની મોટી એલચી (૨) એક જાતનું ઝાડ
એલફેલ(ઍ; ફૅ) વિ૦ [ફેલ પરથી] આડુંઅવળું; ગમે તેવું (૨) અવિચારી; ગાંડુંઘેલું (૩) અસભ્ય (૪) ન૦ નખરું; તોફાન (૫) અસંબદ્ધ – મિથ્યા પ્રલાપ
એલળવું (ઍલ') અ૦ ક્રિ૦ [પ્રા. ओल्लिअ ઉપરથી] એસરવું; પાણી ઝરવું (હાથ ગોઠું ઇ૦ માંથી)

**એલા** સ્રી૦[સં.]એલાયચીનો છોડ(૨)એલાયચી
**એલાયચી** ન૦; સ્રી૦ જુઓ ઇલાયચી
**એલ્યુમિનિયમ** ન૦ [ઇં.] એક હલકી ધાતુ
**એવડું** વિ૦ [પ્રા. एवड ] એટલા કદનું (૨) એટલું બધું
**એવામાં** અ૦ એટલામાં
**એવું** (એ') વિ૦ [પ્રા. एव्व] એ રીતનું –પ્રકારનું (૨) એના જેવું–સરખું. **–વે** અ૦ એ વખતે
**એશ** (ઍ) સ્રી૦ [અ.] મોજમજા; સુખચેન. **૦આરામ** પું૦ ભોગવિલાસ; સુખચેન
**એશિયા** પું૦; ન૦ [ઇં.] પૃથ્વીનો એક મોટો ખંડ. **૦ઈ** વિ૦
**એષણા** સ્રી૦ [સં.] ઇચ્છા; વાસના
**ઍસરવું** (ઍ) અ૦ક્રિ૦[સં. उत्सृ; પ્રા. उस्सर] એસળવું (૨) ઓસરવું (૩) પાછું વળવું; ઊતરી જવું [નીકળનો વાયુ [ર.વિ.]
**ઍસિટિલીન** પું૦ [ઇં.] કાર્બાઈડમાંથી
**ઍસિડ**પું૦,ન૦[ઇં.]એકરસાયનીતત્ત્વ;અમ્લ
**ઍસેટિકઍસિડ** પું૦ [ઇં.] એક તેજાબ [ર. વિ.]
**ઍસોસિયેશન** ન૦ [ઇં.] મંડળ
**એહ** વિ૦ [સં. ईदृश्, અપ૦ एह] પેલું (૨) સ૦ એ; તે [પ.]
**એળચી** ન૦; સ્રી૦ ઇલાયચી
**એળિયો** પું૦ કુંવારના પાઠાનો સૂકવેલો ગર્ભ; એક ઔષધિ
**એળે, ૦વેળે** (એ; વે) અ૦ ફોકટ; વૃથા (૨) વગર મહેનતે; સહેજમાં
**એંચવું** (ઍ'૦) સ૦ ક્રિ૦ ઈચવું; નાખવું; ફેંકવું (લખોટી ઇ૦) (૨) ખેંચવું (પતંગ) (૩) હીંચવું
**એંજિન** ન૦ [ઇં.] વેગ આપનારું યંત્ર; ઇંજિન. **–નિયર** પું૦ ઇજનેર
**એંટ** (ઍ૦) સ્રી૦ મમત; જીદ (૨) આંટ; સાખ (૩) ટેક. **૦વું** અ૦ ક્રિ૦ ગર્વ કરવો (૨) જક કરવી
**એંઠ, ૦વાડ, –ઠું** (ઍ૦) જુઓ એઠ, ૦વાડ,–ઠું [એંધાણ
**એંધાણ** (ઍ૦) ન૦, **–ણી** સ્રી૦ જુઓ
**એંશી(–સી)** (ઍ૦) વિ૦ [સં.अशीति] ૮૦

## ઐ

**ઐ** સ્રી૦ [સં.] વર્ણમાળાનો અગિયારમો વર્ણ–એક સ્વર.
**ઐકાંતિક** વિ૦ [સં.] એકાંતનું; એકાંતને લગતું (૨) જુઓ એકાંતિક
**ઐક્ય** ન૦ [સં.] એકતા [મરજિયાત
**ઐચ્છિક** વિ૦[સં.] પોતાની ઇચ્છાનું-ખુશીનું;
**ઐડ** વિ૦ આડું; જિદ્દી. **૦જંતર** વિ૦ સાવ આડું–ઐડ
**ઐતિહાસિક** વિ૦ [સં.] ઇતિહાસને લગતું
**ઐરાવણ(–ત)** પું૦ [સં.] ઇંદ્રનો હાથી (ચૌદમાંનું એક રત્ન)
**ઐશ્વર્ય** ન૦[સં.] ઈશ્વરપણું(૨) સર્વોપરીપણું (૩) મોટાઈ; સાહેબી (૪) વિભૂતિ; સંપત્તિ
**ઐહલૌકિક** વિ૦ [સં.] આ લોક સંબંધી
**ઐહિક** વિ૦ [સં.] સાંસારિક; આ લોક સંબંધી

## ઓ

**ઓ** પું૦ [સં.] વર્ણમાળાનો બારમો અક્ષર –એક સ્વર
**ઓઘયા** (ઓ) અ૦[રવ૦]ઓડકાર આવતાં થતો-કરાતો સંતોષજનક ઉદ્ગાર (૨) ન૦ ઓડકાર કે તેનો અવાજ (૩)પચાવી પડવું–પાડવું તે
**ઓક** (ઑ) સ્રી૦ [ફે. औगिरण] ઊલટી; બકારી. **૦વું** સ૦ ક્રિ૦ ઊલટી કરવી (૨) [લા.] લીધેલું પાછું આપવું(૩) કહી નાખવું
**ઓકળી** સ્રી૦ [પ્ર. उत्कलिका] લહરી (૨) લીંપણની લહરી જેવી દેખાતી ભાત
**ઓકાત** (ઑ) સ્રી૦ [અ.] જુઓ ઓખાત

**ઓકારી** (ગો) સ્ત્રી૦ ઓકા,મકારી,ઊલટી
**ઓકાવવુ** (ઓ) સ૦ ક્રિ૦ ઓકવુ નુ પ્રેરક
**ઑક્ટોબર** પુ૦[ઇ]ઈ સ નો દશમો મહિનો
**ઑક્સવણી** સ્ત્રી૦ [ર વિ] ઑક્સિજન સાથે રાસાયણિક સયોજન થવાની ક્રિયા, 'ઑક્સિડેશન' –વુ સ૦ ક્રિ૦ તે ક્રિયા કરવી ઑક્સિડાઈઝ
**ઑક્સાઈડ** વિ૦ પુ૦ [ઇ] ઑક્સિજન ભળેલો સયુક્ત પદાર્થ [ર વિ]
**ઑક્સિજન** પુ૦ [ઇ] એક વાયુ [ર વિ]
**ઓખર** (ઓ) ન૦ [સ अवकर] નરક, ગદવાડ –વાડો પુ૦ ઉકરડો, ગદવાડ –વુ સ૦ ક્રિ૦ (ઢોરે) ઓખર કરવુ–મળમૂત્રાદિ ગદવાડ ખાવી –રા(–વા)ડો પુ૦ ઓખરવાડો
**ઓખા** (ઓ) સ્ત્રી૦ [સ उषा] અનિરુદ્ધની [પત્ની – ઉષા
**ઓખાત(–દ)** (ઓ) સ્ત્રી૦ [જુઓ ઓકાત] તાકાત, ગુજારો (ર) વિસાત
**ઓગટ(–ઠ)** (ઓ) પુ૦, ન૦ [સ अववर्त्ति, प्रा ओवट्टि] ઢોરનુ છાંડેલુ અને પગ તળે રોળેલુ ઘાસ
**ઓગણ** [સ एकोन] એક ઓછુ એ અર્થમા સખ્યાને લાગે છે જેમ કે, ઓગણચાળીસ–૩
**ઓગણીસ** વિ૦ [સ एकोनविंशति] ૧૯
**ઓગણોતેર** વિ૦ [જુઓ અગણોતેર] ૬૯
**ઓગણ્યાએશી (–સી)** વિ૦ [જુઓ અગણ્યાએશી] ૭
**ઓગલો** (ઓ) પુ૦ ગનોકુ (ર) તાકુ (૩) રાધવામા રહી ગયેલો એક તરફનો કાચો ભાગ
**ઑગસ્ટ** પુ૦ [ઇ] ઈ સ નો ૮મો મહિનો
**ઓગળવુ** (ઓ) અ૦ ક્રિ૦ [સ अपगल, प्रा ओगल] ઘનનુ પ્રવાહી થવુ (ર) (શરીર)ગળી જવુ (૩) નરમ થવુ, દયા લાવવી [લા]
**ઓગાટ (–ઠ)** (ઓ) પુ૦, ન૦ ઓગટ, ઢોરનુ છાડેલુ ઘાસ
**ઓગાર(–ળ)** (ઓ) પુ૦ [સ उद्गार] ઓગાટ
**ઓગાળ** (ઓ) પુ૦ [प्रा ओग्गाल] ચાવીને રસ બનાવેલી વસ્તુ
**ઓગાળવુ** (ગો) સ૦ ક્રિ૦ 'ઓગળવુ'નુ પ્રેરક (ર) ધીમે ધીમે–વાપરી નાખી –ખાઈ જવુ
**ઓઘ** પુ૦ [સ] પૂરનુ પાણી, પ્રવાહ (ર) ઢગલો
**ઓઘડ** (ગો) વિ૦ અણઘડ, બોટ, બોથડ (ર) લાગણીવગરનુ ભયના ભાનવગરનુ –નાથ પુ૦ ઓઘડ માણસ
**ઓઘરાળુ** (ઓ) વિ૦ ઓઘરાળાવાળુ –ળો પુ૦ પ્રવાહી ખોરાક પીરસવાનો પહોળા ઘડામોનો અને ટૂકા દાડાનો એક ચમચો ડૂરો (ર) ઓઘરાળનો ડાઘ, રેલા જેવો ડાઘ
**ઓઘરી** સ્ત્રી૦ કપડાને છેડે છૂટા રહેલા તાતણા, આતરી સૂત
**ઓઘલો** પુ૦ જુઓ ઓઘો
**ઓઘો** પુ૦ [સ ओघ] ઓઘ ગુચ્છ (ર) ગોટો, ફગફગતા વાળનો જથ્થો (૩) જમણ જમનારાનો મોટો સમૂહ (૪) રજોહરણ [જૈન]
**ઓચર(–રિયુ)** (ઓ) ન૦ [ઇ] બિલ, આધારરૂપ (હિસાબી) કાગળ દસ્તાવેજ, 'વાઉચર'
**ઓચરવું** (ઓ) સ૦ ક્રિ૦ [સં उच्चर्] (ર) ઉચ્ચરવુ, બોલવુ [પ]
**ઓચરિયુ** ન૦ જુઓ ઓચર
**ઓચિતુ** (ગો) વિ૦ અણચિતવ્યુ (ર) અ૦ અણધારી રીતે, એકદમ
**ઓચ્છવ** (ઓ) પુ૦ [સ उत्सव] ઉત્સવ, ઉજવણી (આનદ કે ખુશાલીના કે સપરમા દિવસની) (ર) (મજીરા મૃદગ ઇ૦ સાજ સાથે કરાતુ) ભજનકીર્તન
**ઓછ** (૦પ) સ્ત્રી૦ ઓછાપણુ ખોટ
**ઓછાડ** (ઓ) પુ૦ [સ अवच्छादय, प्रा आच्छाय] ઢાકવા–પાથરવાનુ વસ્ત્ર, ચાદર (ર) ઓઢો –વુ સ૦ ક્રિ૦ ઢાકવુ, ઓઢાડવુ (ર) છાનુ દાબડો થાય એમ કરવુ
**ઓછાબોલુ** વિ૦ ઓછુ બોલનારુ
**ઓછાયો** (ઓ) પુ૦ [સ अपच्छाय] છાયો, પડછાયો (ર) સકોચ, લાજ
**ઓછાવુ** અ૦ ક્રિ૦ ઓછુ થવુ (ર) હલકુ–નઠારુ થવુ
**ઓછુ** વિ૦ [ર उच्छ] જોઈએ તેથી થોડુ,

કમી (૨) અધૂરું; ઊણું (૩) ઊતરતું; હલકું. ૦વત્તું ૦ વિ૦ ઓછું કેવધારે; થોડુંઘણું
ઓજસ્ નo [સ] શુક્ર ધાતુમાંથી તત્ત્વરૂપે કાંતિ ને પ્રભાવરૂપે વિરાજતી શરીરની ધાતુ (૨) પ્રકાશ; તેજ (૩) બળ; પ્રતિભા; પરાક્રમ (૪) ચૈતન્ય. -સ્વિતા સ્ત્રી૦ [સ.] ઓજસ્વીપણું. -સ્વી વિ૦ [સ.] ઓજસવાળું
ઓજાર (ઓ) ન૦ [અ.] રાચ, હથિયાર; કાંઈ કરવા માટેનું યંત્ર – સાધન
ઓઝટ(-ડ) સ્રી૦ ઓછાયો (૨) ઝપટ; અડફટ (ભૂતપ્રેતની)
ઓઝણું (ઓ) ન૦ દાયજો; કન્યાને પિતા તરફથી મળતી સંપત્તિ કે દાસદાસી (૨) ગરાસિયાની કન્યાને પરણીનેતેડી લાવવા માટે જતી ખાડા સાથેની વહેલ
ઓઝપવું અ૦ક્રિ૦ સંકોચ આવવો
ઓઝબ સ્ત્રી૦ જુઓ ઓઝટ
ઓઝલ (ઓ) પું૦; સ્ત્રી૦; ન૦ પડદો; બુરખો (૨) જનાનો. ૦પડ(-ર)દો પું૦ સ્ત્રી-પુરુષની બેઠક જુદી પાડનાર પડદો (૨) લાજ કાઢવાનો રિવાજ
ઓઝી સ્ત્રી૦ કુંભારણ. -ઝો પું૦ કુંભાર
ઓઝોન પું૦ [ઇં.] એક વાયુ [ર. વિ.]
ઓટ પું૦,સ્ત્રી૦ [દ. અવટ્ટ] ભરતીનું ઊતરી જવું તે (૨) ઓથું; પડદો (૩) પડતી [લા.] (૪) અ૦ પરત, વળતું
ઓટણ ન૦ ઓટવું તે (૨) બખિયો. -ણી સ્ત્રી૦ઓટણ(૨)ઓટાઈ [જુઓ ઓટો
ઓટલી સ્ત્રી૦ નાનો ઓટલો. -લો પું૦
ઓટવું સ૦ક્રિ૦ બખિયો દેવો; કપડાંની કિનારી અંદરવાળીને સીવવું (૨) ઉકાળી, ઘસી કે હલાવીને એકરસ કરવું
ઓટી સ્ત્રી૦ [દે उअट्टा] કમ્મર ઉપરના વસ્ત્રનું વાળીને બંધ જેવું કરાતું પડ
ઓટો પું૦ ઓટલો; બેઠક તરીકે વપરાય એવી ઘરને અડીને કરાતી ઊંચી જગા
ઓઠ (ઓ') પું૦ [સ. ओष्ठ] હોઠ
ઓઠવવું (ઓ) સ૦ક્રિ૦ ખોટી વસ્તુ ગોઠવી દેવી; જૂઠું બોલવું (૨) મૂકવું; ગોઠવવું (૩) ચાંપીને ખાવું
ઓઠંગવું સ૦ક્રિ૦ જુઓ અઠિંગવું
ઓઠંગિયું, ઓઠિં(-ઠી)ગણ ન૦ જુઓ અઠિંગણ
ઓઠું (ઓ) વિ૦ ઓઠું; ત્રાંસું (૨) ન૦ પડદો; આંતરો (૩) આંતરાને લીધે અંધારું અને એકાંત હોય તેવી જગા (૪) છુપાવાની કે આશરો લેવાની જગા (૫) ઓથો (૬) ડાઘો; ડબકો (૭) બહાનું (૮) નમૂનો; બીજું (૯) ઓઠું (૧૦) મહેણું
ઓડ વિ૦ (૨) પું૦ [દે. उड्ड] (ખોદવાનું કામ કરનારી) એ નામની જાતનું (માણસ)
ઓડ (ઓ) પું૦ પવન રોકવાનો પડદો
ઓડ (ઓંડ,) સ્ત્રી૦ [દે. अवड्डा] બોચી; ગરદન.
ઓડકાર [સં. उद्गार] પું૦ પેટનો વાયુ મોમાંથી નીકળતાં થતો ડકાર
ઓડણ સ્ત્રી૦ ઓડ જાતની સ્ત્રી
ઓડનું ચોડ (ઓ; ચો) વિ૦ કેવાનું કેવું; વિચિત્ર; ઊંધું અવળું જ
ઓડિયાં (ઓ) ન૦બ૦વ૦ ઓડ-ઓચી પરના વાળ
ઓડું ન૦ [દે. अवडअ] ખેતરનો ચાડિયો (૨) કામચલાઉ ખોટી રીતે ઊભું કરેલું નકામું માણસ
ઓઢણ ન૦ -ણી સ્ત્રી૦, -ણું [દે. ओड्ढण] (સ્ત્રીઓ અને છોકરીઓનું) ઓઢવાનું-પહેરવાનું એક વસ્ત્ર. -વું સ૦ક્રિ૦ શરીર કે માથું ઢાંકવું; શરીર કે માથા પર ધારણ કરવું (૨) [લા.] વહોરવું; માથે લેવું (૩) દેવાળું કાઢવું
ઓઢાડ પું૦ ઓઢાડવું તે; ઢાંકણ. ૦વું સ૦ક્રિ૦ 'ઓઢવું'નું પ્રેરક
ઓઢો પું૦ જુઓ ઓઢાડ
ઓણ (ઓ) અ૦ [સ. अधुना प्रा. अहुणा] આ સાલમાં (૨) ચાલુ સમયમાં. -ણુંકું વિ૦ આ સાલનું
ઓતણી સ્ત્રી૦ ઓતવું તે (૨) ઓતવાનું

**ઓસ** પું૦; સ્ત્રી૦ [દે.] ઝાકળ (૨) મૃગજળ

**ઓસડ** ન૦ [સં. औषध] દવા (૨) ઉપાય; ઇલાજ [લા.]. ૦વેસડ ન૦ દવાદારૂ. -ડિયું ન૦ દવાના ગુણવાળી વનસ્પતિ

**ઓસરવું** (ઓ) અ૦ક્રિ૦ [સં. अपसृ, પ્રા. ओसर] પાછા હઠવું; સંકોચાવું (૨) ઓછું થવું; ઘટવું (૩) સુકાવું (૪) શરમાવું

**ઓસરી** (ઓ) સ્ત્રી૦ જુઓ ઓશરી

**ઓસલો** પું૦ જુઓ ઓશલો

**ઓસવવું** સ૦ક્રિ૦ [જુઓ ઓસામણ] દાણો ચઢી જાય એટલે વધારાનું પાણી નિતારી નાખવું

**ઓસવાવું** અ૦ક્રિ૦ 'ઓસ(-સા)વવું'નું કર્મણિ (૨) (દાણાનું) ચડવું; બફાવું (૩) શોષાઈ ઓછું થવું (૪) મનમાં દુઃખ પામવું [લા.] (૫) શરમાવું; સંકોચાવું

**ઓસાણ(-ન)** (ઓ) ન૦ (કટોકટી વેળાની) હિંમત; ધીરતા

**ઓસામણ** ન૦ [પ્રા. अवमावण] ઓસાવવાથી નીકળેલું પાણી (૨) દાળના પાણીની એક વાની [સ્ત્રી૦ ઓથ; રક્ષણ

**ઓસાર** (ઓ) પું૦ ભીંતની જાડાઈ (૨)

**ઓસાર** (ઓ) પું૦ [સં. अपसार, પ્રા. ओसार] ઓસરવું-ઓછું થવું તે; સંકોચાવું તે (૨) પાછા હઠવું તે (૩) ખસેડવું, દૂર કરવું તે (૪) બીક; નબળાઈ; પોચાપણું

**ઓસારો** પું૦ ઓસરી જેવી મોટી ખુલ્લી અડાળી [પડવું તે

**ઓસારો** પું૦ સંકોચ કે શરમથી પાછા

**ઓસાવવું** અ૦ક્રિ૦ જુઓ ઓસવવું

**ઓસાંક** પું૦ જે ઉષ્મામાને ઝાકળ પડવાનું શરૂ થાય તે; 'ડ્યૂ પૉઇંટ' [પ. વિ.]

**ઓસિંજાળું** વિ૦ (૨) ન૦ ઓશિંજાળું

**ઓસીકું(-સું)** ન૦ જુઓ ઉશીકું

**ઓસીંજાળું** વિ૦ (૨) ન૦ જુઓ ઓસિંજાળું [ખંડોમાંનો એક

**ઑસ્ટ્રેલિયા** પું૦ [ઇં.] પૃથ્વીના પાંચ

**ઓહિયાં** અ૦ [રવ૦] જુઓ ઓઇયાં

**ઓળ** (ળ) સ્ત્રી૦ [દે. ओली] હાર; પંક્તિ (૨) શ્રેણી; વર્ગ (૩) ગલી; શેરી

**ઓળ** સ્ત્રી૦ ઉપસાગર અગર અખાતના મોં આગળ તણાઈ આવેલો કાદવ

**ઓળ** સ્ત્રી૦ [દે. ओल्ली] ઊલ કે તે ઉતારવાની ચીપ

**ઓળખ** સ્ત્રી૦ ઓળખાણ (૨) અટક (૩) ઓળખવાનું ચિહ્ન-સાધન. ૦પત્ર ન૦ આ એ જ માણસ છે એવું પ્રમાણપત્ર. ૦પાળખ સ્ત્રી૦ ઓળખ અને પરીક્ષા; ઓળખાણ. ૦વું સ૦ક્રિ૦ [પ્રા. ओलक्खि (સં. उपलक्षित)] જાણવું; પિછાનવું. -ખાણ (૦પાળખાણ) સ્ત્રી૦; ન૦ પિછાન; પરિચય(૨)ઓળખવાનું ચિહ્ન-સાધન (૩) ઓળખીતા માણસની ખાતરી

**ઓળખાવવું** સ૦ક્રિ૦ 'ઓળખવું'નું પ્રેરક

**ઓળખાવું** અ૦ક્રિ૦ 'ઓળખવું'નું કર્મણિ (૨) પરખાવું; સારાખોટા જણાવું (૩) પ્રસિદ્ધ થવું (સારે કે ખોટે કારણે)

**ઓળખીતું** (૦પાળખીતું) વિ૦ ઓળખાણવાળું; પરિચિત; જાણીતું

**ઓળઘોળ** અ૦ માથે ફેરવીને-ઉતારીને [કા.] [ચોળવું તે

**ઓળચોળ** (ઓ'; બેઉ ળ,) સ્ત્રી૦ ઓળવું

**ઓળછોળ** અ૦ ઓળેઝોળે

**ઓળપરિયું** વિ૦ ઢીંચણ વાળીને ઢીંચણ અને કેડની ફરતે ખેસ બાંધીને બેઠેલું

**ઓળપો** પું૦ જુઓ ઓરપો, ઓળીપો

**ઓળવવું** સ૦ક્રિ૦ ખોટી રીતે લઈ લેવું; પચાવી પાડવું (૨) છુપાવવું; સંતાડવું

**ઓળવું** (ઓ') સ૦ક્રિ૦ (કેશને) કાંસકીથી સાફ અને વ્યવસ્થિત કરવા; હોળવું. ૦ચોળવું સ૦ક્રિ૦ (માથું-કેશ) ચોળીને ધોવું અને કાંસકીથી સાફ કરવું

**ઓળસવું** સ૦ક્રિ૦ ઓળાંસવું

**ઓળંગવું** સ૦ક્રિ૦ [સં. उद्‌-लंघ] પાર જવું; ઉપર થઈને જવું; વટાવી જવું (૨) કૂદી જવું (૩) ઉલ્લંઘવું; અવગણના કરવી; લોપવું [ઓળંગીને જવું [ચ.]

**ઓળંડવું** સ૦ક્રિ૦ [પ્રા. ओलंड (સં. उल्लंघ)]

**ઓળબો** પુ૦ [સ अवलम्बन, प्रा ओलंबण] કડિયાનું એક ઓજાર
**ઓળભો** પુ૦ [સ उपालम्भ] ઠપકો (૨) ફરિયાદ, રાવ (૩) મશ્કરી, ઠઠ્ઠો
**ઓળા** પું૦ બ૦ વ૦ લીલા ચણાના પોપટા, પોપટા સોતી એના છોડવાની ઝૂડીઓ (૨) ચણાના શેકેલા પોપટા [એ૦ હારમાં
**ઓળાઓળ** અ૦ હારબંધ (૨) એક પછી
**ઓળાયો** (ળા') પુ૦ ચાનું (ચહન ')'
**ઓળાંડવું** સ૦ ક્રિ૦ જુઓ ઓળંડવું
* **ઓળાંબવું** (૦) સ૦ ક્રિ૦ માલિસ કરવું, ચોળવું (૨) ખુશામત કરવી [લા]
**ઓળિયાપટ્ટી** (-ટ્ટી) સ્ત્રી૦ બૂચ કે દાટો બરાબર બેસાડવા આજુબાજુ વીંટેલી (કપડાની) પટ્ટી
**ઓળિયું** ન૦ ગોળ વીંટાળેલો લાંબો કાગળ, ભૂંગળું (૨) ટીપણું, પંચાંગ
**ઓળીચો** પું૦ ઓકળી (લીંપણની) [કા]
**ઓળેછોળે** અ૦ સૂપડે ને ટોપલે, છૂટે હાથે
**ઓળો** પુ૦ ચણાના પોપટાનો પોંક, ઓળા
**ઓળો** પું૦ પડછાયો (૨) સહેજ સ્પર્શ કે સંબંધ [લા] (૩) રક્ષણ, આશ્રય [કા]
**ઓંજણું** (૦) ન૦ [કા] પહેરામણીના ગરાસિયણ વહેલમાં બેસીને જતી આવતી હોય તે (૨) ઓઝણું (૩) ગરાસિયાની પરણેલી કન્યાને તેડી જવું વહેલડું
**ઓંતાવું** (૦) અ૦ ક્રિ૦ કરડાવું, માપમાંથી આઘું પાછું થવું (ઉદા૦ ચોમાસામાં ખાટલો ઓંતાઈ ગયો)

# ઔ

**ઔ** પુ૦ [સ] સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો તેરમો અક્ષર–એક સ્વર
**ઔચિત્ય** ન૦ [સ] ઉચિતપણું યોગ્યતા
**ઔજ્જ્વલ્ય** ન૦ [સ] ઉજ્જ્વલતા (૨) પ્રકાશ
**ઔત્સુક્ય** ન૦ [સ] ઉત્સુકતા
**ઔદરિક** વિ૦ [સ] ઉદર–પેટ સંબંધી (૨) અકરાંતિયું
**ઔદાર્ય** ન૦ [સ] ઉદારતા
**ઔદાસીન્ય** ન૦ [સ] ઉદાસીનતા
**ઔદીચ(-ચ્ય)** વિ૦ [સ] ઉત્તરદિશા તરફનું (૨) પુ૦ એ નામની જ્ઞાતિનો બ્રાહ્મણ
**ઔદ્ધત્ય** ન૦ [સ] ઉદ્ધતપણું
**ઔદ્યોગિક** વિ૦ [સ] ઉદ્યોગને લગતું
**ઔપચારિક** વિ૦ [સ] ઉપચારને લગતું (૨) ઉપચાર પૂરતું જ (સાચું નહિ)
**ઔરસ(-સ્ય)** વિ૦ [સ] પોતાની પરણેલી સ્ત્રીથી પેદા થયેલું (સંતાન)
**ઔષધ** ન૦ [સ] ઓસડ, દવા **-ધાલય** ન૦ [સ औषध + आलय] દવાખાનું (૨) દવાઓનું કારખાનું 'ફાર્મસી'
**ઔષધિ(-ધી)** સ્ત્રી૦ [સ] વનસ્પતિ (૨) ઓસડ, દવા **૦પંચામૃત** ન૦સૂંઠ, કાળી મૂસળી ગંગેનું સત્ત્વ શતાવરી અને ગોખરુ –એ પાંચ ઔષધિઓનું મિશ્રણ
**ઔષ્ઠ્ય** વિ૦ [સ] જુઓ ઓષ્ઠ્ય
**ઔંસ** પુ૦, ન૦ [ઇ] એક અંગ્રેજી વજન [રતલનો સોળમો કે બારમો ભાગ એમ બે જાતનું છે]

# ક

ક પુ૦ [સ] કંઠ્યમાંનો પહેલો વ્યંજન (૨) (પ્રાય બહુવ્રીહિ સમાસને અંતે અર્થ વૃદ્ધિ કર્યા વગર આવે છે) । તદ્ધિત સાત્મક કરેશાનૂનક (૩) નામ કે વિ૦ને લાગનો તદ્ધિત પ્રત્યય-અલ્પતા વાડાન બતાવે છે, નમમોપ । આવે છે દા ત બાળક જવાક

ક [સ કુ]નઠારુ, અયોગ્ય ઇત્યાદિ અર્થ સૂચક પૂર્વગ ઉદા૦ કપૂત કજોડુ

ક (પ્રશ્નાર્થ ક પર સાથે બહુધા લાગતા)તેના અર્થમા અનિશ્ચિતતા સૂચવતો પ્રત્યય ઉદા૦ કોક કયારેક

કઅવસર પુ૦ [સ કુ + अवसर] કવખત

કઈ સ૦ (૨) વિ૦ સ્ત્રી૦ કયુ નુ સ્ત્રીલિંગ

કઋતુ સ્ત્રી૦ ખરાબ-અયોગ્ય ઋતુ (૨) અસાધારણ કે મોસમ વગરનો સમય

કકડતુ વિ૦ [રવ૦] ઊકળતુ (૨) ચોખ્ખુ અને ઇસીનાણુ (કપડુ) (૩) આકરી-ધ્રુજાવે એવી (ટાઢ)

કકડવુ અ૦ક્રિ૦ [રવ૦] કડકડ એવો અવાજ કરવો (૨) દાત કકડે એટલુ ધ્રુજવુ (૩) કકડ થાય એટલુ ઊકળવુ

કકડાટ પુ૦ [રવ૦] કકડવુ તે કડકડ એવો અવાજ (૨) અ૦ ઝપાટાબધ વેગ ભેર (૩) એકસરખી રીતે અટકયા વગર

કકડી સ્ત્રી૦ છેક નાનો કકડો

કકડીને અ૦ સખત રીતે

કકડે બાચકે અ૦ થોડે થોડે કરીને

કકડો પુ૦ એક ભાગ ટુકડો

કકળવુ કકળાટ(-ટો) જુઓ કળ કળવુ મા

કકરાવવુ સ૦ ક્રિ૦ કાકર કઢાવવા

કકરુ વિ૦ [સ कर्कर] લીસુ નહિ – કરકર લાગે એવુ (૨) આકરા સ્વભાવનુ [લા]

કકના(-ળા)ણ ન૦[સ कलकल] કળકળવુ તે, કલ્પાંત (૨) ઘુમરાણ

કકળાવુ અ૦ક્રિ૦ કલ્પાંત કરવુ, જીવ બાળવો (૨) બમ નુ (૩) ઊકળવુ

કકળાટ પુ૦ કજિયો, ઝેરા રડારોળ (૨) ઘુમરાણ –ટિયુ વિ૦ કકળાટ કરે – કરાવે એવુ કજિયાખોર

કક્કાવારી સ્ત્રી૦ કક્કાનો અનુક્રમ

કક્કો પુ૦ ક અક્ષર (૨) મૂળાક્ષરોની આખી યોજના (૩) કક્કાનો દરેક અક્ષર લઈ બનાવેલી કાવ્યની એક રચના (૪) પ્રાથમિક જ્ઞાન [લા] ૦ખરો કરવો – પોતાનો મત કે જીદ બીજા પાસે સ્વીકારાવવા [પકડવુ

કક્ષ પુ૦ [સ] બગલ કાખ (૨) પાસુ

કક્ષા સ્ત્રી૦ [સ] ગ્રહનો આકાશમા ફરવાનો માર્ગ (૨) સ્થિતિ શ્રેણી તબક્કો (૩) કેડ પડખુ (૪) કાછડી (૫) ઓરડો, ખાનગી ખડ

કખના પુ૦ બગલમા થતી એક ગાડ

કખાય પુ૦ [સ कषाय] ભગવો રગ (૨) મનોવિકાર (૩) વિ૦ તરુ, કસાણુ (૪) કષાય ભગવુ

કગરવુ અ૦ક્રિ૦ અત્યત દીનતા પૂર્વક આજીજી કરવી – કાલાવાલા કરવા

કગો પુ૦ [સ काक] કાગડો [પ]

કચ પુ૦ [સ] મથાના કેશ ચોટલો (૨) પુ૦ બૃહસ્પતિનો પુત્ર

કચ સ્ત્રી૦ [સ कच् ઉપરથી] કચકચ

કચકચ સ્ત્રી૦ [કચકચ] ટકટક નકામી માથાફોડ (૨) કજિયો તકરાર ૦વુ અ૦ ક્રિ૦ કચકચ કરવી (૨) કચકચ એવો અવાજ થવો –ચાટ પુ૦ કચકચ કરવી તે (૨) કચકચ એવો અવાજ થવો તે –ચાવવુ સ ક્રિ૦ ' કચકચવુ નુ પ્રેરક (૨)જોરથી ખેંચીને બાધવુ(૩)હેરાન કરવુ –ચિયુ વિ૦ કજિયાખોર(૨)માથાફોડિયુ

**કચકડું** ન૦, –ડો પું૦ કાચબાની પીઠનું હાડકું; કચબડું
**કચડવું** સ૦ક્રિ૦ જુઓ કચરવું
**કચડાકચડ(–ડી, –રી)** સ્ત્રી૦ કચરાઈ જવાય એવી સખત ભીડ
**કચબડું** ન૦ કેરીનું ગાબચું – ચીરિયું (૨) કાચબાનું હાડકું
**કચભાર** પું૦ ચીટલો; અખોડો
**કચરકૂટ** સ્ત્રી૦ કચરવું અને ફૂટવું તે (૨) મહેનત
**કચરપચર** વિ૦ કાચુંકોરું
**કચરવું** સ૦ક્રિ૦ ચગદવું (૨) છૂંદવું (૩) ફૂટો કરવો [સખત ભીડ
**કચરાકચર(–રી)** સ્ત્રી૦ કચડાકચડી;
**કચરાપટી (–ટ્ટી)** સ્ત્રી૦ કચરો; પૂંજો (૨) કચરાપૂંજાનો ઢગલો
**કચરાપેટી** સ્ત્રી૦ કચરો નાખવાની – ભેગો કરવાની પેટી [તેલભર્યો કૂટો
**કચરિયું** ન૦ કચરેલું તે; તેલી બીજનો
**કચરું** ન૦ [સં कच्चरं = ગંદું; દે. कच्चार] નકામો કચરો. –રો પું૦ નકામું ફેંકી દેવા જેવું તે (ધૂળ, તરણાં, વિણામણ ઇ૦) (૨) ખરાબમાં ખરાબ માણસ; ઉતાર [લા૦] [માગી
**કચરો** પું૦ [દે. कच्चर] કાદવ (૨) ચણતરની
**કચવવું** સ૦ક્રિ૦ દિલ દુખવવું (અસંતોષથી)
**કચવાટ** પું૦ મનનું કચવાવું તે; અસંતોષ (૨) અણબનાવ (૩) કચકચાટ; ગાળાફૂટ. –ટિયું વિ૦ કચવાટ કરનારું. –ણ ન૦ ચૂંથાઈ જવું તે; ભેળસેળ; ખરાબી (૨) ગભરાટ; અમૂંઝણ (૩) મન કચવાવું તે (૪) વણબોલાવ્યા વચમાં બોલવું તે. –વવું સ૦ક્રિ૦ કચવાય તેમ કરવું. –વું અ૦ક્રિ૦ દિલગીર થવું; મનમાં મૂંઝાવું (અસંતોષથી)
**કચાકચ** સ્ત્રી૦ જુઓ કચકચ (૨) કોઈ વસ્તુ કપાયાનો એવો અવાજ (૩) અ૦ કચકચ – ઝપાઝપ કપાય એમ
**કચાટ** વિ૦ જિદ્દી (૨) પું૦; સ્ત્રી૦ કચકચ (૩) જીદ (૪) કચવાટ; મૂંઝવણ. –ટિયું વિ૦ કચાટ કરવાની આદતવાળું
**કચાલ** પું૦ ખોટો ચાલ – રિવાજ (૨) સ્ત્રી૦ ખરાબ વર્તણૂક (૩) કુટેવ. –લો પું૦ કુરિવાજ
**કચાશ** સ્ત્રી૦ કાચાપણું (૨) ન્યૂનતા
**કચિયાણ** ન૦ ભીડ; ગરદી
**કચિયું** વિ૦ કચકચિયું
**કચુંબર** સ્ત્રી૦; ન૦ ઝીણી કકડીઓ
**કચૂકો** પું૦ ચિચૂકો; આંબલીનો ઠળિયો
**કચૂડકચૂડ** અ૦ [રવ૦] એવો અવાજ થાય તેમ
**કચૂમર** સ્ત્રી૦ કચુંબર
**કચૂરો** પું૦ [સં. कर्चूर] ઝેરકચોલું
**કચેરી** સ્ત્રી૦ કોર્ટ (૨) ઑફિસ; કાર્યાલય (૩) દીવાનખાનું
**કચોરી** સ્ત્રી૦ ખાવાની એક બનાવટ
**કચોરો** પું૦ કપૂરકાચલી જેવું સુગંધી દ્રવ્ય (૨) જુઓ કચૂરો [કે કાચલી
**કચોળું** ન૦ [પ્રા कच्चोलग] ચલાણું (૨)
**કચ્ચર** વિ૦ કચરાઈ–છૂંદાઈ ગયું હોય એવું (૨) લોહી ન નીકળ્યું હોય પણ અંદરથી સખત ઈજા થઈ હોય એવું. ૦કૂટ સ્ત્રી૦ જુઓ કચરકૂટ. ૦ઘાણ પું૦ પૂરેપૂરું કચરાવું–છૂંદાવું તે, પૂર્ણ પાયમાલી
**કચ્ચાંબચ્ચાં** ન૦ બ૦ વ૦ છોકરાંછૈયાં
**કચ્ચું** વિ૦ કાચું; અનુભવ વિનાનું
**કચ્છ** પું૦ [સં] કછોટો; લંગોટ (૨) કાચબો (૩) કિનારો; કિનારા પરનો પ્રદેશ (૪) હમેશ જ્યાં પાણી રહે એ દેશ (૫) પું૦; ન૦ કાઠિયાવાડની ઉત્તરનો એ નામનો દેશ
**કચ્છપ** પું૦ [સં] કાચબો
**કચ્છો** પું૦ કછોટો; લંગોટ
**કછોટી** સ્ત્રી૦ [સં कच्छ] લંગોટી (૨) એમાં બંધાતો અવયવ. ૦બંધ વિ૦ લંગોટબંધ, બ્રહ્મચારી (૨) પુરુષવાર (નોતરાં). –ટો પું૦ કચ્છો; કાછડો (૨) કચ્છમાં બંધાતો અવયવ

કળપી સ્ત્રી૰ કરપી; રાંપડી
કળબ સ્ત્રી૰ મોટી રાંપડી. ૦વું સ૰ક્રિ૰ રાંપડી દેવી-ફેરવવી
કળવ(-વિ)કળ સ્ત્રી૰ યુક્તિ, તદબીર (૨) ચેન; શાતા (૩) સૂઝ; સમજ
કળવું સ૰ક્રિ૰ [સં. कल्] સમજવું (૨) કલ્પવું; ધારવું; અટકળ કરવી; હિસાબ કે અંદાજ કાઢવો
કળવું અ૰ક્રિ૰ દુખવું; કળતર થવું
કળવું અ૰ક્રિ૰ [પ્રા. कल] કાદવમાં ઊતરી જવું; ખૂંતી જવું
કળશ પું૰ [સં. कलश] એક વાસણ; લોટો (૨) મંદિરના શિખર તરીકે મુકાતો ઘાટ; ઘૂમટની ટોચ; કલશ. ૦ળી સ્ત્રી૰ લોટી. -શિયો પું૰ લોટો (૨) ઝાડો (રોગ)
કળશી સ્ત્રી૰ સોળ (કાચા) મણનું માપ
કળશો પું૰ [સં. कलश] લોટો
કળસલી સ્ત્રી૰ જુઓ કળશલી; લોટી
કળા સ્ત્રી૰ જુઓ કલા (૨) (મોરની) કળા - કલાપ ફેલાવવો તે
કળાઈ સ્ત્રી૰ કલાઈ; કોણીથી કાંડા સુધીનો હાથનો ભાગ
કળાકાર, કળાકૌશલ્ય જુઓ કલાકાર ઇ૰
કળાણ ન૰ કળણ-કાદવવાળી જગા
કળાધર જુઓ કલાધર
કળાપો પું૰ કળપવું તે; રડારોળ (૨) કઢાપો
કળાભવન જુઓ કળાભવન
કળાયલ વિ૰ કળા કરેલી હોય એવો (મોર)
કળાવ(-વં)તી, કળાવાન, કળાવિધાન, કળાવિધાયક જુઓ કલાવતી ઇ૰
કળાવું અ૰ક્રિ૰ 'કળવું'નું કર્મણિ; પ્રતીત થવું; દેખાવું
કળિ, ૦કાળ, ૦યુગ જુઓ 'કલિ' ઇ૰
કળિયો પું૰ [જુઓ 'કળી'] કળિયો (૨) ઊડો (૩) દાડમનો દાણો
કળિંગડ(૦ડું) ન૰ કલિંગડું; તડબૂચ
કળી સ્ત્રી૰ [સં. कलि] અણખીલ્યું ફૂલ; કલિકા (૨) ફૂટો મોતીચૂર (૩) અંગરખાને કે પહેરણની અમુક ઢબને સીવતાં બગલ આગળ કરાતું સીવણ
કળીચૂનો પું૰ વિશુદ્ધ કરેલો ચૂનો
કળીંદું (-ઢું) વિ૰ ['કળવું' ઉપરથી] માટી-કાદવવાળું
કળે કળે, કળે વળે અ૰ [કળ+વળ] યુક્તિપ્રયુક્તિથી; સમજાવટથી
કળેળવું અ૰ ક્રિ૰ કળકળવું
કળેળી સ્ત્રી૰ કરેળી; કળેળવું તે
કળો પું૰ કલહ
કળોટી(-ડી) સ્ત્રી૰ એક જાતની સફેદ રેતી; સાથિયા પૂરવાની ભૂકી (આરસ વગેરે પથ્થરની)
કંઈ અ૰ વાક્યમાં પ્રશ્નાર્થવાચક ને નકાર-સૂચક ઉપયોગ. ઉદા૰ 'કંઈ મારાથી જવાય?'
કંઈ અ૰ [ચ.] ક્યાં. ૦ક અ૰ ક્યાંક
કંઈ વિ૰ (૨) સ૰ (અનિશ્ચિતાર્થ, પ્રશ્નાર્થ તથા નકારાર્થમાં મુખ્યત્વે વપરાય છે) કાંઈ; અમુક; કશું. ૦ક વિ૰ (૨) સ૰ કશુંક; કાંઈક (નિશ્ચયાર્થ ને હકારાર્થમાં વપરાય)
કંઈ વિ૰ (૨) સ૰ [સં. कति, પ્રા. कइ] અનેક (ઉદા૰ 'તમારા જેવા તો કંઈ આવી ગયા!') ૦ક વિ૰ (૨) સ૰ કેટલુંક; થોડુંક
કંઈક જુઓ ત્રણે 'કંઈ' ૨, ૩, ૪
કંક પું૰ [સં.] જેની પાંખમાંથી શરપુંખ થાય છે તે પક્ષી (૨) બગલો (૩) પી છાણું તીર (૪) નામધારી બ્રાહ્મણ (૫) યુધિષ્ઠિરે વિરાટ રાજાને ત્યાં ધારણ કરેલું નામ
કંકણ ન૰ [સં.] કાંગરાવાળી ચૂડી-બંગડી (૨) કંકણદોરો. ૦દોરો પું૰ લગ્નવિધિ શરૂ કરતાં વરકન્યાને કાંડે બંધાતું મીંઢળ અને લાલ દોરો; કાંકણદોરો. -ણાકાર, -ણાકૃતિ વિ૰ [+આકાર, આકૃતિ] કંકણના આકારનું [ખગ્રાસ ગ્રહણ માટે]; 'ઍન્યુલર'. -ણી સ્ત્રી૰ કાંગરીવાળી સોનાની બંગડી; કાંકણી (૨) ઘૂઘરીઓવાળો કંદોરો
કંકર પું૰ [સં. कर्कर] કાંકરો; નાનો પથ્થર (૨) મરડિયો
કંકાયુ પું૰ [પ્રા. कंकय] એક જાતનો પાણીનો સાપ

**કંકાલ** ન૦ [સં.] હાડપિંજર. **-લી** પું૦ કપાલી,શિવ(૨)શિવભક્ત [સ્થાલી

**કંકાવટી** સ્ત્રી૦[સં. कुंकुमवर्ति]કંકુ રાખવાની

**કંકાસ** પું૦કજિયો;કલેશ ૦ણું વિ૦ કંકાસ કરે એવું.**-સિયણ** વિ૦સ્ત્રી૦ કંકાસિયા સ્વભાવની. **-સિયું** વિ૦ કંકાસના સ્વભાવનું

**કંકુ** ન૦ [સં. कुंकुम] ચાંલ્લા ઇ૦માં વપરાતું લાલ દ્રવ્ય; કુંકુમ. ૦પડી સ્ત્રી૦, ૦પડો પું૦ કંકુનું પડીકું

**કંકોડી** સ્ત્રી૦ [સં. कर्कोटकी] કંકોડાની વેલ (૨) સૂતક કાઢવા માટે સ્નાન વખતે માથામાં નખાતી એક ભૂકી. **-ડું** ન૦ કંકોડાનું શાક-ફળ

**કંકોતરી, કંકોત્રી** સ્ત્રી૦ [સં. कुंकुमपत्रिका] લગ્નાદિ શુભ પ્રસંગની આમંત્રણપત્રિકા (૨)(વ્યંગમાં) ન ગમતું નોતરું કે ખબરની ચિઠ્ઠી

**કંકોલ** પું૦[સં.]એક ઔષધિ; ચિનિકબાલા

**કંગણ** ન૦ જુઓ કંકણ

**કંગન** ન૦ [હિં.] કંકણ. **-ની** સ્ત્રી૦ કાંસકી

**કંગવો** પું૦ [સં. कंकत] કાંસકી

**કંગાલ(-ળ)** વિ૦ છેક ગરીબ (૨) દરિદ્રી; તુચ્છ (૩)રસકસરહિત. **-લિ(-ળિ)યત** સ્ત્રી૦ અત્યંત ગરીબી; દીનદશા

**કંચન** ન૦ [જુઓ 'કાંચન']ચોખ્ખું સોનું (૨) ધન; દોલત

**કંચની** સ્ત્રી૦ કળાવંતણી; ગણિકા

**કંચવો** પું૦ [સં. कंचुक] કાંચળી

**કંચુક** પું૦[સં.] કાંચળી,કમખો(૨)સાપની કાંચળી (૩) બખ્તર. **-કી** સ્ત્રી૦ કાચળી (૨) પું૦ [સં.] જનાનખાનાનો ચોમદાર

**કંજ** પું૦ [સં.] બ્રહ્મા (૨) ન૦ કમળ

**કંજકંજ(-ઝ)રી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કંજૂસ** વિ૦ અતિશય-વધારેપડતી કર-કસર કરે એવું; કૃપણ; પાજી. **-સાઈ** સ્ત્રી૦ કંજૂસપણું [(માછલાં પકડવાનો)

**કંટક** પું૦ [સં.] કાંટો;ફાંસ (૨) આંકડો;ગલ

**કંટાદિયું** ન૦ શણ ઉપરનું કપડું

**કંટાળવું** અ૦ ક્રિ૦ કંટાળો ચઢવો-આવવો

**કંટાળી** વિ૦ સ્ત્રી૦ કાંટાવાળી (૨) સ્ત્રી૦ [દે. कंटाली] હાથિયો થોર; થોરી

**કંટાળું** વિ૦ [સં. कण्टालु] કાંટાવાળું (૨) ભૂંડું કાળું [જતો અણગમો

**કંટાળો** પું૦ અવિવિધતા કે થાકથી ઊપ-

**કંટિયું** ન૦ ડૂંડું [ભૂખ્યાં રહેવું તે

**કંટિયો** પું૦ ભારે જમણને બીજે દિવસે

**કંટી** સ્ત્રી૦ ડૂંડામાંના બારીક કણ (૨) ડૂંડું (૩) તાજી ડાંગર

**કંટીવાળો** પું૦ ચૂલે ચડાવવાના વાસણને બહારની બાજુએ કરાતો માટીનો લેપ

**કંટું** ન૦ ખરેટું

**કંટેવાળો** પું૦ જુઓ 'કંટીવાળો'

**કંટેસરી** સ્ત્રી૦ ગળામાં નાંખવાનું એક ઘરેણું

**કંટોડિયું** ન૦ઉકરડાનો-કચરોપૂંજો નાંખ-વાનો ખાડો (૨) અધણખાડ

**કંટોલી (-ળી)** સ્ત્રી૦ [દે. कटोल] એક વેલો; કંકોડી. **-લું (-ળું)** ન૦ કંકોડું

**કંટ્રાક્ટ** પું૦ [ઇં. કૉન્ટ્રેક્ટ] કરારથી કરવાનું કામ; ઠેકો. ૦ર પું૦ ઠેકેદાર

**કંટ્રોલ** પું૦ [ઇં.] કાબૂ; નિયમન

**કંઠ** પું૦ [સં.] ગળું (૨) હૈડિયો (૩) કંઠમાંથી નીકળતો અવાજ; સૂર (૪) કાંઠો-કાંઠલો (૫) કિનારો. ૦ગ્રંથિ સ્ત્રી૦ કંઠમાં આવેલી એક ગ્રંથિ; 'થાયરૉઈડ ગ્લૅન્ડ'. ૦મણિ પું૦ [સં.] કંઠીમાંનો હીરો (૨) હૈડિયો (૩) અત્યંત પ્રિયજન [લા.]. ૦માધુર્ય ન૦કંઠના અવાજની મધુરતા. ૦માળ સ્ત્રી૦ ગળાનો એક રોગ. ૦સૂત્ર ન૦ કંઠી; મંગળસૂત્ર(૨)ગળામાં પહેરવાનું ઘરેણું. ૦સ્થ વિ૦ [સં.] કંઠે-મોઢે-યાદ હોય તેવું (૨) કંઠસ્થાની (વ્યંજન). ૦સ્થાની વિ૦ કંઠમાંથી બોલાતો (વ્યંજન). **-ઠાભરણ** ન૦ [સં.] કંઠનું ઘરેણું; ગળચવો, છડો

**કંઠાર(-ળ)** સ્ત્રી૦ દરિયાનો કાંઠો; કિનારો

**કંઠાળ** સ્ત્રી૦ કચાર (૨) વાસણ ભરવાનો કોથળો (૩) ચીતળ (લાકડાની)

**કંઠી** સ્ત્રી० [સં.] રોકનું એક ઘરેણું (૨) કંઠમાં પહેરવાની ગુરુએ બંધાવેલી માળા (૩) [અંગરખાના] ગળા આગળના ભાગ ઉપરનું શોભીતું સીવણ કે ભરતકામ. ૦પગલું=વિષ્ણુના પગલાની ચકતીવાળી કંઠી. -ઠો પુંહાર; મોટા મણકાની માળા(૨)જુઓ કંઠી ૩ [કઠરવાની

**કંઠ્ય** વિ० [સં.] કંઠનું; કંઠ સંબંધી (૨)

**કંડ** પું० કુંડ (૨) કૂવો ચણવાની વાંકી ઈંટ

**કંડાર** પું० ['કંડારવું'] નકસી; કોતરણી (૨) આલેખ; ચિત્રકામ [કરવી

**કંડારવું** સ०ક્રિ०[પ્રા.ઉંકાર] કોતરવું;નકસી

**કંડિકા** સ્ત્રી० [સં.] નાનું પ્રકરણ (૨) વેદની ઋચાઓનો સમૂહ (૩) ફકરો

**કંડિયો** પું० [સં. करंड] વાંસની ચીપોની ઢાંકણવાળી ટોપલી

**કંડી** પું० [સં. करंडिन्] કરંડિયામાં સાપ લઈને ફરનારો મદારી

**કંડીલ** ન० [જુઓ 'કંદીલ'] દીવો કરવાનો કાચનો પ્યાલો; હાંડી (૨) ફાનસ.-લિયું ન० દીવાહાંડી (૨) દીવાને પવન ન લાગે તેમ રાખવાને બનાવેલું નાનું માટીનું વાસણ [ખસ; ખૂજલી

**કંડુ(-ડૂ)** સ્ત્રી० [સં.] ચળ; ખજવાળ (૨)

**કંતાઈ** સ્ત્રી० કાંતવાનું મહેનતાણું

**કંતાન** ન० શણનું કપડું (૨) ગુણપાટ

**કંતામણ** ન०,-ણી સ્ત્રી० જુઓ કંતાઈ

**કંતાવું** અ० ક્રિ० 'કાંતવું'નું કર્મણિ (૨) પાતળું થવું; સુકાવું (૩) ઓગળું થવું

**કંથ** પું० કાંત; પિયુ; પતિ

**કંથવો** પું० [સં. कन्था +वह] કંથાધારી; વેરાગી; બાવો(૨)અત્યંત ગરીબ માણસ

**કંથવો** [પ્રા. कुंथु] ચોમાસામાં થતું એક નાનું જીવડું

**કંથા** સ્ત્રી० [સં.] ચીથરાંનું બનાવેલું વસ્ત્ર (૨) ગોદડી. ૦ધારી પું० [સં.] કંથવો; કંથા પહેરનારો; સાધુ; યોગી

**કંથાર** ન०,-રી સ્ત્રી०[સં.], -રો પું० એક વનસ્પતિ. -રું ન० એનું ફળ-બી

**કંથારિયા** પું० નાગર બ્રાહ્મણની નાતમાં એક અટક [લાદવાની ગુણ

**કંથાળ** સ્ત્રી० ઘોડા ગધેડા ઉપર માલ

**કંદ** પું०; ન० [સં.] જેમાં ગર હોય તેવું મૂળ; સૂરણ, બટાટા ઇ० (૨) મૂળ; કારણ (સમાસને અંતે) ઉદા० આનંદકંદ. ૦કલી સ્ત્રી० કેતકી વગેરેમાં દાંડા ઉપર ઊગતી કળી, જે જમીનમાં દટાતાં નવો છોડ ઉત્પન્ન કરે છે; 'બલ્બિલ'. ૦મૂલ [સં.] (-ળ) ન० કંદ તથા મૂળ

**કંદર** ન०, -રા સ્ત્રી०[સં.]ગુફા;ખો; બખોલ

**કંદર્પ** પું० [સં.] કામદેવ ['કંદીલ'માં

**કંદીલ** ન० [અ.]. -લિયું ન० જુઓ

**કંદુક** પું० [સં.] રમવાનો દડો; દડી

**કંદો** પું० કુંદો; બંદૂકનો હાથો

**કંદોઈ** પું०[સં.कान्दविक] મીઠાઈ બનાવનાર તથા વેચનાર આદમી; સુખડિયો

**કંદોરાબંધ** વિ० કંદોરો પહેરનાર-પુરુષ પૂરતુ (નાતરું)

**કંદોરી** સ્ત્રી० નાનો કંદોરો. -રો પું० [कटि+ દોરો] કમરે પહેરવાનો કોઈ પણ દોરો કે સેર (સૂતર, સોનારૂપા વગેરેનો) (૨) ભીંતમાં ચણેલી ઈંટની કિનારી (૩) આંકો; લીટો

**કંદ્રપ** પું० + [જુઓ કંદર્પ] કામદેવ

**કંધ** સ્ત્રી० [સં. स्कंध] ખભો(૨)ભાર વહેનાર પશુઓની ખાંધ -બોચી

**કંધર(-રા)** સ્ત્રી० [સં.] ડોક; ગરદન

**કંધોડું** ન० [જુઓ 'કાંધું'] ખેડવા માટે અમુક શરતે ઢોર ભાડે રાખવું તે

**કંપ** પું० [સં.] કંપારો; ધ્રુજારો. ૦ન ન० [સં] કંપવું તે

**કંપની** સ્ત્રી० [इं.] ટોળી; મંડળી (૨) ભાગીદારો મેળવીને કાઢેલી પેઢી કે મંડળી. ૦સરકાર સ્ત્રી० એક વખત હિંદનો રાજવહીવટ કરતી કંપની; 'ઈસ્ટ ઇન્ડિયા કંપની' [બીવું; ડરવું

**કંપવું** અ०ક્રિ०[સં. कंप्]ધ્રૂજવું;થરથરવું(૨)

**કંપાઉંડ** ન० [इं., મૂળ મલાયી] ઘર કે

મકાનની ચોતરફની આંતરી લીધેલી જમીન; વાડો

**કંપાઉંડર** પું૰ [ઇં.] દાક્તર કહે તે દવા-દવાનું મિશ્રણ તૈયાર કરી આપનારો તેનો મદદનીશ

**કંપાણ** (ણ,) સ્ત્રી૰ એક જાતનો કાંટો; [ધાતુની તુલા

**કંપાયમાન** વિ૰ [સં.] ધ્રૂજતું; કાંપતું (૨) અસ્થિર; ચલિત

**કંપારી** સ્ત્રી૰, **-રો** પું૰ [સં. कंप] ધ્રુજારી; કમકમી

**કંપાર્ટમેન્ટ** ન૰ [ઇં] આગગાડીના ડબાનું [ખાનું

**કંપાસ** પું૰ [ઇં] હોકાયંત્ર (૨) વર્તુળ દોરવાનું યંત્ર

**કંપિત** વિ૰ [સં.] કંપેલું

**કંપોઝીટર** પું૰ [ઇં.] છાપખાનામાં બીબાં ગોઠવનારો માણસ

**કંબલ** પું૰ [સં.] કામળી (૨) ગાયબળદની ગોદડી-ગરદન નીચે લટકતી જાડી ચામડી

**કંબા** સ્ત્રી૰ [છ. कंबी] વાંસની ચીપ (૨) સુતારનો ગજ

**કંબુ** પું૰; ન૰ [સં] શંખ (૨) શંખની બંગડી

**કંબુજ** પું૰ કંબોજ; શંખ

**કંબોઈ** સ્ત્રી૰ [સં. कांबोजी] એક વનસ્પતિ

**કંબોજ** પું૰ [સં.] શંખ

**કંસ** પું૰ જુઓ કોસ

**કંસાર** પું૰ [દે.] એક ખાવાની વાની

**કંસારી** સ્ત્રી૰ [દે.] એક જીવડું

**કંસારો** પું૰ [સં. कांस्यकार] ધાતુનું વાસણ ઘડવા-વેચવાનો ધંધો કરનારો પુરુષ

**કાઇ(-ય)દે-આઝમ** પું૰ [ફા.] મોટા-મહાન નેતા કે આગેવાન

**કાઈલ** સ્ત્રી૰ [દે. कवल्लि] શેરડીનો રસ કાઢવાની મોટી કઢાઈ

**કાઉ** પું૰ [રવ૰] કાગડો

**કાઉન્સિલ** સ્ત્રી૰ [ઇં.] વિચાર કે વહીવટ કરનાર મંડળ (૨) તેની બેઠક-સભા (૩) ધારાસભા [લા]

**કાઉંવાઉં** અ૰ [રવ૰] ગરબડાટભર્યું અને ન સમજાય તેમ (૨) સ્ત્રી૰ એકસામટાં ઘણાં માણસો બોલાબોલી કરે તે

**કાક** પું૰ [સં] કાગડો

**કાકડી** સ્ત્રી૰ [સં. कर्कटी] આરિયું; ચીભડું (૨) ચીંથરાને વળ દઈ બનાવેલી દિવેટ. **-ડો** પું૰ ચીંથરાની મોટી કાકડી (૨) ગળાની બારીની આસપાસનો એક અવયવ; ચોળિયો (૩) પડજીભ

**કાકતાલીય** વિ૰ [સં.] કાગનું તાડ પર બેસવું અને અકસ્માત્ તાડફળનું પડવું થાય એવું; અણધાર્યું; ઓચિંતું

**કાકદૃષ્ટિ** સ્ત્રી૰ કાગડાના જેવી ચંચલ કે છિદ્રાન્વેષી દૃષ્ટિ

**કાકપક્ષ** પું૰ [સં.] જુઓ કાનઠેરિયાં

**કાકપદ** ન૰ [સં.] જુઓ હંસપદ

**કાકબ** પું૰ [રૂ. कक्कब] ગોળ કે મહુડાંની રસી (તમાકુ બાંધવામાં વપરાય છે તે)

**કાકમ** પું૰ [જુઓ 'કાકબ'] પ્રવાહી ગોળ જેવો થાય ત્યાં સુધી ઉકાળેલો શેરડીનો રસ

**કાકર** પું૰ [સં. कर्कर ઉપરથી] દાંત; દંતશૂળ (સૂવરાદિ પ્રાણીના) (૨) કરવતનો દાંતો (૩) ચામડીમાં પડેલો કઠણ ચીરો

**કાકર** પું૰ [સં. कर्कर] કળિયો (૨) કાંકરો

**કાકર** સ્ત્રી૰ પીંજણને છેડે તાંતની નીચે રહેતી ચામડાની અક્કડ કકરી પટ્ટી

**કાકરણી** સ્ત્રી૰ ['કાકર'] કાનસ; અતરડી

**કાકરવું** સ૰ ક્રિ૰ કરવતના કાકર કાઢવા-તીક્ષ્ણ કરવા (૨) ઉશ્કેરવું; મમત પર ચડાવવું (૩) ધીરે ધીરે ખોતરીને ખાવું

**કાકરિયા** પું૰બ૰વ૰ અંદર ચણા મગફળી વગેરે-કાકર-રાખી લોટગોળની બનાવેલી એક વાની-ગોળીઓ

**કાકરિયા કુંભાર** પું૰ એક કલગીદાર પક્ષી

**કાકરી** સ્ત્રી૰ નાના દાંતાવાળી ધાર (૨) નાનો કાંકરો (૩) કરકર; રેતી. **-રો** પું૰ (ચ.) કાકરો (૨) ડચકું (જેમ કે ડુંગળીનું)

**કાકલી** વિ૰ [સં.] કોમળ ને મધુર

**કાકલૂદી** સ્ત્રી૰ [સં. काकल्य] દયા ઉપજાવે એવી આજીજી; કાલાવાલા. ૰વેડા પું૰ બ૰ વ૰ કાકલૂદીભર્યું વર્તન

**કાકવંઝા,-ંધ્યા** [સં.] સ્ત્રી૦ એક જ વાર ફળનાર વનસ્પતિ (૨) એવી સ્ત્રી
**કાકશિખંડ** પુ૦ [સં.] બાબરી
**કાકા** (કા-કા)અ૦[રવ૦]કાગડાની બોલી
**કાકા** પું૦બ૦વ૦[ફા.=મોટો ભાઈ]'કાકો'-નું માનવાચક રૂપ •[જાતનો પોપટ
**કાકાકૌવા** પું૦ [મલાયી કાકાતુઆ] એક
**કાકાજી(-સસરા)** પુ૦ સસરાના ભાઈ; કાકોસસરો (માનવાચક)
**કાકી** સ્ત્રી૦ કાકાની સ્ત્રી
**કાકીડો** પું૦ [દે. कर्किंटद, किंकिड] કાચંડો
**કાકીજી(-સાસુ)** સ્ત્રી૦ કાકાજીની સ્ત્રી
**કાકુ** પુ૦ [સં.] દુઃખ, ભય, ક્રોધથી સ્વરમાં પડતો ફેર (૨) કરડાકીમાં કે વ્યંગમાં બોલવું તે
**કાકુ** પુ૦ ફીકો (ભાટિયા લોકોમાં)
**કાકુત્સ્થ** પુ૦ [સં.] રામ
**કાકો** પુ૦ [જુઓ 'કાકા'] બાપનો ભાઈ (૨) પિતાનું સંબોધન કરવામાં વપરાય છે (૩) દુશ્મન [વ્યંગમાં]
**કાકોદર, કાકોલ** પુ૦ [સં] સાપ
**કાકોસસરો** પું૦ કાકાજી
**કાખ** સ્ત્રી૦ [સં. कक्षा] બગલ. ૦ઘાલાઈ, ૦બિલાડી સ્ત્રી૦ બગલમાં થતું એક ગૂમડું; બામલી ૦લી સ્ત્રી૦કાખ;બગલ. ૦લી ફૂટવી=આનંદમાં આવી જવું. -ખી સ્ત્રી૦અંગરખા કે કાપડાની બગલની કરાખી. -ખું પું૦ કાખનો વાળ •
**કાગ** પુ૦ [સં] કાક; કાગડો.
**કાગજ(-ઝ)** [અ.] -ળ પુ૦ વાંસ, ઘાસ, ધાગા ઇ૦માંથી કરાતી લખવા વગેરેના કામની એક બનાવટ (૨) પત્ર; પત્રિકા
**કાગડી** સ્ત્રી૦ કાગડાની માદા (૨) ગાડાની બે ઊંટોની વિત્તળથી જડેલી અણી
**કાગડો** પુ૦ [સં. काग] કાક; એક કાળું પક્ષી (૨) ચાલાક લુચ્ચું પ્રાણી [લા.]
**કાગદી** વિ૦ [ફા] પાતળી છાલવાળું (જેમ કે લીંબુ) (૨) તકલાદી (૩) પુ૦ કાગળ બનાવનારો કારીગર (૪) કાગળ વેચનારો અથવા ચોપડા ઇ૦ બાંધનારો વેપારી. ૦ચલણ ન૦ કાગળનું ચલણ
**કાગવાશ** (શ.)સ્ત્રી૦ [સં.कागंवाश=બોલવું બોલાવવું] શ્રાદ્ધને દિવસે પિતૃનિમિત્તે કાગડાને બલિ નાખતી વખતનો ઉદ્ગાર (૨) એ બલિ
**કાગળ** પું૦ જુઓ કાગજ. ૦પત્તર, ૦પ પું૦ ચિઠ્ઠીચપાટી કે ટપાલનો પત્ર. -ળિ ન૦ કાગળનો કટકો (૨) ચલણી નો લોન, હૂંડી અને શેર જેવો – જેનાં નાણ થાય તેવો કાગળ
**કાગાનીંદર** સ્ત્રી૦ કાગડાના જેવી, ઝટ ઊ જાય એવી ઊંઘ [ગરબડ
**કાગારોળ** પું૦ (કાગડા જેવી) રોકકળ(
**કાચ** પુ૦ [સં] રેતી અને ખારવાળી મા ઓગાળીને બનાવાતો એક પદાર્થ ( દર્પણ (૩) પાસાદાર, ચળકતી મિશ્રધ (૪) નિર્મળ કે ક્ષણભંગુર એવી ઉપ આપતાં વપરાય છે; જેમ કે– કાચ જે પાણી; કાચનું વાસણ
**કાચકી** સ્ત્રી૦ કાકચ; એક વનસ્પતિ ( ગળાની બારી આગળ થતો એક રે (૩) સંકડામણ; મુશ્કેલી. -કું ન૦, - પું૦ કાચકીનું ફળ
**કાચડ** સ્ત્રી૦ [કાચું ઉપરથી] ગૂમડા આજુબાજુનો સૂજેલો ભાગ
**કાચબી** સ્ત્રી૦ કાચબાની માદા (૨) એ રોગ; કાચકી. -બો પું૦ [સં. कच्छ એક જળચર પ્રાણી
**કાચર** સ્ત્રી૦ કકડી. ૦કૂચર ન૦ પરચૂ ખાદ્ય વસ્તુઓ (૨) પરચૂરણ ભાંગી વસ્તુઓનો સમૂહ. -રી સ્ત્રી૦ મીઠા આથેલી ફળની–શાકની કકડી; સુકવ -રું ન૦ ચીરિયું; કકડી
**કાચલી** સ્ત્રી૦ [દે. कच्चरा] શાકની–ખ કરીને કોકમડાની સુકવણી
**કાચલી** સ્ત્રી૦[સં. कवच ઉપરથી]નાળિયે ભાગેલું કોટલું. -લું નાળિયેરનું ભા કોટલું (૨) કોઈ પણ ભાગેલું અધ

**કાટછાંટ** સ્ત્રી૦ [હિં] કાપકૂપ, સુધારોવધારો
**કાટપીટિયો** પુ૦ કાટ–ઇમારતી લાકડાનો વેપારી
**કાટમાળ** પુ૦[કાટ–કાષ્ઠ]જૂનુંનવું પરચૂરણ ઇમારતી લાકડું (વળી, વાસ ઇ૦)
**કાટરડો** પુ૦ [સ કિટ્ટાલ] કચરો કચરો, પ્રવાહી વસ્તુનો મેલ (૨) ટાઈ–બગડીને ખરાબ થઈ ગયેલો માલ, નકામો રદ્દી સરસામાન ઇ૦
**કાટલું** ન૦ વજન, અમુક નક્કી વજનનું તોલનાનું સાધન (૨) સુવાવડમાં સ્ત્રીઓને અપાતું ગુંદર વગેરેનું વસાણું (૩) ઓછું રહ્યું તે, નાપી લેવું તે ૦કાઢવું= આડખીલી દૂર કરવી (૨) મારી નાખવું
**કાટવું** સ૦ ક્રિ૦ [સ કર્ત્ પ્રા કટ્ટ] કાપવું, છેદવું (૨) કરડવું (૩) ઉતરવું
**કાટવું** વિ૦ કાટના રંગનું –ચો પુ૦ શોકનો કાટના રંગનો સાડલો
**કાટાકાટ** સ્ત્રી૦ કાપાકાપી (૨) કતલ (૩) અંટસ અદાવત
**કાટોડો** પુ૦ જુઓ 'કાટરડો' (૨) ચકમક (૩) કાચી ધાતુમાંથી લોઢું કાઢી લીધા પછી ભઠ્ઠીમાં રહેલો અવશેષ
**કાઠ** વિ૦ [કાઠું–કઠિન] ધૂર્ત, પહોંચેલ
**કાઠ** પુ૦ [સ કાષ્ઠ] કાષ્ઠ (૨) ઇમારતી કાટ (૩) કાકડો (૪) હેડમેડીનું ચોકઠું, હેડ ૦ડી સ્ત્રી૦ નાનો કાકડો ૦ડું ન૦, ૦ડો પુ૦ ઊંટ વગેરે જાનવરની પીઠ પર મુકાતું લાકડાનું આસન [વાતુ ધરેણું
**કાઠયો** પુ૦ કન્યાને પરણાવતા પહેલાં ચડા
**કાઠા** વિ૦ (બ૦વ૦) લાવારા પડતા એક જાતના (ઘઉં)
**કાઠિન્ય** ન૦ [સ] કઠિનતા (૨) કઠોરતા
**કાઠિયાણી** સ્ત્રી૦ કાઠી સ્ત્રી
**કાઠિયાવાડ** પુ૦, ન૦ ગુજરાત પાસેનો એક પ્રદેશ સૌરાષ્ટ્ર –ડી વિ૦કાઠિયાવાડનું –તે સબંધી (૨)પુ૦કાઠિયાવાડનો રહીશ
**કાઠી** વિ૦ (૨) પુ૦ કાઠિયાવાડની એક અસલી જાતનું (માણસ)
**કાઠી** સ્ત્રી૦ [સ કાષ્ઠ] બાળવાનું લાકડું (૨) જમીનનું એક માપ (૪૦૦ કાઠી=વીઘું) (૩)લાકડી, દંડો, વાંસ(૪)માંડુ (શરીરનું)
**કાઠું** વિ૦ [સ કઠિન] કઠણ, આકરું (૨) કઠોર (૩) કંજૂસ (૪) ખરાબ માઠું
**કાઠું** ન૦ [સ કાષ્ઠ પરથી] કલેવર, શરીરનો બાંધો (૨) ખોખું (ઢોલ ડફ ઇત્યાદિનું) આકાર (૩) કાકડો (૪) કોર ચોડવાની હોય એવું સાડાનું જપડું
**કાઢધાવ** (હ, લ) સ્ત્રી૦ કાઢવું ને ઘાલવું તે
**કાઢવું** સ૦ ક્રિ૦ [સ કૃષ્, પ્રા કડ્ઢ] (હોય ત્યાંથી કે અંદરથી) બહાર ખેંચવું–લાવવું –લેવું–મોકલવું (૨) અલગ કરવું છૂટું પાડવું (૩) રદ કરવું ('આ શબ્દ કાઢો તો લખાણ મંજૂર છે') (૪)આલેખવું દોરવું (જેમ કે અક્ષર ચિત્ર ઇ૦) (૫) કહેવું, બોલવું, ઉચ્ચારવું (જેમ કે અવાજ સાદ ઇ૦) (૬) સ્થાપવું, નવું ખોલવું શરૂ કરવું (જેમ કે નિશાળ દુકાન ઇ૦) (૭) ગણી કાઢવું, ગણતરી કરવી(જેમ કે ભાવ માપ) (૮)જાહેરમાં બહાર આણવું (જેમ કે નામ, આબરૂ, દેવાળું) (૯) અંદરનો સાર કે અમુક ભાગ અલગ કરવો(જેમ કે મલાઈ કાઢવી 'તેણે ૫૦૦ રૂ આ ખાતે કાઢયા')(૧૦)કમાવું, મેળવવું જોગ કરવો (દુકાનમાંથી રોટલો કાઢવાનો છે')(૧૧) બીજા ક્રિ૦ સાથે તે ક્રિયા પૂરી કરી દેવી, પતવવી, એવો ભાવ બતાવે છે (જેમ કે એણે આખું ખેતર ખોદી કાઢયું)
**કાઢો** પુ૦ [સ ક્વાથ] કાવો ઉકાળો
**કાણ**, ૦મોકાણ (ણ)સ્ત્રી૦ મરણ પાછળ શોક, રડવું અથવા લૌકિકે જવું તે –ણિયું વિ૦ કાણ કરનારું
**કાણિયું** વિ૦ ['કાણું'] એક આંખવાળું
**કાણું** વિ૦ [સ કાણ] વેહ–છિદ્રવાળું (૨) એક આંખવાળું (૩)ન૦ વેહ, છિદ્ર, બાકું
**કાતડી** સ્ત્રી૦ [સ કૃત્તિ] ચામડી
**કાતર** વિ૦ [સ] બીકણ, કાયર(૨)દુઃખી, ભયભીત (૩) કતરાતું, વાંકું

જેવું કઠણ કોટલું ઉદા૦ 'હીબ' (૩) એવો વાડકો

**કાચલું** ન૦ નદીના ભાઠાની ખેડેલી જમીન

**કાચ'(-ચિં',-ચીં')ડો** પું૦ [જુઓ 'કાચીડો'] ધરોળીના જેવું એક પ્રાણી

**કાચું** વિ૦ પાકેલું નહિ એવું (કાચી કેરી) (૨) બરાબર નહિ પકવેલું કે રંધાયેલું (કાચી ચાસણી; કાચી માટલી; કાચો ભાત) (૩) શેકેલું – ગળેલું નહિ એવું (કાચી સોપારી, ચણા ઇ૦) (૪) કશા સંસ્કાર ન કરાયેલું – કુદરતી સ્થિતિમાં હોય એવું (કાચો માલ, કાચી ધાતુ) (૫) તકલાદી, મજબૂત કે ટકાઉ નહિ એવું (કાચી સડક, કાચો રંગ) (૬) નાદાન; બિનઅનુભવી (માણસ, જ્ઞાન, ઇ૦) (૭) અધૂરું, અપૂર્ણ (કાચું કામ, કાચી બુદ્ધિ) (૮) કામચલાઉ, છેવટનું નહિ એવું (કાચો હિસાબ ઇ૦) (૯) પોચું; નરમ (કાચા કાગળનું) (૧૦) બારદાન ઇ૦ સાથેનું કે અંદાજી (વજન, માપ) (૧૧) પાકું – બંગાળી નહિ, તેથી અડધા વજનનું (શેર, મણ ઇ૦ વજન) (૧૨) ન૦ કચાશ; કસર; અધૂરાપણું. ૦કુંવારું વિ૦ કાચી વયનું અને અવિવાહિત. ૦કોરું વિ૦ નહિ રાંધેલું અને લૂખું. ૦નચ વિ૦સાવ કાચું. ૦પાકું વિ૦ કંઈક કાચું અને કંઈક પાકું એવું; અર્ધદગ્ધ. ૦પોચું વિ૦ અનુભવ અને હિંમત વગરનું, ભોળું

**કાચોકૂચો** પું૦ છેવટનો બાકી રહેલો ભાગ

**કાછ** પું૦ જુઓ 'કાછડો'

**કાછડી** સ્ત્રી૦ [જુઓ કછોટી] કાછડાની રીતે પાછળ ખોસેલો ધોતિયાનો એક ભાગ. ૦છૂટો વિ૦ પું૦ વ્યભિચારી. –ડો પું૦ ધોતિયું કે સાડલો ઊંચો લઈ બે પગની વચ્ચેથી પાછળ ખોસવો તે; તે રીતે ખોસેલો વસ્ત્રનો ભાગ

**કાછિયણ** સ્ત્રી૦ કાછિયાની સ્ત્રી

**કાછિયો** પું૦ શાક વેચવાનો ધંધો કરનાર આદમી (૨) એ જ્ઞાતિનો માણસ

**કાછો** પું૦ જુઓ કછોટો. ૦ટી સ્ત્રી૦ જુઓ 'કછોટી'. ૦ટો પું૦ જુઓ કછોટો

**કાજ** ન૦ [સં. कार्य] કામ (૨) કારણ; પ્રયોજન. ૦ગરું વિ૦ શક્તિવાળું; કામેલ (૨) જુવાનજોધ; તરુણ (૩) ઘણું પ્યારું; માનીતું; લાડકું (૪) નાજુક; તકલાદી

**કાજળ** ન૦ [સં. कज्जल] મેશ (૨) આંખમાં આંજવાની મેશ. ૦કંકુ ન૦ બ૦ વ૦ (સૌભાગ્યવતીના શણગારના) કાજળ ને કંકુ. ૦રાણી સ્ત્રી૦ કાજળી ત્રીજ. ૦વું અ૦ક્રિ૦ કાજળ–મેશ વળવી (૨) કજળી જવું; ઓલવાવું. –ળી સ્ત્રી૦ મેશ (૨)

શ્રાવણ વદ ત્રીજ; કાજળરાણી

**કાજી** પું૦ કાઝી, ઇસ્લામી ન્યાયાધીશ (૨) ઇસ્લામી વિદ્વાન – પંડિત

**કાજુ** પું૦ [મલાર્યા कायु] એક સૂકો મેવો. ૦કળિયા પું૦બ૦વ૦ કાજુ (૨) સાકરિયા કાજુ

**કાજે** અ૦ [જુઓ કાજ] માટે; વાસ્તે

**કાઝી** પું૦ [અ.] જુઓ કાજી

**કાટ** પું૦ [પ્રા. किट्ट] ધાતુને લાગતો મેલ કે તેનો વિકાર (૨) નકામો ભારરૂપ ઉતાર કે મેલ [લા.]

**કાટ** પું૦ [સં. काष्ठ] ઇમારતી લાકડું

**કાટ** પું૦ (દાવો કાપવા) સામે મંડાતો દાવો; પ્રતિકાર (૨) (ટ,) સ્ત્રી૦ ગંજીફામાં અમુક ભાત ન હોવી–કાપવું હોવું તે

**કાટ** પું૦ કાંટો; નડતર; આડ; વિઘ્ન. ઉદા૦ શત્રુનો કાટ કાઢવો

**કાટકૂટ** સ્ત્રી૦ કાપવું અને કૂટવું–ખાંડવું ટીચવું તે (૨) તૂટેલો ફૂટેલો સરસામાન (૩) મકાનના બાંધકામનો માલ

**કાટકો** પું૦ [જુઓ કડાકો] મોટી ગર્જના

**કાટખૂણ** પું૦ નેવું અંશનો ખૂણો (૨) એ માપનું કડિયા–સુતારનું ઓજાર. ૦ત્રિકોણ પું૦ કાટખૂણાવાળો ત્રિકોણ –ણો પું૦ કાટખૂણ

**કાતર** સ્ત્રી૦ [સં. कर्तरी] કાતરવાનું ઓજાર (૨) વાળ ખરી પડવાનો જાનવરોનો એક રોગ (૩) કાતરના જેવી ધારવાળી પાતળી ઠીકરી, પતરું ઇ૦. ૦ણુ ન૦ કાગળની કપાયેલી પટીઓ. ૦ણી સ્ત્રી૦ કાપવું તે; કાપવાની રીત (૨) કાતર (૩) કરસણ કાપી લીધા પછી ખળું કરતી વખતે બ્રાહ્મણોને જે ભાગ આપે છે તે

**કાતરવું** સ૦ક્રિ૦ [સં कृत्] કાતરથી કાપવું (૨) કાપવું, કરડવું (૩) ઓછું કરવું (૪) ખોતરવું, ખણવું (૫) ઘસાતું બોલવું [લા.]

**કાતરિયું** ન૦ છેક છાપરાની નીચેનો નીચો મેડો (૨) લાકડાનું એક બેધારું અસ્ત્ર (૩) દીવાલ ભેદવાનું ચોરનું એક ઓજાર (૪) બે ચૂડીની વચમાં પહેરાતું પાતળી ચીપનું કંકણ (૫) ભેગું (૬) કટાક્ષ, કરડી આંખે જોવું તે (૭) સ્લેટનો ભાગેલો મોટો ટુકડો

**કાતરી** સ્ત્રી૦ [પ્રા. कत्तरिअ] પાતળી, ચપટી કકડી

**કાતરો** પું૦ ચપટું, લાંબું ને વાંકું ફળ. ઉદા૦ આમલીનો કાતરો (૨) એને મળતા આકારનું એક દારૂખાનું (૩) એક જીવડો (એ ઊગતા અનાજનો છોડ કાતરી ખાય છે) (૪) દાઢીની બને બાજુ રખાતા વાળના લાંબા થોભિયામાંનો પ્રત્યેક

**કાતળી** સ્ત્રી૦ જુઓ કાતરી

**કાતળું** ન૦['કાતરી'] જાડી ચીરી—ગામચું (૨) ગંડેરી (૩) મોટો બેડોળ કકડો

**કાતિલ** વિ૦ [अ] કતલ કરનારું—કરે એવું (૨) ઘાતક (૩) મર્મવેધી [દગો [લા.]

**કાતી** સ્ત્રી૦ [સં. कर्त्री] છરી (૨) કરવતી (૩)

**કાતુ** ન૦ ['કાતી'] બૂઠી છરી—પાળી

**કાત્યાયન** પું૦ [સં] એક ઋષિ (૨) એક વૈયાકરણી (૩) ન૦ નિકંદન

**કાત્યાયની** સ્ત્રી૦ [સં] પાર્વતી—દુર્ગા. ૦વ્રત ન૦ ઇચ્છેલો પતિ મેળવવા કન્યાઓ કાત્યાયની દેવીને ઉદ્દેશી કરે છે તે વ્રત

**કાથાકબલા** પું૦ બ૦ વ૦ કૂથલી, સાચાં-જૂઠાં (૨) નકામી ભાંજગડ; નજીવી તકરાર

**કાથિયું** વિ૦ કાથાના રંગનું (૨) ન૦ કાથીનું દોરડું (૩) કાથીની સાદડી (૪) કાથીનું બનાવેલું પગલુછણિયું

**કાથી** સ્ત્રી૦ [મ. काथ्या] નાળિયેરનાં છોડાંના રેસા કે તેની દોરી

**કાથો** પું૦ ખેરની છાલનું સત્ત્વ

**કાથો** પું૦ જુઓ કાથી

**કાદર** વિ૦ [અ. क़ादिर] શક્તિમાન

**કાદવ** પું૦ [સં. कर्दम] ધૂળ—માટીમાં પાણી મળીને બનતો ગારો, કીચડ. ૦કીચડ પું૦ ખૂબ કાદવ

**કાદંબરી** સ્ત્રી૦ [સં.] બાણકૃત સુપ્રસિદ્ધ કથા (૨) તે કથાનું મુખ્ય સ્ત્રીપાત્ર (૩) નવલકથા [લા.]

**કાન** પું૦ [સં. कर्ण] સાંભળવાની ઇંદ્રિય (૨) લક્ષ, ધ્યાન [લા.] (૩) નાકું; છિદ્ર. ૦ખજૂરો પું૦ [સં. खर्जुर=વીંછી] ઘણા પગવાળો એક જીવડો. ૦ચિમડિયું ન૦ વાગોળ (૨) ચામાચીડિયું. ૦છેરિયાં ન૦ બ૦ વ૦ કાન ઉપરના વાળના ગુચ્છા. ૦ટોપી સ્ત્રી૦ કાન ઢંકાય તેવી ટોપી

**કાનડી** વિ૦ [સં. कर्णाट] કર્ણાટકનું—ને લગતું (૨) સ્ત્રી૦ કર્ણાટકી ભાષા

**કાનન** ન૦ [સં.] વન; જંગલ

**કાનપટી(—ટ્ટી)** સ્ત્રી૦ કાનની કોર કે બૂટ. ૦પકડવી=ભૂલ કબૂલ કરવી (૨) સામાની ભૂલ બતાવવા—તેને સાનમાં લાવવા કાન આમળવો [નાર સાધુ

**કાનફટો** પું૦ કાનમાં મોટું કુંડળ—કડું પહે-

**કાનફૂટું** વિ૦ બહેરું

**કાનફૂસિયાં** ન૦ બ૦ વ૦ કાનભંભેરણી. —યું વિ૦ કાન ભંભેરનારું (૨) ચુગલખોર (૩) ન૦ ભંભેરણી કે ચુગલી કરવી તે

**કાનફોડિયું** વિ૦ કાન ફોડે એવું (મોટા અવાજ કરીને)

**કાનભંભેરણી** સ્ત્રી૦ કાન ભંભેરવા તે; કોઈનું કાંઈ કહી ઊંધી દોરવણી કરવી તે

**કાનમ** (નં) સ્ત્રી૦ [સં. कृष्णभूमि, પ્રા. कण्हभूम, कान्हम] કાળી જમીન (૨) ન૦ વડોદરા અને ભરૂચ વચ્ચેનો પ્રદેશ

**કાનશિયાં, કાનસોરિયાં** ન૰ બ૰ વ૰ કાનઠેરિયા
**કાનસ** સ્ત્રી૰ એક ઓજાર; અતરડી (૨) ઘરની મેડાની આગલી પાટડી ઉપર ગોઠવવામાં આવતો બીજો નાનો પાટડો
**કાનસિયાં** ન૰ બ૰ વ૰ કાનઠેરિયાં
**કાનીન** વિ૰ [સં.] કન્યાનું, -ને લગતું
**કાનુડો** પું૰ [સં.] કહાનો; કૃષ્ણ [પુરુષ
**કાનૂગો** પું૰ [फा. कानूनगो] કાયદો જાણનાર
**કાનૂન** પું૰ [અ.] કાયદો; નિયમ (૨) ધારો; રિવાજ. ૦ભંગ પું૰ કાનૂનનો–કાયદાનો ભંગ. –ની વિ૰ કાનૂનને લગતું
**કાનેકાન** અ૰ જુદા જુદા કાને થઈને (૨) ખુદ પોતાના કાનથી
**કાનો** (કા') પું૰ [સં. कर्ण] લિપિમાં 'આ'નું 'ા' આવું ચિહ્ન (૨) વાસણની કોર
**કાનોકાન** (કા') અ૰ [વાસણના] કાના સુધી (૨) કાનેકાન
**કાન્યકુબ્જ** પું૰; ન૰ [સં.] કનોજ
**કાપ** પું૰ કાપવું તે (૨) કાપવાથી પડતો આંકો; વાઢ; કાપો; (૩) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું (૪) કાપવાની–વેતરવાની રીત, ખૂબી. ૦કૂપ સ્ત્રી૰ જુઓ કાપાકૂપ
**કાપડ** ન૰ [સં. कर्पट] કોરું કપડું. –ડિયો પું૰ કાપડ વેચનાર. –ડી પું૰ કાપડિયો (૨) વિ૰ કાપડને લગતું [સંન્યાસી
**કાપડી** પું૰ [સં. कार्पटिक] કાર્પટિક; સાધુ-
**કાપડી** સ્ત્રી૰ [સર૰ કાપલી] નાનું કાપડું. –ડું ન૰ સ્ત્રીઓનું છાતીએ પહેરવાનું વસ્ત્ર; કાંચળી
**કાપણી** સ્ત્રી૰ [સં. कल्पनी] કાપવાની રીત (૨) પાકેલા અનાજને કાપવું તે; લણણી (૩) પતરાં કાપવાનું ઓજાર, કાતર
**કાપતું** વિ૰'કાપવું'નું વ૰કૃ૰; મોટી રકમમાં નાની સમાવાને ગણાતું (વ્યાજ)
**કાપલી** સ્ત્રી૰ ['કાપવું'] નાનો કાપલો. –લો પું૰ કાગળ કે કપડાનો કકડો
**કાપવું** સ૰ક્રિ૰ [પ્રા. कप्प] વાઢવું, વાઢી જુદું પાડવું (૨) ઘટાડવું (૩) દૂર કરવું; ફેડવું (૪) [ગંજીફાની રમતમાં] ચીપ્યા પછી પાનાં વહેંચતાં પહેલાં અધ્ધર અમુક ભાગ ઉઠાવવો (૫) રમાતી જાતનું પત્તું ન હોય તો હુકમનું પાનું ઊતરવું; કાટવું
**કાપાકાપ(–પી)** સ્ત્રી૰ એક બીજાને સામસામે કાપી નાંખવું તે; કતલ; ખૂનરેજી
**કાપાકૂપ (–પી)** સ્ત્રી૰ થોડુંઘણું કાપવું ઘટાડવું તે (૨) સુધારોવધારો (૩) કરકસર
**કાપાલ(–લિક)** પું૰ [સં] જુઓ 'કપાલી'
**કાપુરુષ** પું૰ [સં.] બાયલો માણસ (૨) અધમ–તુચ્છ માણસ [ચીરો; કાપ
**કાપો** પું૰ [કાપવું] આંકો; લીટો; છેકો (૨)
**કાફર** વિ૰ [અ. काफ़िर] મુસલમાની ધર્મને નહિ માનનાર; નાસ્તિક; અધર્મી (૨) લુચ્ચું; હરામખોર (૩) જંગલી (૪) પું૰ આફ્રિકાની મૂળ વતની જાતનો માણસ
**કાફલો** પું૰ [અ. क़ाफ़िला] સમુદાય; સંઘ (૨) લડાયક વહાણનો સમૂહ
**કાફી** સ્ત્રી૰ એક રાગિણી
**કાફી** સ્ત્રી૰ [ઇં. कॉफ़ी] બુંદદાણામાંથી બનાવાતું એક પીણું
**કાફી** વિ૰ [અ.] પૂરતું; જરૂર જેટલું
**કાબર** સ્ત્રી૰ એક પંખી (૨) કચકચિયણ સ્ત્રી [લા.]. ૦કલહ સ્ત્રી૰ કાબરોનો કલહ (૨) બોલાચાલી–ઝઘડો, કચકચાટ [લા.]
**કાબરચીતરું** વિ૰ [સં. कर्बुर+चित्र] ચિત્રવિચિત્ર; તરેહવાર રંગનું [કાબરચીતરું
**કાબરિયું** વિ૰ [સં. कर्बुर] રંગબેરંગી;
**કાબરી** સ્ત્રી૰ કેરડુ બીલી (૨) કાબરચીતરા ધોળા અને કાળા રંગની તલી
**કાબરું** વિ૰ કાબરિયું
**કાબા** પું૰ [અ. कअबह] મક્કામાં આવેલું મુસલમાનોનું એક જાત્રાનું સ્થાન
**કાબુલ** ન૰ [फा.] અફઘાનિસ્તાનનો એક પ્રાંત (૨) અફઘાનિસ્તાનનું પાટનગર. –લી વિ૰ કાબુલનું, –ને લગતું (૨) પું૰ કાબુલનો વતની; અફઘાન; પઠાણ
**કાબૂ** પું૰ [तुर्की] સત્તા; અખત્યાર (૨) અંકુશ (૩) કબજો (૪) વજન; વગ

**કાબેલ** વિ૦ [અ કાબિલ] પહોંચેલુ, હોશિયાર (૨) પ્રવીણ, બાહોશ **–લિયત** સ્ત્રી૦ [અ કાબિલ્યિત] કાબેલ હોવાનો ગુણ

**કાબો** પું૦ કચ્છ રણવસતી એક લુગારુ અને ચાંચિયા જાતનો આદમી, લૂટારો (૨) વિ૦ પું૦ કાબેલ, પક્કો

**કામ** પું૦ [સ] ઇચ્છા, વાસના (૨) ચાર પુરુષાર્થોમાનો એક (૩) ઇંદ્રિયસુખ, વિષયસુખ, મૈથુનેચ્છા (૪) કામદેવ, મદન

**કામ** ન૦ [સ કર્મ, પ્રા કમ્મ] કર્મ, કૃત્ય (૨) નોકરચાકરનુ કામ (જેમ કે કામ કરનારી)(૩) કર્તવ્ય (૪) વ્યવસાય, ધધો (૫) જરૂર, ખપ, ઉપયોગ (૬) કેસ, મુકદ્દમો (ઉદા૦ એના ઉપર કામ ચલાવવુ જોઈએ)(૭) અ૦ કાજે, માટે('શુ કામ?') ૦આવવુ = ઉપયોગી થવુ (૨) (યુદ્ધમા) ખપી જવુ

**કામકાજ** ન૦ નાનુ મોટુ કોઈ પણ કામ, વ્યવસાય (૨) ધધો, રોજગાર

**કામકામી** વિ૦ [સ] વિષયસુખની ઇચ્છાવાળુ [અનિરુદ્ધ

**કામકુમાર, કામકુંવર** પું૦ પ્રદ્યુમ્નનો પુત્ર

**કામકેલિ(–લી)** સ્ત્રી૦ [સ] સ્ત્રીપુરુષની કામવાસના પ્રેરિત રમત (૨) સભોગ, મૈથુન [અ । કરવાનુ કામ

**કામગરી** સ્ત્રી૦ નોકરી, ચાકરી (૨) નોકરી

**કામગરુ** વિ૦ કામમા મચ્યુ રહેનારુ, ઉદ્યોગી

**કામગાર** વિ૦ કામ–મહેનતમજૂરી કરનાર (૨) પું૦ કામદાર, મજૂર

**કામગીરી** સ્ત્રી૦ કામગરી

**કામગુણ** પું૦ [સ] શબ્દાદિ પાચ વિષય

**કામચર** વિ૦ [સ] સ્વચ્છદી

**કામચલાઉ** વિ૦ કામ ચલાવવા પૂરતુ જ હોય એવુ (૨) કાયમીથી ઊલટુ, હગામી

**કામચાર** પું૦ [સ] સ્વચ્છદ **–રી** વિ૦ [સ] સ્વચ્છદી

**કામચોર** વિ૦ પોતાને સોપાયેલુ કામ બરાબર નહી કરનાર – હાડકાનુ આળુ (૨) પું૦ એવો આદમી (૩) કસબચોર. **–રી** સ્ત્રી૦ કામચોરનુ કર્મ

**કામજિત** વિ૦ [સ] વિષયવાસના જીતનારુ

**કામજોગ(–ગુ)** વિ૦ કામ પૂરતુ

**કામજ્વર** પું૦ તીવ્ર વિષયવાસના

**કામઠી** સ્ત્રી૦ [સ કમઠ=વાસ] નાનુ કામઠુ, સાદુ ધનુષ્ય (૨) કામઠીવાળો માણસ, ભીલ. **–ઠુ** ન૦ ધનુષ

**કામઠી** વિ૦ [સ કમઠ=વાસ] નબળા બાંધાનુ, સુકલકડી (૨) સ્ત્રી૦ વાસની ચીપ **–ઠુ** વિ૦ (૨) ન૦ જુઓ કામઠી

**કામઠુ** વિ૦ કામ કરે એવુ, કર્તવ્યનિષ્ઠ (૨) મહેનતુ

**કામણ** ન૦ [સ કાર્મણ] વશીકરણ, મોહિની લગાડવી તે (૨) ધતરમતર, ટૂચકો ૦ગારુ વિ૦ કામણ કરે એવુ, મોહક ૦ટૂમણ ન૦ કામણ અને બીજા ટૂચકા, ધતરમતર

**કામદ** વિ૦ [સ] મનકામના પૂરી કરનારુ (૨) પું૦ ઈશ્વર (૩) કાર્તિકસ્વામી

**કામદા** વિ૦ સ્ત્રી૦ [સ] કામદ (૨) સ્ત્રી૦ કામધેનુ (૩) નાગરવેલ

**કામદાર** પું૦ કારભારી, દીવાન (૨) કામ કરનાર – નોકરિયાત માણસ અથવા મજૂર ૦પક્ષ પું૦ મજૂરોનો પક્ષ ૦સંઘ પું૦ કામદારોનો સઘ **–રી** સ્ત્રી૦ કામદારપણુ

**કામદુઘા** સ્ત્રી૦ [સ] કામધેનુ

**કામદેવ** પું૦ [સ] કામવાસનાનો અધિપત દેવ, મદન [રોજગાર

**કામધધો** પું૦ કામ અને ધધો, વેપાર

**કામધેનુ** સ્ત્રી૦ [સ] મનકામના પૂરી કરનારી એક કલ્પિત ગાય [ઇચ્છા, અભિલાષા

**કામના** સ્ત્રી૦ [સ] વાસના, મનોભાવ (૨)

**કામની** સ્ત્રી૦ [સ કામિની] કામ–પ્રેમ–હેત રાખનારી સ્ત્રી (૨) સુદરી

**કામબાણ** ન૦ કામદેવનુ બાણ (અરવિંદ, અશોક, આમ્ર, નવમલ્લિકા અને નીલોત્પલ) (૨) નેત્રકટાક્ષ

**કામભાવ** પું૦ કામવાસના

**કામભોગ** પું૦ [સ] વિષયભોગ

કામરૂ પું૰ [સ. कामरूप] કામરૂપ દેશ. ૦પ વિ૰ [સ] ઇચ્છામાં આવે એવું રૂપ ધરનારું (૨)સુંદર;મોહક (૩)પું૰ આસામ દેશના એક ભાગનું પ્રાચીન નામ. ૦પી વિ૰ [સ.] કામરૂપ
કામવશ વિ૰[સ.] કામવાસનાને વશ થયેલું
કામવાસના સ્ત્રી૰ કામભોગની ઇચ્છા
કામવિકાર પું૰ કામવાસનાને લીધે થતો મનોવિકાર [(૨) મેળવવું; કમાવું
કામવું અ૰ ક્રિ૰ કામના – ઇચ્છા કરવી
કામશર પું૰; ન૰ [સ] કામબાણ
કામશાસ્ત્ર ન૰ [સ.] કામભોગનું શાસ્ત્ર
કામસર અ૰ કામને માટે – અંગે
કામસૂત્ર ન૰ [સ.] કામશાસ્ત્ર નિરૂપતો વાત્સ્યાયન મુનિએ રચેલો ગ્રંથ
કામળ(–ળી) સ્ત્રી૰[જુઓ'કાંબળ']ઊનની ધાબળી. –ળો પું૰ધાબળો, મોટી કામળી
કામા સ્ત્રી૰ [સ. कामिनी] સુંદર સ્ત્રી
કામાક્ષી વિ૰સ્ત્રી૰[સ.]વિષયી આંખવાળી સ્ત્રી (૨) સ્ત્રી૰ તંત્ર પ્રમાણે દેવીની એક મૂર્તિ (૩) દુર્ગાનું એક નામ
કામાગ્નિ પું૰ [સ.] કામવાસનારૂપી અગ્નિ
કામાતુર વિ૰ [સં.] વિષયેચ્છાથી આતુર બનેલું [કામાગ્નિ
કામાનલ [સ.](–ળ) પું૰ કામરૂપી અનલ;
કામાયુધ ન૰ [સ.] કામબાણ
કામાર્ત(–ર્ત્ત) વિ૰ [સં.] કામવાસનાથી આર્ત – પીડિત [જુસ્સો
કામાવેશ પું૰[સં.] વિષયેચ્છાનો આવેશ –
કામાસક્ત વિ૰ [સ] વિષયાસક્ત. –ક્તિ સ્ત્રી૰ વિષયાસક્તિ
કામાસ્ત્ર ન૰[સં] કામબાણ
કામાંધ વિ૰ [સ.] કામાવેશથી આંધળું બનેલું ૦તા સ્ત્રી૰ [વિ૰સ્ત્રી૰ કામી
કામિની સ્ત્રી૰ [સ.] જુઓ કામની (૨)
કામી વિ૰ [સ.] વિષયી; વિષયાસક્ત
કામુક વિ૰ [સ.] ઇચ્છુક(૨)વિષયી; કામી (૩) પું૰ યાર (૪) કામી પુરુષ. –કા વિ૰ સ્ત્રી૰ [સં.] કામી (સ્ત્રી)
કામું ન૰ [જુઓ 'કામ'] કામ; કાર્ય (૨) વ્યાપાર; ક્રિયા
કામેચ્છા સ્ત્રી૰[સ.]કામની – વિષયભોગની ઇચ્છા. –ચ્છુ વિ૰ કામેચ્છાવાળો – કામુક
કામેશ્વર પું૰[સ] વિષયવાસના પર કાબૂ મેળવનાર પુરુષ (૨) મહાદેવ; શિવ –રી સ્ત્રી૰ [સ] પાર્વતી [પરાક્રમ
કામો પું૰['કામ' ઉપરથી] બહાદુરીનું કામ;
કામ્ય વિ૰ [સ.] ઇચ્છા કરવા યોગ્ય (૨) કામનાથી – ઇચ્છાથી કરેલું (૩) સુંદર
કાય સ્ત્રી૰ [સ.] શરીર. ૦કષ્ટ ન૰ કાયાનું કષ્ટ (૨) તપ આદિથી દેહનું દમન કરવું તે (૩) શારીરિક કામ – મહેનત. ૦કષ્ટી વિ૰ કાયકષ્ટ કરનારું
કાયટિયો પું૰ કાયટું કરાવનાર બ્રાહ્મણ
કાયટું ન૰ [સં कृत्य, દે. कच्चट्ट] મરનારના અગિયારમાને દિવસે કરવામાં આવતી ક્રિયા કે જમણ
કાયદાબાજ વિ૰ કાયદાની ઝીણવટ જાણનાર; કાયદાની આવડવાળું
કાયદાભંગ પું૰ કાયદો તોડવો તે
કાયદાશાસ્ત્રી પું૰ કાયદાનો જાણકાર; ધારાશાસ્ત્રી
કાયદાસર અ૰ કાયદા મુજબ
કાયદે આઝમ પું૰ જુઓ કાઇદે આઝમ
કાયદેસર અ૰ કાયદાસર
કાયદો પું૰ [અ.] નિયમ, ધારો (૨) સરકારી કાનૂન (૩) ઘોડાના ચોકડા સાથે સંબંધ રાખતી દોરી, જે તેની ડોકની દાસડીના આંકડામાં ભેરવાય છે
કાયમ વિ૰ [અ] સ્થિર; ટકે એવું (૨) હમેશ માટેનું;સ્થાયી, કામચલાઉથી ઊલટું (જેમ કે નોકરી)(૨) મજબૂત, બહાલ. –મી વિ૰ હમેશ માટેનું; સ્થાયી; નિત્ય
કાયર વિ૰ [સ. कातर; પ્રા.] નાહિંમત; ડરકણ; બાયલું
કાયર(–રું)(કા') વિ૰ [અ. काहिल=सुस्त] કામથી કંટાળી જાય એવું, આળસુ (૨) થાકી – કંટાળી ગયેલું

**કાયરું** વિ૦ કાયર, ડરકણ, બાયલું
**કાયા** સ્ત્રી૦ [સં कायं] શરીર ૦કલ્પ પુ૦ વૃદ્ધ કે અશક્ત શરીરને નવું તાજું કરવાનો એક ઔષધ ને ચિકિત્સાનો વિધિ ૦કષ્ટ ન૦ ૦કષ્ટિ સ્ત્રી૦ તપ વ્રતાદિ અર્થે શરીરને કષ્ટ આપવું તે (૨) દુઃખ પીડા ૦પલટો પુ૦ શરીરની ફેરબદલી, નવો અવતાર લેવો તે (૨) માણસ દેખાવની -વેશની ફેરબદલી
**કાયિક** વિ૦ [સં] કાયા-શરીરને લગતું શારીરિક
**કાર** પુ૦ [સં] ક્રિયા કાર્ય (૨) નિશ્ચય (૩) યત્ન (૪) સંબંધ વ્યવહાર (૫) વખર, ગાભ (૬) ગજું (૭) ફેરફાર
**-કાર** પુ૦ [સં] એક અનુગ નામને અંતે કરનાર એવા અર્થમાં ઉદા૦ ચિત્રકાર (૨) વર્ણને અંતે તે વર્ણ કે તેના ઉચ્ચાર એવા અર્થમાં ઉદા૦ ટકાર (૨) રવાનુકારી શબ્દ અંતે તે રવ એવા અર્થમાં ઉદા૦ ફુત્કાર હુંકાર આવકાર
**કાર** પુ૦ [ફા] કાર્ય કામ (૨) કામકાજ ધંધો
**કાર** સ્ત્રી૦ [इं] મોટરગાડી (ખાનગી માલિકીની પ્રાય)
**કારક** વિ૦ [સં] કરનારું-કરાવનારું (સમાસને છેડે) ઉદા૦ સુખકારક (૨) ન૦ વાક્યમાં નામ અને ક્રિયાપદ અથવા એની સાથે વિભક્તિનો સંબંધ ધરાવતા શબ્દો વચ્ચેનો સંબંધ [વ્યા] (૩) પદવિન્યાસ
**કારકર્દગી** સ્ત્રી૦ [ફા] કારભાર દરમિયાન નો સમય (૨) અમલ દરમિયાનમાં કરેલું કામકાજ વહીવટ [પણ વિભક્તિ
**કારક વિભક્તિ** સ્ત્રી૦ છઠ્ઠી સિવાયની કોઈ
**કારકિર્દી** સ્ત્રી૦ [ફા] જુઓ કારકર્દગી
**કારકુન** પું૦ [ફ] ગુમાસ્તો મહેતો -ની સ્ત્રી૦ કારકુનનું કામ
**કારખાનદાર** પુ૦ કારખાનાનો માલિક
**કારખાનું** ન૦ [ફા] જ્યાં હુન્નરઉદ્યોગનું કામ થતું હોય તે મકાન (૨) કોઈ પણ મોટા કામકાજનું ખાતું

**કારગત** સ્ત્રી૦ શક્તિ ફાવત (૨) વગ ચલણ (૩) કામ અર્થ (૪) કામમાં આવવાપણું
**કારજ** ન૦ [સં कार्य] કામ (૨) વિવાહ કે મૃત્યુ સંબંધી (ખર્ચનો) પ્રસંગ
**કારટિયો, કારટું** જુઓ કાયટિયો કાયટું
**કારટૂન** ન૦ [इं] મજાક કે ઠેકડી યા કટાક્ષ કરવા માટે દોરાતું -નર્મસૂચક ચિત્ર ઠઠ્ઠાચિત્ર નર્મચિત્ર
**કારણ** ન૦ [સં] કાર્યની ઉત્પત્તિ કે પ્રવૃત્તિનું મૂળ-બીજ, સબબ (૨) હેતુ ઉદ્દેશ (૩) જરૂર ગરજ (૪) ભૂત પ્રેત મૂઠ૦ વગેરેથી જે વ્યથા થાય તે (૫) અ૦ કારણ કે ૦અવતાર પુ૦ અમુક નિશ્ચિત કાર્ય કરવાને સારુ ઈશ્વર જે અવતાર લે છે તે ૦કે અ૦ એટલા વાસ્તે કે જેમ કે ૦દેહ પુ૦ કારણશરીર ૦ભૂત વિ૦ કારણ-સાધનરૂપ બનેલ ૦રૂપ વિ૦ કારણભૂત (૨) ન૦ બધા રૂપોના મૂળબીજરૂપ એક રૂપ ૦વશાત્ અ૦ કારણને લીધે ૦શરીર ન૦ [સં] સ્થૂલ-સૂક્ષ્મ શરીરના મૂળ કારણરૂપ (અવિદ્યા કર્મરૂપ) દેહ [વેદાંત] (૨) લિંગદેહ ૦સર અ૦ -ના કારણથી
**કારતક** પુ૦ [સં कार्तिक] વિક્રમ સંવતનો પહેલો મહિનો -કી વિ૦ કારતકનું
**કારતૂસ** સ્ત્રી૦ [ફા] બંદૂક ઇ૦માં ભરી ફોડવાની ટોટી જેવી બનાવટ
**કારભાર** પુ૦ [ફા कारोबार, સં कार्यभार] કારોબાર વ્યવસ્થાનું કામ (૨) એકાદા મોટા કામનો વ્યવસાય ૦ણ સ્ત્રી૦ કારભાર કરનારી સ્ત્રી (૨) કારભારીની સ્ત્રી -રી પુ૦ કારભાર કરનારો, વ્યવસ્થાપક, પ્રધાન -રું ન૦ કારભારીનું કામ પ્રધાનવટું
**કારમું** વિ૦ [સં कार्मिक] ભયંકર (૨) ક્રૂર સ્વરૂપવાળું અદ્ભુત (૩) દૈવી સુંદર
**કારવવું** સ૦ ક્રિ૦ [સં कारय] બીજા ક્રિ૦ સાથે વપરાતાં તેમાં ઇત્યાદિનો ભાવ ઉમેરે છે ઉદા૦ જોઈકારવીને કરીકારવીને
**કારવા** પુ૦ આબરૂ, પ્રતિષ્ઠા
**કારવાં** પુ૦ [ફા] કાફલો

કારોબાર કરનારું (૨) પું૰ કારભારી. ૦વાહકસભા સ્ત્રી૰કાર્યવાહકોનું મંડળ. ૦વાહી સ્ત્રી૰ કાર્ય ચલાવવાની રીત; 'પ્રોસીજર' (૨) કાર્યક્રમ.૦શક્તિ સ્ત્રી૰ કાર્ય કરવાની શક્તિ. ૦સાધક વિ૰[સં] કાર્ય સાધે–પાર પાડે એવું. ૦સાધક-સંખ્યા સ્ત્રી૰ મંડળનું કાર્ય કરવાને જરૂરી(સભ્યોની) નાનામાંનાની સંખ્યા; 'કોરમ'. ૦સિદ્ધિ સ્ત્રી૰ [સં] કાર્યની સિદ્ધિ; કામ પાર પાડવું તે –ર્યાલય ન૰ [+આલય] કામ કરવાની જગા, ઑફિસ

કાલ (લ,) સ્ત્રી૰ [સં कल्य, कल्लि] ચાલતા દિવસની આગળ કે પાછળનો દિવસ (૨) અ૰ ગઈ કાલે અથવા આવતી કાલે (૩) હમણાં, થોડા દિવસ ઉપર કે પછી [લા.]

કાલ પું૰ [સં] સમય; વખત (૨) સમયનું માપ; વેળા (૩) મોત; નાશ (૪) મોસમ; ઋતુ ૦કૂટ ન૰ [સં.] હલાહલ ઝેર (૨) અફીણ (૩) સમુદ્રમંથન વખતે નીકળેલું અને શિવે પીધેલું તે–હલાહલ. ૦ક્રમ પું૰ [સં.] વખતનું જતું તે (૨) કાળગણનાની ક્રમિકતા. ૦ક્રમદોષ પું૰ કાળની ક્રમગણનામાં કે સમજમાં દોષ; 'ઍનૅક્રોનિઝમ'. ૦ક્ષેપ પું૰ [સં] વખત ગુમાવવો તે; વિલંબ કરવો તે. ૦ગ્રસ્ત વિ૰ કાળનો ગ્રાસ થઈ ગયેલું; જૂનું થયેલું, 'ઑબ્સોલીટ'. ૦ચક્ર ન૰ [સં.] કાળનું ચક્ર–પૈડું (૨) [લા] ભાગ્યનું ચક્ર; જિંદગીના વારાફેરા (૩) મોટી આફત. ૦જ્ઞ વિ૰ [સં.] કાલને–સમયની યોગ્યાયોગ્યતાને જાણનારું (૨)પું૰જોશી. ૦જ્વર પું૰ કાળરૂપ જ્વર; મોત નિપજાવે એવો તાવ. ૦ત્રય ન૰[સં.] ત્રણે કાળનો–ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો સમૂહ. ૦દોષ પું૰સમયનો દોષ(૨)કાલવ્યુત્ક્રમ ૦ધર્મ પું૰[સં.] સમયને યોગ્ય એવો ધર્મ–કર્તવ્યકર્મનો માર્ગ (૨)સમયનો ધર્મ–ગુણ–નિયમ (૩) મોત. ૦નિદ્રા સ્ત્રી૰ મોતની નિદ્રા

કાલપણ ન૰ કાલાપણું; કાલા થવું તે

કાલપાશ પું૰ [સં.] યમનો ફાંસો

કાલપુરુષ પું૰ [સં.] યમરાજા

કાલબલ ન૰ સમયનું બલ

કાલબૂત ન૰ [ફા. कालबुद] જોડાની અંદર ઠોકવાનો લાકડાનો પગનો ઘાટ (૨) ઘાટ; બીબું (૩) પાયો; ઓઠું (કજિયાનું)

કાલમાન ન૰ [સં] સમયનું માપ (૨) સમય–સંજોગોની યોગ્યાયોગ્યતાની ગણતરી. –પકયંત્ર ન૰ સમયને માપવાનું યંત્ર; 'ક્રૉનૉમિટર'

કાલરાત્રિ(–ત્રી) સ્ત્રી૰ [સં] ઘોર અંધારી રાત(૨)કાળરૂપી રાત્રી; જગતના નાશની રાત્રી (૩) ૭૭ વર્ષે આવતી આસો સુદ આઠમ કે શ્રાવણ વદ આઠમની રાત (૪) કાળીના જન્મની રાત (૫) યમરાજાની બહેન

કાલવવું સ૰ ક્રિ૰ [દે. कल्लविअ] પ્રવાહી [સાથે મેળવી ઘૂંટવું

કાલવિપર્યાસ પું૰ કાલક્રમદોષ

કાલવ્યુત્ક્રમ પું૰ કાલક્રમદોષ

કાલસિદ્ધ વિ૰ કાળની કસોટીએ ઊતરેલું

કાલાગ્નિ પું૰[સં.] કાલરૂપી અગ્નિ; પ્રલયાગ્નિ

કાલાતિક્રમદોષ પું૰ કાલક્રમદોષ

કાલાતીત વિ૰ [સં.] કાલથી અતીત–પર (૨) વીતી ગયેલું (૩) જૂનું થઈ ગયેલું

કાલાનુક્રમ પું૰ કાલક્રમ

કાલાપણું ન૰ જુઓ કાલપણ

કાલાવાલા પું૰બ૰વ૰ કરગરવું તે,આજીજી

કાલાષ્ટમી સ્ત્રી૰ કાર્તિક વદ ૮

કાલાં ન૰ બ૰ વ૰ કાલપણ

કાલાંતરે અ૰ [સં. कालांतर] ઘણા લાંબા સમયના–યુગોના અંતર પછી(૨)કેટલોક કાળ વીત્યા પછી (૩) કદી પણ [લા.]

કાલિક વિ૰ [સં.] કાલ–સમયને લગતું

કાલિકા સ્ત્રી૰ [સં.] ચંડિકા; કાલી

કાલિદાસ પું૰ [સં.] સંસ્કૃત ભાષાનો એક પ્રખ્યાત કવિ

કાલિમા સ્ત્રી૰ [સં.] કાળપ(૨)અંધારું(૩) કલંક (૪) છાયા

કાલિય પું૦[સં]શ્રીકૃષ્ણે નાથેલો કાળીનાગ
કાલિંગડું ન૦ [સં. कालिंग ઉપરથી] કલિંગડ, તડબૂચ
કાલિંગડો પું૦ [સં. कालिंग] એક રાગ
કાલિંદી સ્ત્રી૦ [સં] કલિંદ પર્વતમાંથી નીકળતી – યમુના નદી
કાલી સ્ત્રી૦ [સં.] કાળી; કાળકા
–કાલીન વિ૦[સં.] (અમુક)સમય સંબંધી (સમાસમાં). ઉદા૦ તત્કાલીન
કાલીંગડું ન૦ જુઓ કાલિંગડું
કાલીંગડો પું૦ જુઓ કાલિંગડો
કાલુ પું૦, સ્ત્રી૦ દરિયાઈ ખડક (૨) એક જાતની મોતી બનાવનારી માછલી
કાલું વિ૦ બાળકની વાણી જેવું, બોલવે તોતડું અને મધુરું (૨)તોતડું (૩)ઘેલું; અણસમજુ
કાલું ન૦ [સં कल्क] કપાસનું જીંડવું
કાલે અ૦[સં कल्ये, कल्ये] જુઓ 'કાલ' અ૦
કાલ્પનિક વિ૦[સં] સાચું નહિ એવું,કલ્પેલું
કાવડ સ્ત્રી૦ [દે] ખભે બોજો ઉપાડવાને બનાવેલી તુલા
કાવડિયું ન૦ પૈસો
કાવડિયો પું૦[દે कावडिअ]કાવડ ઊંચકનારો
કાવડી સ્ત્રી૦ જુઓ કાવડ. –ડું ન૦ કાવડનું લાકડું [કાવતરું કરનારું
કાવતરાખોર, કાવતરાબાજ વિ૦
કાવતરું ન૦ છળ, પ્રપંચ, કારસ્તાન (૨) ગુપ્ત અને કપટપૂર્ણ યોજના
કાવરું, બાવરું વિ૦ બેબાકળું
કાવલું વિ૦ ઘણું નાજુક અને શોભીતું પણ

કાવ્ય ન૦ [સં] કવિતામાં જે કલાત્મક રસનું તત્ત્વ હોય છે તે (૨) રસાત્મક વાક્ય કે પદબંધ(૩)પદ્ય; કવિતા. ૦મય વિ૦ કાવ્યથી ઓતપ્રોત થયેલું. ૦શાસ્ત્ર ન૦ [સં.] કાવ્ય–કવિતાનું શાસ્ત્ર
કાશ(–સ) પું૦, ન૦ [સં.] એક ઘાસ (૨) ન૦ એનું ફૂલ
કાશ(–સ) પું૦ [સં कास] ખાંસી, ઉધરસ
કાશ (–સ) સ્ત્રી૦આડખીલી(૨)ચીકણાશ; ચોળાચોળ [ચ.]
કાશંડી(–દી, –દ્રી) સ્ત્રી૦ (કાશીની બનાવટનો) મોટા પેટનો પડઘીવાળો લોટો
કાશી સ્ત્રી૦ [સં] યાત્રાનું એક સ્થળ; વારાણસી
કાશ્મીર સ્ત્રી૦ [સં] એક જાતનું કપડું (૨) ન૦ કેસર (૩) [illegible](૪)[illegible] ન૦ હિંદુસ્તાનની ઉ[illegible] એક દેશ. –રી વિ૦ કાશ્મીરનું; કાશ્મીર સંબંધી (૨) સ્ત્રી૦ કાશ્મીરની ભાષા
કાષાય વિ૦ [સં] ભગવું (૨) [illegible] વસ્ત્ર
કાષ્ઠ ન૦ [સં] લાકડું (૨) [illegible]
કાસ જુઓ કાશ [illegible]
કાસદ પું૦ [illegible] – [illegible] [illegible] [illegible], એલચી. –દિયું ન૦ [illegible] (૨) વિ૦ એ કામ કરનાર [illegible] –દું ન૦ [illegible]
કાસળ ન૦ [illegible], તકરાર
કાસાર પું૦ ન૦ [સં] સરોવર; તળાવ
કાહ્ન પું૦ જુઓ 'કાન' (૨) [illegible]
[illegible] વિ૦ જુઓ [illegible]

**કાળજૂનું** વિ૰ કાળ જેટલું – અતિ જૂનું પુરાણું
**કાળજ્વર** પું૰ કાળજ્વર, ભયંકર તાવ
**કાળનિદ્રા** સ્ત્રી૰ મરણનિદ્રા (૨) ગાઢ નિદ્રા
**કાળપ** સ્ત્રી૰ કાળાપણું (૨) કલંક
**કાળપુરુષ** પું૰ યમરાજ
**કાળબળ** ન૰ કાળબળ
**કાળભૈરવ** પું૰ મહાદેવ
**કાળમાપક યંત્ર** ન૰ કાળમાપક યંત્ર
**કાળમીઢ** વિ૰ ઘણું જ કાળું (૨) નિષ્ઠુર (૩) પું૰ એક જાતનો ઘણો કઠણ અને કાળો પથ્થર
**કાળમુખું** વિ૰ કાળના જેવા મોવાળું
**કાળમૂર્તિ (-ર્ત્તિ)** વિ૰ કાળના જેવી મૂર્તિવાળું (૨) સ્ત્રી૰ શરીરધારી કાળ પોતે
**કાળયોગ** પું૰ સમયનો યોગ, સંજોગ
**કાળરાત્રી** સ્ત્રી૰ કાલરાત્રી [સંધ્યાકાળ
**કાળવેળા** સ્ત્રી૰ ભયંકર વખત (૨)
**કાળા બજારિયો** પું૰ કાળું બજાર ચલાવનાર માણસ કે વેપારી
**કાળાગ્નિ** પું૰ જુઓ કાલાગ્નિ
**કાળાટ** પું૰ કાળાપણું **–શ** સ્ત્રી૰ કાળાટ (૨)સહેજ કાળાપણું [અંજન સુરમો
**કાળાંજન** ન૰ [સં કાલ + અંજન] કાળું
**કાળાંતરે** અ૰ જુઓ કાલાંતરે
**કાળાધોળાં** ન૰ બ૰ વ૰ કારસ્તાન, બદચાલ (બ૰ વ૰ મા વપરાય છે જુઓ 'કાળું ધોળું')
**કાળિદાસ** પું૰ જુઓ કાલિદાસ
**કાળિયાર** પું૰ હરણના ટોળાનો મુખી–મોટો નર
**કાળિયું** વિ૰ કાળા રંગનું (૨) ન૰ કાળીનાગી (૩) અફીણ (૪) કાળિયો **–યો** પું૰ કાળી તમાકુ
**કાળી** વિ૰ સ્ત્રી૰ કાળા રંગની સ્ત્રી (૨) સ્ત્રી૰ કાળી છાપવાળી ગંજીફાના પત્તાની એક જાત (૩) કાલિકા
**કાળીકંઠી, કાળીગાંઠી** સ્ત્રી૰ [સં કચ્ચ ચટિકા] સ્ત્રીઓની કોટનું એક ઘરેણું
**કાળીચૌદશ(-સ)** સ્ત્રી૰ આસો વદ ૧૪.
**કાળીટીલી** સ્ત્રી૰ કલંક લાંછન
**કાળીનાગ** પું૰ કાળો નાગ-સાપ (૨)જુઓ કાલિય [વાસી લોક
**કાળીપરજ** સ્ત્રી૰ દૂબળા વગેરે આદિ
**કાળીરોટી** સ્ત્રી૰ માતાઓ
**કાળીરોળી** સ્ત્રી૰ રોળીટોળી–સાંજનો વખત
**કાળું** વિ૰ [સં કાલ] મશના રંગનું (૨) [લા] નઠારું, દુષ્ટ અઘોર, અનીતિમય (જેમ કે કાળું કામ, બજાર ઇ૰) (૩) વસમું સખત કારમું ઇ૰ ભાવવાળું (જેમ કે કાળો યોગ, કાળી મજૂરી) **–ધોળું** ન૰ ખરાબ કામ **–પાણી** ન૰ દેશનિકાલ જન્મટીપ **–બજાર** ન૰ છાનુંમાનું ચાલતું ગેરકાયદે નફાખોરીનું બજાર–વેચાણ ને ખરીદ **–ભમ્મર** વિ૰ ભમરા જેવું ખૂબ કાળું **–મેશ** વિ૰ મેશ જેવું કાળું
**કાળો કામણગારો** પું૰ શ્રીકૃષ્ણ
**કાળો કાયદો** પું૰ ખૂબ આકરો જુલમી કાયદો (૨) પહેલા વિશ્વયુદ્ધ બાદ અંગ્રેજ સરકારે હિંદમાં લાગુ કરેલો જુલમી કાયદો – રૌલેટ ઍક્ટ [ખેપિયો
**કાળોતરિયો** પું૰ કાળોતરી લઈ જનારો
**કાળોતરી** સ્ત્રી૰ [સં કાલપત્રિકા] મરણના સમાચારની ચિઠ્ઠી **–રું** વિ૰ કાળું **–રો** પું૰ કાળો નાગ, કૃષ્ણનાગ
**કાળોત્રી** સ્ત્રી૰ જુઓ કાળોતરી
**કાં** (૦) અ૰ જુઓ કેમ (૨) કિંવા કાંતો
**કાંઈ(૦ક)** (૦) વિ૰ (૨) સ૰ જુઓ કંઈ, ૦ક
**કાંકચ** (૦) પું૰ કાચકો એક વનસ્પતિ
**કાંકરાળું, કાંકરિયાળું કાંકરિયું** (૦) વિ૰ કાંકરીવાળું
**કાંકરી** (૦) સ્ત્રી૰ [જુઓ કાંકર –રી] ઝીણો કાંકરો (૨) રેતી પથરી (૩) એ નામનો રોગ **–ચાળો** પું૰ કોઈના પર મશ્કરીમાં કાંકરી નાખવી તે
**કાંકરો** (૦) પું૰ [કાંકર] ઝીણો પથ્થર (૨) કોઈ પણ કઠણ પદાર્થ નો નાનો ગાંગડો (૩)

- કંટક, ફાંસ, નડતર (૪) શંકા, વહેમ, ખટકો (૫) ખીલ (આંખમાં થતો)

**કાંકે** (૦) અ૦ કેમ જે, કારણ કે

**કાંક્ષા** સ્ત્રી૦ [સં] આકાંક્ષા, ઇચ્છા **-ક્ષિણી** વિ૦સ્ત્રી૦ આકાંક્ષા રાખનારી **-ક્ષી** વિ૦[સં] ઇચ્છા કરનારુ (સમાસમાં અંતે ઉદા૦ દર્શનકાંક્ષી)

**કાંગ** પુ૦,સ્ત્રી૦[સં कङ्गु] એક જાતનું ધાન્ય

**કાંગડુ** (૦) ન૦[પ્રા कंगडुअ] ગાંગડુ દાણો

**કાંગરી** (૦) સ્ત્રી૦[જુઓ કાંગરો]દાંતા જેવી હાર-ભાત (૨) કોર, ધાર

**કાંગરો** (૦) પુ૦ [फा कुंगुरा] દાંતો (૨) શિખર (૩) કોટની કોરણ ઉપરનુ એક ચણતર (૪) મોટા દાંતાની કાંગરી (૫) ભરત ભરવાની એક તરેહ

**કાંગલુ** (૦) વિ૦ જુઓ કાંગુ

**કાંગારૂ** ન૦ [इं] એક ચોપગુ પ્રાણી

**કાંગાવેડા** પુ૦ બ૦ વ૦ કાંગાપણુ

**કાંગુ** (૦) વિ૦ રાંક, કાયર

**કાંચન** ન૦ [સં] સોનુ (૨) ધન, દોલત **૦ગિરિ** પુ૦ મેરુ પર્વત

**કાંચળી** (૦)સ્ત્રી૦[સં कञ्चुली]કાપડુ,કમખો (૨)સાપે ઉતારી દીધેલી ચામડી-ખોળ

**કાંચિ(-ચી)** સ્ત્રી૦ [સં] ઘૂઘરીવાળો કંદોરો (૨) દક્ષિણમાં આવેલુ હિંદુઓનુ એક પવિત્ર ધામ

**કાંજી** (૦) સ્ત્રી૦[મ]રાબ(૨)ખાટી(૩)ખેળ

**કાં જે** (૦) અ૦ કેમ જે, કારણ કે

**કાંટ** સ્ત્રી૦(૦) કાંટાવાળાં વૃક્ષોની ગીચ ઝાડી

**કાંટાદાર** (૦) વિ૦ પાણીદાર, ગુસ્સાવાળુ

**કાંટાળુ** (૦) વિ૦ કાંટાવાળુ

**કાંટિયુ** (૦) ન૦ મડદા ઉપર નાખવાનુ કપડુ (૨) સડાસ

**કાંટિયો** (૦) પુ૦['કાંટિયો']સડાસ,જાજરૂ

**કાંટિયો** (૦)પુ૦ કાંટો-અંટસ રાખનારો

**કાંટુ** (૦) ન૦માલઆપવાલેવાનીગોઠવણ -કરાર(પ્રાય અણછાજતો)(૨)કઠોળના પાંદડાં ડાંખળાં ઇ૦નો ભૂકો, ગોતર

**કાંટો** (૦) પુ૦ [સં कण्टक] કેટલીક વનસ્પતિ પર ઊગતો કઠણ અણીદાર સીધો કે વાંકો અંકુર, શૂળ (૨) એના જેવા આકારની કોઈ પણ વસ્તુ (ઘડિયાળનો કાંટો) (૩) યુરોપી ઢબે જમતાં વપરાતુ દાંતાળુ, ચમચા ઘાટનુ સાધન ઉદા૦ છરીકાંટો (૪) તોલ કરવાનુ યંત્ર, કંપાણ ઇ૦ (૫) નાકે પહેરવાનુ સ્ત્રીઓનુ એક ઘરેણુ (૬) રોમાંચ [લા] (૭) નડતર, ફાંસ (૮) અંટસ કીનો(૯)વહેમ,શંકા(૧૦) ગુસ્સો, પાણી (જેમ કે કાંટાદાર માણસ) (૧૧) ટેક, મમત

**કાંઠલી** (૦) સ્ત્રી૦ સ્ત્રીઓના કંઠનુ એક ઘરેણુ, હાંસડી (૨) વાણાનો તાર તાણામાં નાખવાનુ વણકરનુ એક ઓજાર, કાંઠલો

**કાંઠલો** (૦) પુ૦ [સં कण्ठ] ગળાને બેસતો આવતો અંગરખાનો ભાગ (૨) પોપટને કંઠે કાળુ વર્તુલ હોય છે તે (૩) જુઓ કાંઠલી (૪) ઘડા, ગાગર વગેરેના પેટની ઉપરનો-કંઠના ભાગનો ગોળ કાંઠો (૫) ધાર, કિનારો

**કાંઠિયુ** ન૦,**-યો** પુ૦, **કાંઠી** (૦) સ્ત્રી૦ એક જાતનુ જાજરૂ, ડટણ

**કાંઠો** (૦) પુ૦ કિનારો, તટ, ધાર (૨) અંત, છેડો (૩) ઘડો, ગાગર, કૂવો ઇ૦ની છેક ઉપરનો વર્તુલાકાર ભાગ

**કાંડ** પુ૦[સં] પ્રકરણ, વિભાગ (૨) છોડની બે ગાંઠ વચ્ચેનો ભાગ, પેરી (૩) ડાળી

**કાંડાઘડિયાળ** (૦) સ્ત્રી૦ કાંડે પહેરવાની ઘડિયાળ, 'રિસ્ટવૉચ'

**કાંડાછોડ** (૦) વિ૦ગમે તેવુ સખત પકડેલુ કાંડુ છોડવી નાખે એવુ,બળવાન(૨)કાંડાબળની રમત(૩)ચડસાચડસી,હુંસાતુંસી

***કાંડાબળ*** *(૦) ન૦ કાંડાનુ-હાથનુ બળ*

**કાંડાબળિયુ** (૦) વિ૦ કાંડાના બળવાળુ, મજબૂત

**કાંડાવછોડ** વિ૦ જુઓ કાંડા છોડ

**કાંડિયુ** (૦) ન૦ સ્ત્રીઓનું કાંડે પહેરવાનુ ઘરેણુ (૨) ખમીસ ઇ૦નો કાંડા આગળનો ભાગ

**કાંડી** (૦) સ્રી૦ દીવાસળી કે તેની પેટી (૨) જુઓ કાડુ

**કાડુ** (૦) ન૦ [સ काण्ड] જ્યાં હાથનો પંજો જોડાયેલો છે તે ભાગ

**કાંત** વિ૦ [સ] ઇચ્છિત, પ્રિય (૨) મરજીનુ અનુકૂળ (૩) સુંદર, મનોહર (૪) પું૦ પ્રીતમ (૫) વર, પતિ (૬) ચંદ્ર

**કાંતણ** (૦) ન૦ કાતવુ તે કાતવાની ક્રિયા

**કાંતવુ** (૦) સ૦ક્રિ૦ [સ कर्त] વળ દઈને તાર કાઢવો (૨) ઝીણી–નકામી ચર્ચા કરવી [લા]

**કાંતા** સ્રી૦[સ] પ્રિયા(૨)સુંદર સ્રી(૩)પત્ની

**કાંતાર** ન૦ [સ] મોટું કે નિર્જન જંગલ (૨) દુર્ગમ માર્ગ

**કાંતિ** સ્રી૦ [સ] શોભા સૌંદર્ય, મનોહરતા (૨) તેજ, નૂર, દીપ્તિ (૩) ચહેરાનું તેજ

**કાં તો** (૦) અ૦ અથવા, અગર તો

**કાંદો** (૦) પું૦ [સ कन्द] ડુંગળી (૨) કંદ, હરકોઈ વનસ્પતિના મૂળની ગાંઠ–જડ (૩) લાભ ફાયદો [લા]

**કાંધ** (૦) સ્રી૦ [સ स्कंध] ખભો (૨) ખાંધ, ધૂંસરીનું આટણ **–ધાખત** ન૦ હપતા પ્રમાણે દેવું ભરી દેવાનું લખત **–ધાંપાંજરા** ન૦ બ૦ વ૦ કરેલા બાંધા ચૂકતે ન થાય તો વ્યાજ સાથે તેના ફરી બાંધા કરવા તે **–ધિયો** પું૦ ખભા ઉપર ભાર ઉપાડનાર મજૂર (૨) બળદ (૩) મુડદું ઊંચકનાર આદમી (૪) કાંધાખત કરી નાણાં ધીરનાર આદમી (૫) સાગરીત **–ધુ** ન૦ હપતા પ્રમાણે ભરી દેવાની રકમ હપતો **–ધેવાળિયો** પું૦ મોટો છોકરો ઘરનો ભાર વહેનાર દીકરો (૨) સાથી **–ધો** પું૦ જુઓ કાંધુ

**કાંપ** (૦) પું૦ કાળો–ચીકણો ઠરેલો કાદવ

**કાંપ** (૦) પું૦ કંપ કંપારો **–વુ** અ૦ક્રિ૦ [સ कम्प] કંપવું, ધ્રૂજવું (૨) ભયથી ધ્રૂજવું

**કાંબળ(–ળી)** (૦) સ્રી૦[સ कम्बल] કામળી **–ળો** પું૦ ધાબળો, કામળો

**કાંબી** (૦) સ્રી૦ [સ कम्बी] સ્રીઓના પગનું એક ઘરેણું (૨) કાગળના માનો કાઠલો (૩) સારણગાંઠ દબાવવાનો કંદોરો

**કાંશિયાં** (૦) ન૦બ૦વ૦ જુઓ કાંસીજોડ

**કાંસ** (૦) પું૦ પાણી લઈ જવાને બનાવેલી નાની નહેર (૨) પાણી વહી જવાને માટે કરેલી નીક, ગટર

**કાંસકી** (૦) સ્રી૦ [સ कङ्कतिका, प्रा कक्कसी] વાળ ઓળવાનું એક સાધન **–કો** પું૦ વાળ ઓળવાની મોટી કાંસકી

**કાંસવું** (૦) અ૦ ક્રિ૦ [સ कास्] ખાંસવું (૨) ખોંખારવું (૩) હાંફવું, ફેંફેં કરવું (૪) સ૦ ક્રિ૦ ઠાંસવું, ચગદીને ભરવું [સુ]

**કાંસાં** (૦) ન૦ બ૦ વ૦ કાંસીજોડ

**કાંસિયો** (૦) પું૦ પિત્તળની તકતી (૨) કાંસાનો મોટો વાડકો–તાસળું (૩) કાંસકો

**કાંસી(૦જોડ)** સ્રી૦, **કાંસીજોડું** (૦) ન૦ (બહુવચનમાં) કાંસાની બનાવેલી મોટી ઝાંઝ, કાંસાનું છમછમિયું

**કાંસુ** (૦) ન૦[સ कांस्य] તાંબુ જસત અને કલાઈથી બનતી એક મિશ્રધાતુ

**કાંસ્ય** ન૦ [સ] કાંસું **૦કાર** પું૦ કંસારો

**કિકલાવવુ** સ૦ ક્રિ૦ કીકલાવું'નું પ્રેરક

**કિકિયાણું** ન૦ [રવ૦] એકસામટા ઘણા મોટા તીણા અવાજે થવા તે

**કિકિયારી** સ્રી૦ [રવ૦] તીણી કારમી ચીસ **–રો** પું૦ મોટી કિકિયારી

**કિચૂકો** પું૦ કચૂકો, આમલીનો ઠળિયો

**કિચૂડ** અ૦ [રવ૦] તેવો અવાજ થાય તેમ (જેમ કે કોસના ચાકળાનો)

**કિચૂ(–ચો)ડો** પું૦ કિચૂકો (૨) કિચૂડ કિચૂડ થતો અવાજ (૩) નાનો ચકડોળ

**કિતવ** પું૦ [સ] જુગારી (૨) કપટી, ઠગારો

**કિતાબ** સ્રી૦ [અ] ચોપડી, ગ્રંથ **૦ખાનું** ન૦ ગ્રંથભંડાર, પુસ્તકાલય **૦પરસ્ત** વિ૦ ચોપડીચુંબક

**કિત્તો** પું૦ [અ कितअह = તેણે કાપ્યું ઉપરથી] જાડા કાપની કલમ–લેખણ (૨) સારો લખેલો ખરડો–નમૂનો (૩) ખેતરનો કકડો –વિભાગ (૪) અ૦ એનું એ જ, એજન

**કિનખાબ** પુ૦ [फा कम्ख़ाब] જરીબુટ્ટાના વણાટનું એક જાતનું કાપડ (૨) કસબ
**કિનાર(-રી)** સ્ત્રી૦ [फा] ધારનો ભાગ કોર (૨) વસ્ત્ર પર મૂકવાની કોર (૩) કિનારો –રો પુ૦ કાંઠો, તટ
**કિન્નર** પુ૦ [स] એક જાતનો દેવ, કુબેરનો ગણ ૦કંઠ વિ૦, ૦કંઠી વિ૦ સ્ત્રી૦ કિન્નર જેવા મધુર કંઠવાળી –રી સ્ત્રી૦ [स] કિન્નરની સ્ત્રી (૨) સારંગી
**કિન્નાખોર, કિન્નો** જુઓ કીનાખોર કીનો
**કિફાયત** સ્ત્રી૦ [अ] બચત (૨) વિ૦ જુઓ કિફાયતી –તી વિ૦ ફાયદા પડતું સસ્તું
**કિયું** વિ૦ (૨) સ૦ કયું
**કિરકોળ(-ળ)** વિ૦ [स] પરચૂરણ (૨) અ૦ છૂટક થોડે થોડે કરીને
**કિરણ** ન૦ [स] પુ૦, તેજની રેખા, રશ્મિ ૦માળી પુ૦ [स] સૂર્ય [–સ્રષ્ટા
**કિરતાર** પું૦ [स कर्ता] સૃષ્ટિનો કરનારો
**કિરપા** સ્ત્રી૦ જુઓ કૃપા [પ]
**કિરપાણ** સ્ત્રી૦ [स कृपाण] (શીખો ધર્મચિહ્ન તરીકે રાખે છે તે) એક હથિયાર
**કિરમજ** પુ૦ [अ किर्मिज़] એક જાતનો કીડો (૨) એમાંથી નીકળતો કિરમજ–રાતો રંગ અને દવા –જી વિ૦ કિરમજના રંગનું ઘેરું લાલ
**કિરાત** પુ૦ [स] પહાડી જંગલી લોકોની એક જાત (૨) એ જાતનો માણસ, ભીલ –તી સ્ત્રી૦ કિરાતની સ્ત્રી, ભીલડી (૨) પાર્વતી દુર્ગા
**કિરાયાદાર** વિ૦ કિરાયે–ભાડે રહેનારું –રાખનારું (૨) પુ૦ ભાડૂત
**કિરાયું** ન૦ [अ] ભાડું
**કિરીટ** પુ૦ [स] મુગટ –ટી વિ૦ કિરીટવાળું (૨) પુ૦ રાજા (૩) અર્જુન
**કિલ** અ૦ [स] ખરેખર
**કિલકાર** પુ૦ [રવ૦] આનંદભર્યો કલબલાટ (૨) આનંદની કિકિયારી ૦વું અ૦ ક્રિ૦ કિલકાર કરવો –રી સ્ત્રી૦ જુઓ કિલકાર (૨) તીણી ચીસ કે પોકાર
**કિલકિલ** સ્ત્રી૦ [स] [રવ૦] પક્ષીઓ એકી સાથે બોલવાથી થતો કિલકિલ એવો હર્ષભર્યો અવાજ –લાટ પુ૦ પક્ષીઓનું કિલકિલ એમ કરવું તે (૨) હર્ષધ્વનિ
**કિલાવો** પુ૦ [फा कलावा] હાથીને ગળે લટકતું દોરડું જેના ગાળામાં પગ ભેરવીને મહાવત હાથીને ચલાવવા વગેરેનો ઇશારો કરે છે
**કિલ્બિષ** [स] **કિલ્મિષ** [પ] ન૦ પાપ (૨) અપરાધ (૩) રોગ
**કિલ્લી** સ્ત્રી૦, ૦દાર પુ૦ જુઓ કીલી ૦દાર
**કિલ્લું** ન૦ [स कार+लु]અનાજમાં પડતું એક જીવડું, ભોટવું
**કિલ્લેદાર** પુ૦ કિલ્લાનો ઉપરી અમલદાર (૨) કિલ્લાનો કબજો ધરાવનાર કે તેનું રક્ષણ કરનાર સૈનિક
**કિલ્લેબંદી(-ધી)** સ્ત્રી૦ શત્રુની સામે રક્ષણ મળે એવું બાંધકામ – કિલ્લો કરવો તે (૨) કિલ્લાનું બાંધકામ
**કિલ્લો** પુ૦ [अ किलअह्] કોટ, દુર્ગ
**કિલ્વિષ** ન૦ [स] જુઓ કિલ્બિષ
**કિશોર** વિ૦ [स] નાની ઉંમરનું સગીર (૨)પુ૦ ૧૧થી ૧૫ વર્ષ સુધીની ઉંમરનો છોકરો –રાવસ્થા સ્ત્રી૦ કિશોર વય કે સ્થિતિ –રી સ્ત્રી૦ [स]કુમારી, ૧૧થી ૧૫ વર્ષની છોકરી
**કિશ્ત** સ્ત્રી૦ [फा] શેતરંજનો એક દાવ, શેહ (૨) ખેતી, વાવેતર
**કિશ્તી** સ્ત્રી૦ [फा] હોડી
**કિષ્કિંધા** સ્ત્રી૦[स] સુગ્રીવની રાજધાની
**કિસ્** સ૦[हि]+કોણ? શું? [પ્રાય પ]
**કિસમ** સ્ત્રી૦ [अ किस्म]જાત, પ્રકાર, રીત
**કિસમિસ** સ્ત્રી૦ [फा किशमिश] નાના દાણાની એક જાતની સૂકી દ્રાક્ષ
**કિસલય** ન૦ [स] કૂંપળ
**કિસાન** પુ૦ [हि] ખેડૂત
**કિસ્ત** સ્ત્રી૦ [फा] મહેસૂલ વગેરેનો હપતો (૨) મહેસૂલ, કીસ (૩) ખંડણી, કર (૪) જુઓ કિશ્ત

**ખોટી** અ૦ વિલંબ – ઢીલ થાય એમ; નકામું ઘોભી રહેવું પડે – વખત બગડે એમ (૨) સ્ત્રી૦ વાર; વિલંબ

**ખોટીપો** પું૦ ખોટી થવું તે; રોકાણ

**ખોટીલું** વિ૦ [‘ખોટું’ ઉપરથી] આખાં હાડકાંનું; આળસુ (૨) ખોડવાળું (૩) ન૦ નિઃસંતાનને ઘણા વખત બાદ થયેલું – ખોટીનું બાળક

**ખોટું** વિ૦ જૂઠું; અસત્ય (૨) ભૂલચૂકવાળું (૩) ખરાબ; નઠારું (૪) ફરી જાય એવું; બેવફા (૫) ન૦ નુકસાન; અન્યાય; ખોટું કામ (ઉદા૦ ‘કોઈનું ખોટું કરવામાં આપણને શો લાભ ?’)

**ખોડ** (ડ,) સ્ત્રી૦ ખો, આદત; કુટેવ (૨) શારીરિક ખામી (૩) ભૂલ; ખામી; કલંક; લાંછન (૪) ન૦ ખોડસું. ૦ખાંપણ સ્ત્રી૦ ખોડ કે ખામી

**ખોડવું** સ૦ક્રિ૦ [સં. ક્ષોડ = હાથી બાંધવાનો થાંભલો, દે. ખોડ = સીમાકાષ્ઠ – તે ઉપરથી] દાટવું (૨) રોપવું; ઊભું કરવું

**ખોડસું** ન૦ મોટું લાકડું – ઠૂંઠું; ઝાડનું જૂનું થડિયું

**ખોડંગ(–ગા)વું, ખોડાવું** અ૦ ક્રિ૦ [સં. ખોડ્] લંગડાવું; ખોડું ચાલવું

**ખોડિયું** વિ૦ ખોડવાળું; અપંગ

**ખોડીબારું** ન૦ [લાકડા ‘ખોડી’ને કરેલું બારું] ખેતરમાં જવા આવવા માટે બે પાખિયાંવાળું લાકડું ઘાલી કરવામાં આવતો રસ્તો – છીંડું

**ખોડીલું** વિ૦ ખોડવાળું; ખોડિયું

**ખોડું** વિ૦ [સં. ખોડ્] ખોડિયું (૨) લંગડું (૩) સ્વર વિનાનું (અક્ષર માટે)

**ખોડો** (ખો) પું૦ [સં. ક્ષ્વિડ્] માથાની ચામડી પર બાઝતો એક મેલ (૨) માથાની ચામડીનો એક રોગ (૩) સંહાર; નાશ

**ખોતરણી** સ્ત્રી૦ [‘ખોતરવું’ ઉપરથી] દાંત ખોતરવાની સળી (૨) ખરપડી (૩) કોતરવાનું ઓજાર; ટાંકણું (૪) કોતરણી, નકશીકામ. –ણું ન૦ ટાંકણું (૨) ખરપડી (૩) ખોતરવાનું સાધન (૪) ખૂંપડું; દોષ

**ખોતરવું** સ૦ક્રિ૦ [જુઓ કોતરવું] આડું આછું ખોદવું; ખણવું (૨) પાયમાલ કરવું; (કોઈનું) ખોદવું [લા.]

**ખોતરામણ** ન૦ ખોતરવાનું મહેનતાણું

**ખોદકામ** ન૦ ખોદવાનું કામ (૨) કોતરકામ

**ખોદણી** સ્ત્રી૦ [‘ખોદવું’ ઉપરથી] ખણખોદ; નિંદા, બદગોઈ [લા.]

**ખોદવું** સ૦ ક્રિ૦; અ૦ક્રિ૦ ભોંય ઉખાડવી; ખણવું (૨) કોતરવું, નકસી પાડવી (૩) ખોદણી કરવી [લા.]

**ખોદાણ** ન૦ ખોદાવું કે ખોદવું તે; ખોદકામ (૨) પાણીના જોરથી ખોદાયેલી જમીન

**ખોપરી** સ્ત્રી૦ [સં. ખર્પર] માથાનું પેટી જેવું હાડકું, જેમાં મગજ છે તે

**ખોફ** (ખો) પું૦ [અ.] ડર (૨) ગુસ્સો. ૦નાક વિ૦ ભયાનક

**ખોબલો, ખોબો** પું૦ બે હાથ છતા જોડવાથી બનતો પાત્રનો આકાર; પોશ (૨) તેમાં માય તેટલું માપ

**ખોભણ(–ણી)** સ્ત્રી૦ ખો; ગુફા (૨) કોતરની બે બાજુનો ખાંચો (૩) ખાડો (ઠેસ, ચાંપ કે ઉલાળો અટકે એવો)

**ખોભળો** પું૦ ઢીલો – કદ કરતાં મોટો – ગલેફ (૨) એવું પહેરણ વગેરે [લા.]

**ખોયણી** (ખો’) સ્ત્રી૦ વધાર

**ખોયણું** (ખો’) ન૦ બળતુ લાકડું કે સળેખડું (૨) જામગરી (૩) ચાદવું; ઉશ્કેરણી [લા.]

**ખોયું** ન૦ ઘોડિયાની ખોઈ (૨) ઘોડિયું

**ખોર** વિ૦ [ફા.] ‘ખાનારું’, ‘–ની ટેવવાળું’, ‘ખાઉ’ એવા અર્થમાં પ્રાયઃ નામને અંતે (અનિષ્ટ ભાવ સૂચવે છે). ઉદા૦ હરામખોર; દગાખોર

**ખોરડું** ન૦ ઝૂંપડું; માટીની ભીંતનું નાનું ઘર (૨) ખોલી; ઓરડી

**ખોરણ** ન૦ [‘ખોરવું’ ઉપરથી] હોલવાઈ ગયેલું જે હોય તે (૨) ખોરવાનું સાધન

**ખોરણી** સ્ત્રી૦ ખોરવું તે (૨) ઉશ્કેરણી (૩) ખોયણી

**ગ** પું૰ [સં.] કંઠસ્થાની ત્રીજો વ્યંજન (૨) ગંધાર સ્વરની સંજ્ઞા

**–ગ** [સં.] [સમાસને અંતે] 'જતું' 'ચાલતું' એવા અર્થમાં. ઉદા૰ ખગ; ઉરગ

**ગઈકાલ** સ્ત્રી૰ આજની પહેલાંનો દિવસ (૨) અ૰ ગઈ કાલે. **–લે** અ૰ આજની પૂર્વેના દિવસે; કાલે (૨) બહુ જૂના કાળમાં નહીં – તાજેતરમાં [લા.]

**ગઈગુજરી** સ્ત્રી૰ બની ગયેલી – ભૂતકાળની હકીકત

**ગગડવું** અ૰ક્રિ૰ [રવ૰] ગાજવું

**ગગડાટ** પું૰ ગડગડ એવો અવાજ (૨) અ૰ સપાટાબંધ; વગર હરકતે. **–વવું** સ૰ક્રિ૰ ગડગડે એમ કરવું (૨) ઝપાટાબંધ – અટક્યા વગર કામ ચલાવવું (જેમ કે વાચનનું)

**ગગણવું** અ૰ક્રિ૰ [રવ૰] ગણગણ એવો અવાજ કરવો (૨) નાકમાં બોલવું (૩) પોતાની નામરજી અસ્પષ્ટ રીતે બતાવવી [લા.] (૪) સ૰ ક્રિ૰ મનમાં બબડવું; ગગણતા કહેવું

**ગગણાટ** પું૰ ગગણવું તે

**ગગન** ન૰ [સં.] આકાશ; આભલું. **૰ગામી** વિ૰ ગગનમાં જનારું. **૰ગાંઠિયા** પું૰ બ૰ વ૰ એક મીઠાઈ; ઘઉંના લોટના ચાસણી પાયેલા ગાંઠિયા. **૰ચુંબિત, ૰ચુંબી** વિ૰ આકાશને ચુંબતું; બહુ ઊંચું. **૰ભેદી** વિ૰ ગગનને ભેદે એવું મોટું (અવાજ કે નાદ). **૰વિહાર** પું૰ આકાશમાં વિહાર (૨) બહુ ઊંચા ઊંચા ખ્યાલો કરવા તે [લા.]. **૰વિહારી** વિ૰ [સં.] ગગનવિહાર કરનારું. **૰સ્પર્શી** વિ૰ આકાશને અડે એવું; બહુ જ ઊંચું

**ગગરી** સ્ત્રી૰ [સં. ગર્ગરી] નાનો ગગરો. **–રો** પું૰ ધાતુનો ઘડો

**ગગળું** વિ૰ [સં. ગલિત] ઢીલું; દીન (૨) પાકવા ઉપર આવેલું

**ગગા** સ્ત્રી૰ (બાળભાષા) બાળકનું ઝબલું

**ગગી** સ્ત્રી૰ છોડી; દીકરી. **–ગો** પું૰ છોકરો; દીકરો

**ગચ** અ૰ ઘોંચાવાનો અવાજ

**ગચકડું, ગચકિયું** ન૰ [રવ૰] (ડૂબતાં) તરફડિયાં મારવાં તે (૨) ગચરકું

**ગચરકું** ન૰, **–કો** પું૰ [રવ૰] ખાટો કે તીખો ઓડકાર; ઘચરકું

**ગચિયું** ન૰ ['ગચ્ચ' ઉપરથી] ઢેફું; ચોસલું (જેમ કે ઈંટ ચૂનો ઇ૰નું) (૨) આડ; નડતર [લા.]

**ગચ્ચ** અ૰ [રવ૰] ગચ (૨) સજ્જડ; તૂટે છૂટે નહિ એવું. **–ચ્ચિયું** ન૰ જુઓ ગચિયું

**ગચ્ચી** સ્ત્રી૰ [ફા. ગચ] માટી, ઈંટો, કાંકરા અને ચૂનો વગેરેનું બાઝી જવું તે. ઉદા૰ ચૂનાગચ્ચી (૨) અગાસી; ધાબું (૩) છોબંધ જમીન

**ગચ્ચું** ન૰ જુઓ ગચિયું

**ગચ્છ** પું૰ [સં.] સમુદાય; જથો

**ગચ્છન્તી** સ્ત્રી૰ [સં. ગચ્છત્ ઉપરથી] નાસી જવું તે

**ગચ્છી** સ્ત્રી૰ જુઓ ગચ્ચી

**ગજ** પું૰ [ફા., સં.] લંબાઈ ભરવાનું ચોવીસ તસુનું માપ (૨) બારણાની ભૂંગળ (૩) ધાતુનો નક્કર સળિયો (૪) બંદૂકની નાળમાં દારૂ ઠાંસવા માટે વપરાતો સળિયો (૫) તંતુવાદ્ય વગાડવાનું ધનુષ્ય જેવું સાધન

**ગજ** પું૰ [સં.] હાથી. **૰કરણ, ૰કર્ણ** [સં.] પું૰ હાથીનો કાન (૨) દરાજ; દાદર (૩) ગણપતિ. **૰ગતિ** સ્ત્રી૰ [સં.] હાથીની ચાલ (૨) તેના જેવી ડોલતી ને મગરૂર ચાલ. **૰ગામા, ૰ગામિની** [સં.] વિ૰ સ્ત્રી૰ ગજગતિથી ચાલનારી. **૰ગામી** વિ૰ [સં.] ગજગતિથી ચાલનારું. **–ગાહ** પું૰ 'ટગ ઑફ વૉર'; પક્ષ પાડીને દોરડું ખેંચવાની રસાકસીની રમત. **૰દળ** ન૰ હાથીનું લશ્કર. **૰દંત**

પુ૦[સ ] હાથીગણ (૨) ગણપતિ (૩) ખીરી

ગજબ પુ૦ [અ ] કેર (૨) મોટુ દુ ખ (૩) આશ્ચર્ય ભનાક વિ૦[ફા]ગજબ કરનારુ કેર વર્તાવનારુ

ગજર પુ૦ પહોર પહોરને આતરે ઘડિયાળા વગાડવામા આવે છે તે ગજ્જર (૨) ચોરડિયા

ગજરુ ન૦ કાંડે કે અ મોડે ઘાલવાનો ફૂલનો હાર(૨) કાંડે પહેરવાનુ સોનુ ઘરેણુ

ગજરો પુ૦ ગજરુ ૧ જુઓ

ગજલ સ્ત્રી૦,-લિસ્તાન ન૦ જુઓ ગઝલ મા

ગજવદન, ગજવદન પુ૦ [સ ] ગણપતિ

ગજવવુ સ૦ક્રિ૦ ગાજે એમ કરવ

ગજવાકાતરુ પુ૦ ખીસાકાતરુ ખીસાચોર

ગજવુ ન૦ [સ ગુહ્ય] ગુજ્જુ, ખીસુ

ગજવેલ સ્ત્રી૦ ખરુ લોઢુ, પોલાદ

ગજાનન પુ૦ [સ ] ગણપતિ

ગજાર સ્ત્રી૦ [ગોઝાર] (રસોડા કે ભડાર તરીકે વપરાય એવો) મુખ્ય ઓરડાની બાજુનો ખડ

ગજાવવુ સ૦ ક્રિ૦ જુઓ ગજવવુ, 'ગાજવુ'નુ પ્રેરક [કાપડ

ગજિયાણી સ્ત્રી૦ ગજી પનાનુ એક રેશમી

ગજયુ વિ૦ એક ગજ માપનુ (૨) ન૦ જાડુ સૂતરનુ (બહુધા ગજી) કપડુ

ગજી વિ૦ ગજિયુ (૨) સ્ત્રી૦ ગજિયાણી

ગજુ ન૦ ગુજાશ, શક્તિ

ગજેન્દ્ર પુ૦ [સ ] ઉત્તમ હાથી (૨) ઐરાવત

ગજ્જર પુ૦ [ગજ+ધર] વડો સુતાર મિસ્ત્રી (૨) વડો મુકાદમ

ગજ્જર પુ૦ અમુક વખત થયો એવુ દર્શાવનારો ટકોરો ગજર (૨) સમય માપ

ગઝની વિ૦[ફા]ગિઝની નામના શહેરનુ -ને લગતુ (૨) પુ૦ એક મુસલમાન અટક

ગઝલ સ્ત્રી૦ [અ ] એક ફારસી રાગ રેખતો (૨) એ રાગનુ કાવ્ય -લિસ્તાન ન૦ ગઝલોનો સમહ

ગટકાવવુ સ૦ ક્રિ૦ ગટગટ ખાતા પીતુ કે ખાઈ જવુ ઓહિયા કરવુ [પી જવુ

ગટગટાવવુ સ૦ ક્રિ૦ ગટગટ કરતા-ઝટ

ગટર સ્ત્રી૦ [ઇ ] ગદુ પાણી જવાની નીક

ગટરપટર અ૦[રવ૦]ગમે તેમ આડુ અવળુ

ગટિયુ વિ૦ જુઓ ગટ્ટ [ગટ્ટો

ગટ્ટચી સ્ત્રી૦ [ઇં ગુટ્ટ્ચા] એક વનસ્પતિ

ગટ્ટી(-ટ્ટ) વિ૦ [સ ગ્રથિત=ગઠાઈ ગયેલુ] ઠીગણુ (૨) બરકુ અને જાડુ

ગાઠડી સ્ત્રી૦ [હિં ] પોટલી, બચકી

ગઠન ન૦ [સ ગ્રથન] ગાઠવુ-બાધવુ તે એકત્રિત કરવુ તે

ગઠિયણ વિ૦ સ્ત્રી૦ [ગઠિયુ] લુચ્ચી, પક્કી

ગઠિયુ [સ ગ્રથિત] લુચ્ચુ પક્કુ

ગઠ્ઠો પુ૦ [સ ગ્રથિ] ગાગડો ગચિયુ બાઝી ગયેલો જથ્થો

ગડ ન૦ [સ ગડુ-ગાઠ કે ગણ્ડ=મોટો પથ્થર] ગાઠ (૨) ગૂમડુ, ગોટ (૩) સ્ત્રી૦ જુઓ ગડી (લુગડાની)

ગડગડ અ૦ [રવ૦] ગડગડતુ હોય એમ -વુ -ડાટ, -ડાવવુ જુઓ ગગડવુ ગગડાટ, ગગડાવવુ

ગડગૂમડ ન૦ નાના મોટા ગૂમડા (૨) તે થઈને થતો ચામડીનો રોગ

ગડગૂદી સ્ત્રી૦ ગડ ગૂદાનુ ઝાડ

ગડગૂદુ ન૦ એક ફળ મોટુ ગૂદુ ગૂદો પુ૦ ગડગૂદી [જોતજોતામા

ગડગડાટ અ૦ [રવ૦] ગર ગર ઝટ

ગડદાગડદી સ્ત્રી૦ ગ દાથી મારામારી (૨) ધીંગાધીંગ

ગડદાટવુ સ૦ક્રિ૦ ગડદાવવુ

ગડદાપાટુ ન૦બ૦વ૦ ગડદા ને પાટુ (૨) હાથપાઈ મારામાર

ગડદાવવુ સ૦ક્રિ૦ ગડદે ગડદે મારવુ

ગડદો પુ૦ [સ૦ ગુડ્ડાલિમ-(માગીને) પિંડો કરી નાખેલો] ઠોંસો મુક્કો

ગડબ સ્ત્રી૦ ન૦, ગાડ મોટો

ગડબડ સ્ત્રી૦ [સ ગડ્વડ, રવ૦] ઘોઘાટ (૨) અવ્યવસ્થા ગોટાળો [ગા] ગોટાળો પુ૦ ગોટાળો અવ્યવસ્થા (૨) હિસાબમા નાકમેળ તફાવત

ગડબડવુ અ૦ ક્રિ૦ જુઓ ગગડવુ

**ગડબડસડબડ** અ૦ ગડબડગોટો (૨) ધમાલ; ઘોંઘાટ

**ગડબડાટ** પુ૦ ગરબડ

**ગડબડિયું** વિ૦ ગરબડ કરે તેવું; ધાંધલિયું (૨) ન૦ અડબડિયું; ગોથું

**ગડબવું** સ૦ ક્રિ૦ [ગડબ] દાબીને ભરવું; ઠાસવું (૨) મારીને અધમૂઉં કરવું

**ગડમથલ** સ્ત્રી૦ મહેનત; ફાંફાં; ધાલમેલ

**ગડવું** અ૦ક્રિ૦ [રવ૦] અંદર પેસવું–જવું; ગરવું (૨) ગબડવું (૩) ગડગડવું

**ગડવો** પું૦ [સં. गड्डुक] ઘડાના જેવો ગોળ પડઘીદાર લોટો (૨) ગાડવો

**ગડાકુ** પુ૦; સ્ત્રી૦ ગોળ કે કાકબ ભેળવી કરાતી તમાકુ

**ગડિયું** ન૦ ['ગડ' ઉપરથી] તમાકુના પાન આમળીને વાળેલી ઝૂડી(૨) ગડાકુનો ગોળો –નાનો ગડો (૩) ન૦ પાલી કે માણાના સોળમા ભાગનું માપ[કા.]

**ગડિયો** પુ૦ જુઓ ઘડિયો

**ગડી** સ્ત્રી૦ [ગડ] ગાંઠ; આંટી (૨) ગેડ (જેમ કે કપડાની) (૩) ગરેડીનો ખચકો

**ગડી** પું૦ [મ.] દક્ષણી ચાકર; ઘાટી

**ગડુડાવવું** સ૦ક્રિ૦ 'ગડૂડવું'નું પ્રેરક

**ગડુડુડુ** અ૦ [રવ૦] (ગબડવાનો)

**ગડૂચી** સ્ત્રી૦ [સં. गुडूची] એક વનસ્પતિ; ગડૂચી, ગળો [અવાજ કરવો;ગાજવું

**ગડૂ(–ડે)ડવું** અ૦ક્રિ૦ [રવ૦] ગડૂડ એવો

**ગડેડાટ** અ૦ (૨) પું૦ [રવ૦] ગડગડાટ

**ગડેરિયો** પું૦ ગાડરાં સાચવનાર–ભરવાડ

**ગડો** પું૦ [સ. गड] કાંકરો; મોટો ગાંગડો (૨) તમાકુ–ગડાકુનું મોટું ગડિયું

**ગઢ** પું૦ [દે.] કિલ્લો; પર્વત પરનો કોટ. ૦વી પું૦ ગઢનો રખેવાળ (૨) ચારણ

**ગઢવું** ન૦ [સ. घटित, પ્રા. गढिअ] ઘડવું; માટલું(ગોળનું) [એવી જમીન; બીડ

**ગઢાણ** ન૦ જ્યાં એકલું ઘાસ થતું હોય

**ગઢી** સ્ત્રી૦ નાનું ગડવું–માટલું

**ગઢી** સ્ત્રી૦ નાનો ગઢ

**ગઢેરો** પું૦ [ઘરડું] મોટેરો–મુખ્ય માણસ

**ગણ** પું૦ [સં.] ટોળું; મંડળ (૨) જાત; વર્ગ (૩) શિવનો સેવક-સમુદાય (૪) છંદ-શાસ્ત્રમાં ત્રણ અક્ષરનો ખંડ (ઉદા૦ યગણ, મગણ ઇ૦)

**ગણક** પું૦ [સં.] જોશી

**ગણકારવું** સ૦ ક્રિ૦ ગણતરીમાં – લેખામાં લેવું; દરકાર કરવી; માનવું

**ગણગણ** અ૦ ગણગણતું હોય એમ. ૦વું, –ણાટ જુઓ ગગણવું, ગગણાટ

**ગણતર** વિ૦ ['ગણવું' ઉપરથી] ગણી શકાય એવું; ગણ્યુંગાંઠ્યું (૨) ન૦ જુઓ ગણતરી

**ગણતરી,** સ્ત્રી૦ગણવું તે (૨) ગણવાની રીત (૩) ગણીને કાઢેલી સંખ્યા (૪) અંદાજ. ઉદા૦ ગણતરી બહારનું ખર્ચ (૫) માન; પ્રતિષ્ઠા; લેખું [લા.]

**ગણતંત્ર** ન૦ જુઓ ગણરાજ્ય

**ગણતી** સ્ત્રી૦ જુઓ ગણતરી

**ગણધર** પું૦ [સ.] વર્ગ અથવા સમૂહનો મુખી (૨) એક પ્રકારનો આચાર્ય; જે તીર્થંકરનો શિષ્ય હોય છે [જૈન]

**ગણના** સ્ત્રી૦ [સ] ગણતરી [(૨) શિવ

**ગણનાથ** પુ૦[સં.] ગણોનો ઉપરી; ગણપતિ

**ગણનાયક** પું૦ [સં.] ગણપતિ (૨) શિવ

**ગણપતિ** પું૦ [સ.] મહાદેવના નાના પુત્ર

**ગણરાજ્ય** ન૦[સ.] ગણતંત્ર; પ્રાચીન હિંદનું એક પ્રકારનું પ્રજાસત્તાક રાજ્ય

**ગણવત(૦પટો)** જુઓ 'ગણોત'માં

**ગણવું** સ૦ક્રિ૦ [સ. गण्] સંખ્યા કાઢવી (૨) હિસાબ કે ગણિતનો દાખલો કરવો (૩) [લા.] લેખામા લેવું; માનવું, આદર કરવો (૪) સમજણ કે ડહાપણ મેળવવું (જેમ કે ભણ્યો પણ ગણ્યો નહિ.)

**ગણવેશ** પું૦ આખા સમૂહનો એક સમાન પહેરવેશ; 'યુનિફોર્મ'

**ગણસારો** પું૦[રવ૦] અણસારો; અવાજથી ચેતવણી આપવી તે [(૨) ગણપતિ

**ગણાધિપ** પું૦ [સં.] ગણોનો અધિપતિ

**ગણિક** પું૦ + ગણક; જોશી

**ગણિકા** સ્ત્રી૦ [સં.] ગુણકા

**ગણિત** વિ૦ [સં.] ગણેલું (૨) ન૦ ગણિતવિદ્યા (૩) તેની (ખાસ કરી અંકગણિતની) ચોપડી. ૦વિદ્યા સ્ત્રી૦, ૦શાસ્ત્ર ન૦ ગણિતનું જ્ઞાન કે શાસ્ત્ર. –તી પું૦ [સં.] ગણિતશાસ્ત્રી [સમૂહ
**ગણિપિટક** ન૦ [સં] જૈન ધર્મગ્રંથોનો
**ગણું** વિ૦ [સં. ગુણ] –થી ગુણતાં આવે તેટલું (ઉદા૦ ચાર ગણું)
**ગણેશ** પું૦ [સં.] ગણપતિ. –ચતુર્થી, ૦ચોથ સ્ત્રી૦ ગણેશ પૂજનનો દિવસ; ભાદરવા સુદ ચોથ [હથિયાર
**ગણેશિયું** ન૦, –યો પું૦ ખાતરપાડુનું એક
**ગણોત** સ્ત્રી૦;ન૦ [સં. ગણ + પત્ર] ગણવત; સાથ (૨) ગણોતનામું. ૦નામું ન૦, ૦પટો(–ટ્ટો) પું૦ જમીનદાર અને ખેડૂત વચ્ચેનો સાથનો કરાર–દસ્તાવેજ –તિયો પું૦ જમીન ગણોતે રાખનાર–ખેડનાર; સાંથીડો
**ગણ્ય** વિ૦ [સં.] ગણનામાં લેવા જેવું
**ગણ્યુંગાંઠ્યું** વિ૦ ગણતર, થોડુંક
**ગત** વિ૦ [સં.] ગયેલું (૨) ભૂતકાળનું; વીતી ચૂકેલું (૩) મરી ગયેલું (૪) અ૦ સુધી. દા૦ ત૦ "પૈસા પેઢીએ ગત કોઈના પહોંચતા નથી." (૫) [સમાસને અંતે] '–મા આવેલું', '–નું', '–ને અંગેનું કે લગતું' એ અર્થમાં. ઉદા૦ વ્યક્તિગત, અંતર્ગત
**ગત** (ત,) સ્ત્રી૦ [સં. ગતિ] જુઓ ગતિ (૨) વાદ્ય પર વગાડવાની (કોઈ રાગના) સ્વરોની રચના [મશ્કરી
**ગતકડું** ન૦ નવાઈનો બનાવ (૨) ટોળ;
**ગતાગત** વિ૦ [સં] ગયેલુ અને આવેલું (૨) ન૦ અવરજવર; જન્મ ને મરણ
**ગતાગમ** સ્ત્રી૦ [ગતિ+ગમ] સમજણ; જ્ઞાન
**ગતાનુગતિક** [સં.] વિ૦ ચાલે ચાલનારું; ગાડરિયું
**ગતિ** સ્ત્રી૦[સં.] ચાલ (૨) ઝડપ (૩) પ્રવેશ; પ્રવેશ કરવાની બુદ્ધિ–શક્તિ (૪) સમજ; મતિ (૫) શક્તિ, બળ; (૬) સ્થિતિ; દશા (૭) મૂઆ પછીની હાલત (૮) રસ્તો; માર્ગ. ૦ચક્ર વિ૦ વેગ આપનારું, વેગનું બળ સંગ્રહીત કરનારું અથવા વેગનું નિયમન કરનારું પૈડું. ૦માન વિ૦ [સં.] ગતિવાળું (૨) ન૦ ગતિ–વેગનું માન–પ્રમાણ. ૦શાસ્ત્ર ન૦ ગતિની ગણિતવિદ્યા; 'ડાઇનેમિક્સ' [પ. વિ.]
**ગત્યર્થક** વિ૦[સં.] ગતિના અર્થવાળું [વ્યા.]
**ગદકું** ન૦ બહાનું; મિષ
**ગદગદ** વિ૦ (૨) અ૦ જુઓ ગદ્ગદ
**ગદગદિયાં** ન૦ બ૦ વ૦ [રવ૦] ખાનપાન, નાણાં, કે આનંદની રેલછેલ (૨) ગલીપચી થવી તે [ગયેલું
**ગદગદું** વિ૦ [ગદ્ગદ] પાણીપોચું (૨) કોહી
**ગદડવું** સ૦ક્રિ૦ (પગ વતી) દબાવવું (૨) હેરાન કરવું [લા.]
**ગદબદ** વિ૦ [રવ૦] ખદબદ
**ગદબદિયાં** ન૦બ૦વ૦ જુઓ ગદગદિયાં
**ગદા** સ્ત્રી૦ [સં.] લડાઈનું એક હથિયાર. ૦ધર પું૦ [સં] ગદા ધારણ કરનાર (૨) વિષ્ણુ [ચકવવું
**ગદાવવું** સ૦ક્રિ૦ દદ કે રેતીમાં દોડાવવું;
**ગદિયાણો** [સં. गद्याणक] અર્ધા તોલાનું વજન
**ગદેલું** ન૦ ગાદલું (૨) જાડી ગાદી
**ગદ્ગદ** વિ૦ [સં.] ગળગળું (૨) અ૦ ગળગળા કંઠે. –દિત વિ૦[સં.] ગદ્ગદ થયેલું
**ગદ્ય** ન૦ [સં] ગવાય નહિ એવું, પદ્યથી ઊલટું–સાદું લખાણ. ૦કાવ્ય ન૦ કાવ્યની શૈલીમાં લખેલું ગદ્ય
**ગધાડિયું** ન૦ જે ચપટા અને મોટા લાકડામાં ગાડીના પૈડાના લટ્ઠા ઘલાય છે તે (૨) વિ૦ જાડું; ગધૈયા જેવું (જેમ કે કપડું) (૩) મૂર્ખ
**ગધાડી** સ્ત્રી૦ ગધાડાની માદા. –ડું ન૦ [સં. गर्दभ] એક પશુ. –ડો પું૦ નર ગધેડું (૨) મૂરખ [લા.]
**ગધેડિયું** ન૦ જુઓ ગધાડિયું
**ગધેડી(–ડું, –ડો)** જુઓ 'ગધાડી'માં
**ગધૈયો** પું૦ એક પ્રાચીન સિક્કો; ગધૈયું

**ગધ્ધાપચીશી(-સી)** સ્ત્રી૦ ૧૬ થી ૨૫ વર્ષ સુધીનો સમય, જ્યારે માણસમા ગધ્ધાપણાનુ જોર હોય છે
**ગધ્ધાપાટુ** સ્ત્રી૦, ન૦ ગધ્ધામસ્તી
**ગધ્ધામસ્તી** સ્ત્રી૦ મૂર્ખાઈભર્યું અતિશય તોફાન લાતવાતા
**ગધ્ધાવૈતરુ** ન૦ સખત વૈતરુ (૨) લાભ વગરની – નકામી મહેનત
**ગધ્ધી** સ્ત્રી૦ ગધેડી
**ગધ્ધૈયુ** ન૦ જાડી બેડોળ વસ્તુ (૨) એક પ્રાચીન સિક્કો [ગૈયો
**ગધૈયુ** ન૦ [સ ગર્દભક, પ્રા ગન્દહય](દાણામા પડતુ) એક જીવડુ
**ગધ્ધો** પુ૦ ગધેડો (૨) મૂર્ખ [લા]
**ગનીમત** સ્ત્રી૦ [અ] ઈશ્વરકૃપા સદ્ભાગ્ય
**ગપ** સ્ત્રી૦ [ફા] ઊડતી વાત, અફવા (૨) ખોટી વાત, ડિંગ
**ગપ** અ૦ [રવ૦] ગબ જેમ ઝટ ઝટકાવવુ સ૦ક્રિ૦ ગપ દઈને લઈ લેવુ કે ખાઈ જવુ
**ગપગોળો** પુ૦ [ગપ+ગોળો] ગપાટો
**ગપતાળીસ** વિ૦ ('અધર અનિશ્ચિત સખ્યા' એમ સૂચવે છે) ઉદા૦ સાઠી ગપતાળીસ
**ગપસપ** સ્ત્રી૦ [ 'ગપ' ઉપરથી] ગપ્પા, આડી અવળી નવરાગની વાત
**ગપાગપ** અ૦[રવ૦] ગપગપ [પુ૦ ગપ
**ગપાટી** વિ૦ ગપાટા હાકનારુ ગપ્પી –ટો
**ગપાવવુ** સ૦ક્રિ૦ 'ગપાવુ'નુ પ્રેરક
**ગપાવુ** અ૦ક્રિ૦ [સ ગુપ્] ચુપચાપ કે છાનામાના પેસવુ
**ગપાષ્ટક** ન૦ ખોટા તરગ, ગપ
**ગપોડશખ** પુ૦ ગપ્પીદાસ
**ગપોડુ** ન૦, –ડો પુ૦ ગપ્પુ
**ગપોનિયુ** ન૦ [સ ગુપ્ ઉપરથી] ક્યાંમાથી છટકી જઈને ભરાઈ બેસવુ તે (ખાસ કરીને નિશાળમાથી) (૨) વ્યભિચાર
**ગપ્પી** વિ૦ ગપ્પા મારે એવુ –દાસ પુ૦ ગપ મારવાની આદતવાળો માણસ –પ્પુ ન૦ ગપ ગપાટો
**ગફલત** સ્ત્રી૦ [અ] બેદરકારી, (૨) ભૂલ –તિયુ, –તી વિ૦ ગફલત કરનારુ
**ગફૂર** વિ૦ [અ] દયાળુ
**ગફ્ફો** પુ૦ [રવ૦] ઉતાવળમા–ગપ દઈને ભરેલો મોટો કોળિયો–બકડો
**ગબ** અ૦ [જુઓ ગપ અ૦] ઝટ, ઝટ ઝટકાવવુ સ૦ક્રિ૦ જુઓ ગપ ઝટકાવવુ ગબ્બ અ૦ ટપોટપ [દાધારગુ, મૂર્ખ
**ગબડગ ડ(-ડુ)** વિ૦ [ગરબડિયુ+ગાડુ]
**ગબડગડુ** વિ૦ [ગરબડિયુ+ગડુ] ગડુ અને અવ્યવસ્થિત
**ગબડવુ** અ૦ક્રિ૦ [જુઓ ગડબડવુ] તળે ઉપર થતા સરવુ (૨) આળોટવુ (૩) (વગર વાધે કે વિઘ્ને) ચાલી કે નભી જવુ, આગળ વધવુ [લા]
**ગબડી(-ટ્ટી)** સ્ત્રી૦ ['ગબડવુ' ઉપરથી] એકદમ દોડી જવુ તે
**ગબરુ** વિ૦ જુઓ ગભરુ
**ગબાગબ** અ૦ [રવ૦] ગબગબ, ટપોટપ –બી સ્ત્રી૦ મુક્કામુક્કી (૨) બોલાબોલી
**ગબારો** પુ૦ [અ ગુબારહ] નાનુ બલૂન (૨) દવાઈ, હવામા ઊચે જઈ ફૂટે એવુ એક જાતનુ દારૂખાનુ
**ગબી** સ્ત્રી૦ લખોટી કે મોઈદડાની રમતમા કરાતો નાનો ખાડો
**ગબો** પુ૦ [અ૦ ગબી] મૂરખો, રાબો
**ગબોગબ** અ૦ [રવ૦] ગબગબ,ઉપરાઉપરી
**ગબોળો** પુ૦ જુઓ ગપગોળો (૨)ભવાગ
**ગબ્બર** પુ૦ [સ ગહ્વર] અબાજી પાસેનો એક (ચડવામા કઠણ) ડુગરો (૨) વિ૦ જબરુ
**ગબ્બો** પુ૦ ગબો, મૂરખો
**ગભરાટ** પુ૦[ ગભરાવુ ઉપરથી] ગભરામણ –ટિયુ વિ૦ ગભરાટવાળુ, ગભરાટના સ્વભાવનુ –મણ સ્ત્રી૦ અકળામણ મૂઝવણ (૨) ભય –વુ અ૦ક્રિ૦ ગૂચાવુ, મૂઝાવુ, ડરવુ (૨) બીવુ
**ગભરુ** વિ૦ ગાભરા જેવુ, ગોરુ અને માસલ (૨) નિર્દોષ ભોળુ

**ગભાણ** સ્ત્રી૦ [સં. गवादनी] ઢોરના નીરણ માટે આડું લાકડું રાખી કરેલી જગા. ગામના પાદર પરની ગોચર જમીન; ચરો
**ગભાર(-રો)** પું૦ [સં. गर्भागार] મંદિરની અંદરનો ભાગ [જુઓ ગભીર
**ગભીર** વિ૦ [સં.] ઊંડું (૨) ઘાડું (૩)
**ગમ** સ્ત્રી૦ [સં.गम् ઉપરથી] બાજુ (૨) મનનું વલણ (૩) ગતિ; પ્રવેશ (૪) સૂઝ
**ગમ** સ્ત્રી૦ [અ.] શોક; દુઃખ (૨) ખામોશી. **૦ગીન** વિ૦ ખિન્ન; ઉદાસ. **૦ગીની** સ્ત્રી૦ [ફા.] ગમગીનપણું
**ગમચાં** ન૦ બ૦ વ૦ [રવ૦] બોલતાં બોલતાં અચકાવું તે (લાગણી વિચાર કે નામરજીથી)
**ગમત** સ્ત્રી૦ ['ગમવું' ઉપરથી] વિનોદ; મજા; આનંદ. **-તી** વિ૦ વિનોદી (૨) આનંદી
**ગમન** ન૦ [સં.] જવું-ચાલવું તે (૨) ચાલ; ગતિ (૩) સંભોગ
**ગમવું** અ૦ક્રિ૦ [સં. गम्] મનને સારું લાગવું; ગોઠવું (૨) પસંદ પડવું
**ગમાણ** સ્ત્રી૦ જુઓ ગભાણ સ્ત્રી૦ **-ણિયું** ન૦ આડું લાકડું
**ગમાર** વિ૦ [દે.] અણસમજુ (૨) રેંચું
**ગમે તે** સ૦ (૨) વિ૦ કોઈ કે કશું પણ (૩) રુચિ કે ઇચ્છા મુજબનું
**ગમે તેમ** અ૦ રુચિ મુજબ; ઇચ્છા પ્રમાણે (૨) કાંઈ બંધન કે મર્યાદા વગર; નિરંકુશ ઉચ્છૃંખલ રીતે (૩) અવ્યવસ્થિત રીતે
**ગમો** પું૦ ગમવું તે; રુચિ
**ગમ્મત** સ્ત્રી૦ જુઓ ગમત; ગંમત
**ગમ્ય** વિ૦ [સં.] જવાય-પહોંચાય એવું કે જવા ધારેલું તેવું (૨) સમજાય એવું
**ગયવર** પું૦ [પ્રા.; સં. गजवर] + મોટો હાથી
**ગયંદ** પું૦ [પ્રા.; સં. गजेन्द्र] + હાથી [પંડો
**ગયાવ(-વા)ળ** પું૦ [હિં. गयावाल] ગયાનો
**ગયું** [સં. गत] 'જવું'નું ભૂતકાળનું રૂપ (૨) વિ૦ ગયેલું; વીતેલું; ભૂતકાળનું (૩) મરી ગયેલું
**ગર** પું૦ [સં. गर्भ] ફળની કે ઝાડના થડની અંદરનો ગર્ભ (૨) મનનો ભેદ; મર્મ [લા.]
**ગર** પું૦ [સં.] ઝેરી અધાર; ગલ
**-ગર** [ફા.] 'કરનાર' એવો અર્થ સૂચવતો પ્રત્યય. ઉદા૦ 'સોદાગર'; 'કારીગર'
**ગર** પું૦ જુઓ ગીર. ઉદા૦ કેશવગર
**ગરક** વિ૦ [અ.] ડૂબેલું (૨) મગ્ન; લીન. **૦વું** અ૦ક્રિ૦ કળી-ખૂંપી જવું (૨) ડૂબી જવું (૩) મગ્ન-લીન થઈ જવું. **-કાવ** વિ૦ ગરક; મશગૂલ
**ગરગડી** સ્ત્રી૦ ['ગડગડ' ઉપરથી] ફરે તેવું નાનું પૈડું (૨) દોરાની ગરગડી; 'રીલ'
**ગરજ** સ્ત્રી૦ [અ.] ખપ; જરૂર (૨) સ્વાર્થ
**ગરજવું** અ૦ક્રિ૦ [સં. गर्ज्] ગર્જના કરવી, ગાજવું (૨) મોટેથી બરાડવું; તડૂકવું
**ગરજાઉ, ગરજિયું, ગરજી(૦લું), ગરજુ** વિ૦ ગરજવાળું; સ્વાર્થી
**ગરજો** પું૦ ફણગો; અંકુર (૨) કાંટો; ઊભો ખીલો (૩) ખૂંપરો [દઈને, અચાનક
**ગરડગપ(-પ્)** અ૦ [રવ૦] ગડડગપ; ઝટ
**ગરડવું** સ૦ક્રિ૦ [સં. घर्ष्] (અક્ષર) ઘૂંટવા
**ગરણી** સ્ત્રી૦ [સં. गुरु ઉપરથી] સ્ત્રી ગુરુ (૨) ગરણીજી. **૦જી** સ્ત્રી૦ [જી માનાર્થે] જૈન સાધ્વી
**ગરથ** પું૦ નાણું; પૈસો
**ગરદ** સ્ત્રી૦ [ફા. गर्द] ધૂળ (૨) વિ૦ બિડાયેલું, સાકડમાં આવેલું, દટાયેલું
**ગરદી** સ્ત્રી૦ ગિરદી; ભીડ [ભૂકો; જરદો
**ગરદો** પું૦ [ફા. गर्द] તમાકુનાં પાદડાંનો
**ગરનાળ** સ્ત્રી૦ [પો. गार्नेल] છરાના ગોળા ભરવાની, ખાંડણી જેવી તોપ
**ગરનાળું** ન૦ [ગર(ગરત)+નાળું] પાણી આવવા જવા માટે બાંધેલો સાંકડો માર્ગ; નાળું
**ગરબડ, ૦ગોટો, ૦વું, ૦સડ(-ર)બડ, -ડાટ, -ડિયું** જુઓ 'ગડબડ' વગેરેમાં
**ગરબા** સ્ત્રી૦ સ્ત્રીઓના રાગમાં ગાવાની એક જાતની કવિતા. **૦સાટ** પું૦ ગરબીઓ ગાનારો; જેરાનો રાગ તાણનારો બ્રાહ્મણ (૨) વિ૦ પું૦ રાંડવો [લા.]
**ગરબો** પું૦ નોરતામાં અથવા માતા વાવે

છે તે પ્રસંગની લ્હાણાવાળી માટલી જેમાં ચાતુ ધીનો દીવો રખાય છે તે(૨)દીવા કે માટલીની આસપાસ ફરતાં ફરતાં તાળીઓ પાડીને ગાવું તે (૩) મોટી ગરબી, રાસડો
**ગરભ** પું૦ [સં.] જુઓ 'ગર્ભ'માં. ૦છાંટ સ્ત્રી૦ છરા ભરેલો દારૂનો ગોળો (૨) ગરનાળ. ૦સુતરાઉ, ૦સૂતર વિ૦ તાણામાં રેશમ અને વાણામાં સૂતરના વણાટવાળું [દૂધિયો ડોડો
**ગરભોળું** ન૦ [સં. ગર્ભ પરથી] મકાઈનો
**ગરમ** વિ૦ [ફા. ગર્મ] ઊનું (૨) શરીરમાં ઉષ્ણતા પેદા કરે–વધારે તેવું (૩) જોસમાં કે ક્રોધમાં આવેલું [લા]. ૦મસાલો પું૦ તજ, લવિંગ ઇત્યાદિ ગરમ તેજાનાનો ભૂકો
**ગરમર** સ્ત્રી૦; ન૦ એક વનસ્પતિ (તેનાં મૂળનું અથાણું થાય છે)
**ગરમાગરમ** વિ૦ ગરમ ગરમ, ઊનું ઊનું. –મી સ્ત્રી૦ ઉશ્કેરાટ; ઝઘડો
**ગરમાટો(–વો)** પું૦ ગરમી, ઉષ્ણતા
**ગરમાળાનો ગોળ** પું૦ ગરમાળાની શીંગમાંથી નીકળતો રેચક પદાર્થ
**ગરમાળો** પું૦ [સં. કૃતમાલક] એક ઝાડ
**ગરમી** સ્ત્રી૦ [ફા.] ઉષ્ણતા, તાપ (૨) ગરમી–ચાંદી કે પરમિયાનો રોગ
**ગરમી** સ્ત્રી૦ માપસર આંક પાડવા માટેનું સુતારનું એક ઓજાર [વાડકો
**ગરમું** ન૦ તપેલી જેવો પડઘી વિનાનો મોટો
**ગરલ** ન૦ [સં.] વિષ; ઝેર
**ગરવ** પું૦ [સં. ગર્વ] ગર્વ; અહંકાર
**ગરવું** વિ૦ [સં. ગુરુક] ગૌરવવાળું
**ગરવું** અ૦ક્રિ૦ [સં. ગલ્] ખરવું, પડવું; ધીરે રહીને અંદર પેસવું
**ગરાડી** વિ૦ બંધાણી; ભાંગ, અફીણ ગાંજો વગેરેનો વ્યસની
**ગરાશિયો** પું૦ ગરાસ ખાનારો (૨) ગરાસ ખાનારો રજપૂત; રાજવંશી ભાયાત કોઈ પણ રજપૂત–એક જાત. –ણ સ્ત્રી૦ ગરાશિયાની સ્ત્રી
**ગરાસ** પું૦ [સં.ગ્રાસ] ગામનું રક્ષણ કરવાને બદલામાં કાઢી આપેલી જમીન અથવા રોકડ રકમ (૨) ગુજરાન માટે આપેલું જમીન (રાજવંશીઓને). ૦ણ, ૦ણી સ્ત્રી૦ ગરાસિયાની સ્ત્રી (૨) ગરાસિયા જાતિની સ્ત્રી. ૦દાર વિ૦ ગરાસ ધરાવનારું. –સિયણ, –સિયો સ્ત્રી૦ જુઓ 'ગરાશિયો'માં
**ગરિમા** સ્ત્રી૦ [સં.] મોટાઈ; પ્રૌઢતા (૨) ઇચ્છા પ્રમાણે ભારે થઈ જવાની યોગની એક સિદ્ધિ
**ગરિયો** પું૦ ['ગરવું'ઉપરથી] ભમરડો[કા]
**ગરિષ્ઠ** વિ૦ [સં.] ભારેમાં ભારે (૨) સૌથી વધુ અગત્યનું
**ગરીબ** વિ૦ [અ.] નિર્ધન; કંગાલ (૨) બાપડું; દુઃખી (૩) નમ્ર; સાલસ; રાંક [લા]. ૦ગ(–ગુ)રબું ન૦ [અ. ગુરબા –ગરીબનું બ૦વ૦] ગરીબ અને કંગાલ માણસ. ૦ન(–નિ)વાજ વિ૦ [+નવાજ (ફા.)] ગરીબ પર રહેમ રાખે–ગરીબનું પોષણ કરે એવું. ૦પરવર વિ૦ [+ફા. પરવર] ગરીબને પાળનારું. –બાઈ, –બી [ફા.] સ્ત્રી૦ નિર્ધનતા; કંગાલિયત (૨) નમ્રતા; સાલસાઈ
**ગરીયસી** વિ૦સ્ત્રી૦[સં.]ગૌરવશાળી,મહાન
**ગરુડ** પું૦, ન૦ [
કશ્યપનો વિનત
વાહન. ૦ગા
પું૦ ધજા પર
**ગરુડો** પું૦ [સં,

**ગર્જવું** અ૦ક્રિ૦ જુઓ ગરજવું
**ગર્ડર** પું૦[ઇં.] લોખંડનો પાટડો
**ગર્ત** પું૦; ન૦ [સં.] ખાડો; ખાણ
**ગર્થ** પું૦ + ગરથ
**ગર્દ** સ્ત્રી૦ [ફા.] ધૂળ; રજ [ગધેડી
**ગર્દભ** પું૦ [સં.] ગધેડો. **–ભી** સ્ત્રી૦ [સં.]
**ગર્ધવ** પું૦ જુઓ ગર્દભ
**ગર્ભ** પું૦ [સં.] માના પેટમાં રહેલું જીવનું રૂપ (૨) ગર; અંદરનો માવો (૩) કોઈ પણ વસ્તુનો અંદરનો ભાગ (૪) નાટકની એક સંધિ. **૦કોશ(–ષ)** પું૦ [સં.] ફળેલો અંડકોશ; 'ઓઈગોટ' [વ. વિ.] **૦ગૃહ** ન૦ [સં.] મકાનની અંદરનો ભાગ (૨) ગભાર. **૦જોગી** પું૦ શુકદેવ. **૦દ્વાર** ન૦ મંદિરનો છેક અંદરનો ભાગ; ગભાર. **૦પાત** વિ૦ [સં.] ગર્ભનું પાડવું – પડવું તે. **૦મંદિર** ન૦ ગભાર. **૦વતી**[સં.], **૦વંતી** વિ૦ સ્ત્રી૦ સગર્ભા (૨) સ્ત્રી૦ ગર્ભિણી. **૦વાસ** પું૦ [સં.] ગર્ભનો ઉદરમાં વાસ. **૦શ્રીમંત** વિ૦ ગર્ભથી – જન્મથી પૈસાદાર; શ્રીમંતને ઘેર જન્મેલું. **૦સ્પોર** પું૦ સમાન જાતીય કોશના સંયોગથી બનેલો સ્પોર; 'ઝાયગોસ્પોર'. [વ. વિ.] **૦સ્રાવ** પું૦[સં.] ગર્ભ સ્રવી – ગળી જવું તે; ગર્ભપાત
**ગર્ભાગાર** પું૦; ન૦ [સં.] ગર્ભાશય (૨) અંદરનો ખાનગી – સૂવાનો ઓરડો (૩) મંદિરનો ગભાર – અંદરનો મૂર્તિવાળો ભાગ
**ગર્ભાધાન** ન૦ [સં.] ગર્ભ મૂકવો તે (૨) ગર્ભ ધારણ કરવો તે (૩) એક સંસ્કાર
**ગર્ભાશય** ન૦ [સં.] સ્ત્રીશરીરમાં ગર્ભ રહેવાની જગા – તે અવયવ
**ગર્ભિણી** સ્ત્રી૦ [સં.] સગર્ભા સ્ત્રી
**ગર્ભિત** વિ૦[સં.] જેના ગર્ભમાં – ઊંડાણમાં કંઈ બીજી વસ્તુ, અર્થ કે ભાવ રહેલો હોય તેવું; છૂપું
**ગર્વ** પું૦ [સં.] અભિમાન; ગુમાન. **–ર્વિત** [સં.] **–ર્વિષ્ઠ, –ર્વી, –ર્વીલું** વિ૦ ગર્વવાળું; અભિમાની
**ગર્હણ** ન૦, **–ણા** સ્ત્રી૦[સં.] નિંદા. **–ણીય** વિ૦ [સં.] નિંદ્ય; તિરસ્કરણીય
**ગર્હા** સ્ત્રી૦ [સં.] નિંદા. **–ર્હિત** વિ૦ [સં.] નિંદિત. **–ર્હ્ય** વિ૦ [સં.] નિંદ્ય
**ગલ** પું૦ [સં. गल = ગળું] માછલાં પકડવાનો આંકડો (૨) લાચ; લાલચ (૩) વાત, બાતમી (૪) ગર; માવો
**ગલ** પું૦ [સં. गल = ખરવું] ગર; ઝેરી અધારલાળ (૨) બત્તીનો મોગરો (૩) પિવાઈ ગયેલી – બળી ગયેલી ચલમમાંની ગડાકુ
**ગલકંબલ** પું૦ [સં.] ગાય – બળદને ગળે લટકતી ગોદડી જેવી ચામડી
**ગલકી** સ્ત્રી૦ શાકનો એક વેલો. **–કું** ન૦ ગલકીનું ફળ
**ગલખોડ** પું૦, **–ડી** સ્ત્રી૦ અડાડે કે ઢોરને ગાળિયે ઘાલેલો મોઈના આકારનો લાકડાનો કકડો
**ગલગલિયાં** ન૦બ૦વ૦, **ગલગલી** સ્ત્રી૦ ગલીગલી; ગલીપચી
**ગલગોટો** પું૦ [ગલ(ગુલ) + ગોટો] એક ફૂલનો છોડ (૨) તેનું ફૂલ
**ગલઢું** વિ૦ ઘરડું; વૃદ્ધ; મોટું [કા.]
**ગલઢેરો** પું૦ ['ગલઢું' = મોટું; વૃદ્ધ ઉપરથી] કાઠી ગરાસિયો [કા.]
**ગલત** વિ૦ [અ.] ભૂલભરેલું; જૂઠું. **–તી** સ્ત્રી૦ ભૂલ; ચૂક [જુઓ ગળથૂથી
**ગલથૂથી** સ્ત્રી૦ [ગોળ + થૂથી (થૂથો) – પૂમડું]
**ગલપટો(–ટ્ટો)** પું૦ [સં. गल + પટો] ગળે વીંટવાનો પટો; ગલૂબંધ
**ગલબો** પું૦[ફા. गुल्बन] એક ફૂલઝાડ
**ગલસ્થલ** ન૦ [સં. गलस्थल] ગળું
**ગલસ્થલ** ન૦ જુઓ ગળસ્થળ
**ગલિત** વિ૦[સં.] પડેલું, ટપકેલું (૨) ગળી ગયેલું
**ગલી** સ્ત્રી૦ [સર૦ દે. गलोल्लिअ] જુઓ ગલીપચી
**ગલી** સ્ત્રી૦ [હિં.] સાંકડી વાટ – શેરી. **૦કૂ(–કૂં)ચી** સ્ત્રી૦ [+ फा. कूचह] ગલીઓમાંનો આડોઅવળો અને સાંકડો માર્ગ
**ગલીગલી** સ્ત્રી૦ [જુઓ ગલી] ગલીપચી
**ગલીચ** વિ૦ [અ. गलीच] ગંદું – અતિ ગંદું
**ગલીચો** પું૦ જુઓ ગાલીચો

છે તે પ્રસંગની કાણાવાળી માટલી જેમા ચાતુ ધીનો દીવો રખાય છે તે(૨)દીવા કે મા ટીની આસપાસ ફરતા ફરતા તાળીઓ પાડીને ગાવું તે (૩) મોટી ગરબી, રાસડો

**ગરભ** પું૰ [સ] જુઓ 'ગર્ભ' મા **૦છાંટ** સ્ત્રી૰ છરા ભરેલો દારૂનો ગોળો (૨) ગરનાળ **૦સુતરાઉ, ૦સૂતર** વિ૰ તાણામા રેશમ અને વાણામા સુતરના વણાટવાળુ [દૂધિયો ઊડો

**ગરભોળુ** ન૰ [સ ગર્ભ પરથી] મકાઈનો

**ગરમ** વિ૰ [फा गर्म] ઊનુ (૨) શરીરમા ઉષ્ણતા પેદા કરે –વધારે તેવુ (૩) જોસમા કે ક્રોધમા આવેલુ [લા] **૦મમ્માવો** પુ૰ તજ, લવિંગ ઇત્યાદિ ગરમ તેજા નાનો ભૂકો

**ગરમર** સ્ત્રી૰, ન૰ એક વનસ્પતિ (તેના મૂળનુ અથાણુ થાય છે)

**ગરમાગરમ** વિ૰ ગરમ ગરમ ઊનુ ઊનુ **–મી** સ્ત્રી૰ ઉશ્કેરાટ, ઝઘડો

**ગરમાટો(–વો)** પું૰ ગરમી ઉષ્ણતા

**ગરમાળાનો ગોળ** પુ૰ ગરમાળાની શીંગ માથી નીકળતો રેચક પદાર્થ

**ગરમાળો** પુ૰ [સ कृतमालक] એક ઝાડ

**ગરમી** સ્ત્રી૰ [फा] ઉષ્ણતા તાપ (૨) ગરમી–ચાંદી કે પરમિયાનો રોગ

**ગરમી** સ્ત્રી૰ આપસર આંક પાડવા માટેનુ સુતારનુ એક ઓજાર [વાડકો

**ગરમુ** ન૰ તપેલી જેવો પડથી વિનાનો મોટો

**ગરલ** ન૰ [સ] વિષ ઝેર

**ગરવ** પુ૰ [સ गर्व] ગર્વ, અહંકાર

**ગરવુ** વિ૰ [સ गुरुक] ગૌરવવાળુ

**ગરવુ** અ૰ક્રિ૰ [સ गल] ખરવુ પડવુ (૨) ધીરે રહીને અંદર પેસવુ

**ગરાડી** વિ૰ બધાણી ભાંગ અફીણ કે ગાંજો વગેરેનો વ્યસની

**ગરાશિયો** પું૰ ગરાસ ખાનારો (૨) ગરાસ ખાનારો રજપૂત, રાજવંશી ભાયાત (૩) કોઈ પણ રજપૂત–એક જાત **–યણ** સ્ત્રી૰ ગરાશિયાની સ્ત્રી

**ગરાસ** પું૰ [સ ग्राम] ગામનુ રક્ષણ કરવાના બદલામા કાઢી આપેલી જમીન અથવા ઊચક રકમ (૨) ગુજરાન માટે આપેલી જમીન (રાજવંશીઓને) **૦ણ, ૦ણી** સ્ત્રી૰ ગરાસિયાની સ્ત્રી (૨) ગરાસિયા જાતિની સ્ત્રી **૦દાર** વિ૰ ગરાસ ધરાવ નારુ **–સિયણ, –સિયો** સ્ત્રી૰ જુઓ 'ગરાશિયો' મા

**ગરિમા** સ્ત્રી૰ [સ] મોટાઈ, પ્રૌઢતા (૨) ઇચ્છા પ્રમાણે ભારે થઈ જવાની યોગની એક સિદ્ધિ

**ગરિયો** પુ૰ [ ગરવુ ઉપરથી] ભમરડો [કા ]

**ગરિષ્ઠ** વિ૰ [સ] ભારેમા ભારે (૨) સૌથી વધુ અગત્યનુ

**ગરીબ** વિ૰ [અ] નિર્ધન, કંગાલ (૨) બાપડુ, દુખી (૩) નમ્ર, સાલસ, રાંક [લા] **૦ગ(–ગુ)રબુ** ન૰ [અ गरबा –ગરીબનુ બ૰વ૰] ગરીબ અને કંગાલ માણસ **૦ન(–નિ)વાજ** વિ૰ [+नवाज (फा)] ગરીબ પર રહેમ રાખે–ગરીબનુ પોષણ કરે એવુ **૦પરવર** વિ૰ [+फा परवर] ગરીબને પાળનારુ **–બાઈ, –બી** [फा] સ્ત્રી૰ નિર્ધનતા, કંગાલિયત (૨) નમ્રતા, સાલસાઈ

**ગરીયસી** વિ૰સ્ત્રી૰[સ] ગૌરવશાળી મહાન

**ગરુડ** પુ૰ ન૰ [સ] એક પક્ષી (૨) કશ્યપનો વિનતાથી થયેલો પુત્ર, વિષ્ણુનુ વાહન **૦ગામી** પુ૰ વિષ્ણુ **૦ધ્વજ** પુ૰ ધજા પર ગરુડના ચિહ્નવાળા વિષ્ણુ

**ગરુડો** પુ૰ [સ गुरु પરથી] ઢેડનો ગોર

**–ગરુ** વિ૰ બનાવતો પ્રત્યય ઉદા૰ કામગરુ કહ્યાગરુ

**ગરૂર** વિ૰ [અ गुरूर=અભિમાન] મગરૂર

**ગરૂવુ** વિ૰ + ગરવુ

**ગરેડી** સ્ત્રી૰ [રવ૰] ગરગડી

**ગરોડો** પુ૰ જુઓ ગરુડો [ઝેરી જનાવર

**ગરોળી** (રો) સ્ત્રી૰[દ घरोली] ઘરોળી એક

**ગર્જન** ન૰, **–ના** સ્ત્રી૰ [સ] ગાજવુ તે (૨) એનો અવાજ **–ત** વિ૰ ગર્જતુ [પ]

**ગર્જવું** અ૰ક્રિ૰ જુઓ ગરજવું

**ગર્ડર** પું૰[इं] લોખંડનો પાટડો

**ગર્ત** પું૰, ન૰ [सं] ખાડો, ખાણ

**ગર્થ** પું૰ + ગરથ

**ગર્દ** સ્ત્રી૰ [फा] ધૂળ, રજ [ગરેડી

**ગર્દભ** પું૰[सं] ગધેડો **–ભી** સ્ત્રી૰ [सं]

**ગર્ધવ** પું૰ જુઓ ગર્દભ

**ગર્ભ** પું૰ [सं] માના પેટમાં રહેલું જીવનું રૂપ (૨) ગર, અંદરનો માવો (૩) કોઈ પણ વસ્તુનો અંદરનો ભાગ (૪) નાટકની એક સંધિ **૰કોશ(–ષ)** પું૰[सं] ફળેલો અંડકોશ, ઝાઈગોટ' [વ વિ] **૰ગૃહ** ન૰ [सं] મકાનની અંદરનો ભાગ (૨) ગભાર **૰જોગી** પું૰ શુકદેવ **૰દ્વાર** ન૰ મંદિરનો છેક અંદરનો ભાગ, ગભાર **૰પાત** વિ૰ [सं] ગર્ભનું પાડવું–પડવું તે **૰મંદિર** ન૰ ગભાર **૰વતી**[सं] **૰વતી** વિ૰ સ્ત્રી૰ સગર્ભા (૨) સ્ત્રી૰ ગર્ભિણી **૰વાસ** પું૰ [सं] ગર્ભનો ઉદરમાં વાસ **૰શ્રીમંત** વિ૰ ગર્ભથી–જન્મથી પૈસાદાર, શ્રીમંતને ઘેર જન્મેલું **૰સ્પોર** પું૰ સમાન જાતીય કોશના સંયોગથી બનેલો સ્પોર, 'ઝાયગોસ્પોર' [વ વિ] **૰સ્રાવ** પું૰[सं] ગર્ભ સ્રવી–ગળી જવું તે, ગર્ભપાત

**ગર્ભાગાર** પું૰, ન૰ [सं] ગર્ભાશય (૨) અંદરનો ખાનગી – સૂવાનો ઓરડો (૩) મંદિરનો ગભાર–અંદરનો મૂર્તિવાળો ભાગ

**ગર્ભાધાન** ન૰ [सं] ગર્ભ મૂકવો તે (૨) ગર્ભ ધારણ કરવો તે (૩) એક સંસ્કાર

**ગર્ભાશય** ન૰ [सं] સ્ત્રીશરીરમાં ગર્ભ રહેવાની જગા – તે અવયવ

**ગર્ભિણી** સ્ત્રી૰ [सं] સગર્ભા સ્ત્રી

**ગર્ભિત** વિ૰[सं] જેના ગર્ભમાં–પેટાળમાં કંઈ બીજી વસ્તુ અર્થ કે ભાવ રહેલો હોય તેવું, ગૂઢ

**ગર્વ** પું૰ [सं] અભિમાન, ગુમાન **–ર્વિત** [सं] **–ર્વિષ્ઠ, –ર્વી, –ર્વીલું** વિ૰ ગર્વવાળું, અભિમાની

**ગર્હણ** ન૰,**–ણા** સ્ત્રી૰[सं] નિંદા **–ણીય** વિ૰ [सं] નિંદ્ય, તિરસ્કરણીય

**ગર્હા** સ્ત્રી૰ [सं] નિંદા **–ર્હિત** વિ૰ [सं] નિંદિત **–ર્હ્ય** વિ૰ [सं] નિંદ્ય

**ગલ** પું૰[सं गल=ગળું] માછલાં પકડવાનો આંકડો(૨) લાચ, લાંચ(૩) વાત, બાતમી (૪) ગર, માવો

**ગલ** પું૰ [सं गल=ખરવું] ગર, ઝેરી અધાર લાળ(૨) બત્તીનો મોગરો(૩) પિવાઈ ગયેલી –બળી ગયેલી ચલમમાંની ગડાકુ

**ગલકંબલ** પું૰ [सं] ગાય – બળદને ગળે લટકતી ગોદડી જેવી ચામડી

**ગલકી** સ્ત્રી૰ શાકનો એક વેલો **–કું** ન૰ ગલકીનું ફળ

**ગલખોડ** પું૰, **–ડી** સ્ત્રી૰ અડાડે કે ઢોરને ગળિયે ઘાલેલો મોઈના આકારનો લાકડાનો કકડો

**ગલગલિયાં** ન૰બ૰વ૰, **ગલગલી** સ્ત્રી૰ ગલીગલી, ગલીપચી

**ગલગોટો** પું૰ [ગલ(ગુલ) + ગોટો] એક ફૂલનો છોડ (૨) તેનું ફૂલ

**ગલઢું** વિ૰ ઘરડું, વૃદ્ધ, મોટું [કા]

**ગલઢેરો** પું૰ ['ગલઢું'=મોટું, વૃદ્ધ ઉપરથી] કાઠી ગરાસિયો [કા]

**ગલત** વિ૰ [अ] ભૂલભરેલું, જૂઠું **–તી** સ્ત્રી૰ ભૂલ, ચૂક [જુઓ ગલથૂથી

**ગલથૂથી** સ્ત્રી૰ [ગોળ+થૂથી (થૂથો)- પૂમડું]

**ગલપટો(–ટ્ટો)** પું૰ [सं गल + પટો] ગળે વીંટવાનો પટો, ગલુબંધ

**ગલબો** પું૰[फा गुल्बन] એક ફૂલઝાડ

**ગલસ્થલ** ન૰ [सं गलस्थल] ગળું

**ગલસ્થલ** ન૰ જુઓ ગળગચળ

**ગલિત** વિ૰[सं]પડેલું ખરેલું(૨)ગળી ગયેલું

**ગલી** સ્ત્રી૰ [સર૰ दे गलत्थिअ] જુઓ ગલીપચી

**ગલી** સ્ત્રી૰ [हिं] સાંકડી વાટ–શેરી **૰કૂ(–કૂં)ચી** સ્ત્રી૰ [+फा कूचह] ગલીઓમાંનો આડોઅવળો અને સાંકડો માર્ગ

**ગલીગલી** સ્ત્રી૰ [જુઓ ગલી] ગલીપચી

**ગલીચ** વિ૰ [अ गलीच] ગંદું – અતિ ગંદું

**ગલીચો** પું૰ જુઓ ગાલીચો

**ગલીપચી** સ્ત્રી૦ શરીરના અમુક ભાગમાં સ્પર્શથી થતી સળવળાટની મજેદાર અસર

**ગલૂડગલૂડ** અ૦ જાણે ગબડતું હોય તેમ (ચાલવું)

**ગલૂડિયું** ન૦ ભટોળિયું

**ગલૂબંદ(-ધ)** પું૦ [फा गुलबंद] ગળપટ્ટો

**ગલેફ** પું૦ [अ गिलाफ] ગાદીતકિયા વગેરેની ખોળ [-ગર્ભ

**ગલેલી** સ્ત્રી૦ તાડના ફળની અંદરનો ગર

**ગલોટિયું** ન૦ [જુઓ ગલાટ] ગોટીમડું

**ગલોડું(-ડુ)** ન૦ ગાલ નીચેનો મોની અંદરનો ભાગ

**ગલોલ** સ્ત્રી૦ ગોફણ જેવું ગલોલા ફેંકવાનું એક સાધન (૨) તેના વડે ફેંકાતો ગલોલો -લી સ્ત્રી૦ નાનો ગલોલો -લો પું૦ [अ गुल्लह] ગલોલ વડે મારવાનો ગોળ કાંકરો કે પથરો [આનાકાની

**ગલ્લાંતલ્લાં** ન૦ બ૦ વ૦ [રવ૦] બહાના,

**ગલ્લો** પું૦ [तुर्की-गुल्क अथवा फा गुल्लहदान] નાણું રાખવાનું ઠામ-ખજાનો (૨) પરચૂરણ વકરાનું નાણું નાખવાનું પાત્ર

**ગવડાવવું** સ૦ ક્રિ૦ 'ગાવું'નું પ્રેરક

**ગવન** ન૦ [इ 'गाउन'] એક જાતનો સાલ્લો

**ગવરાવવું** સ૦ ક્રિ૦ જુઓ ગવડાવવું

**ગવરી** સ્ત્રી૦ [म गोरा] ગાય (૨) વિ૦ સ્ત્રી૦ ગૌરી, ધોળી ને સહેજ લાલ ધાબાવાળી (ગાય)

**ગવર્નર** પું૦ [इ] રાજ્યનો વડો હાકેમ (૨) સાંકળનો દાંતો (૩) એંજિનમાં જનારી વરાળનું નિયમન કરનારો ભાગ [પ વિ] ૦જનરલ પું૦ [इ] વડો ગવર્નર

**ગવળી(-ળી)** પું૦ [म गवळी] ગોવાળિયો (૨) ઢોર રાખનાર અને દૂધ વેચનાર (મુંબઈમાં)

**ગવાક્ષ** પું૦ [सं] બારું, જાળિયું

**ગવાહ્નિ(-ન્હે)ક** ન૦ [सं गवाह्निक] જમતા પહેલાં ગાયને માટે જુદું કાઢેલું અન્ન

**ગવાર** પું૦ એક વનસ્પતિ, ગુવાર (૨) તેની શીંગ અને બીજ. ૦ફળી, ૦શિં(-શીં, -સિં, -સી)ગ સ્ત્રી૦ ગવારની સીંગ [નિંદાવું, ફજેત થવું [લા]

**ગવાવું** અ૦ ક્રિ૦ 'ગાવું'નું કર્મણિ (૨)

**ગવાહ** પું૦ [फा] સાક્ષી પૂરનાર, સાક્ષી. -હી સ્ત્રી૦ સાક્ષી, પુરાવો

**ગવાળો** પું૦ સરસામાન વગેરેનો પરચૂરણ ઢગલો (૨) એ ભરવાનો કોથળો

**ગવેષક** વિ૦ [सं] અન્વેષક. -ણ ન [सं], -ણા સ્ત્રી [सं] અન્વેષણ

**ગવૈયો** પું૦ ગાનારો, ગાવામાં ઉસ્તાદ

**ગવ્ય** ન૦ [सं] ગાયમાંથી નીપજતું દૂધ, દહીં, ઘી, છાણ, મૂત્ર વગેરે

**ગશ્ત(-સ્ત)** સ્ત્રી૦ [फा] રોન, ચોકી, પહેરો

**ગહન** વિ૦ [सं] ઊંડું, ગાઢ (૨) દુર્ગમ, દુર્બોધ (૩) અકળ, ગૂઢ

**ગહિરગંભીર** વિ૦ [इ गुहिर = ઊંડું + ગંભીર] ગહન અને ગંભીર, ઊંડાણ અને ગંભીરતાવાળું [ગુફા

**ગહ્વર** ન૦ [सं] પહાડની અંદરની બખોલ,

**ગળ** સ્ત્રી૦ જુઓ ગલ

**ગળકાં** ન૦ બ૦ વ૦ [જુઓ ગળું] ડૂબકાં, ડૂબતી વખતના ડસકાં

**ગળકો** પું૦ એક વાર ચાખેલી વસ્તુનો રહી ગયેલો સ્વાદ (૨) ચસકો

**ગળગળું** વિ૦ [सं गल्ल्-गल्ल्] પાણી પોચું, ઢીલું (૨) દુઃખથી કે લાગણીથી હૈયું વા કંઠ ભરાઈ જવાથી થાય એવું

**ગળચકું** ન૦ જુઓ ગચરકું

**ગળચટું** વિ૦ જરા ગળપણના સ્વાદવાળું

**ગળચવા** ન૦ બ૦ વ૦ ગૂંચવાઈને બોલતા જેવા ઊભા રહેવું કે બોલતાં અચકાવું તે

**ગળચવું** સ૦ ક્રિ૦ ગળા સુધી ઈચવું

**ગળચવો** પું૦ પુરુષનું ગળાનું એક ઘરેણું

**ગળચિયું** વિ૦ ગળા સુધી આવે એટલું (૨) ન૦ જુઓ ગળચી (૩) ડૂબતા માણસનું ઉપરનીચે આવવું તે, ડૂબકાં ખાવાં તે

**ગળચી** સ્ત્રી૦ [ગળું+ચું (फा चह लघुत्व वाचक)] ગળું, બોચી -ચું ન૦ ગળું (તિરસ્કારમાં)

**ગળણી** સ્ત્રી૦ ગાળવાનું છિદ્રવાળું સાધન. **–ણું** ન૦ પાણી ઇ૦ ગાળવાનો કપડાનો કકડો

**ગળતી** સ્ત્રી૦ [સં. ગલંતી] જેમાથી ટીપે ટીપે પાણી ગળ્યા કરે એવું શિવલિંગ ઉપર લટકાવાતું વાસણ

**ગળથૂથી** સ્ત્રી૦ [ગલથૂથી] તરત જન્મેલા બાળકને આપવાનું ગોળ, ઘી તથા પાણીનું મિશ્રણ

**ગળધરી, ગળધાઈ, ગળધી** સ્ત્રી૦ [ગળું + સં દાહ] પિત્તવિકારથી ગળું બળવું તે, અન્નનળીની બળતરા

**ગળપણ** ન૦ ગળ્યો સ્વાદ (૨) ગોળ ખાંડ જેવી ગળી વસ્તુ

**ગળફો** પું૦ ગળામાથી જે કફ મોંમાં આવતાં થૂંકીએ છીએ તે; બળખો

**ગળબંધ** પું૦ જુઓ ગલૂબંધ

**ગળમાણું** ન૦ એક ગળ્યું પેય

**ગળવાઈ** સ્ત્રી૦ તૈયાર થયેલાં ગોળનાં માટલાં રાખવાનું ખળાવાડ જેવું સ્થાન

**ગળવું** સ૦ક્રિ૦ [સં. गिल्] ગળામાં ઉતારી જવું (૨) ગાળવું; શુદ્ધ કરવું

**ગળવું** અ૦ ક્રિ૦ [સં. गल्] ઝમવું (૨) ઓગળવું (૩) ઢીલું થવું; પાકવું (૪) અંદર ઉતરી જવું, કળવું

**ગળસૂણું** ન૦ ગળું સૂણી–સૂજી આવવું તે

**ગળસ્થળ** ન૦ [સં. गल्लस्थल] ગાલ

**ગળાટૂંપો** પું૦ ગળું ટૂંપી–દબાવીને મારી નાખવું તે

**ગળાફાંસો** પું૦ ગળે ફાંસો ખાવો–દેવો તે

**ગળાબૂડ** વિ૦ ગળું બૂડે એવું

**ગળામણ** ન૦ (સોનું રૂપું ઇ૦) ગાળવાની રીત કે તેનું મહેનતાણું (૨) ગાળતા નીકળેલો કચરો

**ગળાવવું** સ૦ક્રિ૦ 'ગળવું', 'ગાળવું'નું પ્રેરક

**ગળિયારો** પું૦ [ગળી + સં. कार] ગળીથી કપડાં સૂતર વગેરે રંગનારો

**ગળિયું** વિ૦ [સં. गल् ઉપરથી] બેઠું ઊઠે નહિ એવું (૨) [લા.] નિર્માલ્ય (૩) જક્કી

**ગળિયેલ** વિ૦ ગળીના રંગનું; નીલું

**ગળી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એનાં પાંદડાંમાથી કઢાતો નીલો રંગ

**ગળું** ન૦ [સં. गल] શરીરનું એક અંગ (૨) અવાજ; સૂર. **–ળૂબંધ** પું૦ ગળાનું એક ઘરેણું. **–ળેપડુ** વિ૦ પારકી વસ્તુ બથાવી પડનારું (૨) ખોટો આરોપ મૂકનારું

**ગળો** સ્ત્રી૦ [સં. गुडूची, પ્રા. गलोई] એક વેલ

**ગળ્યું** વિ૦ [સં. गुल्य પરથી] ગોળ સાકરના જેવા સ્વાદવાળું; મીઠું

**ગંગ** સ્ત્રી૦ ગંગા નદી

**ગંગરી** સ્ત્રી૦ ગળે બંધાતી સગડી (કાશ્મીરમાં)

**ગંગા** સ્ત્રી૦ [સં] હિંદુઓની પવિત્ર નદી; ભાગીરથી (૨) ગંગાજળ [લા.]. **૦ગોળી** સ્ત્રી૦ ગંગા જેવી પવિત્ર ગોળી (જે ગોળીમાંથી ઓટલે વાસણે જ કાઢીને પાણી પિવાય છે તેને એમ મશ્કરીમાં કહે છે). **૦છાપ** વિ૦ વચમાં મૂળ અને તળે ઉપર ટીકા છાપી હોય તેવું (મુદ્રણ). **૦જમની** વિ૦ બે બાજુ જુદા જુદા રંગવાળું (૨) જુદી જુદી ધાતુઓનું બનેલું. **૦જળ** ન૦ ગંગા નદીનું પાણી. **૦જળી** સ્ત્રી૦ ગંગાજળ રાખવાનું વાસણ (૨) તાંબાકૂંડી. **૦પૂજન** ન૦ ગંગાયાત્રા કરી ઘેર ગંગા લાવે ત્યારે કરાતો પૂજનવિધિ –વરો. **૦વતરણ** ન૦ ગંગાનું પૃથ્વી પર અવતરણ થવું તે. **૦સ્વરૂપ** વિ૦ પવિત્ર (વિધવાના નામ આગળ માનાર્થે વપરાતું 'ગં. સ્વ.' વિશેષણ)

**ગંગોત્રી** સ્ત્રી૦ ગંગા નદીનું મૂળ–એક તીર્થ

**ગંગોદક** ન૦ [સં.] ગંગાજળ

**ગંજ** પું૦ [ફા, સં.] ઢગલો (૨) એક જાતની એકબીજામાં બેસતી વસ્તુઓની ઉતરડ

**ગંજાવર** વિ૦ [ફા.] ઘણું મોટું

**ગંજિયું** ન૦ ગંજમાનું એક પાત્ર; છાલિયું

**ગંજી** સ્ત્રી૦ [જુઓ ગંજ] ઘાસનો ઢગલો; ઓઘો. **૦નો કૂતરો** શ૦પ્ર૦ ખાય નહિ ને ખાવા દે નહિ એવો અદેખો માણસ

**ગંજીફરાક** ન૦ [ગંજી + ઇ. फ्रॉक] શરીરે ચપટ આવી રહે એવું ગૂંથેલું બદન

**ગજીફો** પુ૦ [ફા] રમવાના પાનાનો જથો

**ગજેડી(-રી)** વિ૦ [ 'ગાંજા' ઉપરથી]ભાંગ ગાંજાનો વ્યસની

**ગઠાવું** અ૦ક્રિ૦ 'ગાઠવું'નું કર્મણિરૂપ (૨) વધવું અટકવું [લા]

**ગઠિયું** વિ૦ [સ ગ્રથ (પ્રા ગઠ)=દુષ્ટ હોવું] ઠગ (૨) ખીસાકાતરુ

**ગઠો** પુ૦ કેટે પહેરવાનું એક ગાંઠેનું ઘરેણું, કંઠો (૨) દામીને બાંધેલી ગાંસડી (૩) આઠ ફૂટની લબાઈનું માપ (૪) ગાઠિયો

**ગઠોડો** પું૦ ['ગાઠવું ઉપરથી] સ્ત્રીના પગનું એક ઘરેણું (૨) હાથનું સોનાનું સાંકળું (૩) પીપરીમૂળ, એક ઔષધિ

**ગંડ** પું૦ [સ] લમણો (૨) ગાલ (૩) ગાલ ને લમણા સહિત ચહેરાની એક બાજુ (૪) ગાંઠ, ગૂંમડ ૦માળ સ્ત્રી૦ કંઠમાળ ૦સ્થલ [સ] (-ળ) ન૦ (હાથીના) લમણાનો ભાગ, કુંભસ્થળ (૨) ગાલ

**ગંડું** વિ૦ ગાંડિયું, ગાંડુ

**ગંડૂષ** પુ૦ [સ] કોગળો

**ગંડેરી** સ્ત્રી૦ [હિ ગંડેરી] છોલેલી શેરડીના કકડા (૨) લાકડાના ગોળવા

**ગંદકી** સ્ત્રી૦ [ફા ગંદગી] ગંદવાડ

**ગંદવાડ** પુ૦, સ્ત્રી૦ -ડો પું૦ [ગંદુ] વાસ મારતો કચરોપૂંજો અથવા મળમૂત્ર (૨) અસ્વચ્છતા [૦ગોબરું વિ૦ ગંદુ

**ગંદુ** વિ૦ [ફા ગંદા] ગંદકીવાળું, મેલું

**ગંધ** પુ૦,સ્ત્રી૦ [સ] સોડ, વાસ (૨) દુર્ગંધ (૩) સુગંધી પદાર્થ, ચંદન (૪) તિલક, ચાંદલો (૫) [લા] મિથ્યાભિમાન (૬) અણગમો (૭) (જરા પણ) સહવાસ, નિકટતા ઉદા૦ 'મારે એની ગંધ ન જોઈએ'

**ગંધક** પુ૦ [સ] એક ખનિજ પદાર્થ

**ગંધગજ** પુ૦ [સ] ઉત્તમ જાતનો હાથી

**ગંધદ્રવ્ય** ન૦ [સ] સુગંધી પદાર્થ

**ગંધબિરોજો** પુ૦ એક વનસ્પતિ, બેરજો

**ગંધર્વ** પું૦ [સ] સ્વર્ગનો ગવૈયો ૦નગર ન૦ [સ] ગંધર્વોની કાલ્પનિક નગરી (૨) મૃગજળ [લા] ૦લગ્ન ન૦, ૦વિવાહ [સ] પુ૦ વિવાહનો એક પ્રકાર જેમાં વરકન્યા પોતાની મેળે છાની રીતે પરણે છે ૦વેદ પુ૦ [સ] સંગીતશાસ્ત્ર

**ગંધવા** પુ૦ [ગંધ+વા] સહવાસ, ગોબરું (૨) ખોડખાપણ કાઢવાની ટેવ

**ગંધસાર** પુ૦[સ]સુગંધીવાળી વસ્તુ અત્તર (૨) સુખડ

**ગંધાક્ષત** પુ૦બ૦વ૦[સ]ચંદન અને ચોખા

**ગંધાર** પુ૦ [સ] હિંદુસ્તાન અને ઈરાન વચ્ચે આવેલા દેશનું પ્રાચીન નામ(હાલનું કંદહાર)

**ગંધાર** પુ૦ ગાંધાર-'ગ' સ્વર (સંગીત)

**ગંધાવું** અ૦ ક્રિ૦ [સ ગંધ ઉપરથી]ગંધ-બદબો મારવી (૨) કોવાવું

**ગંધીલું** વિ૦ ['ગંધ' ઉપરથી] વાસ મારતું (૨) [લા] અદેખું (૩) કજિયું (૪) અતિશય ચીકણા સ્વભાવનું

**ગંભીર** વિ૦ [સ] ઊંડું (૨) અહોભાવ ને માન ઉપજાવે તેવું, પ્રૌઢ (૩) પુખ્ત કરેલ, વજનદાર (માણસ, વિચાર વગેરે) (૪) ધીર, સહનશીલ (સ્વભાવ)

**ગંમત** સ્ત્રી૦ જુઓ ગમ્મત

**ગાઉ** પુ૦ [સ ગવ્યૂત, પ્રા ગાઉ]અંતરનું એક પરિમાણ (દોઢેક માઈલ)

**ગાગર** સ્ત્રી૦ [સ ગર્ગરી] સાંકડા મોંનું પાણી ભરવાનું વાસણ, અમુક ઘાટનો ઘડો (૨) હળનો વચ્ચેનો જાડો ભાગ [ચ] ૦બેડિયું ન૦ બેત્રણ ગાગરોની ઉતરડ -રિયો ભટ પુ૦ માણભટ

**ગાજ** પું૦ [ફ ગોઝ] બોરિયું ઘાલવાનું નાકું

**ગાજર** પું૦, ન૦ [સ] એક વનસ્પતિ તથા તેનું કંદ -રિયું ન૦ -રિયો પુ૦ ગાજરના આકારનું મોટું લાંબું ટીંડું [ના]

**ગાજવીજ** સ્ત્રી૦ [ગાજ + વીજ] વાદળાની ગર્જના અને વીજળી

**ગાજવું** અ૦ક્રિ૦ [સ ગર્જ] ગરજવું (૨) જાહેર થવું, નામના થવી [લા]

**ગાજી(-ઝી)** વિ૦[અ] ધર્મને માટે લડનાર કે મરનાર વીર

**ગાઠવું** અ૰ક્રિ૰ ઠગાવું; છેતરાવું

**ગાઠુઓ** પું૰ ± ગઠિયો [(૨) હારેલું

**ગાઢું** વિ૰ [પ્રા. ઘટ્ઠ] ઘસાયેલું; નબળું પડેલું

**ગાડર** ન૰[સ. ગડ્ડર] ઘેટું; મેંઢું. **–રિયું** વિ૰ ગાડરને લગતું(૨)ગાડરની જેમ–આંધળી રીતે અનુસરતું; ગતાનુગતિક [લા.]. **–રું** ન૰ ગાડર [ખાડો કરીને દાટવું

**ગાડવું** સ૰ક્રિ૰ [સં. ગર્ત; પ્રા. ગડ્ડ ઉપરથી]

**ગાડવો** પું૰ ઘડા જેવું વાસણ (ઘી–તેલ ભરવાનું) [હાંકેડુ

**ગાડાખેડુ** પું૰ ગાડું ચલાવનારો; ગાડાનો

**ગાડી** સ્ત્રી૰ [પ્રા., દે. ગડ્ડી] એક વાહન (રેલ–ગાડી, મોટર–ગાડી, ઘોડા–ગાડી ઇ૰). **૰વાન(–વાન)** પું૰ગાડી હાંકનાર. **–ડું** ન૰ એક વાહન(૨)સંસારસંસાર;રોજગાર [લા.]

**ગાઢ**[સં.](**–ઢું**)વિ૰ઘટ્ટ,ઘાડું (૨)અત્યંત, ઘણું (અજ્ઞાન, અંધારું)(૩)ભારે;ઘોર(નિદ્રા)

**ગાણું** ન૰[સ.ગાયન] ગાવું તે (૨)ગાયન;ગીત

**ગાતડી** સ્ત્રી૰ [સ. ગાત્ર] વગર સીવેલું કપડું ઓઢીને ગળે વાળેલી ગાંઠ

**ગાતર**ન૰બ૰વ૰ [સ.ગાત્ર] શરીરના અવયવ

**ગાત્ર** ન૰[સ.] શરીર (૨)શરીરનો અવયવ–ભાગ. **૰સૌષ્ઠવ** ન૰ ગાત્રોની સુંદરતા

**ગાથા** સ્ત્રી૰[સં.]કથા(૨)છંદબદ્ધ વાર્તા(૩) શ્લોક (ઉદા૰ બૌદ્ધ ગાથા) (૪) એક પ્રાકૃત ભાષા

**ગાદડું** ન૰ ખૂબ રૂથી ભરેલું ગોદડું

**ગાદી** સ્ત્રી૰ બેસવાના માપનું નાનું ગાદલું (૨) શેઠ કે મોટા માણસ કે મહંત ઇ૰નું આસન કે પદ(૩)રાજાનું તખ્ત;સિંહાસન. **૰તકિયો** પું૰ ગાદી અને તકિયો (૨) *આરામ અને સુખની સ્થિતિ*[લા.]. **૰નશીન** વિ૰ ગાદીએ આવેલું; ગાદી પર બેઠેલું. **૰પતિ** પું૰ રાજા (૨) ગાદીનો વારસ

**ગાધિ(–ધી)સુત** પું૰ [સં.] ગાધિના પુત્ર વિશ્વામિત્ર

**ગાન** ન૰ [સં.] ગાવું તે; ગાયન. **૰તાન** ન૰ ગાવું બજાવવું તે (૨) ચેનબાજી [લા.]

**ગાપચી** સ્ત્રી૰ યુક્તિપૂર્વક કાઢી કે નીકળી જવું તે. **–ચું** ન૰ ગાપચી (૨) ડગણું; દગાદાર ટુકડો

**ગાફ(–ફે)લ** વિ૰ [અ. ગાફિલ] અસાવધ

**ગાફેલિયત, ગાફેલી** સ્ત્રી૰ ગાફલપણું

**ગાબચી** સ્ત્રી૰ **–ચું** ન૰ જુઓ ગાપચી–ચું

**ગાબડચૂબડ** ન૰ બ૰ વ૰ નાનાંમોટાં પરચૂરણ ગાબડાં

**ગાબડી** સ્ત્રી૰ કાણું (૨) નાનો ખાડો(ઉદા૰ ગાબડીદાર રૂપિયો) (૩) ગાપચી [લા.]. **–ડું** ન૰ બાકું; કાણું (૨) ખાડો (૩) નુકસાન; ખોટ [લા.]

**ગાભ** પું૰ [મ. ગર્ભ] ગર્ભ (પશુની માદાનો). **૰ણ** ન૰ જુઓ ચિરાડી (૨) વિ૰ સ્ત્રી૰ ગાભણી. **૰ણી** વિ૰ સ્ત્રી૰ [મ. ગર્ભિણી] ગર્ભવાળી (પશુની માદા)

**ગાભરું** વિ૰ ગભરાયેલું

**ગાભલું** વિ૰[સ.ગર્ભ ઉપરથી] નરમ; પોચું (૨)ન૰પીંજેલા રૂનો પોલ(૩)વાદળનો જથો

**ગાભાચૂંથા** પું૰ બ૰ વ૰ [ગાભો+ચૂંથા] રદ્દી કાગળ કે કપડાંના કૂચા–ગાભા

**ગાભો** પું૰[સં.ગર્ભ] જેનાથી વસ્તુની અંદરનું પોલાણ પૂરવામાં આવે તે (૨) પાટલીનું ભોતાનું (૩) ઘરેણાની અંદરનો તાંબા-પિત્તળનો સળિયો (૪) અંદરનો ગર–ગરભ (૫) રદ્દી કપડું–કૂચો

**ગામ** ન૰ [સ.ગ્રામ] માણસના વસવાટનું સ્થળ (બહુધા શહેરથી નાના પાયા પરનું) (૨) વતન; રહેઠાણ. **૰ઈ** વિ૰ આખા ગામનું, –ને લગતું. **૰ગરાસ** પું૰ ગામએ બક્ષિસ આપેલી જમીન (૨) ગામ કે જમીનની આવકરૂપી આજીવિકા (૩) *ગામ કે ગરાસ; માલમિલકત*. **૰ઠાણું** ન૰ [+સ્થાન] જેની પર ગામ વસ્યું હોય તે જમીન કે સ્થળ. **૰ડી** વિ૰[+સં. સ્ય]ગામડાનું, –ને લગતું (૨) ગ્રામ્ય; ગામડિયું [લા.]. **૰ડિયણ** સ્ત્રી૰ ગામડિયા સ્ત્રી. **૰ડિયું** વિ૰ ગામડાનું, –ને લગતું (૨) તેવી રીતભાતનું; રોંચા જેવું; પ્રાકૃત [લા.]. **૰ડિયો** પું૰ ગામડાનો પ્રાકૃત માણસ. **૰ડું** ન૰

[પ્રા ગામટ] નાનુ ગામ ૦તરુ ન૦ [સ ગ્રામાન્તર] એક ગામ છોડી બીજે ગામ જવુ–ગ્રામાતર કરવુ તે ૦વખો પું૦ [+વખો (વિખૂટા પડવુ)] ગામનો વિયોગ (૨) તેનુ દુ ખ (૩) આખા ગામ સાથે લડાઈટટો ૦મ(-મા)રણી સ્ત્રી૦ આખા ગામને જમાડવુ તે, ગામેરુ

**ગામાત** વિ૦ ['ગામ' ઉપરથી] જુઓ ગામઈ

**ગામી** પુ૦ [સ ગ્રામિક, પ્રા ગામિઅ] ગામનો માલિક (૨) મુખી

**ગામી** પું૦ [દ્ર ગમિલ્લ] માળી

**ગામી** વિ૦ [સ] (સમાસને અતે) 'જતુ, પહોચતુ' એવા અર્થમા ઉદા૦ ક્ષેત્રગામી

**ગામેતી** પુ૦ [સ ગ્રામપતિ] ગામનો મુખ્ય માણસ, મુખી (૨) ગામનો રખવાળ [કા]

**ગામેરુ** ન૦ આખા ગામને જમાડવુ તે– મોટો વરો (૨) ગામ

**ગામોટ** વિ૦ ['ગામ' ઉપરથી] ગામનું (૨) ગામડિયુ (૩) પુ૦ ગામનો ગોર ૦ટી પુ૦ ગામોટ –ટું ન૦ ગામનુ ગોરપદુ

**ગામોતર** પુ૦ [સ ગ્રામ+ઉત્તર] ગામનો બહારવટિયો

**ગામોતરું** ન૦ જુઓ ગામતરું

**ગાય** સ્ત્રી૦ [સ ગા] દૂધ દેતુ એક ચોપગુ

**ગાયક** પુ૦ [સ] ગાનારો, ગવૈયો

**ગાયત્રી** સ્ત્રી૦ [સ] એક વૈદિ છદ (૨) એક વૈદિક મ ત્ર ૦પુરશ્ચરણ ન૦[સ] સવા લાખ ગાયત્રીનો વિધિપૂર્વક જપ

**ગાયન** ન૦ [સ] ગાવુ તે (૨) ગાવાની ચીજ ૦વાદન ન૦ ગાવુ બજાવવુ તે

**ગાયબ** વિ૦ [અ ગાઇબ] ગેબ, અલોપ

**ગાયિકા** સ્ત્રી૦ [સ] ગાનારી સ્ત્રી, ગાયક સ્ત્રી

**ગાર** સ્ત્રી૦ લીપવા માટે બનાવેલો છાણ-માટીનો ગારો [(ઠઠુ ગાર)

**ગાર** વિ૦ (પ્રાય 'ઠઠુ' સાથે) ઘણુ ઠડુ

**–ગાર** વિ૦ [ફા] 'કરનાર' એવા અર્થનો તદ્ધિત–નામને લાગતો પ્રત્યય (ઉદા૦ મદદગાર)

**ગારત(-દ)** વિ૦ [અ] જેર, મૃત્યુવશ

**ગારવો** પુ૦ + ગૌરવ, ગર્વ

**ગારિયુ** ન૦ ['ગાર' ઉપરથી] ગૂ ધીને ગાર કરવા છાણમાટીનો કરેલો ગોળો (૨) રાંધેલુ અન્ન ઢાકવાનુ ટોપના જેવુ માટીનુ ઠામ

**ગારુડી** પુ૦[સ ગારુડિક] મદારી (૨) સાપનો મત્ર જાણનાર (૩) જાદુગર

**ગારો** પું૦ કાદવ, કીચડ (૨) ચણતરમા વાપરવા કરેલી તૈયાર માટી (૩) કેલ

**ગાર્ગી** સ્ત્રી૦ [સ] ઉપનિષદોમા પ્રસિદ્ધ એવી બ્રહ્મવાદિની સ્ત્રી

**ગાર્ડ** પુ૦ [ઇ] (લશ્કરી) પહેરેગીર, રક્ષક (૨) આગગાડીને સભાળીને હ કાવીજનાર

**ગાર્હપત્ય** પુ૦[સ] હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થે રાખવાના ત્રણ અગ્નિમાંનો એક

**ગાર્હસ્થ્ય** ન૦ [સ] ગૃહસ્થાશ્રમ

**ગાલ** પું૦ [સ ગલ્લ] માણસના મોની બે બાજુનો ભાગ. ૦પચોરિ(-ળિ)યાં ન૦ બ૦વ૦ ફાલ્ડા કે ચોળિયા ફૂલવા તે ૦મશૂ(-સૂ)રિયુ ન૦ [+સ મસૂરક=ઓસીકુ] ગાલ તળે રાખવાનુ મશરૂ ઇ૦નુ નાનુ ગોળ ઓશીકુ

**ગાલિપ્રદાન** ન૦ [સ ગાલિ + પ્રદાન] ગાળ આપવી–ભાડવી તે [પાથરણુ

**ગાલીચો** પુ૦ [ફા] ઊનનુ એક જાતનુ

**ગાલોડું** ન૦ ગલોડુ, ગલોડુ

**ગાલ્લી** સ્ત્રી૦ નાનુ ગાલ્લુ (ભારનુ કે વાહનનું) (૨) એક પરિમાણ, ત્રીસ મણનુ માપ –લ્લુ ન૦ ગાડુ

**ગાવડી** સ્ત્રી૦ ગાય

**ગાવટોલ** પુ૦ મુખ્ય કૂવાસ્થભ

**ગાવલી** સ્ત્રી૦[હિં] દલાલી, કમિશન ૦કાઢી જવુ = કામના બોજમાથી છટકી જવુ –ણું ન૦ ગાવલી કાઢી જવુ તે

**ગાવી** પુ૦ ગાવડોલ ઉપર ચડાવેલો શઢ

**ગાવુ** સ૦ ક્રિ૦ [સ ગૈ] સુરેલ અવાજ કાઢવો, સગીતમા બોલવુ (ગીત વગેરે) (૨) [લા] વખાણ કરવા (૩) એકની એક વાત વારવાર કહેવી

**ગાશા(-શિયો)** [અ] પુ૦ ઘોડાની પીઠ ઉપર નાખવાની ડળી, ધાસિયો

ગાંઠાળું, ગાંઠિયું (૦) વિ૦ ગાંઠવાળું
ગાંઠિયો (૦) પું૦ ['ગાંઠ' ઉપરથી] ગૂંચવેલી હળદરનો કાંકરો (૨) ચણાના લોટની એક તળેલી વાની (૩) મોટી ગાંઠ (૪) વિ૦ ગાંઠ સાથે સંબંધવાળું
ગાંઠી (૦) સ્ત્રી૦ [સં. ग्रन्थिका] એક ઘરેણું
ગાંઠે (૦) અ૦ પાસે; કબજામાં
ગાંડો (૦) પું૦ મોટી ગાડ; પેરાઈ આગળનો ભાગ. ૦ગળફો પું૦ જુઓ ગાડગળફો
ગાંડ (૦,) સ્ત્રી૦ [ફા. गर्द = અપદ્રવ્ય] (અશિષ્ટ પ્રયોગ) ગદા (૨) કરાયની બેસણી-બુધ્ધ [સ્ત્રી૦ ગાંડાપણું
ગાંડછા (૦) સ્ત્રી૦, -પણું ન૦, ગાંડાઈ
ગાંડિયું (૦) વિ૦ ગાંડું; ગાંડા જેવું
ગાંડિવ ન૦ [સં.] અર્જુનનું ધનુષ્ય. ૦ધન્વા, ૦પાણિ પું૦ અર્જુન
ગાંડી (૦) સ્ત્રી૦ ['ગાંડુ' સ્ત્રી૦] બાજીમાં અવળી ચાલે ચાલતી કૂકી
ગાંડીવ,૦ધન્વા,૦પાણિ જુઓ 'ગાંડિવ'માં
ગાંડું (૦) વિ૦ ઘેલું; અણસમજુ; નાદાન; મગજનું ચસકેલું (૨) ન૦ ગાંડું કામ કે વર્તન (૩) બાજીમાં અવળી ચાલે કૂકી ચાલવાનું રમવું તે. ૦ઘેલું વિ૦ ગાંડા જેવું. ૦તૂર [+ आतुर (સં.)] છેક ગાંડું
ગાંદરું (૦) ન૦, -રો પું૦ ગોંદરું; ગામનાં ઢોર ઊભાં રહેવાની ભાગોળ પાસેની જગા (૨) ગામની ભાગોળ
ગાંધર્વ વિ૦ [સં.] ગંધર્વોને લગતું(૨)પું૦, ૦નગર ન૦, ૦લગ્ન ન૦, ૦વિવાહ પું૦ જુઓ 'ગંધર્વ'માં [એક-'ગ'
ગાંધાર પું૦[સં.] સંગીતના સાત સ્વરમાંનો
ગાંધાર પું૦[સં.] ગંધાર દેશ -રી સ્ત્રી૦[સં.] ગાંધારના રાજાની પુત્રી-ધૃતરાષ્ટ્રની પત્ની
ગાંધિયાટું(-ણું)(૦)ન૦ જુઓ ગાંધીવટું (૨) ભેળસેળ, ગૂંચવાડો [લા.]
ગાંધી (૦) પું૦ [સં. गान्धिक] કરિયાણું વગેરે વેચનારો વેપારી (૨) એક અટક
ગાંધીજી(૦)પું૦ મોહનદાસ કરમચંદ ગાંધી; મહાત્મા ગાંધી -ટોપી સ્ત્રી૦ ખાદીની સફેદ લાંબી ટોપી
ગાંધીવટું(૦)ન૦, -ટો પું૦ ગાંધીનો ધંધો (૨) બધી બાબતોનું થોડું થોડું જ્ઞાન હોવું તે [લા.]
ગાંધીવાદ (૦) પું૦ સત્ય અને અહિંસાના પાયા પર આખી સમાજવ્યવસ્થા તથા માનવજીવનની ગાંધીજીએ બતાવેલી દૃષ્ટિ કે ફિલસૂફી [ઢોરનો દાણો
ગાંનું (૦) ન૦ (રોગથી) ગઠાઈ ગયેલો
ગાંભીર્ય ન૦ [સં.] ગંભીરતા
ગાંયજો (ગાં'૦) પું૦ [દ. गञ्ज] વાળંદ (૨) ટચાક માણસ [લા.]
ગાંસડી (૦) સ્ત્રી૦ [ગાંઠડી] અનેક વસ્તુ એકઠી બાંધી કરેલો બોજો; પોટલી. -ડો પું૦ મોટી ગાંસડી; પોટલો
ગિગલાવવું સ૦ક્રિ૦ 'ગીગલાવું'નું પ્રેરક
ગિદરડું ન૦ [સં. गर्दुर પરથી] ઘેટાનું બચ્ચું [કા.]
ગિદ્ધડ વિ૦ [સં. गृद्ध] સુસ્ત, ભારે (ઘણું ખાધાથી) (૨) ન૦ શિયાળ
ગિનતી સ્ત્રી૦[હિં.] ગણતરી;હાજરી લેવી તે
ગિની સ્ત્રી૦ [ઇં] જુઓ ગીની
ગિન્નાવું અ૦ ક્રિ૦ ['ગિન્ની' ઉપરથી] (પતંગનું) એક બાજુ નમતું - કતરાતું રહેવું (૨) રિસાવું
ગિન્ની સ્ત્રી૦[હિં.]ચક્કર ખાવું-ખવરાવવું તે
ગિરજા સ્ત્રી૦ ગિરિજા; પાર્વતી
ગિરજા, ૦ઘર ન૦ [પો. इग्रिजिया] ખ્રિસ્તી દેવળ; 'ચર્ચ'
ગિરદી સ્ત્રી૦ [ફા.] ભીડ [શ્રીકૃષ્ણ
ગિરધર,ગિરધારી પું૦[સં. गिरि+धर,धारी]
ગિરનાર પું૦ કાઠિયાવાડનો એક પર્વત
ગિરફતાર વિ૦ [ફા. गिरिफ्तार] પકડાયેલું (૨) તલ્લીન. -રી સ્ત્રી૦ કેદ પકડાવું તે
ગિરમીટ ન૦ [ઇ. गिमलेट] છેદ પાડવાનું એક ઓજાર; સારડી
ગિરમીટ સ્ત્રી૦ [ઇ.एग्रीमन्ट] હિંદ બહાર સંસ્થાનોમાં મજૂરી માટે લઈ જવાતા મજૂરો પાસે કરાવી લેવાતું કરારપત્ર. -ટિયો પું૦ ગિરમીટથી બંધાયેલો મજૂર

**ગિરવી** સ્ત્રી૦ જુઓ 'ગીરવી'
**ગિરા** સ્ત્રી૦ [સં.] વાણી (૨) ભાષા
**ગિરિ** પું૦ [સં.] પર્વત. ૦કંદર(–રા) સ્ત્રી૦ [સં.] પર્વતની ગુફા. ૦જા સ્ત્રી૦ [સં.] પાર્વતી. ૦જાપતિ [સં.] ૦જાવર પું૦ મહાદેવ. ૦જાસુત પું૦ [સં.] ગણેશ. ૦તનયા સ્ત્રી૦ પાર્વતી. ૦ધર, ૦ધારી પું૦ શ્રીકૃષ્ણ. –રીશ પું૦ [સં.] મહાદેવ (૨) હિમાલય
**ગિરો** અ૦ (૨) પું૦ [ફા.] જુઓ ગીરો
**ગિલતાન** પું૦ મોભ વગેરેને ત્રિશૂળાકાર ટેકો મૂકવામાં આવે છે તે (૨) ફરેતાલ જડતાં માંડવીમાં પાટડી ઉપર મુકાતી બીજી બે ચીતરેલી પાટડીઓમાંની પહેલી
**ગિલેટ** પું૦ [ઇ. गिल्ट] ટોળ (સોના ઇ૦નો)
**ગિલ્લી** સ્ત્રી૦ મોઈ (૨) ગડગૂમડ કે બીજા દરદને લીધે આવતો સોજો; વેળ. ૦દંડો પું૦ મોઈ ને દંડો કે તેની રમત
**–ગી** એક ફારસી તદ્ભવ તદ્ધિત પ્રત્યય. વિ૦ પરથી ભાવવાચક નામ બને છે. ઉદા૦ માંદગી; પસંદગી [ક્રિ ગવાવું, ખુશ થવું
**ગીગલાવું** અ૦ક્રિ૦ અકળાવું; ગભરાવું (૨)
**ગીગી** સ્ત્રી૦ નાની છોકરી; કીકી. –ગો પું૦ નાનો છોકરો; કીકો
**ગીચ** વિ૦ પાસે પાસે સંકડાઈને આવી રહેલું. –ચોગીચ અ૦ ખીચોખીચ; ભીડ–ગરદી થાય તેમ (૨, વિ૦ ખૂબ ગીચ [ગાણું
**ગીત** ન૦ [સં.] ગાયન (૨) અવસર પર ગવાતું
**ગીતા** સ્ત્રી૦ [સં.] કેટલાક ધાર્મિક પદ્યગ્રંથોને આપવામાં આવેલું નામ ઉદા૦ 'શિવગીતા'. પરંતુ ખાસ કરીને તે નામથી ભગવદ્ગીતા જ ઓળખાય છે. ૦કાર પું૦ ગીતા રચનાર; શ્રીકૃષ્ણ. ૦જયંતી સ્ત્રી૦ ભગવદ્ગીતા કહેવાયાના દિવસનો ઉત્સવ (એક મતે, માગશર સુદ અગિયારસ)
**ગીધ** ન૦ [સં. गृध्र] એક મોટું માંસાહારી પક્ષી
**ગીની** સ્ત્રી૦ [ઇ.] સોનાનો એક બ્રિટિશ સિક્કો
**ગીર** પું૦ [સં. गिरि] (ગાયોઈની એક જાતના નામને અંતે વપરાય છે) (૨) ગિરનારનો ગિરિપ્રદેશ
**–ગીર** [ફા.] એક પ્રત્યય. 'વાળું', 'ઝાલનાર' એવા અર્થમાં નામને અંતે. ઉદા૦ જહાંગીર; દસ્તગીર [મિલ
**ગીરણી** સ્ત્રી૦ [મ.] યંત્રથી ચાલતું કારખાનું;
**ગીરવવું** સ૦ક્રિ૦ ગીરો–ઘરેણે મૂકવું. ગીરવાવું અ૦ક્રિ૦ (કર્મણિ)
**ગીરવી** અ૦ [ફા. गिर्वी] ગીરવેલું; ઘરેણે
**–ગીરી** [–ગીર+ઈ] સ્ત્રી૦ નામ બનાવતો પ્રત્યય. ઉદા૦ ગુમાસ્તાગીરી; ગુંડાગીરી
**ગીરો** અ૦ [ફા. गिरो] ગીરવી (૨) પું૦ ગીરવવું તે; દેવા પેટે આડમાં કાંઈ મૂકવું તે. ૦ખત ન૦ ગીરો મૂક્યાનું ખત–લખાણ
**ગીર્વાણ** પું૦ [સં.] દેવ; સુર. ૦ભાષા સ્ત્રી૦ સંસ્કૃત
**ગીલ્લી** સ્ત્રી૦, ૦દંડો પું૦ જુઓ 'ગિલ્લી'માં
**ગીલ્લા** સ્ત્રી૦ [અ. गिला=નારાજપણું] ચોરી. ૦પડવી=ખોટ જવી; નુકસાન થવું
**ગુચપુચ** અ૦ [રવ૦] ગુસપુસ; છાની રીતે; કોઈ સાંભળી ન જાય એમ (૨) એકમેકમાં ગૂંચવાતું ગયેલું હોય તેમ, અસ્પષ્ટ (લખાણ) (૩) સ્ત્રી૦ એમ કરેલી વાત. –ચિયું વિ૦ અસ્પષ્ટ; ગુચપુચ હોય એવું –છ અ૦ જુઓ ગુચપુચ [વાળનો જથો–ગુચ્છ
**ગુચ્છ** [સં.] (–ચ્છો) પું૦ ગોટો; કલગી (૨)
**ગુજર** સ્ત્રી૦ [ફા.] ગતિ; પ્રવેશ
**ગુજરડાં–ગોરમટી** સ્ત્રી૦ ગુજરડું ને ગોરમટી; તે લાવવાનો લગ્નનો એક વિધિ
**ગુજરડું** ન૦ ગણપતિ આગળ મૂકવાનું માટીનું વાસણ (૨) ગારાની ગાજર જેવી આકૃતિ, જે માંગલિક પ્રસંગે વેદી ઉપર મૂકવામાં આવે છે
**ગુજરવું** અ૦ક્રિ૦ [ફા. गुज़र ઉપરથી] જવું; વહી જવું (૨) વીતવું; માથે આવી પડવું (૩) સ૦ક્રિ૦ જતું કરવું; દરગુજર કરવું. ગુજરી જવું=મરી જવું
**ગુજરાત** પું૦; સ્ત્રી૦, ન૦ [સં. गुर्जरत्रा] ગુજરાત. –તી વિ૦ ગુજરાતનું. –તેલગતું (૨) સ્ત્રી૦ ગુજરાતી ભાષા (૩) પું૦ ગુજરાતનો રહેવાસી
**ગુજરાન** ન૦ [ફા.] નિર્વાહ; ગુજારો

**ગુજરી** સ્ત્રી૦ ચોના હાથનું એક ઘરેણું
**ગુજરી** સ્ત્રી૦ [फा गुज़र] શહેર-કસબામાં ભરાતું બજાર
**ગુજારવું** સ૦ક્રિ૦ [फा गुज़ार] નિર્ગમન કરવું, ગાળવું (૨) રજૂ કરવું, દાદ માગવી (૩) માથે નાખવું, વિતાડવું
**ગુજારો** પુ૦ [फा गुज़ारा] નિભાવ, નિર્વાહ
**ગુર્જર** વિ૦[સ ગુર્જર,ના] સુતાર, વાણિયા, અહીરો ને ક્ષત્રિયોનો એક ભેદ
**ગુટકો** પુ૦ [સ ગુટિકા] ઘણી ઓછી લંબાઈ પહોળાઈની નાની ચોપડી
**ગુટપુ(-મુ)ટ** અ૦ બરોબર ઓઢી કરીને (સૂવા માટે), ગોટપોટ
**ગુટિકા, ગુટી** સ્ત્રી૦ [સ] ગોળી (દવાની)
**ગુડ** પુ૦ [સ] ગોળ
**ગુડગુડ** અ૦ [રવ૦] એવો અવાજ કરીને (૨) ધીરે ધીરે, ગબડતું હોય એમ (ભોટીના કે બાળક ચાલે એમ)
**ગુડાકેશ** પુ૦ [સ] અર્જુન (૨) શિવ
**ગુડાવવું** સ૦ક્રિ૦, **ગુડાવું** અ૦ક્રિ૦ 'ગૂડવું'નું અનુક્રમે પ્રેરક અને કર્મણિ
**ગુણ** પુ૦ [સ] જાતિસ્વભાવ, મૂળ લક્ષણ, ધર્મ (૨) સદ્ગુણ (૩) પ્રકૃતિના ત્રણ ધર્મ – સત્ત્વ, રજ, તમ – તે (૪) અસર, ફાયદો (૫) ઉપકાર [ઉદા૦ 'અવગુણ ઉપર ગુણ કરો'] (૬) પણછ (૭) દોરી, દોરો, દોરડું (૮) દોકડો, 'માર્ક' (૯) સ્વરોના બે ફેરફાર–ગુણ વૃદ્ધિ–માનો પ્રથમ [વ્યા] (૧૦) કૃતિનું રસપ્રદ લક્ષણ (શૈલી, લાલિત્ય વગેરે) [કા શા] (૧૧) વિ૦ [સંખ્યાને અંતે સમાસમાં] ગણું ૦ક પુ૦ [સ] ગુણનાર અંક – સંખ્યા – રકમ [ગ]
**ગુણકા** સ્ત્રી૦ ગણિકા વેશ્યા
**ગુણકારક, ગુણકારી** વિ૦ ફાયદો કરે એવું
**ગુણગાન** ન૦ [સ] ગુણ ગાવા તે, વખાણ
**ગુણગુણ** અ૦ [રવ૦] ગણગણ
**ગુણગ્રહણ** ન૦ [સ] ગુણની બૂજ – કદર કરવી તે
**ગુણગ્રામ** ન૦ [સ] ગુણોનો સમૂહ
**ગુણગ્રાહક** વિ૦ [સ] ગુણજ્ઞ
**ગુણચિહ્ન** ન૦ ગુણવાનું આ (×) ચિહ્ન [ગ]
**ગુણજ્ઞ** વિ૦ [સં] ગુણ જાણનારું, કદરદાન
**ગુણત્રય** ન૦ [સં] સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણનો સમૂહ
**ગુણદોષ** પુ૦ [સ] ગુણ અને દોષ, સારાસાર
**ગુણધર્મ** પુ૦ [સ] વસ્તુસ્વભાવથી પ્રાપ્ત થયેલા ગુણ–ધર્મ [કૃતમતા, શ્રેષ્ઠતા
**ગુણવત્તા** સ્ત્રી૦ [સ] ગુણવાળા હોવું તે (૨)
**ગુણવતી** વિ૦ સ્ત્રી૦ ગુણવાળી
**ગુણવાચક** વિ૦ [સ] ગુણ બતાવનારું (વિશેષણ) [વ્યા]
**ગુણવું** સ૦ક્રિ૦ [સ ગુણ્] એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર વધારવી
**ગુણાકાર** પુ૦ ગુણવું તે (૨) એથી આવતી રકમ
**ગુણાઢ્ય** વિ૦ [સ] ગુણથી ભરપૂર
**ગુણાતીત** વિ૦ [સ] સત્ત્વ વગેરે ત્રણ ગુણોને – તેમના કાર્યોને ઓળંગી ગયેલું પરમજ્ઞાની [આસક્તિ કે આદર
**ગુણાનુરાગ** પુ૦ [સ] બીજાના ગુણો પ્રત્યે
**ગુણાન્વિત** વિ૦ [સ] ગુણવાળું, ગુણી
**ગુણાંક** પું૦ [સ] ગુણાકાર કરવાથી આવેલી રકમ
**ગુણિયલ** વિ૦ સદ્ગુણી
**ગુણી** વિ૦ [સ] સદ્ગુણી (૨) પુ૦ ગુણવાન પુરુષ (૩) કલાવિદ (૪) જંતરમંતર જાણનાર ૦જન પુ૦, ન૦ કદરદાન ચતુર માણસ (૨) સજ્જન, ગુણિયલ માણસ
**ગુણીભૂત** વિ૦ [સ] ગૌણ બનેલું (૨) ગુણરૂપ–ભૂષણરૂપ બનેલું – કરેલું
**ગુણોત્તર** પુ૦, ન૦ [સ] બે રકમ વચ્ચેનું પ્રમાણ, 'રેશિયો' [ગ] [કાર
**ગુદા** સ્ત્રી૦ [સ] શરીરમાંથી વિષ્ઠા નીકળવાનું
**ગુનેગાર** વિ૦ ગુનો કરનારું, અપરાધી –રી સ્ત્રી૦ ગુનેગારપણું
**ગુનો(નો')** પુ૦ [फा] અપરાધ, વાંક, તકસીર
**ગુપચુપ** અ૦ [ગુપ (ગુપ્ત) + ચૂપ] ચુપચાપ, છાનુંમાનું
**ગુપ્ત** વિ૦ [સ] છુપાવેલું, સંતાડેલું (ધન વગેરે)

**ગુલતાન** વિ૦ [फा.] મશગૂલ; તલ્લીન

**ગુલતોરો** પું૦[ગુલ+અ.તુર્રહ]ગુલાબનો ગોટો –ગજરો (૨) એક ફૂલઝાડ

**ગુલદસ્ત** પું૦ [फा.] ફૂલનો ગોટો–તોરો

**ગુલદાન** ન૦ [फा.] ફૂલદાની

**ગુલદાવદી(–રી)** સ્ત્રી૦[फा.गुलि(–ले)दाऊदी] એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ

**ગુલનાર** પુ૦ [फा.] દાડમ

**ગુલબાસ** ન૦[ગુલ+અ.अब्बास]એક ફૂલછોડ (૨) તેનુ ફૂલ

**ગુલબાંગ** ન૦[फा.]શોરબકોર(૨)આનંદની –ઠઠ્ઠામશ્કરીની વાત (૩) ગામગપાટો

**ગુલમોર (મોં')** સ્ત્રી૦ [फा. गुल्मुहूर] એક ફૂલઝાડ (૨) તેનુ ફૂલ

**ગુલશન** ન૦ [फा.] ગુલિસ્તાન

**ગુલાબ** ન૦[फा.]એક ફૂલઝાડ(૨)તેનું ફૂલ. **૦જળ** ન૦ગુલાબની ખુશબોવાળું પાણી. **૦તંબુ** ન૦એક મીઠાઈ. **૦દાન** ન૦[फा.], **૦દાની** સ્ત્રી૦ [फा.] ગુલાબજળ છાંટવાની શિરોઈના આકારની ઝારી **–બી** વિ૦[फा.] ગુલાબના રંગનું (૨) મીઠું; મજેદાર (ઉદા૦ જીવ, સ્વભાવ) (૩) સ્ત્રી૦ ગુલાબના જેવો રાતો રંગ

**ગુલામ** પું૦[अ.] ખરીદ કરેલો ચાકર,લૂંડો (૨)પરવશ–પરતંત્ર માણસ[લા.]. **૦ખત** ન૦ ગુલામ તરીકેના વેચાણનું લખત (૨) પરતંત્ર બનાવે એવું લખાણ-કરાર. **૦ગીરી** સ્ત્રી૦ [फा.] જુઓ ગુલામી. **૦ડી** સ્ત્રી૦ ખરીદ કરેલી દાસી–લૂંડી. **૦દાર** પું૦ ગુલામનો ધણિયામો. **–મી** સ્ત્રી૦ [फा.] ગુલામપણું (૨) ઘણી હલકી તાબેદારી (૩) પરાધીનતા [સુગ ધીલાર ઞકો

**ગુલાલ** પું૦;ન૦ એક રાતા રંગનો સહેજ

**ગુલાંટ** સ્ત્રી૦ [दि. गुलुञ्छ (च्छ)] ગોટીમડું (૨) ઊલટું ફરી જવું તે [લા.]

**ગુલિસ્તાન** ન૦[फा.]ગુલશન;ફૂલવાડી;બાગ

**ગુલ્મ** ન૦ [સં.] ગોળાનો રોગ (૨) ગાંઠ (૩) ઝુંડ; ઝાડી

**ગુલ્લર** ન૦ ગૂલર; ઉમરડો

**ગુલ્લું** ન૦ [જુઓ ગૂડલું] પાપડની કણકનો લૂઓ; ગૂલરું

**ગુવાર.૦ફળી,૦શિ(–શીં,–સિ,–સીં)ગ** જુઓ 'ગવાર'માં

**ગુસપુસ** સ્ત્રી૦[રવ૦]ગુચપુચ;છાની વાતચીત

**ગુસલ** ન૦, **ખાનું** ન૦ જુઓ 'ગુસ્લ'માં

**ગુસ્તાખી** સ્ત્રી૦[फा.]બેશરમી; અસભ્યતા

**ગુસ્લ** ન૦[अ.]સ્નાન. **૦ખાનું** ન૦નાહવાની ઓરડી

**ગુસ્સો** પું૦ [अ.] ક્રોધ

**ગુહા** સ્ત્રી૦ [સં.] ગુફા

**ગુહ્ય** વિ૦ [સં.] છૂપું; છુપાવવા યોગ્ય (૨) ન૦ રહસ્ય; મર્મ (૩) છૂપી વાત

**ગુહ્યક** પું૦ [સં.] દેવોનો એક વર્ગ; કુબેરનો અનુચર

**ગુંગ**[फा.;સ.]**–ગું**, વિ૦ જુઓ 'ગૂંગું'વિ૦માં

**ગુંજ** પું૦, **૦ન** ન૦[સં.] ગણગણાટ

**ગુંજવું** અ૦ ક્રિ૦ [સં. गुंज्] ગણગણવું; ગુંજાર કરવો

**ગુંજાફેલ** [મ.] **–લ**, ન૦ ચનોઠી

**ગુંજાર(૦વ)** પું૦ ગુંજવાનો અવાજ (૨) અવ્યક્ત મધુર અવાજ [લા.]

**ગુંજાશ** સ્ત્રી૦ [फा.गुंजाइश] ગજું; તાકાત (૨) સમાવવાની શક્તિ

**ગુંઠન** ન૦ [સં.] ઢાંકવું–છુપાવવું તે (૨) ચોપડવું લગાડવું તે

**ગુંઠો** પુ૦ [ઇં. Gunter–એક જણનું નામ. તેની સાંકળ માપમાં લેવાતી તે પરથી] જમીનનું એક માપ (એકરનો ૪૦ મો ભાગ; ૧૧×૧૧ ચોરસ વાર)

**ગુંડાગીરી** સ્ત્રી૦ ગુંડાપણું;ગુંડા જેવું વર્તન

**ગુંડો** વિ૦ જબરદસ્તીનાં કામ કરનારું; બદમાશ; દાંડ (૨) પું૦ એવો આદમી

**ગુંદ(૦ર)** પું૦કેટલાંક ઝાડમાંથી ઝરતો ચીકણો રસ (૨) ચોંટાડવાના કામમાં આવતો તેવો બાવળનો રસ. **૦રપાક** પું૦ ગુંદર ભેળવીને બનાવેલું વસાણું (૨) એક મીઠાઈ (૩) માર [લા.]. **૦રિયું** ન૦ પલાળેલો ગુંદર રાખવાનું પાત્ર (૨) લફરું; કંટાળો આવે

તોય ન ખસે એવું-ચોટણ વૃત્તિનું માણસ. [લા.] -દિયું ન૦ ગુંદરનું પાત્ર; ગુંદરિયું
**ગુંફિત** વિ૦ [સં.] ગૂંથેલું
**ગુંબજ** પું૦ [ફા. ગુંબદ] ઘૂમટ
**ગૂ** ન૦ [સં.] વિષ્ઠા; મળ
**ગૂગળ** પું૦ [સં. ગુગ્ગુલ] એક ડુંગરી ઝાડનો ગુંદર (તે દવાના તેમ જ ધૂપ કરવાના કામમાં આવે છે)
**ગૂગળી** વિ૦ (૨) પું૦ ઓખામંડળના બ્રાહ્મણોની એક જાતનું
**ગૂજ** સ્ત્રી૦ [સં. ગુહ્ય] ગુપ્ત વાત; રહસ્ય (૨) બે બાજુ અણીવાળો (પાટિયાં જોડવાનો) ખીલો (૩) વિ૦ ગુપ્ત; ગુપ્ત
**ગૂજરાત,** ૦ણ, -તી [સં. ગૂર્જરત્રા] જુઓ 'ગુજરાત'માં
**ગૂઝ** સ્ત્રી૦ જુઓ ગુજ
**ગૂડલું** ન૦ [સં. ગૂઢ = દડો] ગુલ્લું
**ગૂડવું** સ૦ ક્રિ૦ કાપવું (૨) ખોદવું
**ગૂડાલાકડી** સ્ત્રી૦ એક પ્રકારની જૂની સજા - શિખામણી
**ગૂડી** સ્ત્રી૦ [મ. ગુડી (કાનડી ગુડિ=ધ્વજ)] ઉત્સવને દિવસે ઊભો કરેલો ઝંડો, માણેકથંભ. ૦પડવો પું૦ ચૈત્ર સુદ પડવો
**ગૂડો** પું૦ [સર૦ દે. ગોડ=પગ] [ચ.] પગનો નળો (૨) બળ; શક્તિ; હામ [લા.]
**ગૂઢ** વિ૦ [સં.] ગુપ્ત; છાનું (૨) ન સમજાય એવું, ગહન (૩) ઇંદ્રિયાતીત; 'મિસ્ટિક'. ૦વાદ પું૦ વસ્તુ ગૂઢ હોઈ સ્વાનુભવનો જ વિષય છે એવો તત્ત્વજ્ઞાનનો વાદ; 'મિસ્ટિસિઝમ'
**ગૂણ** સ્ત્રી૦ [સં. ગોણી] ઘેલો; કોથળો (૨) છાલટું (ગધેડા વગેરે ઉપરનું) (૩) ચાર મણનું માપ ૦પાટ ન૦ ગણ કે સૂતળીનું વણેલું તાપડું; ટાટિયું (૨) ન૦બ૦વ૦ તેના વસ્ત્ર કે તે પહેરવાની જેલશિક્ષા. -ણિયું ન૦ ગૂણપાટનો બનાવેલો થેલો. -ણિયો પું૦ તાબાનો ઘડો (૨) થેલો; -ણ (૩) પું૦ કાટખૂણો (કારીગરનો) [કામી
**ગૂધ** વિ૦ [મ. ગૃધ્ર, ગુધ્ર] ગમતિયાળ (૨)
**ગૂધ** (ધ.) સ્ત્રી૦ ગૂમડું મટ્યે રહેતું ચિહ્ન -ખાડો [ચ.] [ટેકા જેવો ગઠ્ઠો
**ગૂમડ(-ડું)** ન૦ શરીરે ઊઠતો ફોલ્લો -
**ગૂમૂતર** ન૦ મળમૂત્ર
**ગૂરછ** પું૦ એક જાતનું પુષ્કળ વાળવાળું ઠીંગણું કૂતરું ['ગુર્જર'માં
**ગૂર્જર** વિ૦ (૨) પું૦, -રી સ્ત્રી૦ જુઓ
**ગૂલર** ન૦ ગુલ્લર; ઉમરડો (૨) ઉમરડું (૩) કાનનું એક ઘરેણું. -રું ન૦ [જુઓ ગૂલર] પાપડનો લૂઓ (૨) જુઓ ગૂલર (૩) ઘોડિયે લટકાવવાનું એક લાકડાનું રમકડું. -રો પું૦ ઉમરડો
**ગૂંગણું** વિ૦ [સં. ગુંગ] નાકમાંથી બોલતું
**ગૂંગળામણ** ન૦ સ્ત્રી૦ ગૂંગળાવું તે
**ગૂંગળાવવું** સ૦ક્રિ૦ 'ગૂંગળાવું'નું પ્રેરક
**ગૂંગળાવું** અ૦ક્રિ૦ [ગૂંગું ઉપરથી રવ૦] હવાની ખોટ કે અટકાયતને લીધે અમૂંઝાવું; શ્વાસ રૂંધાવો
**ગૂંગાવેડા** પું૦બ૦વ૦ ગૂંગાના જેવું વર્તન -ચાળા; ગૂંગાપણું (૨) કોઈ કામમાં ચીકાશ કર્યા કરવી તે (૩) વગર આવડ્યે કામમાં ચૂંથણાં કરવા તે
**ગૂંગું** વિ૦ [સં. ગુંગ] નાકમાંથી બોલતું, ગૂંગણું (૨) મૂગું (૩) ન૦ નાકના મળનો બંધાઈ ગયેલો પોપડો. -ગો પું૦ (નાકમાંનું) ગૂંગું (૨) એક જાતનો જીવડો
**ગૂંચ** સ્ત્રી૦ (દોરા વગેરેનું) ગંઠાઈ જવું તે (૨) આંટીઘૂંટી, મુશ્કેલી [લા.]. ૦વણ સ્ત્રી૦ ગૂંચાઈ જવું તે (૨) જેમાંથી ઉકેલ કાઢવો મુશ્કેલ થઈ પડે એવી પરિસ્થિતિ. ૦વણિયું વિ૦ ગૂંચવણવાળું. ૦વવું સ૦ક્રિ૦ ગૂંચવણમાં નાખવું. ૦વાડિયું વિ૦ ગૂંચવાડાવાળું. ૦વાડો પું૦ જુઓ ગૂંચવણ. ૦વાવું અ૦ક્રિ૦ ગંઠાવું (દોરા વગેરેનું) (૨) [લા.] સપડાવું; ઉકેલ ન સૂઝવો (૩) મૂંઝાવું; ગભરાવું. ૦ળિયાળું વિ૦ ગૂંછળીવાળું. ૦ળી સ્ત્રી૦ દોરાની અટેરીને કરેલી આંટી કે ગોળો. ૦ળું ન૦ ગોળ આકારમાં વળેલું કે વીંટેલું હોય તે

ગૂચાવુ અ૦ક્રિ૦ જુઓ ગૂચવાવુ

ગૂછળિયાળુ, ગૂંછળી(-ળુ) જુઓ ગૂચળિયાળુ, ગૂચળી(-ળુ)

ગૂજુ(-જૂ) ન૦[સ ગુણ, પ્રા ગુજ્ઝ] ગજવુ

ગૂંતો પું૦ ગૂચ(૨)વધો શકા(૩)કલક

ગૂથણ ન૦ ગથવુ તે (૨) ગૂથવાનુ કામ (૩)ગૂથવાની કળા -ણી સ્ત્રી૦ ગૂથવાનુ કામ(૨) ગૂથવાની કળા કે આવડત (૩) ગૂથામણી

ગૂથવુ સ૦ ક્રિ૦ [સ ગ્રથ્] દોરી કે સેરને આટી પાડી પાડીને સાંકળવુ – જાળીદાર રચના કરવી {મહેનતાણુ

ગૂંથામણ ન૦, -ણી સ્ત્રી૦ ગૂથવાનુ

ગૂથાવવુ સ૦ ક્રિ૦, ગૂથાવુ અ૦ ક્રિ૦ 'ગૂથવુ'ના અનુક્રમે પ્રેર અને કર્મણિ

ગૂદવુ સ૦ ક્રિ૦ ખૂદવુ, પગ તળે કચરવુ (૨) દાબી મસળીને નરમ કરવુ (૩) મારવુ, ઠોકવુ [લા] [માર [લા]

ગૂંદાપાક પું૦ [ગૂદ] એક મીઠાઈ (૨)

ગૂંદાવવુ સ૦ક્રિ૦, ગૂંદાવુ અ૦ક્રિ૦'ગૂદવુ' ના અનુક્રમે પ્રેરક અને ભાવે રૂપ

ગૂદી સ્ત્રી૦ [સ ગુદ્ર] એક ઝાડ ૦પાક પું૦ જુઓ ગૂંદાપાક

ગૂદુ ન૦ ગૂદીનુ ફળ

ગૃધ્ર ન૦ [સ] ગીધ

ગૃહ ન૦ [સ] ઘર(૨)છાત્રાલય(૩)જગા, આલય,મકાન કે ઓરડો(અને સમાસમા, જેમ કે શયનગૃહ, ભોજનગૃહ) ૦ઉદ્યોગ પું૦ ફાલતુ સમયમા ઘેર બેઠા થઈ શકે તેવો ઉદ્યોગ(ઉદા૦ રેંટિયાનો ઉદ્યોગ) ૦કાર્ય ન૦ [સ] ઘરનુ કામકાજ(૨)ઘેરથી કરી લાવવાનુ લેસન ૦દેવતા સ્ત્રી૦[સ] ઘરની દેવી(૨)પું૦બ૦વ૦ ઘરના દેવો (કુલ ૪૫ છે) ૦પતિ પું૦ [સ] ગૃહસ્થ(૨)છાત્રો પર દેખરેખ રાખનાર શિક્ષક ૦પ્રવેશ પું૦ [સં] ઘરમા વિધિપૂર્વક પ્રવેશ કરવો તે (૨) બીજાના ઘરમા કે હદમા રજા વિના પેસવુ તે, 'ટ્રેસપાસ' ૦લક્ષ્મી સ્ત્રી૦ સુશીલ સચ્ચરિત સ્ત્રી ૦સચિવ પું૦ દેશની આતરવ્યવસ્થા સભાળનાર પ્રધાન, 'હોમ-મેમ્બર' ૦સસાર પું૦ ઘરસસાર, ઘરખટલો ૦સ્થ પું૦ [સ] બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી ગૃહસ્થાશ્રમમા દાખલ થયેલો માણસ(૨)સારો ખાનદાન માણસ, સજ્જન ૦સ્થાશ્રમ પું૦ [સ] બ્રહ્મચર્યાશ્રમ પછીનો બીજો આશ્રમ ૦સ્થી વિ૦ ગૃહસ્થને લગતુ (૨) સ્ત્રી૦ [હિ] ગૃહસ્થાઈ, ગૃહસ્થાશ્રમનુ કામકાજ વગેરે -હિણી સ્ત્રી૦ [સ] ગૃહસ્થની સ્ત્રી, ઘરધણિયાણી -હી પું૦[સ] ગૃહસ્થાશ્રમી (૨) ઘરધણી

ગૃહીત વિ૦ [સ] ગ્રહણ કરેલુ (૨) માની લીધેલુ [ગૃહીતા પું૦ ('ગ્રહીતા' ખોટુ છે) જુઓ તેના ક્રમમાં] -તાગમા સ્ત્રી૦ [ગૃહીત+આગમ] કવિ રુદ્રનિવસિંદીની બીએ ને મળતી પદવી કે તે ધરાવતી સ્ત્રી

ગૃહ્ય વિ૦ [સ] ગૃહનુ, ગૃહ સબધી ૦સૂત્ર ન૦ [સ] ગૃહધર્મ સબધી સૂત્રોનો સસ્કૃત ગ્રંથ

ગેડ (ગે) સ્ત્રી૦ ગડ, પડ, ગડી (કપડાની) (૨) સમજ (કાગળનો) (૩) મેળ બેસવો તે, સયુક્તિકતા [લા]

ગેડી સ્ત્રી [સ ગડ્ડા] ગેડીદડાની રમતમા વપરાતી છેડેથી વાળી લાકડી ૦દડો પું૦ ગેડી અને દડો કે તે વડે રમાતી રમત

ગેણિયુ, ગેણુ (ગે) ન૦ [સર૦ દ ગાણ= બળદ] ઠીંગણો પણ વેગથી ચાલનાર એક જાતનો બળદ

ગેબ (ગે) વિ૦ [અ] ન દેખાય એવુ, અગમ્ય (૨) ન૦ ગેબ હોય તે, અગમ્ય -બી વિ૦ ગુપ્ત, અદૃશ્ય, ગૂઢ

ગેમેટ પુ૦ [ઇ] જાતીય બીજ [વ વિ]

ગેય વિ૦ [સ] ગવાય એવુ કે ગાવા જેવુ ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦

ગેર પું૦ ['ગરવુ'ઉપરથી] ગરેલો બુંદ

ગેર (ગે) [ફા] 'નિષેધ, અભાવ, ખોટુ' એવો અર્થ દર્શાવનાર પૂર્વગ ૦ઇનસાફ, ૦ઇન્સાફ પું૦ અન્યાય ૦કાયદે વિ૦

(૨) અ૦ [फा.] કાયદા વિના; કાયદા વિરુદ્ધ. ૦કાયદેસર અ૦ ગેરકાયદે; કાયદા પ્રમાણે નહિ. ૦ફાયદો પું૦ ગેરલાભ. ૦મુનાસ(-સિ)બ વિ૦ ગેરવાજબી. ૦રસ્તે અ૦ ખોટી રીતે; બેકાયદે. ૦લાભ પું૦ ખોટ; નુકસાન (૨) ખોટો લાભ. ૦વર્તણૂક સ્ત્રી૦ ખરાબ રીતભાત–વર્તન. ૦વલ્લે અ૦ [अ. वल्ल પરથી] જ્યાંથી ન જડે એવી જગાએ; ખોટી જગાએ [ખંખેરવું

ગેરવવું સ૦ક્રિ૦ ['ગરવું' ઉપરથી] પાડવું;

ગેરવહીવટ (ગૅ) પું૦ અવ્યવસ્થા; અંધેર

ગેરવાજબી (ગૅ) વિ૦ અયોગ્ય; અઘટિત

ગેરવો પું૦ [જુઓ 'ગેરુ'] ઘઉંના પાકમાં થતો એક રોગ [ખોટી સમજ

ગેરસમજ(-જૂત,-જૂતી) (ગૅ) સ્ત્રી૦

ગેરહાજર (ગૅ) વિ૦ હાજર નહિ તેવું. -રી સ્ત્રી૦

ગેરુ પું૦;ન૦ [सं. गैरिक] એક જાતની લાલ માટી (૨) જુઓ ગેરવો. ૦ઓ(-વો) પું૦ ગેરુનો–ભગવો રંગ

ગૅરેજ ન૦ [इं.] મોટર રાખવાનું મકાન

ગેરો પું૦ ['ગરવું' ઉપરથી] ખરેલો ભૂકો; ગેર

ગેલ (ગૅ) ન૦ લાડ(૨)લાડભર્યાં ખેલ,રમત

ગૅલન પું૦ [इं.] પ્રવાહીનું વિલાયતી માપ (આશરે દશ શેર)

ગૅલરી સ્ત્રી૦[इं] એક પછી એક હાર ઊંચી ઊંચી ગોઠવી હોય એવી બેઠક (નાટકશાળામાં હોય છે તેવી) (૨) છજું

ગૅલી સ્ત્રી૦ [इं.] (છાપખાનામાં) ગોઠવેલાં બીબાંના ચોકઠાને મૂકવાનું લંબચોરસ ખતું કે પાટિયું (૨) ગૅલીપ્રૂફ [લા.]. ૦પ્રૂફ ન૦ [इं.] ગૅલીનાં બીબાં પરથી કઢાતું પ્રૂફ

ગૅસ પું૦ [इं.] વાયુરૂપી પદાર્થ (૨) કોલસામાંથી કઢાતો બળે એવો વાયુ. ૦એંજિન ન૦[इं.]તેલ કે તેના ગૅસથી ચાલતું એંજિન

ગેસુ પું૦ [फा. गेसू] વાળની લટ; જુલફું

ગેસુ પું૦, ૦ટી સ્ત્રી૦ પુત્ર; બેટુ

ગેહ ન૦[सं]ઘર. -હિની સ્ત્રી૦[सं.]ગૃહિણી

ગેંગું (ગૅં) વિ૦ [રવ૦] સહેજમાં રડી પડે એવું; ગાંગું

ગેંગાટ (ગૅં) પું૦ [રવ૦] ભારે શોક

ગેંઘટ (ગૅં) વિ૦ ચકચૂર; મસ્ત

ગેંડી (ગૅં) સ્ત્રી૦ ગેંડાની માદા. -ડો પું૦ [सं. गंडक] એક જંગલી જાનવર

ગેંદ (ગૅં) સ્ત્રી૦ [सं. गेंदुक] દડી (ખાસ કરીને ફૂલ કે રેશમની)

ગો સ્ત્રી૦ [सं.] ગાય (૨) ઇંદ્રિય (૩) વાણી (૪) પૃથ્વી (૫) આકાશ. ૦કર્ણ પું૦ [सं.] ગાયનો કાન (૨) અંગૂઠાથી અનામિકા સુધીના વિસ્તારનું પ્રમાણ (૩) એક જાતનો મૃગ (૪) ન૦ એક ધોળું ફૂલ (૫) દક્ષિણમાં આવેલું શિવનું એક પ્રસિદ્ધ તીર્થ. ૦કશી સ્ત્રી૦ ગોવધ

ગોકળઆઠમ સ્ત્રી૦ [सं. गोकुल] શ્રાવણ વદ આઠમ; કૃષ્ણની જન્મતિથિ

ગોકળગાય સ્ત્રી૦ ચોમાસામાં થતું એક લાલ અને સુંવાળું જીવડું; ઇંદ્રગોપ (૨) શિંગડાંવાળું એક જીવડું (તેને પરમેશ્વરની ગાય પણ કહે છે)

ગોકળગાંડું વિ૦ ગોકુળની ગોપી જેવું ગાંડું; સાવ ભાન વગરનું

ગોકળિયું ન૦ ગોકુળ (લાલિત્યવાચક) (૨) વિ૦ ગોકુળનું, -ને અંગેનું

ગોકીરો પું૦ શોરબકોર; ઘોંઘાટ

ગોકુલ [सं.], (-ળ) ન૦ ગાયોનું ટોળું (૨) મથુરા પાસેનું, કૃષ્ણ જ્યાં ઊછર્યા હતા તે ગામ. -ળિયો રોગ પું૦ વિરહને લીધે (ગોકુળની ગોપી જેવો) થતો રોગ

ગોખ (ગો) પું૦ [सं गवाक्ष] છજું; ઝરૂખો (૨) ગોખલો

ગોખણ ન૦ ગોખવું તે. ૦પટ્ટી સ્ત્રી૦ ગોખી પાડવું તે. -ણિયું વિ૦ ગોખી પાડનારું

ગોખરુ પું૦;ન૦ [सं. गोक्षुर] એક વનસ્પતિ (૨) એનું કાંટાવાળું બીજ

ગોખલી (ગો) સ્ત્રી૦ નાનો ગોખલો. -લો પું૦ ગોખ; તાક [બોલવું

ગોખવું સ૦ક્રિ૦ (મોઢે કરવા) વારંવાર

**ગોખાટવું** સ૦ક્રિ૦ ગોખ ગોખ કરવું
**ગોગળો** પુ૦ હડપચીની નીચેનો ગળા તરફ લચી પડતો ભાગ (૨) ઊંટ મસ્તીમા આવે ત્યારે મોમાંથી જીભની પાછળથી તાળવાનો ભાગ બહાર કાઢે છે તે
**ગોગું** વિ૦ માલ વગરનુ (૨) આવડ વગરનું
**ગોગ્રાસ** પુ૦ [સ] જમતા પહેલા ગાયને માટે જુદુ કાઢેલુ અન્ન; ગવાહ્નિક
**ગોચર** વિ૦ [સ.] ઇંદ્રિયગમ્ય (૨) ન૦ ગૌચર; ચરો. **-રી** સ્રી૦ ભિક્ષા
**ગોચલું** ન૦ [ગૂછળુ] વર્તુલાકારમા એકઠા થવુ તે. **ગોચલાં ગણવાં** = પાર ન મૂકવો – ગૂચવાયા કરવુ
**ગોજું** વિ૦ ગંદુ
**ગોઝાર** સ્રી૦ [સ. गुह्यागार] જુઓ ગઝાર
**ગોઝારું** વિ૦ [સ. गो+હત્યારું] ગાયની હત્યા કરનાર; પાપી (૨) જ્યા હત્યા થઈ હોય એવું; અપવિત્ર. **-રો** પુ૦ ગોહત્યા કરનાર (૨) હત્યારો
**ગોટ** પુ૦ ગોટો (ધુમાડાનો) (૨) ઘૂંટડો (૩) બૈરા તથા છોકરાને હાથે પહેરવાનુ એક ઘરેણુ (૪) બીજા રંગના કપડાને ઓટીને મૂકેલી કિનાર [તિ (કટાક્ષમાં)
**ગોટપીટ** ન૦ [રવ૦] અંગ્રેજી કે તે બોલવુ
**ગોટપો(-મો)ટ** અ૦ [ગોટો] જુઓ ગુટપુટ
**ગોટલી** સ્રી૦ નાનો ગોટલો (૨) ગોટલાની અંદરની બીજ (૩) કામમાથી ગપોલિયું [લા૰]. ૰બાજ વિ૦ કામચોર; ગોટલી મારવામા હોશિયાર. **ગોટલી મારવી** = કામમાથી ગપોલિયું કરવુ. **-લો** પુ૦ ફળની અંદરનુ કોચલાવાળુ બીજ (૨) કઠણ માંસપિંડ. **ગોટલો ચડવો** = સ્નાયુ ઉપર તાણ આવતા સખત કળતર થવું
**ગોટાવું** અ૦ક્રિ૦ ['ગોટો' પરથી] ગોળ ગોળ ગોટા વળવા (૨) ધુમાવુ (૩) ગૂંચાવું
**ગોટાળો** પું૦ [ગોટો] અવ્યવસ્થા, છબરડો (૨) ગૂંચવણ (૩) (હિસાબ કે પૈસાની બાબતમાં) ગરબડ કે ઘાલમેલ યા અફરાતફરી
**ગોટી** સ્રી૦ [સ. गुटी] ગોળી (૨) નાની ગાંઠ
**ગોટીમડું, ગોટીલું** ન૦ ગુલાંટ
**ગોટીલો** પુ૦ ['ગોટી'] પીંજણની તાંતને થડકાવવાનું ઓજાર (૨) નક્કર ગોળો; દડો (૩) કાંઠલો (૪) કપડાનો વણેલો સાટકો
**ગોટો** પુ૦ ['ગોટી' પરથી] ગોળો; પિંડો (૨) ફૂલનો તોરો; કલગી (૩) ગલગોટો (૪) વાદળા જેવો ગોળો (ધૂળ, ધુમાડાનો) (૫) ફળની અંદરની ગોળ ચીજ; ઉદા૦ નાળિયેરનો ગોટો (૬) છબરડો, ગોટાળો [લા.]
**ગોઠ** (ઠ,) સ્રી૦ [સ. गोष्ठि] છાની–અંતરની વાતચીત; ગુજ (૨) મિજબાની; ઉજાણી (૩) મશ્કરી; ટોળ (૪) મિત્રતા (૫) ભેટ (ખાસ કરીને હોળીના દિવસોમાં ગુલાલ ઇ૦ છાંટનારને અપાતી). ૰ડી સ્રી૦ છાની –અંતરની વાતચીત (લાલિત્યવાચક). ૰ણ સ્રી૦ ગોઠિયણ
**ગોઠણ** પુ૦ [જુઓ ઘૂંટણ] ઢીંચણ
**ગોઠણી** સ્રી૦ ['ગોઠવું' ઉપરથી] ઉતરડની બેસણી; ઇંઢોણી; સૂથિયુ (૨) ગોઠવણ
**ગોઠવણ(-ણી)** સ્રી૦ ગોઠવવુ તે કે તેની રીત; રચના (૨) સગવડ; બંદોબસ્ત. **-વું** સ૦ક્રિ૦ વ્યવસ્થિત બંધબેસતું મૂકવું કે કરવું (૨) નોકરીમાં કે કામધંધામા રાખવું –રખાવવું [આવવું; ગમવું
**ગોઠવું** અ૦ક્રિ૦ ['ગોઠ' ઉપરથી] અનુકૂળ
**ગોઠિયણ** સ્રી૦ [ગોઠ] સીમિત્ર; સખી
**ગોઠિયો** પું૦ ['ગોઠ' ઉપરથી] મિત્ર; દોસ્ત
**ગોઠીમડું** ન૦ જુઓ ગોટીમડું
**ગોડ** (ગૉ) ન૦ [સ. गड; गंड] શરીર ઉપર થતી ગાંઠ; ઢીમણુ
**ગોડ** સ્રી૦ ગોડવું તે. ૰વું સ૦ક્રિ૦ ખોદવું
**ગોડાઉન** સ્રી૦; ન૦ [ઇં.] માલ ભરવાની વખાર; ગોદામ [સાથે, સોબતમાં
**ગોડે** (ગૉ') અ૦ [કા.] પેઠે; જેમ (૨) –ની
**ગોત** સ્રી૦ ['ગોતવું' ઉપરથી] શોધ; ખોળ
**ગોત** ન૦ [સ. गोत्र] + કુળ
**ગોતર** (ગૉ) ન૦ [ગોતું] કઠોળની શિંગોનાં ફોતરા અને પાંદડાનો ભૂકો (ઢોરનું ખાણ)
**ગોતર** ન૦ + ગોત્ર; કુળ. ૰જ પું૦; સ્રી૦

જુઓ ગોત્રજ. ૦ડું ન૦ ગોતરજની પૂજા માટે આણેલી માટી અથવા વસ્તુ કે તે લાવવાનો સમારંભ (લગ્નમાં મંગળ તરીકે કરાય છે) "

ગોતવું સ૦ ક્રિ૦ [દે. ગુત્તિઅ (શોધેલું) ઉપરથી] શોધવું; ખોળવું

ગોતું (ગો) ન૦ [દે. ગંવત=ઘાસ] ઢોરને માટે બાફેલું ખાણ(૨)ગમે તેમ રાંધેલું કે ટાઢું ને સ્વાદ વગરનું અન્ન [લા.]

ગોત્ર ન૦ [સં.] વંશ; કુલ; 'ટ્રાઈબ' (કોઈ ખાસ મુનિથી શરૂ થતું). ૦જ વિ૦ [સં.] ગોત્રમાં જન્મેલું (૨) પું૦;સ્ત્રી૦ કુલદેવતા; ગોતરજ. –ત્રીય વિ૦ એક ગોત્રનું

ગોથ (થ,) સ્ત્રી૦ [મ. ગોત્તહ=ડૂબકી] ઊંધે માથે ફરી જવું તે; ગુલાંટ (પતંગની) (૩) ભૂલથાપ; ગોથું [લા.]

ગોથલો પું૦ ધૂંસરી નાથવાનો ખીલો

ગોથાટવું સ૦ક્રિ૦ ગોથે ગોથે મારવું

ગોથાવું અ૦ક્રિ૦ ગોથાં ખાવાં

ગોથું ન૦[જુઓ 'ગોથ'] માથું નીચે હોય તેવી શરીરની સ્થિતિ(૨)ગુલાંટ(૩)માથું મારવું તે (૪) [બ૦વ૦] નકામાં ફાંફાં (૫) ભૂલથાપ [લા.]

ગોદ સ્ત્રી૦ ખોળો

ગોદ (દ,) સ્ત્રી૦ [ગોદવું] વારંવાર ટોકવા કરવું તે ડખલ; અંતરાય

ગોદડિયું વિ૦[ ગોદડું' ઉપરથી] ખડબચડું ને જાડું(૨)ગોદડીમાં હોઈએ ને થતું-રાતનું (મહણ) (૩) પાસે માત્ર ફાટેલી ગોદડી કે ચીંથરાં રાખનાર (બાવો, સાધુ) (૪) ન૦ એક જાતનો શીતળાનો રોગ–ઓરી

ગોદડી સ્ત્રી૦ નાનું ગોદડું(૨)લુગડાંના કકડા વગેરે ગોઠવીને કરાતું હલકું પાતળું ઓઢણ કે પાથરણું (૩) આયની ડોક નીચેની લબડતી ગોદડી જેવી જાડી ચામડી. –ડું ન૦ [દે. गड्ड] રૂ ભરીને કરાતું મોટું ઓઢણ કે પાથરણું

ગોદવણી સ્ત્રી૦ ગોદ; દખલ; પજવણી

ગોદવું સ૦ક્રિ૦ ગોદવું; ખોદવું

ગોદાટવું સ૦ક્રિ૦ ગોદા મારવા(૨)વારવાર કર્યા કરવું; ટોકવું [લા.]

ગોદાન ન૦ [સં] ગાયનું દાન (૨) કેશ કપાવવાનો સંસ્કાર–વિધિ

ગોદામ સ્ત્રી૦; ન૦ [ઇં. गोडाउन] ગોદી

ગોદાવવું સ૦ ક્રિ૦ 'ગોદવું'નું પ્રેરક (૨) ગોદો મારવો(૩) ટોકીને જાગ્રત કે સતેજ કરવું [લા.]

ગોદી સ્ત્રી૦ અંદર પાણી કઢાય ઘલાય એવી સવડવાળું, વહાણો બાંધવાનું અને ઊભાં રાખવાનું બંદર (૨) ગોડાઉન

ગોદો પું૦ ગોદાવે–ખૂંચે યા ભોંકાય એવું ઊપસેલું તે (૨) મુક્કો; હોસો (૩) ખોટ; નુકસાન [લા.]

ગોધણ ન૦ [જુઓ ગોધન] ગાયોનું ટોળું

ગોધન ન૦ [સં.] ગાયો રૂપી ધન–દોલત (૨) ગોધણ

ગોધલિયું ન૦નાનો ગોધો;વાછરડો [લગ્ન

ગોધા લગન ન૦ ગોધૂલિક–સમીસાંજનું

ગોધુમ પું૦બ૦વ૦ [સ.] ઘઉં

ગોધુલગન ન૦ જુઓ ગોધાલગન

ગોધું ન૦ જુઓ ગોધલિયું

ગોધૂમ પું૦બ૦વ૦ [સં.] ગોધુમ; ઘઉં

ગોધૂલિક [સં], ગોધૂળિક વિ૦ ગોરજ– સમીસાંજનું લગ્ન [કરેલો બળદ

ગોધો પું૦ [સ ગો+ધવ]આખલો;ખસ્સી નહિ

ગોપ પું૦ [જુઓ ગોફ] (પુરુષનું) કોટનું એક ઘરેણું

ગોપ પું૦ [સ.] ગોવાળિયો. ૦કાવ્ય ન૦ આમ જીવન વર્ણવતું કાવ્ય; 'પૅસ્ટોરલ'

ગોપદ ન૦ [સં.] ગાયનું પગલું; ગોષ્પદ

ગોપન ન૦, –ના સ્ત્રી૦ [સં.] સંરક્ષણ(૨) ગુપ્ત રાખવું તે [યોગ્ય

ગોપનીય વિ૦ [સં.] ગોપ્ય; ગુપ્ત રાખવા

ગોપવવું, ગોપવું સ૦ક્રિ૦ [સં.ગુપ્ ઉપરથી] સંતાડવું; છુપાવવું [ઘરેણું

ગોપહાર પું૦ [ગોફ] (સ્ત્રીનું) કોટનું એક

ગોપાલ (૦ક)પું૦[સ.] ગોવાળિયો(૨)રાજા (૩)કૃષ્ણ.–લિકા,–લી સ્ત્રી૦[સં.]ગોપી

**ગોપાષ્ટમી** સ્ત્રી૦ [સ] કારતક સુદ ૮
**ગોપિકા, ગોપી** સ્ત્રી૦ [સ] ગોવાળણ (૨) વૃંદાવનની કૃષ્ણભક્ત ગોવાળણ
**ગોપીચંદન** ન૦[સ] ટીલું કરવામાં વપરાતી એક પીળી માટી (ગાંઠનું) ગોપી ચંદન કરવું=(ગાંઠના) પૈસા બગાડવા (જાતે) નુકસાનમાં ઊતરવું
**ગોપુર** ન૦ [સ] શહેરનો કે મંદિરનો દરવાજો (૨) મુખ્ય દ્વાર
**ગોપ્તા** પું૦ [સ] રક્ષક, વાલી
**ગોપ્યવિ**૦[સ] ગુપ્ત રાખવા યોગ્ય ગોપનીય
**ગોફ** પું૦ [સ ગુમ્ફ] માથાનુ એક ઘરેણું (૨) હાથનુ એક ઘરેણું (૩) રાસ રમતાની સાથે હાથમાના રગબેરગી દોરા ગૂથાતા જાય છે તે રમત
**ગોફણ** સ્ત્રી૦[સ ગોજણ] ગોળા પથરા ફેકવાનુ જોતર જેવુ સાધન **–ણિયુ** વિ૦ ગોફણના માપનુ, કઠણ (પથરો) (૨) થોડા વીના કઠણ (નાનાલાડુ) **–ણિયો** પુ૦ગોફણમા ફેકવાનો ગોળો (૨) લાડુ (વ્યગમા) [લા] **–ણી** સ્ત્રી૦ અંબોડે લટકાવવાનુ સ્ત્રીઓનુ એક ઘરેણું **–ણો** પુ૦ જુઓ ગોફણી (૨) હુકા પર જડેલો લાકડાનો એક ભાગ
**ગોબર** ન૦ [સ ગાત્તર] (ગાયનુ) છાણ(૨) છાણાનો ભૂકો [ગોબરિયુ
**ગોબરુ** પુ૦ ઓરી, એક જાતની શીતળા,
**ગોબરું** વિ૦ [ગોબર] ગદુ (૨) ન૦ ગોબર
**ગોબરો** પું૦ ધૂસરી બાધવાની હળની દાડી
**ગોબાવુ** અ૦ક્રિ૦ ગોબો પડવો
**ગોબો** પુ૦ પછડાવાથી ધાતુની બનેલી વસ્તુમા સપાટીમા પડતો ખાડો
**ગોબ્રાહ્મણપ્રતિપાલ** [સ], **–ળ** વિ૦ (૨) પું૦ ગાય ને બ્રાહ્મણનો રક્ષક (રાજા)
**ગોમય** [સ] **–ળ** ન૦ ગાયનુ છાણ
**ગોમંડળ** [સ] **–ળ** ન૦ પૃથ્વીનો ગોળાકાર –ચક્ર
**ગોમાંસ** ન૦ [સ] ગાયનુ માસ
**ગોમુખ** ન૦ [સ] ગાયનુ મોઢુ (ખાસ કરીને પથ્થર વગેરેમાથી બનાવેલુ) (૨) એક જાતનુ નગારુ **–ખી** સ્ત્રી૦ [સ] માળા જપવાની ગોમુખના આકારની કોથળી
**ગોમૂત્ર** ન૦ [સ] ગાયનુ મૂતર, ગૌમૂત્ર
**ગોમેધ** પુ૦ [સ] જેમા ગાયનો ભોગ આપવાનો હોય તેવો યજ્ઞ
**ગોયણી** (ગો) સ્ત્રી૦ ગોરાણી
**ગોયણી** (ગો) સ્ત્રી૦ [સ ગૌરી ઉપરથી] સૌભાગ્યવતી સ્ત્રી (૨) વ્રત નિમિત્તે જમવા બોલાવેલી સૌભાગ્યવતી સ્ત્રી
**ગોયરો** (ગો) સ્ત્રી૦ [સ ગૌરા] ગોરમાનુ વ્રત
**ગોર** પુ૦ (છાણાનો) ભૂકો, ગેરો
**ગોર** (ગો) પુ૦ [સ ગુરુ] પુરોહિત (૨) પરો
**ગોર** સ્ત્રી૦ (ગૌર), જુઓ ગોરમા
**ગોરક્ષા** સ્ત્રી૦ ગાયોનુ રક્ષણ
**ગોરખ** વિ૦ [સ ગોરક્ષ] ઇંદ્રિયોને સ્વાધીન રાખનારુ, સંયમી (૨) પુ૦ શિવમાર્ગી સાધુઓનો એક પ્રકાર(૩) પુ૦ મત્સ્યેન્દ્રનો પ્રસિદ્ધ શિષ્ય ગોરખનાથ [**આગે આગે ગોરખ જાગે**=આગળની વાત આગળ જોવાશે, સૌ થશે–વખત આવ્યે કાઈક જડશે–એવો ભાવ] ૦**આમલી**, ૦**આંબલી** સ્ત્રી૦ એક ઝાડ(૨)એનુ ફળ ૦**ધંધો** પુ૦ ગોરખપથી રાખે છે એવુ એક યત્ર(૨)એમના એક કામનુ નિરર્થક પુનરાવર્તન [લા]
**ગોરજ** સ્ત્રી૦[સ]ગાયોના ચાલવાથી ઊડતી રજ–ધૂળ (૨) સમીસાંજ [લા] ૦**લગ્ન** ન૦ સમીસાજનુ લગ્ન [ધર્મોપદેશક
**ગોરજી** (ગો) પુ૦[સ ગુરુ+જી] જૈન સાધુ–
**ગોરટ**(–ટિયુ,–ટુ)વિ૦[સ ગૌર]ગોરુ,ગોરાટ
**ગોરણી** (ગો) સ્ત્રી૦ જુઓ ગોયણી ન૦ ૨
**ગોરતો** (ગોર) પુ૦ [સ ગૌરા ઉપરથી] સૌભાગ્યવતી સ્ત્રીઓને જમાડવાનુ એક વ્રત
**ગોરધન** પુ૦ જુઓ ગોવર્ધન
**ગોરપદુ** (ગો) ન૦ [સ ગુરુ+પદ]યજમાન વૃત્તિ ગોરનું કામ
**ગોરમટી** સ્ત્રી૦ [સ ગૌરમૃત્તિકા] લાલ–પીળી માટી, મરોમ

**ગોરમા** (ગોર,) સ્ત્રી૦ [સં. गौरी + माता] ગૌરી, પાર્વતી (૨) કુમારિકાઓનું ગૌરીપૂજનનું વ્રત
**ગોરસ** ન૦ [સં.] દૂધ, દહીં વગેરે (૨) તે રાખવાનું પાત્ર, ગોરસી. ૦ડું ન૦ જુઓ ગોરસું. -સિયું વિ૦ ગોરસવાળું (૨) ન૦ જુઓ ગોરસ. -સી સ્ત્રી૦,-સું ન૦ દહીં દૂધ રાખવાનું માટીનું વાસણ; દોણી
**ગોરંભ(-ભા)વું** અ૦ ક્રિ૦ [સં. घोरम्भाव] ઘનઘોર થવું (વાદળાથી આકાશનું) (૨) ધુમાવું (૩) સૂઝ ન પડવાથી ગૂંચવાવું
**ગોરંભો** પું૦ ગોરંભાવું તે; ગૂંચવણ (૨) વેરો (૩) વાદળાં ચડી આવવાં તે
**ગોરાટ** વિ૦ જુઓ ગોરટ
**ગોરાટ(-ડુ)** વિ૦ [સં. ગાર ઉપરથી] પોચી, રેતાળ અને લાલાશ વા પીળાશ મારતી (માટી વા જમીન)
**ગોરાણી** (ગો) સ્ત્રી૦ ગોરની સ્ત્રી (૨) ગુરુપત્ની કે સ્ત્રીગુરુ [દેહવાળી સ્ત્રી
**ગોરાંદે, ગોરી** સ્ત્રી૦ [સં. गौरी] ગોરા
**ગોરીલો** પું૦ [ઇં.] એક જાતનો મોટો વાંદરો
**ગોરચંદન** ન૦ જુઓ ગોરોચન
**ગોરું** વિ૦ [સં. गौर] ઊજળા રંગનું. ૦ગફ, ૦ચફાક, વિ૦ એકદમ ગોરું. -રો પું૦ ગોરી ચામડીનો પરદેશી (યુરોપ, અમેરિકા વગેરેનો) માણસ
**ગોરોચન** ન૦,-ના [સં.] સ્ત્રી૦ ગાયના માથામાંથી મળતી કે તેના પિત્ત યા મૂત્રમાંથી બનાવાતી એક ઔષધિ
**ગોલ** પું૦ [ઇં.] (ફૂટબૉલ વગેરે રમતોમાં) ગોલ
**ગોલ** વિ૦ [સં.] વર્તુલના-દડાના આકારનું (૨) પું૦ ગોળ આકાર
**ગોલક** પું૦ [સં.] ગોળો (૨) ન૦ ઇંદ્રિયોનું અધિષ્ઠાન-જે દ્વારા તેનું કામ થાય છે તે જગા [ગલ્લો-પેટી
**ગોલક** પું૦ [ફા. गुल्क] પૈસા નાખવાનો
**ગોલમાલ** પું૦ [હિં.] ગરબડગોટો, અવ્યવસ્થા
**ગોલવું** (ગો) સ૦ ક્રિ૦ પગ વડે ખૂંદી નાખવું
**ગોલંદાજ** પું૦ [ફા.] તોપચી [ગોળો
**ગોલાર્ધ** પું૦ અર્ધગોળ (૨) પૃથ્વીનો અર્ધો
**ગોલાં** ન૦ બ૦ વ૦ [ગોલો] જનાનખાનાના હલકા દરજ્જાનાં દાસદાસી. -લી સ્ત્રી૦ ગોલણ (૨) વડારણ ['રેડિકલ' [ગ.]
**ગોલીય** વિ૦ ગોળાકાર; ગોળને લગતું;
**ગોલો** પું૦ [સં. गोल,-ला] એ નામની જ્ઞાતિનો માણસ (૨) જનાનખાનાનો નોકર (૩) ગંજીફાનું એક પત્તું [સ્થાન
**ગોલોક** પું૦ [સં.] વિષ્ણુ વા કૃષ્ણનું નિવાસ-
**ગોલ્સ્ટો** પું૦ [સં. गो ઉપરથી] વાછરડો (૨) માતાનો ચુસ્ત ભક્ત (૩) ગંજીફાનો ગોલો -એક પાનું
**ગોવધ** પું૦ [સં.] ગાયનો વધ
**ગોવરું** ન૦ ગોખરું; ઓરી
**ગોવર્ધન** પું૦ [સં.] વૃંદાવનમાં આવેલો એક ડુંગર. ૦ધર, ૦ધારી પું૦ [સં.] કૃષ્ણ
**ગોવંશ** પું૦ [સં.] ગાયની ઓલાદ; બળદ
**ગોવારું** ન૦ [સં. गो + वृंद] ગાય-ઢોરનું ટોળું
**ગોવાલણી** સ્ત્રી૦ [સં. गोपालिनी] ગોવાળણ
**ગોવાળ** પું૦ [સં. गोपाल] ગાય-ઢોર ચરાવનારો. ૦ણ(-ણી) સ્ત્રી૦ ગોવાળની સ્ત્રી. -ળિયો પું૦ ગોવાળ. -ળું ન૦ ગોવાળનો ધંધો. -ળો પું૦ ગોવાળ [પાદર
**ગોવાંદરું** (૦) ન૦ [સં. गोद्वार ઉપરથી] ગોંદરું;
**ગોવિંદ** પું૦ [સં.] કૃષ્ણ
**ગોવૃંદ** ન૦ [સં.] ગાયોનું ટોળું
**ગોવ્રજ** ન૦ [સં.] ગાયોને બાંધવાનો વાડો (૨) ગાયોને ચરવાની જગા (૩) ગાયોનું ટોળું
**ગોશપેચ** વિ૦ [ફા.] કાન ઢાંકી દે તેવું (પાઘડી માટે)
**ગોશાલા** [સં.], -ળા સ્ત્રી૦ જુઓ ગૌશાળા
**ગોશીતલા** સ્ત્રી૦ [ગો + શીતલા] શીતળા
**ગોશ્ત** ન૦ [ફા.] ગોસ, માંસ
**ગોષ્ઠ** પું૦ [સં.] ગાયોનો વાડો (૨) ખરવાડવાડો
**ગોષ્ઠિ(-ષ્ઠી)** સ્ત્રી૦ [સં.] વાતચીત, ગોઠડી (૨) મસલત, છૂપી વાતચીત
**ગોષ્પ(-ષ્પા)દ** ન૦ [સં.] ગાયનું પગલું
**ગોસ** વિ૦ જમણી બાજુનું (સુકાન ફેરવવા વિષે) (૨) ન૦ સઢની નાથનું દોરડું
**ગોસ** ન૦ [ફા. गोश्त] માંસ

**ગોસાંઈ** (૦) પુ૦ [સ ગો + સ્વામી] એક જાતનો સાધુ – વેરાગી (૨) મૂળ ગોસાંઈ પણ હાલ ગૃહસ્થીમા રહેતી એક નાત ૦જી પુ૦ જુઓ ગોસ્વામી

**ગોસેવા** સ્ત્રી૦ [સ] ગાય ને તેના વંશની સેવા

**ગોસ્વામી** પુ૦ [સ] વૈષ્ણવોના આચાર્ય (૨) એક અટક

**ગોહ** સ્ત્રી૦ [સ] ગુફા

**ગોહત્યા** સ્ત્રી૦ [સ] ગાયને મારી નાખવી તે (૨) તેનુ પાપ ૦રું વિ૦ ગોહત્યા કરનાર (૨) ગોઝારુ

**ગોહર** પુ૦ [ગોહ] ગુફા

**ગોળ** વિ૦ (૨) પુ૦ જુઓ ગોલ (૩) પુ૦ પરસ્પર કન્યાની લેવડદેવડ માટે નક્કી કરેલુ નાતીલાઓનુ જૂથ

**ગોળ** (ગૉ) પુ૦ [મ ગુ઼ડ, ગુળ] શેરડીના રસને ઉકાળીને બનાવાતુ એ ખાદ્ય

**ગોળકેરી** (ગૉક) સ્ત્રી૦ ગોળવાળુ કેરીનુ એક અથાણુ

**ગોળગોળ** વિ૦ [ગોળ] અસ્પષ્ટ, ઉડાઉ

**ગોળગોળ** (ગૉ–ગૉ) વિ૦ નરમ, પૂર્ણ રીતે ચગી ગયેલુ (૨) જેનુ મન પીગળી ગયુ હોય એવુ [લા]

**ગોળચુ** (ગૉ) ન૦ જેમા ગોળનુ પ્રમાણ વધારે હોય એવુ અથાણુ

**ગોળધાણા** (ગૉ) પુ૦ બ૦ વ૦ ગોળ સાથે મેળવેલા ધાણા (માંગલિક અવસરે વહેંચાય છે) [સુખડી

**ગોળપાપડી** (ગૉ) સ્ત્રી૦ એક મીઠી વાની,

**ગોળમટોળ** વિ૦ બરાબર ગોળ (૨) હૃષ્ટપુષ્ટ

**ગોળમેજ** વિ૦ (૨) સ્ત્રી૦ ગોળ મેજને ફરતા બેસીને ભરાતી (પરિષદ્)

**ગોળવા** પુ૦ બ૦ વ૦ [ગોળ ઉપરથી] સ્ત્રીઓના હાથના સોનાના કડા (૨) તેવા ઘાટની કાચની બંગડી (૩) લાકડાના ગોળ ટુકડા –વો પુ૦ ગોફણ વડે ફેંકવાનો ગોળો (૨) ટૂંકો અને ગોળ મોતિયાનો ઝૂડો (૩) ગોળો ગોળ આકૃતિ

**ગોળાઈ** સ્ત્રી૦ ગોળપણુ –કાર વિ૦ ગોળ –કૃતિ વિ૦ ગોળાકાર (૨) સ્ત્રી૦ ગોળ આકૃતિ –ર્ધ પુ૦ અર્ધો ગોળ

**ગોળિયા કેરી** (ગૉ–) સ્ત્રી૦ ગોળકેરી

**ગોળી** સ્ત્રી૦ [મ ગુળ઼] નાની નાની ગોળ વસ્તુ (૨) દવાની ગોળી ગુટિકા (૩) બંદૂક કે પિસ્તોલમા ભરીને મારવાની (સીસાની) ગોળી (૪) પાણી ભરવાની માટલી (૫) દહી વલોવવાનુ ગોળ વાસણ (૬) લખોટી ૦બાર પુ૦ બંદૂકમાથી કે પિસ્તોલમાથી ગોળી છોડવી તે

**ગોળો** પુ૦ [સ ગોલક પ્રા ગોલઅ] મોટી પણ ગોળ વસ્તુ પિંડો (૨) ગોફણથી મારવાનો ગોળો (૩) તોપથી મારવાનો ગોળો (૪) પાણી ભરવાની મોટી ગોળી (૫) પેટનો એક રોગ (૬) ગપગોળો (૭) ફાનસનો કે વીજળીના દીવાનો પોટો

**ગોંદરું** (ગૉ૦) ન૦ જુઓ ગાદરુ –રો પુ૦ જુઓ ગાદરો [કદ કરવુ

**ગોંધવુ** (ગૉ૦) સ૦ ક્રિ૦ બંધ જગામા પૂરવુ,

**ગોંધળ** (ગૉ૦) પુ૦ સેળભેળ, ખીચડો

**ગોંધિયારું** (ગૉ૦) વિ૦ ગોંધાઈ મરાય એવુ અંધિયાર (૨) ન૦ ઘોલકુ

**ગૌ** સ્ત્રી૦ [સ ગો] ગાય

**ગૌડ** પુ૦ [સ] બંગાળાનો એક પ્રાચીન વિભાગ (૨) વિ૦ ગૌડ – બંગાળાને લગતુ

**ગૌડિયો** પુ૦ ['ગૌડ' ઉપરથી] જાદુગર, મદારી

**ગૌડી** સ્ત્રી૦ [સ] ગૌડ પ્રાંતની સ્ત્રી (૨) એક રાગ (૩) ગોળમાથી કાઢેલો દારૂ

**ગૌણ** વિ૦ [સ] મુખ્ય નહિ એવુ પેટામા આવતુ

**ગૌતમ** પુ૦ [સ] બુદ્ધ ભગવાન (૨) ન્યાય દર્શનના સંસ્થાપક (૩) કૃપાચાર્ય

**ગૌતરાટ, ગોત્રાટ** ન૦ [સ ગો + ત્રિરાત્ર] ત્રણ રાત પાળવાનુ ગૌપૂજનનુ સ્ત્રીઓનુ એક વ્રત (ભાદરવા સુદમા)

**ગૌદાન** ન૦ ગાયનુ દાન

**ગૌબ્રાહ્મણપ્રતિપાલ(–ળ)** વિ૦ ગાયો અને બ્રાહ્મણોનુ પાલનપોષણ કરનાર (રાજા)

**ગૌમુખ** ન૦ જુઓ ગોમુખ –ખિયુ વિ૦

દેખીતું ગાયના મો જેવું–દીન મુખવાળું
**–ખી** સ્ત્રી૦ જુઓ ગોમુખી
**ગૌમૂત્ર** ન૦ ગાયનું મૂતર
**ગૌર** વિ૦ [સં] ગોરું [(૩) આદર
**ગૌરવ** ન૦ [સં] ભાર, વજન (૨) મહત્તા
**ગૌરાંગ** વિ૦ ગોરા અંગવાળું (૨) પું૦ ચૈતન્ય **–ગિની** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ ગોરી સ્ત્રી
**ગૌરી** સ્ત્રી૦[સં] પાર્વતી (૨) આઠ વર્ષની બાળા (૩) સ્ત્રીઓના નામ સાથે માનાર્થે વપરાતો એક શબ્દ ઉદા૦ 'વિમળાગૌરી' **૦પૂજન** ન૦ પાર્વતીની પૂજા (૨) એ૦ વ્રત **૦શંકર**, **૦શિખર** ન૦ હિમાલયનું એક ઊંચું શિખર
**ગોશાલા(–ળા)** સ્ત્રી૦ ગાયો રાખવાનું મકાન અથવા વાડો (૨) દુગ્ધાલય
**ગૌહત્યા** સ્ત્રી૦ જુઓ ગોહત્યા
**ગ્યાસતેલ** ન૦ જુઓ ઘાસતેલ
**ગ્રથન** ન૦[સં] જુઓ ગ્રંથન **–વું** સ૦ક્રિ૦ [સં ગ્રથ્] ગૂંથવું, ગાંઠવું (૨) રચવું, લખવું
**ગ્રથિત** વિ૦ [સં] ગ્રથેલું
**ગ્રસવું** સ૦ક્રિ૦ [સં ગ્રસ્] પકડવું (૨) કોળિયો કરવો, ખાવું (૩) સૂર્યચંદ્રને ગ્રહણે ઘેરવું
**ગ્રસિત, ગ્રસ્ત** વિ૦ [સં] પકડાયેલ ગ્રાસ કરેલું
**ગ્રહ** પું૦ [સં] (પ્રાચીન વ્યાખ્યા પ્રમાણે) સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ ગુરુ શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવમાંનો એક (૨) [અર્વાચીન વ્યાખ્યા પ્રમાણે] સૂર્યની આસપાસ ફરતો આકાશીય ગોળો (ઉદા૦ બુધ શુક્ર, પૃથ્વી વગેરે) (૩) ગ્રહવું તે, ગ્રહણ (૪) દુર્ગ્રહ (૫) આગ્રહ, નિશ્ચય [લા]
**ગ્રહણ** ન૦ [સં] લેવું–પકડવું તે (૨) સમજ (૩) સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્રના આવવાથી કે સૂર્ય અને ચંદ્ર વચ્ચે પૃથ્વીના આવવાથી સૂર્ય અને ચંદ્રનું ઢંકાવું–ગ્રસાવું તે [જ્યો] **૦શીલ** વિ૦ ગ્રહણ કરવાના સ્વભાવનું, 'રિસેપ્ટિવ'
**ગ્રહદશા** સ્ત્રી૦ ગ્રહોની સ્થિતિ (૨) તેને લીધે થતી મનુષ્યની ભલી કે બૂરી અવસ્થા (૩) દુર્દશા [લા]
**ગ્રહદાન** ન૦ ગ્રહની નઠારી અસર નિવારવા માટે અપાતું દાન [માઠી અસર
**ગ્રહબાધ(–ધા)** ન૦ ગ્રહનું નડતર–સારી
**ગ્રહમંડલ** [સં] (–ળ) ન૦ ગ્રહોનું મંડળ
**ગ્રહયોગ** પું૦ ગ્રહનો યોગ મળવો તે
**ગ્રહવું** સ૦ક્રિ૦ [સં ગ્રહ્] લેવું, પકડવું (૨) સમજવું
**ગ્રહશાંતિ** સ્ત્રી૦[સં] (–તે)ક ન૦ કંઈ પણ મંગળ કાર્યની શરૂઆતમાં ગ્રહોની માઠી અસર નિવારવા માટે કરાતી ધાર્મિક ક્રિયા
**ગ્રહીતા** પું૦ [સં] ગ્રહણ કરનાર, ગ્રહનારો
**ગ્રંથ** પું૦ [સં] પુસ્તક **૦કર્તા**, **૦કાર** પું૦ [સં] પુસ્તક રચનાર **૦ન** ન૦, **૦ના** સ્ત્રી૦ [સં] ગૂંથણ, ગઠણ (૨) પુસ્તક રચવું–લખવું તે **૦પાલ (–ળ)** પું૦ પુસ્તકાલયમાં પુસ્તકોની રક્ષા અને આપવા લેવાની વ્યવસ્થા કરનાર, 'લાઇબ્રેરિયન' **૦માળા** સ્ત્રી૦ ગ્રંથોની માળા **૦સંગ્રહ** પું૦ પુસ્તકાલય **૦સાહેબ** પું૦ શીખ લોકોનો ધર્મગ્રંથ **૦સ્થ** વિ૦ ગ્રંથમાં રહેલું **–થાર્પણ** ન૦ [+અર્પણ] ગ્રંથનું અર્પણ કરવામાં આવે છે તે **–થાલય** ન૦ [+આલય] પુસ્તકાલય **–થાવલિ(–લી)** સ્ત્રી૦ [+આવલિ] ગ્રંથમાળા **–થાવલોકન** ન૦ [+અવલોકન] પુસ્તકના ગુણદોષનું અવલોકન **થાવળિ(–ળી)** સ્ત્રી૦ ગ્રંથાવલિ
**ગ્રંથિ** સ્ત્રી૦ [સં] ગાંઠ (૨) સાંધો
**ગ્રંથિત** વિ૦ [સં] ગ્રથિત, સંકળાયેલ
**ગ્રંથિલ** વિ૦ [સં] ગ્રંથિવાળું
**ગ્રાન્ટ** સ્ત્રી૦[ઇ] મદદ તરીકે અપાતી રકમ
**ગ્રામ** ન૦ [સં] ગામ, ગામડું (૨) સમૂહ **૦ઉદ્યોગ** પું૦ ગામડાંમાં ને તેની અર્થનીતિની દૃષ્ટિએ કરીને ખીલવી શકાય એવો ઉદ્યોગ વગેરે, 'વિલેજ ઇન્ડસ્ટ્રી' **૦દેવતા** પુંબ૦વ૦ [સં] ગામનું રક્ષણ કરનાર દેવતા (૨) સ્ત્રી૦ ગામની દેવી

દેવતા. ૦પંચાયત સ્ત્રી૦ ગામનો વ્યવહાર ચલાવનાર પંચાયત. ૦સંગઠન ન૦ ગામડાના આખા જીવનનું સંગઠનકામ. ૦સુધાર પું૦ ગામડાના આખા જીવનને સુધારવું તે. ૦સેવક પું૦ ગ્રામસેવા કરનાર. ૦સેવા સ્ત્રી૦ગામડાઓની સેવા. **–મીણ** વિ૦ [સં.] ગામડાનુ–ને લગતુ (૨) પું૦ ગામડિયો. **–મોદ્યોગ** પું૦ જુઓ ગ્રામ ઉદ્યોગ

**ગ્રામોફોન** ન૦ [इं] થાળી ચડાવીને વગાડવાનુ એક વિલાયતી વાજું

**ગ્રામ્ય** વિ૦[સં.]જુઓ ગામડિયુ(૨)અશ્લીલ

**ગ્રાસ** પું૦ [સં.] કોળિયો (૨) ગ્રહણને લીધે સૂર્યચંદ્રનો ઘેરાયેલો ભાગ

**ગ્રાહ** પું૦[સં.] ગ્રહણ, પકડ(૨)મગર

**ગ્રાહક** વિ૦[સં.]ગ્રહણ કરનારુ; સમજનારું (૨) પું૦ ઘરાક (૩) ગ્રહણ કરનાર

**ગ્રાહી** વિ૦ [સં] ગ્રહણ કરનારુ (સમાસને અંતે). ઉદા૦ ગુણગ્રાહી (૨) કબજિયાત કરનારું

**ગ્રાહ્ય** વિ૦ [સં] ગ્રહણ કરવા યોગ્ય

**ગ્રીક** વિ૦ [इं.] ગ્રીસ દેશનું(૨) પું૦ ગ્રીસનો વતની (૩) સ્ત્રી૦ ગ્રીસની ભાષા

**ગ્રીવા** સ્ત્રી૦ [સં.] ગરદન; ડોક

**ગ્રીષ્મ** પું૦,સ્ત્રી૦[સં.](છ ઋતુમાંની)ગરમીની મોસમ (જેઠ અને અષાઢ). ૦વર્ગ પું૦ ગ્રીષ્મ–ઉનાળાની રજાઓમા ચલાવવામાં આવતો શિક્ષણનો વર્ગ

**ગ્રૅજ્યુએટ** પું૦ [इं.] યુનિવર્સિટીનો સ્નાતક (બી. એ., બી. કૉમ. ઇ૦ કોઈ પદવીવાળો)

**ગ્રેન** પું૦ [इं.] એક ઘણું નાનું વજન (ચોખા કે જવ–ભાર જેટલું)

**ગ્રેફાઇટ** પું૦ [इं.] એક કાળો ખનિજ પદાર્થ જેમાથી પેન્સિલની અણી બને છે [પ. વિ]

**ગ્રોસ** ન૦ [इं.] બાર ડઝન–૧૪૪

**ગ્લાનિ** સ્ત્રી૦ થાક (૨) અનુત્સાહ; ખિન્નતા (૩) ઘૃણા; અણગમો

**ગ્લાસ** પું૦ [इं.] કાચ (૨) કાચનો પ્યાલો (૩) ઊંચો અને લાંબો કોઈ પણ પ્યાલો

**ગ્લીસરિન** ન૦ [इं] વનસ્પતિ તેલોમાંથી નીકળતો મધ જેવો પદાર્થ [ર. વિ.]

## ઘ

**ઘ** પું૦ [સં.] કંઠસ્થાની ચોથો વ્યંજન

**ઘઈ** સ્ત્રી૦ જુઓ ઘાઈ

**ઘઉં** પું૦ બ૦ વ૦ [સં.ગોધૂમ;फा.गंदुम] એક અનાજ. ૦લું,૦વર્ણું વિ૦ઘઉં જેવા રંગનું

**ઘઘરણું** ન૦ નાતરું

**ઘચ,(૦ક)** અ૦ [રવ૦] (ભોંકાવાનો રવ)

**ઘચરકવું** સ૦ ક્રિ૦ [રવ૦] કચરવું; ભીડવું

**ઘચડાઘચડ(–ડી)** સ્ત્રી૦ [રવ૦]ભીડાભીડ; કચડાકચડી

**ઘચરકું** ન૦, **–કો** પું૦ [રવ૦] ગચરકું

**ઘચરડવું** સ૦ક્રિ૦જુઓ ઘચડવું

**ઘચાઘચ** અ૦ [રવ૦] (ઉપરાઉપરી ભોંકાય એમ)

**ઘચૂમલ** વિ૦ [ ઘૂમચો ] ઘચૂમલાવાળું (૨) સ્ત્રી૦ ઘચૂમલો. **–લો** પું૦ગૂંચ; ગોલું (૨) ગૂંચવાડો; અવ્યવસ્થા

**ઘટ** (ટ,) સ્ત્રી૦ ઘટવું તે; ઘટાડો (૨) ખોટ

**ઘટ** વિ૦ જુઓ ઘટ્ટ

**ઘટ** અ૦[રવ૦] (પ્રવાહી ગળતાં ગળામાંથી થતો અવાજ)

**ઘટ** પું૦ [સં] ઘડો(૨)શરીર(૩)હૃદય;મન

**ઘટક** વિ૦ [સં.] વસ્તુના અંશરૂપ (૨) યોજનારું;રચનારુ(૩)પું૦ વસ્તુનો અંગભૂત અવયવ; 'યુનિટ'; 'કૉમ્પોનન્ટ'

**ઘટક** અ૦[રવ૦](પ્રવાહી ગળતાં ગળામાંથી થતો અવાજ). ૦ઘટક અ૦ [રવ૦]. **–કાવવું** સ૦ક્રિ૦ ઘટક ઘટક–ઝટ પી જવું

**ઘટતું** વિ૦ ['ઘટવું'નું વ૦કૃ૦]યોગ્ય,વાજબી (૨) કમી; ખૂટતું

**ઘટત્વ** ન૦ [ઘટ્ટ] ઘનફળના એકમ જેટલા પદાર્થનું વજન; 'ડેન્સીટી'. **–ત્વાંક** પું૦ કોઈ પણ પદાર્થ પાણી કરતાં કેટલો ભારે છે

**ઘડી** સ્ત્રી૦ [સં. ઘટી] જુઓ ઘડી (૨)[લા.] ટાણું (૩) તક; પ્રસંગ. ૦**ઘડી** અ૦ ઘડીએ ઘડીએ; વારંવાર; ઉતાવળી. ૦**તાળ** અ૦ મરવાની અણી પર. ૦**ભર** અ૦ એક ઘડી સુધી; થોડી વાર. ૦**સાધ** અ૦ ઘડીતાળ

**ઘડુહાટ** પું૦ [રવ૦] ઘડડડ અવાજ

**ઘડૂડ ઘડૂડ** અ૦ [રવ૦]

**ઘડૂલિયો** પું૦ જુઓ ઘડૂલો

**ઘડૂલી** સ્ત્રી૦ નાનો ઘડૂલો. **–લો** પું૦ ઘડો [પ.]

**ઘડો** પું૦ [સં. ઘટ] ધાતુ કે માટીનું પાણી ભરવાનું પાત્ર. ૦**ઘાટ** પું૦ નિકાલ, ફેંસલો. ૦**લાડવો** પું૦ મડદાને બાળ્યા પછી સ્મશાનમાં લાડવાવાળો ઘડો ભાંગવો તે (૨) નિકાલ, ફેંસલો [લા.]

**ઘણ** પું૦ [સં. ઘન] મોટો ભારે હથોડો

**ઘણ** પું૦[સં. ઘુણ] લાકડામાં થતો એક કીડો

**ઘણાઘણી** સ્ત્રી૦ ઘણો સ્નેહ; ગાઢ સંબંધ

**ઘણું** વિ૦[સં. ઘન] બહુ; ખૂબ; પુષ્કળ. ૦**ક** વિ૦ ('ઘણું'થી જરાક ઓછું એવો અર્થ બતાવે છે). ૦**ખરું** અ૦ બહુધા; મોટે ભાગે. ૦**ય** વિ૦ ('ઘણું'થી વધારે અર્થ બતાવે). **–ણેરું** વિ૦ ઘણું [પ.]

**ઘન** વિ૦[સં] નક્કર(૨)ગાઢું; ગીચ(૩)ઘણું; પુષ્કળ(૪)લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈવાળું; 'ક્યૂબિક' [ગ.] (૫) પું૦ કોઈ સંખ્યાને તેનાથી જ બે વાર ગુણવાથી આવતો ગુણાકાર; 'ક્યૂબ' [ગ.] (૬) છ સરખી બાજુઓની આકૃતિ (૭) પું૦;ન૦ વાદળું. ૦**ઘટા** સ્ત્રી૦ વાદળાંની ઘટા. ૦**ઘોર** વિ૦ ગાઢું (જેમ કે, વાદળ) (૨) ભયાનક (જેમ કે, અવાજ, યુદ્ધ). ૦**ચક્કર** વિ૦ મગજનું ચસકેલું. ૦**દર્શક** ન૦ એક જાતનું યંત્ર, જેમાં બેવડી છબી મૂકી જોવાથી પદાર્થની ઊંડાઈ જાડાઈ પણ આબેહૂબ દેખાય છે; 'સ્ટીરિયોસ્કોપ'. ૦**ફલ** [સં.](–ળ) ન૦ વસ્તુના કદનું માપ; 'વૉલ્યૂમ' [ગ.] ૦**ભૂમિતિ** સ્ત્રી૦ 'સૉલિડ જ્યૉમેટ્રી' [ગ.]. ૦**માન**, ૦**માપ** ન૦ 'ક્યૂબિક મેઝર'. ૦**મૂળ** ન૦[સં. ઘનમૂલ] 'ક્યૂબરૂટ' [ગ.]. ૦**વાદ્ય** ન૦ ઘંટ મંજીરા વગેરે નક્કર વાદ્ય. ૦**શ્યામ** વિ૦ [સં.] મેઘ જેવું કાળું(૨) પું૦ કૃષ્ણ. ૦**સમીકરણ** ન૦ 'ક્યૂબિક ઇક્વેશન' [ગ.]. ૦**સાર** પું૦ [સં.] કપૂર (૨) પાણી (૩) પારો (૪) ચંદન. **–નિષ્ઠ** વિ૦ [સં.] સૌથી ઘન–ગાઢ. **–નીકરણ** ન૦ ઘનરૂપ કરવું તે. **–નીભૂત** વિ૦ [સં.] નક્કર કે ઘટ્ટ બનેલું

**ઘમ** અ૦ [રવ૦] એવો અવાજ થાય તેમ. ૦**કવું** અ૦ક્રિ૦ [રવ૦] ઘમઘમ અવાજ થવો (જેમ કે ઘૂઘરાનો). ૦**કાર**(–રો), ૦**કો** પું૦ [રવ૦] ઘમકવાનો અવાજ. ૦**ઘમાવવું** સ૦ક્રિ૦ ઘમ દઈને જોરથી મારવું [અવાજ જેમ

**ઘમરઘમર** અ૦ [રવ૦] ગોળ ગોળ ગતિના

**ઘમસાણ** ન૦ [પ્રા. ઘંસાન (સં. ઘંસ)] રમખાણ; તોફાન (૨) ભયંકર યુદ્ધ (૩) વિનાશ (૪) લોકોની ભીડ

**ઘમંડ** પું૦ અહંકાર; ગર્વ (૨) ખોટો દેખાવ; ડોળ. **–ડી** વિ૦ ઘમંડવાળું

**ઘમેલું** ન૦ તગારું; તબાહડું

**ઘમ્મર** અ૦ ગોળ ગતિના ઘોર અવાજની જેમ. ૦**ઘંટી** સ્ત્રી૦ મોટી ભારે ઘંટી. ૦**ઘાઘરો** પું૦ મોટો–ખૂબ ઘેરવાળો ઘાઘરો. ૦**વલોણું** ન૦ મોટું ભારે વલોણું

**ઘર** ન૦[સં.] (માણસ કે પશુપંખીનું) રહેવાનું ઠેકાણું; મકાન (૨) ગૃહ; એક કુટુંબનું નિવાસસ્થાન (૩) વસ્તુને રાખવાનું કે રહેવાનું ખોખું, ખાનું, ઘોડી, ઠેકાણું વગેરે (ઉદા૦ 'ચશ્માંનું ઘર', 'સોકટીનું ઘર') (૪) ગ્રહનું જે રાશિમાં સ્થાન હોય તે [જ્યો.] (૫) કુટુંબ (કે લક્ષણાથી તેની આબરૂ, સુખસંપત્તિ, વ્યવહાર ઇ૦) (૬) ઘરસંસાર (લક્ષણાથી સ્ત્રી, પુત્ર ઇ૦) (૭) ખાનદાન; કુળ. ૦**આંગણું** ન૦ ઘરનું આંગણું (૨) અતિ પરિચિત – પાસેનું સ્થાન [લા.]. ૦**કાજ**(–મ) ન૦ ઘરનું સાધારણ કામકાજ. ૦**ફૂકણિયું**, ૦**ફૂકડી**

**ઘરાણિયાત** વિ૦ઘરેણે લીધેલું કે આપેલું
**ઘરાણે** અ૦ જુઓ ઘરેણે
**ઘરૂં** ન૦ ['ઘર' ઉપરથી] કોઈ વસ્તુ રાખવાનું ખોખું – ઘર
**ઘરૂણી** સ્ત્રી૦ ગૃહિણી [પ]
**ઘરેડ** સ્ત્રી૦ જુઓ ઘરડ(૨)કૂવા પરના પથ્થર ઉપર•દોરડાના ઘસારાથી પડેલો ખાડો
**ઘરેડી** સ્ત્રી૦ [રવ૦] ગરગડી (૨) ઘરડ ઘરડ એમ બોલતો – મરતી વખતનો શ્વાસ,
**ઘરેડો** પુ૦[રવ૦] મરતી વખતના શ્વાસથી થતો અવાજ (૨) ઘરડ, ચીલો
**ઘરેણાઉ** વિ૦ [જુઓ ઘરેણે] ગીરો સંબંધી (૨) ગીરો રાખેલું [ઘરાણિયાત
**ઘરેણિયાત, ઘરેણિયું** વિ૦ જુઓ
**ઘરેણું** ન૦ [દે ગહણય] દાગીનો ૦ગાંઠું ન૦ ઘરેણું ને બીજો ગાંઠેલો અલંકાર
**ઘરેણે** અ૦ [દે ગહણ = ગીરો લેવું]આડમાં – ગીરો આપેલું લીધેલું હોય તેમ
**ઘરેરાટ** પુ૦ [રવ૦] ઘરર ઘરર અવાજ
**ઘરેઘર** અ૦ ઘેર ઘેર
**ઘરોપું** ન૦,-પો(-બો) પુ૦ ઘરના જેવો ગાઢ સંબંધ, ઘરવટ
**ઘરોળી** સ્ત્રી૦ [દે ઘરોલા] ગરોળી
**ઘર્મ** પુ૦ [સ] ઘામ, ઉકળાટ, બફારો
**ઘર્ષણ** ન૦ [સ] ઘસાવું તે, ઘસારો (૨) સામસામી અથડામણ, તકરાર [લા]
**ઘલાત** સ્ત્રી૦ ઘાલી કે ઘલાઈ જવું તે, નુકસાની, ખોટ (૨) વસૂલ ન આપવું તે
**ઘલાવું** અ૦ક્રિ૦ 'ઘાલવું'નું કર્મણિ
**ઘલોડી** સ્ત્રી૦ એક શાકનો વેલો, ઘિલોડી (૨)જુઓ ગરોળી –ડું ન૦ જુઓ ઘિલોડું
**ઘવડવું** અ૦ક્રિ૦ ખણવું, જોરથી વલૂરવું
**ઘવાવું** અ૦ક્રિ૦ ['ઘાવ' ઉપરથી] ઘાયલ થવું
**ઘસઘસ(–સાટ)** અ૦ [રવ૦] ગાઢ રીતે (ઊંઘવું તે) [મહેનત
**ઘસડઓરો** પુ૦ ઘસડવા–વખલખ કરવાની
**ઘસડવું** સ૦ક્રિ૦[સ ઘૃષ્] ઢસરડાતું ખેંચવું (૨) ઝપાટાબંધ – ગમેતેમ લખવું કે કામ કરવું [લા] [આકો
**ઘસરકો** પુ૦ ['ઘસડવું' ઉપરથી] કાપો,
**ઘસરડવું** સ૦ક્રિ૦ જુઓ ઘસડવું
**ઘસરડો** પુ૦ ઘસરકો,ઢસરડો(૨)ઢસરડો,વેઠ
**ઘસરપસર** અ૦ ઘસડાતું પકડાતું,જેમ તેમ (૨) પરાણે, વેઠ લેખે
**ઘસવું** સ૦ક્રિ૦ [સ ઘૃષ્] એક વસ્તુને બીજી વસ્તુ પર દાબીને જોરથી આમતેમ ખેંચવી (૨) ચોળવું, મસળવું (૩) માંજવું (વાસણ) (૪) ઘસીને ધાર ચડાવવી કે ઓપ આપવો
**ઘસાઘસ** સ્ત્રી૦ ખૂબ ઘસવું તે
**ઘસાતું** વિ૦ [વ૦ કૃ૦ 'ઘસાવું']ઉતારી પાડે એવું (૨) નુકસાનકારક
**ઘસાર** પુ૦ ઘસારો ૦ણું ન૦ ઘસાવું તે, ઘસારો (૨) ઘસાવાથી પડેલી રજ (૩) ઘસાવાથી લાગતી ખોટ, નુકસાન (૪) ઘસારકું ૦ણું ન૦ ઘસીને પીવાનું ઓસડ –રો પુ૦ જુઓ ઘસારણ
**ઘસાવવું** સ૦ક્રિ૦ 'ઘસવું'નું પ્રેરક
**ઘસાવું** અ૦ક્રિ૦ 'ઘસવું'નું કર્મણિ (૨) ઘસારો વેઠવો,ખર્ચ કે ખોટ યા નુકસાનનો ભોગ થવું [(બીક)
**ઘસિયું** વિ૦ [ઘસવું] ગાગડું નહિ–ભૂકા જેવું
**ઘસિયો** પુ૦ લોટ શેકીને કરાતી એક વાની
**ઘસીટ** સ્ત્રી૦ [ઘસવું] એક સ્વર પરથી બીજા સ્વર પર જતાં વચ્ચેનું અંતર નાદસ્વરથી પ્રકાશિત કરવું તે (સંગીત)
**ઘંઘોલિયું** ન૦[દે ઘઘ]નકામું, ખરાબ ઘર –ખોરડું (૨) માથેમોઢે–ગોટપોટ ઓઢવું તે, ચોંગો (૩) વિનાશ, ધૂળધાણી [લા]
**ઘંટ** પુ૦ મોટી ઘંટી
**ઘંટ** પું૦ [સ ઘંટા] ધાતુની (કાંસાની) ઊંધા પ્યાલાના આકારની વસ્તુ (૨)જાડી લોઢી જેવી વગાડવાની વસ્તુ,ઝાલર(૩)એના પર વગાડેલો ટકોરો(૪)પક્કો ધૂર્ત, ઉસ્તાદ[લા] ૦ડી સ્ત્રી૦ છે નાનો ઘંટ, ટોકરી (૨) શૂન્ય, -ઈ નહિ [લા]
**ઘંટલો** પુ૦ ભરડવાની થાળા વિનાની ઘંટી
**ઘંટા** સ્ત્રી૦ [સ] ઘંટ, ઘંટડી ૦રવ પુ૦ ઘંટનો અવાજ–રણકો
**ઘંટાળી** સ્ત્રી૦ [સ ઘંટાલી]ઘૂઘરીઓની હાર

**ઘંટી** સ્ત્રી૦ [સ ઘરટ્ટ] દળવાનુ સાધન (હાથનુ કે યાંત્રિક) **ચોર** પુ૦ નાનાક ચોર (૨) ખીસાકાતરુ

**ઘંટો** પુ૦ મોટો ઘટ (૨) એનો ટકોરો

**ઘા** પુ૦ [સ ઘાત=આઘાત, જથો] ગોળીસ કાગળનો જથો

**ઘા** પુ૦ [સ ઘાત=પ્રહાર, જખમ, પ્રા ઘાય] ઝટકો, પ્રહાર, ચોટ (૨) કાપ, જખમ (૩) મોગ દુ ખની ઊંડી અસર [લા]

**ઘાઈ** સ્ત્રી૦ ઉતાવળ, દોડાદોડી (૨) ધાધલ, ધમાલ (૩) ભીડ, ભરાવો

**ઘાઘરાપાટ** પુ૦ ઘાઘરાનુ લૂગડુ

**ઘાઘરી** સ્ત્રી૦ નાનો ઘાઘરો **-રો** પુ૦ [દે ઘગ્ઘર] ચણિયો

**ઘાટ** પુ૦ [સ ઘટ્ ઉપરથી] આકાર દેખાવ (૨) પ્રસગ, લાગ [લા] (૩) યુક્તિ પ્રયુક્તિથી કામ કાઢી લેવાની યોજના, તજવીજ (૪) રીત, લક્ષણ શોભા

**ઘાટ** પુ૦[સ] ખારેનો આરો, ઓવારો (૨) પહાડી રસ્તો (૩) સહ્યાદ્રિનો પહાડી પ્રદેશ

**ઘાટ** પું૦ સ્ત્રીઓને પહેરવાનુ એક રેશમી વસ્ત્ર

**ઘાટડી** સ્ત્રી૦ રાતા રગનુ બાધણીની ભાતનુ સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર-ચૂદડી (૨) ગાતડી [**ભીડવી**=સ્ત્રીએ મહેનત કે મરદાનગીનુ કામ ઉપાડવું]

**ઘાટણ** સ્ત્રી૦ ઘાટીની સ્ત્રી

**ઘાટી** વિ૦ દક્ખણના ઘાટમા રહેતી એક જાતિનુ (૨) પુ૦ તે જાતનો માણસ

**ઘાટીલુ** વિ૦ ઘાટવાળુ, રૂપાળુ

**ઘાટુ(-ઢુ)** વિ૦ [સ ગાઢ] ઘટ્ટ, લચકદાર (૨) ખીચોખીચ (૩) પુષ્કળ, ગાઢ (૪) કઠણ સગીન

**ઘાડવું** ન૦ [ઘડો ઉપરથી] ગોળ ભરવાનુ માટલુ **-વો** પુ૦ જુઓ ગાડવો

**ઘાઢુ** વિ૦ જુઓ ઘાટુ

**ઘાણ** પું૦ [દે] એક ફેરે રધાય, તળાય કે કચરાય, ખડાય એટલો જથો આખા જથાનો ભાગ (૨) સહાર, ખરાબી

**ઘાણ** પુ૦[પ્રા ઘણ, સ ઘન]મોગરો, હથોડો, ઘણ

**ઘાણ** પુ૦ [સ ઘુણ] લાકડુ કોરી ખાનાર એક કીડો

**ઘાણ,** સ્ત્રી [સ ઘ્રાણ] ગધ, બદબો [સાધન

**ઘાણી** સ્ત્રી૦ [દ ઘાણ] તેલી બી પીલવાનુ

**ઘાત** પુ૦ [સ] ઝટકો, ઘા (૨) નાશ, ખૂન (૩) 'પાવર' [ગ] (૪) 'ડિગ્રી ઑફ એન એમ્સ્પ્રેશન' [ગ] (૫) ઈન્વોલ્યૂશન [ગ] (૬) સ્ત્રી૦ અકાળ મૃત્યુની ઘાડી **-ક** વિ૦ [સ] મોત નિપજાવે એવુ, નાશક **-કી** વિ૦ ખૂની (૨) ક્રૂર, નિર્દય **-ચિહ્ન** ન૦ આકડાને તે જ આકડાથી જેટલી વાર ગુણ્યો હોય તે બતાવનાર આ ક, 'ઇન્ડાઇસ' **-તિની** વિ૦ સ્ત્રી૦ [સ] હત્યારી **-તી** વિ૦ [સ] ૬ મા ખૂન કરનારો

**ઘાતેલ** ન૦ ઘા ઉપર ચોપડવાનુ તેલ

**ઘાપહાણ** પુ૦ ઓષધિ તરીકે વપરાતો એક પથ્થર [એક વનસ્પતિનુ દ્ર

**ઘાબાજરિયુ** ન૦ ઘા પર દમ આવતી

**ઘામ** પુ [સ ઘર્મ] તાપ (૨) ઉકળાટ, બફારો (૩) પરસેવો

**ઘામચ્(-છ,-ટ)** વિ૦ ઘામ-પસીનાથી ગદુ થયેલુ (૨) ન૦ પરસેવો (૩) તડમા થઈને વહાણમા ભરાયેલુ પાણી

**ઘામતકૂંડી** સ્ત્રી૦ વહાણમા પેસતા ઘામચની કૂડી

**ઘાયક** વિ૦ + ઘાતક

**ઘાયદમલ(-લ્લ)** વિ૦ પહેલવાન, શૂરવીર

**ઘાયલ** વિ૦ ઘાવાળુ, જખમી

**ઘાયાંપડઘાયાં, ઘાયાંખૂડ્યાં** વિ૦ ઘવાયા બૂડવા વગેરેથી મોતે મરેલા

**ઘારણ** ન૦ [પ્રા] ઘોર નિદ્રા (૨) ઉંઘથી ઘેરાતુ તે (૩) ઊંઘ લાવે એવુ ઔષધ

**ઘારી(-પૂરી)** સ્ત્રી૦[દે ઘારિયા] એક મીઠાઈ (૨) અડદ કે મગની દાળનુ વડુ (૩) ચોટની ની ચારે બાજુએ રાખેલા રગનુ ચકરડુ

**ઘારુ** ન૦ રોગથી શરીરમા પડેલુ નારુ

**ઘાલ** (લ) સ્ત્રી૦ સાથે જમવા બેઠેલાઓની હાર-ઓળ (૨) તેમનો આખો સમૂહ

**ઘાવ** (લ) સ્ત્રી૦ [ઘાલવુ] નુકસાન, ખોધ

૦મેલ સ્ત્રી૦ ['ઘાનવું' + 'મેલવું'] કાદવાન, ગરબડસરબડ' (૨) પંચાત, ઘમાલ (૩) ખટપટ, પ્રપંચ

**ઘાલવું** સ૦ક્રિ૦ [પ્રા ઘલ્લ] ખોસવું, અંદર મૂકવું (૨) પહેરવું (૩) પ્રસંગે ભેટ તરીકે પહેરાવવું ઉદા૦ 'મે કન્યાની ડોકમાં અછોડો ઘાલ્યો' (૪) અંદર નાખવા-મૂકવાની રીત ગુજરવાના સહાયકારી ક્રિયાપદ સાથે વપરાય છે, જેમ કે, 'ખોસી ઘાલવું,' 'ચગી ઘાલવું' (૫) [લા] નાશી ખાઈ જવા (૬) બગાડવું, પાયમાલ કરવું ઉદા૦ ઘર ઘાલવું

**ઘાવ** પુ૦ [સ ઘાત] ઘા, જખમ (૨) સમસ્યા

**ઘાસ** ન૦ [સં] ખડ, ચાર ૦ખાવું = માણસની ગણનામાં ન રહેવું ૦ચારો પુ૦ ઢોરનું ઘાસ ચારો વગેરે

**ઘાસણી** સ્ત્રી૦ ક્ષયરોગ

**ઘાસતેલ** ન૦ [ઇ ગૅસ + તેલ] ગ્યાસતેલ

**ઘાસનેટ** ન૦ ઘાસનેટ, બાળવાનું એક ખનીજ પ્રવાહી –ટિયું વિ૦ હલકા પ્રકારનું [લા] [ઘસાવું

**ઘાસવું** સ૦ક્રિ૦ જુઓ ઘસવું (૨) અ૦ક્રિ૦

**ઘાસિયું** વિ૦ જેમાં ઘાસ નીપજતું હોય તેવું (૨) ઘાસમાંથી ઉત્પન્ન થતું (૩) સત્ત્વ વગરનું હલકું (જેમ કે ઘાસિયું ઘી, ગોળ) [લા] [ઘાસ કાપનારો

**ઘાસિયો** પુ૦ સાથરો, ઘાસનો પાથરો (૨)

**ઘાસિયો** પુ૦ જુઓ 'ગાશિયો'

**ઘાસે(–સો)ટિયું** ન૦ ['ઘાસવું' ઉપરથી] ઘરમાં પહેરવાની (સામાન્ય) ચૂંદડી

**ઘાંઘરડવું** (૦) અ૦ક્રિ૦ [રવ૦] ભારે ઘાંટો કાઢીને–ખૂબ રોવું (૨) આરડવું (જેમ કે પાડીનું)

**ઘાંઘવું** (૦) ન૦ ઓસામણ (ઉદા૦ ઘાંઘવાં લેવાં) ગાડાં જેવું આચ્છાદન (ઉદા૦ ઘાંઘવાં કાઢવાં)

**ઘાંઘું** (૦) વિ૦ ઉતાવળું (૨) ગભરાયેલું

**ઘાંચ** (૦,ચ,) સ્ત્રી૦ ['ઘાંચ' કે 'ખાંચ' ઉપરથી] ચીનામાં પડેલો ખાડો, ખાડો (૨) ગૂંચ, મુશ્કેલી

**ઘાંચણ** (૦) સ્ત્રી૦ ઘાંચી સ્ત્રી

**ઘાંચી** (૦) વિ૦ [દે ઘંચિય] ઘાણી ચલાવી તેલ કાઢી આપવાનો ધંધો કરતી એક ન્યાતનું (૨) દૂધ વેચવાનો ધંધો કરતી એક ન્યાતનું (–) પુ૦ તે ન્યાતનો માણસ

**ઘાંચો** (૦) પુ૦ વાંસફોડો, ટોપલા, સાદડી વગેરે બનાવનાર

**ઘાંટાઘાટ** (૦) સ્ત્રી૦ [ઘાંટો] બૂમાબૂમ

**ઘાંટી** (૦) સ્ત્રી૦ ઘાટા કે કઠની–પડજીભની જગા, હૈડિયો (૨) અવાજ, સૂર

**ઘાંટી** (૦) સ્ત્રી૦ ઘાટ, બે પર્વતની કે ડુંગરાની વચ્ચેનો સાંકડો રસ્તો (૨) [લા] મુશ્કેલીનો બારીક સમય દરમ્યાન, અડચણ ૦ઘૂંચી (૦) સ્ત્રી૦ [ઘાંટી + ઘૂંટી] આંટીઘૂંટીવાળો માર્ગ (૨) મુશ્કેલી – મુશ્કેલીનો સમય [પ૦]
–ટો પુ૦ મોટી ઘાંટી–ડુંગરાળ રસ્તો

**ઘાંટો** (૦) પુ૦ [સં ઘટ્ = બોલવું] કંઠ, સાદ (૨) મોટો સાદ, બૂમ (૩) ખિજાઈને કાઢેલો સાદ

**ઘિમેલ** સ્ત્રી૦ એક જાતનું લાલ રંગનું મંકોડાની જાતનું જંતુ

**ઘિયાળ** વિ૦ વધારે ઘી આપે એવું (ઢોર)

**ઘિયો** પુ૦ ઘી વેચનારો

**ઘિલોડી** સ્ત્રી૦ જુઓ ઘિલોડી –ડું ન૦ ઘિલોડીનું ફળ–ઘિલોડું

**ઘિસાવવું** સ૦ક્રિ૦, **ઘિસાવું** અ૦ક્રિ૦ 'ઘીસવું'નું પ્રેરક ને કર્મણિ

**ઘિસ્સો** પુ૦ ['ઘિસાવું' ઉપરથી] એકદમ જોરથી પડેલો ઘસરકો

**ઘી** ન૦ [સ ઘૃત] ઘૃત, તૂપ ૦કાંટો પુ૦ જ્યાં ઘી જોખાતું વેચાતું હોય એ જગા, ઘીનું બજાર ૦કેળાં ન૦ બ૦ વ૦ ઘી અને કેળાં (૨) ભારે લાભ [લા]

**ઘીચ** વિ૦ જુઓ ગીચ –ચોઘીચ વિ૦ ગીચોગીચ

**ઘીચોપડ** ન૦ ઘી ને તેવો ચીકટ પદાર્થ

**ઘીતેલું** ન૦ પોયાગીના મૂળમાં થતી ગાંઠ

**ઘીસ** સ્ત્રી૦ [ફા ગ્દ્દ] ચેન

**ઘીસ** સ્ત્રી૦ ઘિસ્સો, ઘસરકો (૨) ચોરી (૩) માર, ઠોક [૦પડવી = નુકસાન થવું (૨) લાભ થવો ૦મારવી = ચોરી કરવી ]

**ધીસ** સ્ત્રી૦ હોળાનો વરઘોડો [ધુંસરુ
**ધીસરું** ન૦ [પ્રા. ધિસ; સ. ગ્રસ્] ઉપરથી]
**ધીસણું** ન૦ ['ઘિસાવું' ઉપરથી] જેરણો
**ધીસવું** સ૦ ક્રિ૦ ઘસવું
**ધીસાધીસ** સ્ત્રી૦ ['ધીસવું' પરથી] ઠોક ઠોકા
**ધીંસરું** ન૦ ધીસરું; ધુંસરું
**ઘુઘરવટ** સ્ત્રી૦ [ઘૂઘરી+વૃત્તિ] ઘાઘરાના ઘેરની નીચેની ઘૂઘરીઓવાળી ઝૂલ (૨) પુ૦ ઝૂલ ૫૦ ઘૂઘરીઓની હાર હોય એવો ઘાઘરો
**ઘુઘરિયાળું** વિ૦ ઘૂઘરીઓવાળું
**ઘુઘવાટ(-ટો)** પુ૦ [રવ૦] ઘૂઘવવું તે
**ઘુગ્ગો** પું૦ [રવ૦] ઘુમ્મો
**ઘુણ** પુ૦ [સ.] લાકડું કોરી ખાનારો એક કીડો
**ઘુમડાવવું** સ૦ ક્રિ૦ 'ઘૂમડવું'નું પ્રેરક
**ઘુમરડવું** અ૦ ક્રિ૦ ઘુમરડી ખવડાવવી
**ઘુમરડી** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] ચક્રાકારે ફરવું—નાચવું તે; ફૂદડી (૨) ફેર, ચક્કર (૩) પતંગને ગુંચવી દેવા ઘૂમી જવું તે (૪) ટીચોળવું તે
**ઘુમરાઈ** સ્ત્રી૦ [ઘૂમરાવું'ઉપરથી] મગરૂરી; ગર્વ
**ઘુમરાવવું** સ૦ ક્રિ૦ 'ઘૂમરાવું'નું પ્રેરક
**ઘુમાવવું** સ૦ક્રિ૦, **ઘુમાવું** અ૦ક્રિ૦ 'ઘૂમવું'નું પ્રેરક ને કર્મણિ
**ઘુમ્મો** પું૦ [રવ૦] ગુમ્મો, ઘુમ્મો
**ઘુરકાવવું** સ૦ ક્રિ૦ 'ઘૂરકવું'નું પ્રેરક
**ઘુરકિયું** ન૦ ઘૂરકવાનો અવાજ (૨) છાછિયું; ગુસ્સાનો બોલ [નો અવાજ
**ઘુરઘુર** અ૦ [સ.; રવ૦] —રાટ પુ૦ ઘૂરકવા-
**ઘુવડ** પુ૦, ન૦ [સં. ઘૂક] રાતે જ દેખી શકતું એક પક્ષી [ઘુસાવવું
**ઘુસણિયું** વિ૦ ગમે તેમ કરીને ઘૂસતાવું, તેવા
**ઘુસપુસ** અ૦ (૨) સ્ત્રી૦ [રવ૦] ગુસપુસ
**ઘુસાડવું** સ૦ક્રિ૦ ['ઘૂસવું' ઉપરથી] પેસાડવું; દાખલ કરવું (વગર રજાએ કે હકે)
**ઘુસાવવું** પ૦ ક્રિ૦, **ઘુસાવું** અ૦ ક્રિ૦, 'ઘૂસવું'નું પ્રેરક ને કર્મણિ
**ઘુંમટ** પું૦ [ફા. ગુંબદ] દેવળ અથવા મકાન ઉપરનું છાપરાના ઘાટનું; ગુંબજ (૨) ઘુંમટ નીચેનો દેવળનો અંદરનો ભાગ

**ઘૂક** ન૦ [સ.] ઘુવડ
**ઘૂઘર** સ્ત્રી૦ જુઓ ઘૂઘરી [પ.]. ૦માળ સ્ત્રી૦ (બળદને કોટે બાંધવાની) ઘૂઘરાની માળા
**ઘૂઘરી** સ્ત્રી૦ [સ. ઘર્ઘરા] ધાતુના પતરાની પોલી ચપટી ગુંબજની ગોળી (૨) સ્ત્રીઓના હાથનું ઘુઘરિયાળું એક ઘરેણું (૩) એક રમકડું, નાનો ઘૂઘરો (૪) બાફેલી જાર-બાજરી વગેરે. —રો પુ૦ અંદર કાંકરા જેવી વસ્તુ ભરીને કરેલો ખખડે તેવો ધાતુ વગેરેનો પોલો ગોળો (૨) તેવું એક રમકડું (૩) એક વાની (૪) વલોણાનો દાંડો ઘૂમરા ખાય જે ધારમાં ફરે છે, ને જે ગોળીને મોઢે ગોઠવાય છે તે ગોળ ઘાટ
**ઘૂઘવવું** અ૦ ક્રિ૦ [રવ૦] 'ઘૂ' એવો અવાજ કરવો (૨) ગર્જવું
**ઘૂઘવાવું** અ૦ ક્રિ૦ ઘૂ ઘૂ અવાજ થવો
**ઘૂઘૂ** અ૦ [રવ૦] (હિલચાલ, સમુદ્ર વગેરેનો રવ)
**ઘૂડ** પુ૦; ન૦ જુઓ ઘુવડ
**ઘૂમ** અ૦ [ફા. ગુમ, પ્રા. ગુમ્મ] ગરક; લીન (૨) ચકચૂર—બેભાન
**ઘૂમચી** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] ઘુમરડી, ચક્રાકારે ફરી વળવું તે [જથો; સમૂહ
**ઘૂમચો** પુ૦ [ફા. ઘુરુર=પાંદડીઓનો જથ્થો]
**ઘૂમટ** પુ૦ જુઓ ઘુમટ. —ડી સ્ત્રી૦ ઘુમટ જેવી નાની આકૃતિ
**ઘૂમટો** પુ૦ ઘૂંઘટ [(૨) ચક્કર ચક્કર ફેરવવું
**ઘૂમડવું** સ૦ક્રિ૦ [ઘૂમવું' ઉપરથી] ફરી ગોળવું
**ઘૂમડાવું** અ૦ ક્રિ૦ 'ઘૂમડવું'નું કર્મણિ
**ઘૂમડી(-ણી)** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી; પ્રા. ઘુમ્માણ] ઘુમરડી
**ઘૂમરાવું** અ૦ ક્રિ૦ ['ઘૂમવું' ઉપરથી] રીસમાં મોં ચડવું, ઘૂઘવાવું (૨) ઘૂમરી ખાવી (૩) વરસાદનું ચડી આવવું (૪) ડહોળાવું
**ઘૂમરી** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] વમળ; ભમરો (૨) ઘમરી, ઘુમરડી (૩) મગજમાં કે તેમાં આખો ચક્રાવર્તી થવી તે
**ઘૂમવું** અ૦ ક્રિ૦ [સ. ઘૂર્ણ્] ગોળ ફરવું (૨) ગભરવું [લા.] (૩) મોટો હુંકાર કરવો; મલાવવું (૪) મચ્યા રહેવું

લખવાની લિપિ; 'શૉર્ટહેન્ડ'. -કાણુ ન૦ ટૂંકું હોવું તે (૨) ટૂંકાવવું તે. -કામાં અ૦ ટૂંકમાં. -કાવવું સ૦ ક્રિ૦ ટૂંકું કરવું. -કું વિ૦ લાંબું કે વિસ્તૃત નહિ એવું. -કુંટચ વિ૦ ખૂબ ટૂંકું

ટૂંટમૂંટ(૦)વિ૦[જુઓ ટૂટવું] ભાંગેલું તૂટેલું

ટૂંટલું(-ળું)(૦)વિ૦[દે. टुंट] જુઓ ટૂટલું

ટૂંટિયું (૦) ન૦ [સર૦ સ. टुंटुक]=નાનું; દે. टुंट=ઠૂંઠો] કોકડું વળીને સૂવું તે(૨) એક પ્રકારનો તાવ; 'ઇન્ફ્લુએન્ઝા'

ટૂંપણ(૦) ન૦['ટૂંપવું' ઉપરથી] મૂળમાંથી ચૂંટી નાખવું તે (૨) નીંદણ (૩) ખૂબ ગૂંદવું-મસળવું તે (૪) ટૂંપવાનું ઘી કે તેલ; ટૂમણ. -ણું ન૦ ટૂંપવું તે (૨) ટૂંપવાનું ઓજાર

ટૂંપવું (૦) સ૦ક્રિ૦ મૂળમાંથી ખેંચી નાખવું; ખૂટવું (૨) રૂને કાલામાંથી ચૂંટી છૂટું કરવું (૩) (મહેણાંથી) પીંખી નાખવું; શરમિંદું કરવું (૪) મસળીને ગદડવું; કણસવું [મહેનતાણું

ટૂંપામણ (૦) ન૦ ટૂંપવું તે (૨) તેનું

ટૂંપાવવું (૦) સ૦ ક્રિ૦ 'ટૂંપવું'નું પ્રેરક

ટૂંપાવું (૦) અ૦ક્રિ૦ 'ટૂંપવું'નું કર્મણિ (૨) ગળે ભીંસાવું

ટૂંપો (૦) પું૦ ['ટૂંપવું' ઉપરથી] ગળું દબાવવું તે; ફાંસો (૨) હેડિયો

ટૂંબો પું૦ [જુઓ ટુંબો] મહેણું; ટોણો

ટેક પું૦, સ્ત્રી૦ પણ; નિશ્ચય(૨)શાખ, આબરૂ (૩) ટેકો (૪) કવિતાનું ધ્રુવપદ

ટેકણ ન૦ ટેકો; આધાર

ટેકરી સ્ત્રી૦[દે. टेक्कर] ઊંચી જગા(૨)ડુંગરી; નાનો પર્વત. -રો પું૦ મોટી ટેકરી

ટેકવવું સ૦ક્રિ૦ ટેકો-આધાર આપવો

ટેકવું અ૦ક્રિ૦ ટેકો-આધાર લેવો

ટેકાવવું સ૦ ક્રિ૦ જુઓ ટેકવવું

ટેકી સ્ત્રી૦ જુઓ ટીકી. [૦લાગવી=સારી અસર થવી (૨) સફળ થવું.]

ટેકી વિ૦ ટેક-વટવાળું. ૦લાપણું ન૦ ટેકીલું હોવું તે. ૦લું વિ૦ટેક-વટવાળું

ટેકો પું૦આધાર; આશ્રય(૨)આધારની વસ્તુ; થાંભલો(૩)ઠરાવનું સમર્થન કે અનુમોદન

ટેટી પું૦; સ્ત્રી૦ એક ફળ-સકરટેટી (૨) નાનો ટેટો-ફટાકડો

ટેટો પું૦ વડનું ફળ(૨) દારૂખાનાનો ફટાકડો

ટેડાઈ સ્ત્રી૦ ટેડાપણું(૨)આડાઈ; ગર્વ [લા.]

ટેડું વિ૦વળેલું; વાંકું; આડું(૨)મિજાજી[લા.]

ટેનિસ ન૦ [ઇં.] એક અંગ્રેજી રમત

ટૅન્ક ન૦; સ્ત્રી૦ [ઇં.] પોલાદી બખતરવાળું, યુદ્ધનું એક વાહન; રણગાડી

ટેબલ ન૦ [ઇં.] મેજ (૨) કોઠો; કોષ્ટક. ૦ક્લૉથ ન૦ [ઇં.] ટેબલ પર પાથરવાનો રૂમાલ કે કપડું

ટેભો પું૦ ટાંકો; સાંધો [ગરમીનું માપ

ટેમ્પરેચર ન૦; સ્ત્રી૦ [ઇં.] (તાવ કે હવાની)

ટેરવું ન૦ પાતળો છેડો; અણી

ટેલર ન૦ [ઇં. Tailor પરથી] પતંગના દોરાનું રીલ

ટેલિગ્રાફ પું૦ [ઇં.] વીજળીથી તાર મારફત સંદેશો મોકલવો તે. -મ પું૦ [ઇં.] તાર

ટેલિફોન પું૦ [ઇં.] વીજળી દ્વારા દૂર વાત કરવાનું યંત્ર કે તે દ્વારા કરાતી વાત

ટેવ સ્ત્રી૦ લત; ખો

ટેવાવું અ૦ ક્રિ૦ ટેવ પડવી; પરિચિત થવું

ટેસ (ટે) પું૦ [ઇં. ટેસ્ટ] સ્વાદ; લિજ્જત. ૦દાર વિ૦ સ્વાદવાળું; લિજ્જતદાર

ટેસી (ટે) સ્ત્રી૦ ટીશી; શેખી

ટેં (ટેં૦) અ૦ [રવ૦] થાકીને લોથપોથ

ટેંકાવવું(ટેં૦)સ૦ક્રિ૦આશા આપી આપીને આતુર-અધીરું કરવું

ટેંટું (ટેં૦) વિ૦ ટેં-ઠેં થઈ ગયેલું (૨) અફીણથી બેહાલ-ચકચૂર(૩) ન૦ અફીણિયો; દરિદ્રી (૪) રજપૂત (તિરસ્કારમાં)

ટેંટેં (ટેં૦) અ૦ [રવ૦] (૨) સ્ત્રી૦ પતરાજી (૩) અણગમાનો બબડાટ

ટૈડ સ્ત્રી૦ મિજાજ; શેખી; ટેડાપણું

ટૈડકો પું૦ ટણકો; રીસ (૨) છણકો

ટૈડપૈડ સ્ત્રી૦ જુઓ ટડપડ

ટોક(૦ણી)સ્ત્રી૦(૦ણું)ન૦['ટોકવું' ઉપરથી]

વારંવાર કહેવું—ઠપકો આપવો તે (૨) નજર લાગવી—ટોકાવું તે
**ટોકરી** સ્ત્રી૦ ઘંટડી (૨) ઘંટડીનું લોલક. **—રો** પું૦ મોટી ટોકરી; ઘંટ
**ટોકવું** સ૦ ક્રિ૦ વારંવાર કહેવું—પૂછવું—ઠપકો દેવો (૨) નજર લાગે એમ કહેવું
**ટૉકી(૦ઝ)** સ્ત્રી૦ [ઇં.] સિનેમાનું બોલતું ચિત્રપટ કે સિનેમાઘર
**ટોચ** સ્ત્રી૦ છેક ઉપરનો ભાગ; શિખર (૨) ભોંક (૩) મહેણું; દૂબો
**ટોચકી** સ્ત્રી૦ નાનું ટોચકું. **—કું, —કું** ન૦ ટોચનો નાનો પાતળો કે ગોળ ભાગ
**ટોચવું** સ૦ ક્રિ૦ ભોંકવું (૨) વારવાર કલા કરવું; ઠપકો આપવો [લા.]
**ટોચો** પું૦ ['ટોચવું'] ગોદો; તેનો ઘા (૨) મહેણું; દૂબો [લા.]
**ટોટી** સ્ત્રી૦ કોઈ પણ વસ્તુ ઉપર બેસાડવાનો ખોળી જેવો ઘાટ (૨) કાનનું એક ઘરેણું
**ટોટો** પું૦ મોટી ટોટી (૨) ગળાનો હૈડિયો (૩) એક દારૂખાનું; મોટો ટેટા (૪) વિલાયતી મોટી બીડીનો ટેટો
**ટોડર** પું૦ [હિં. टोडर] ડમરો; ડમરાની મંજરી (૨) કલગી
**ટોડલો** પું૦ જુઓ ટોલ્લો
**ટોડાગરાસ** પું૦ ગરાસ પેટે સરકાર તરફથી ઊચક મળતી વાર્ષિક રકમ
**ટોડો** પું૦ તોડો; પગે પહેરવાનું એક ઘરેણું (૨) બંદૂક સળગાવવાની જાડી લાંબી જામગરી (૩) ટોડલો (૪) મિનારો (૫) મોખરો; આગેવાન (૬) સતાર ઇ૦ વાદ્યોમાં અલંકાર તરીકે વગાડાતો સ્વરસમૂહ
**ટોણ(—ણુ)** ન૦, **—ણો** પું૦ [ફા. तानह] મહેણું; મર્મવચનનો ઠોક (૨) જાદુટોણાં
**ટોપ** પું૦ [પ્રા. टोपिआ, टोप्पर] લોઢાની લશ્કરી ટોપી (૨) વરસાદ વખતે ઓઢવાની બનાતની ટોપી (૩) મોટી છત્રી (૪) ગધવાનું મોટું તપેલું (૫) બિલાડીનો ટોપ
**ટોપચું** ન૦ સાહેબની ટોપી (૨) તે પહેનારો (તિરસ્કારમાં)

**ટોપરાપાક** પું૦ જુઓ કોપરાપાક
**ટોપરું** ન૦ જુઓ કોપરું
**ટોપલી** સ્ત્રી૦ વાંસ કે ઘાસ ઇ૦ની પાત્ર જેવી બનાવટ. **—લો** પું૦ મોટી ટોપલી
**ટોપસું** ન૦ જુઓ ટોપચું
**ટોપી** સ્ત્રી૦ [દે. टोपिआ] માથાનો એક પહેરવેશ. **૦વાળો** પું૦ યુરોપિયન; ગોરો (૨) વેરાગી [(તુચ્છકારમાં)
**ટોપું** ન૦ આંખની ભમર (૨) ટોપી
**ટોપો** પું૦ મોટી ટોપી; ટોપ
**ટોયલી** સ્ત્રી૦ લોટી. **—લું** ન૦ પહોળા મોનું ઘીતેલ ભરવાનું વાસણ
**ટોયું** ન૦ દાણાનું માપિયું
**ટોયો** પું૦ ['ટોવું' ઉપરથી] બૂમો પાડી ખેતરમાંથી પખી ઉરાડનારો
**ટૉર્ચ** સ્ત્રી૦ [ઇં.] સાથે રાખી શકાય એવી વીજળીની એક પ્રકાશની બત્તી કે દીવો
**ટોલ** પું૦ [ઇં] કર; દાણ; વેરો (૨) એ લેવાનું સ્થળ; નાકું
**ટોલકું** (ટો) ન૦ બોડું માથું; ટાલકું
**ટોલું** (ટો) ન૦, **—લો** પું૦ બોડું માથું
**ટોલો** પું૦ મોટી જૂ
**ટોલ્લી** સ્ત્રી૦ ક્રિકેટમાં બૉલને ટોલ્લો મારવો જેથી બે કે વધુ રન મળી જાય, 'બાઉન્ડરી'
**ટોલ્લો** પું૦ બારસાખના ઉપલા લાકડા આગળ રહેતો છેડો (૨) ટલ્લો; વાયદો (૩) ઉડાવવું—ઉછાળવું તે (૪) મોઈને દંડાનો ફટકો મારી ઉડાડવી તે
**ટોવાવું** અ૦ક્રિ૦ ['ટોવું' ઉપરથી] વગોવાવું; નિંદાવું (૨) 'ટોવું'નું કર્મણિ
**ટોવું** સ૦ક્રિ૦ [હિં. टउआ; (२५०)] બૂમ પાડી પક્ષી ઉડાડવાં (ખેતર સાચવવા) (૨) દીપે દીપે પાણી પાવું
**ટૉસ** પું૦ [ઇં.] કોણ પહેલો દાવ લે તે નક્કી કરવા સિક્કો ઉછાળવો
**ટોસ્ટ** પું૦ [ઇં.] પાંઉની કાતરી કરી તેને શેકીને તૈયાર કરેલો કકડો. [૦લેવો = સન્માન દાખવવા પીણું પીવાનો ગોરાઓનો વિધિ.]

ટોળ (ટો) પુંં,સ્ત્રી૦, ન૦ હસવુ આવે એવી ક્રિયા અથવા બોલ, મશ્કરી ઠઠ્ઠો
ટોળકી સ્ત્રી૦ ['ટોળુ ઉપરથી] ટોળી
ટોળટપ્પો (ટો) પુ૦ મશ્કરીઠઠ્ઠાની વાત
ટોળટીખળ (ટો) ન૦ ટોળ અને ટીખળ
ટોળબાજી (ટો) સ્ત્રી૦ ઠઠ્ઠામશ્કરી
ટોળાધર્મ પુ૦ પોતાના જ ટોળા–વર્ગ માટે લાગણી કે તે પૂરતી ધર્મભાવના –ર્મી વિ૦ ટોળાધર્મવાળુ
ટોળાશાહી સ્ત્રી૦ ટોળાની ગુડાશાહી
ટોળિયો (ટો) પુ૦['ટોળ ઉપરથી]મશ્કરો વિદૂષક
ટોળી સ્ત્રી૦ [જુઓ ટોળુ] મડળી
ટોળી [ટો] વિ૦ ['ટોળ ઉપરથી] મશ્કરુ
ટોળુ ન૦ [દ ટોલ] સમુદાય, સમૂહ
ટોંચ (ટો૦) સ્ત્રી૦ટોચવાથી પડેલો ખાડો (૨) કાચક, કાસ (૩) મહેણ, ટોણુ (૪) ઠપકો, ગોદ –ણુ ન૦ ટાચવાનુ ઓજાર,ટાકણુ –વુ સ૦ક્રિ૦જુઓ ટોચવુ
ટોકાર(ળ) પુ૦ જુઓ ટહુકાર
ટોકો પુ૦ જુઓ ટહુકો
ટયૂબ સ્ત્રી૦ [ઇ] ટાયર નીચે રહતી, હવા ભરવાની રબરની ગોળ નળી જેવી બનાવટ (સાઇકલ, મોટર ઇ૦ની) (૨) ગોળ નળી જેવી કાચની શીશી
ટ્રસ્ટ ન૦ [ઇ] ન્યાસ, સુપરત (૨) સાચવણી અને વ્યવસ્થા માટે સુપરત કરેલા પારકા માલમિલકત –ટી પુ૦ [ઇ] જેને ટ્રસ્ટ સોપવામા આવ્યુ હોય તે, વાલી
ટ્રંક સ્ત્રી૦ [ઇ] (મુસાફરીમા ચાલે એવી) પતરાની પેટી [સાધન [પ વિ]
ટ્રાન્સફૉર્મર ન૦ [ઇ] વૉલ્ટેજ બદલવાનુ
ટ્રામ [ઇ](ગાડી) સ્ત્રી૦ (ઘોડાથી કે ઘણે ભાગે યાત્રિક બળથી ચાલતુ) એક વાહન
ટ્રૅક્ટર ન૦ [ઇ] જમીન ખોદવા માટેનુ યત્ર
ટ્રેડમાર્ક પુંં,સ્ત્રી૦ [ઇ] જે નિયત છાપ કે નિશાની સાથે વેપારી પોતાનો માલ બજારમા મૂકે છે–ચાલુ કરે છે તે મારકો
ટ્રેન સ્ત્રી૦ [ઇ] રેલગાડી
ટ્રેનિગ કૉલેજ સ્ત્રી૦ [ઇ] શિક્ષણની તાલીમ આપી શિક્ષકો તૈયાર કરનારી કૉલેજ, અધ્યાપન મદિર

## ઠ

ઠ પુ૦ [સ] મૂર્ધસ્થાની બીજો વ્યજન
ઠકઠક અ૦ [રવ૦] ઠોકાવાનો રવ
ઠકરાઈ સ્ત્રી૦ [સ ઠક્કુર ઉપરથી]ઠાકોરપણુ (૨) શેઠાઈ, મોટાઈ –ણાં ન૦બ૦વ૦ ઠાકોરની સ્ત્રી (માનાર્થે) –ણી સ્ત્રી૦ ઠાકોરની સ્ત્રી –ણો પુ૦ ઠાકોર –ત સ્ત્રી૦ જુઓ ઠકરાઈ (૨) ઠાકોરની હકૂમતની જાગીર–ગરાસ –ણા ન૦બ૦વ૦ જુઓ ઠકરાણા –તુ ન૦ ઠાકોરનુ ગામ કે નાનુ રાજ્ય
ઠક્કર પુ૦ ભાટિયા કે લોહાણાની એક અટક
ઠગ વિ૦ (૨) પુ૦ [સ સ્થગ પ્રા] ઠગનારુ (૨) એ નામની લૂટારાની એક જાતનુ
ઠગઠગાવવુ સ૦ક્રિ૦ [રવ૦] ગોઠવાઈને વધુ માય તે માટે પાત્રને ઠઠેરવુ
ઠગાણું વિ૦ ઠગારુ, લુચ્ચુ
ઠગપાટણ ન૦ [ઠગ+સ પત્તન] ઠગોનુ ગામ
ઠગવુ સ૦ક્રિ૦ [ઠગ] ભોળવીને છેતરવુ, ધૂતવુ
ઠગળાવુ સ૦ક્રિ૦ ખાડાટેકરાને લીધે ગાડા જેવા વાહનમા અફળાવુ
ઠગાઈ સ્ત્રી૦ ઠગવાની ક્રિયા, પ્રપચ
ઠગારુ વિ૦ ઠગે એવુ
ઠચરી સ્ત્રી૦ ડોસી –રુ વિ૦ અતિ વૃદ્ધ ખખળી ગયેલુ –રો પુ૦ ડોસો (ત્રણે તિરસ્કારમા વપરાય છે)
ઠચૂક (૦ઠચૂક) અ [રવ૦] (ખચકાતી મદ ગતિ સૂચવે છે )
ઠચ્ચર વિ૦ ઠચરુ બહુ ઘરડુ
ઠઠ સ્ત્રી૦ [દ થટ્ટ] ભીડ, ગિરદી, જમાવ
ઠઠમ(–વે)ઠ સ્ત્રી૦ ચામડી, ખરદાસ

**ઠસવુ** અ૰ક્રિ૰ મનમા ઊતરવુ—સમજમા આવવુ [એમ સજ્જડ દબાવીને
**ઠગઠગ** અ૰ ઠાસી ઠાસીને ભરાયુ હોય
**ઠસાવવુ** સ૰ક્રિ૰ 'ઠસવુ'નુ પ્રેરક
**ઠસોઠસ** અ૰ જુઓ ઠસાઠસ
**ઠસ્માદાર** વિ૰ ઠસ્સાવાળુ
**ઠસ્સાબંધ** અ૰ ઠસ્સામા ઠસ્સાભેર
**ઠાસો** પુ૰ ભપકો (૨) રોફ (૩) લગામ
**ઠળિયો** પુ૰ [સ અષ્ઠિલ] ફળનુ કઠણ બીજ
**ઠંડેરવુ** સ૰ક્રિ૰ [રવ૰] ખૂબ હલાવવુ (૨) ખૂબ વઢવુ—ઠપકો દેવો
**ઠંડોળી** સ્રી૰ [જુઓ ઠઠોરી] મજાક હસણી
**ઠંડ** સ્રી૰ [સર૰ પ્રા ઠડ્ડ = જડસડ (સ સ્તબ્ધ)] ટાઢ (૨) શીતળતા (૩) શરદી —ક સ્રી૰ શીતળતા (૨) શાંતિ [લા] —કિયુ વિ૰ (૨) ન૰ ઠંડક કરે એવુ (લૂગડુ પીણુ) —ડાઈ સ્રી૰ શીતળતા, ઠડાપણુ (૨) ઠંડકનુ પીણુ (૩) ધીમાશ સુસ્તી [લા] —ડાશ સ્રી૰ જુઓ ઠડાઈ ૧, ૩ —ડી સ્રી૰ જુઓ ઠંડ —ડુ વિ૰ ટાઢુ, શીતળ (૨) વાસી (રસોઈ) (૩) ધીમુ મદ સુસ્ત (૪) શાંત જે ક્રોધે ન ભરાય એવુ નિરાંતવાળુ —ડુગાર વિ૰ ખૂબ ઠડુ
**ઠાકઠીક** અ૰ ઠીકઠાક
**ઠાકર** પુ૰ [સ ઠક્કુર] જુઓ ઠાકોર (૨) એક અડક (બ્રાહ્મણોમા) —ડી સ્રી૰ ઠાકરણની સ્રી —ડો પુ૰ નાનો ઠાકોર (૨) (જરા માનાર્થે) ધારાળા જેવી એક કોમનો માણસ, ઠાકોર —ર્ડા ન૰બ૰વ૰ રજપૂત, ગરાસિયા ભીલ વગેરે લોકો (૨) ઠકરાણા
**ઠાકરી** સ્રી૰ ઠકરાત (ઉદા૰ 'ધન જોબન ને ઠાકરી') [પ]
**ઠાકોર** પુ૰ [સ ઠક્કુર] ગામ કે ગરાસનો ધણી, નાનો રાજા (૨) ઠાકોરજી (૩) એક અડક (જેમકે ક્ષત્રિયમા) (૪) ઠાકરડો (માનવાચક) —જી પુ૰ દેવની—વિષ્ણુની મૂર્તિ
**ઠાગલી** સ્રી૰ ઉછાળેલી સોઈને નીચે પડે તે પહેલા ડંડો મારવો તે
**ઠાગાઠૈયા** પુ૰બ૰વ૰ કામ કરવાનો દેખાવ કરીને વખત ગાળવો તે
**ઠાણુ** ન૰ જુઓ ઠાણુ
**ઠાઠ** પુ૰ [હિ ઘટ્ટ = ઠાઠ] ભપકો, શોભા
**ઠાઠડી** સ્રી૰ મડદાને લઈ જવાની વાંસની એક બનાવટ
**ઠાઠમાઠ** પુ૰ જુઓ ઠાઠ
**ઠાઠિયુ** વિ૰ [ઠાઠુ' ઉપરથી] ઠાઠા જેવુ—જૂનુ થઈ ગયેલ ખખળી ગયેલ (૨) ન૰ તેવ વાહન
**ઠાઠુ** ન૰ હાડપિંજર (૨) છાતી અને થાપાના હાડકા (બ૰વ૰મા) (૩) ખોખુ કોઈ પણ જૂનુ થઈ ગયેલી વસ્તુ (૪) ભાગી તૂટી હાલત
**ઠાઠો** સ્રી૰ ઘડવેડ ઠામઠ સેવાયા ગી
**ઠાણુ** ન૰ [સ સ્થાન, પ્રા ઠાણ (—મ)] સ્થાન જગા ઠામ (૨) તબેલો (૩) રોગીની નબળી દશા (૪) પ્રકૃતિ રીત, ઢબ શરીરનો હાવભાવ (ઉતાવળ હોય પણ તુ તો તારી ચાલમા ને ઠાણમા) —ણિયો પુ૰ તબેલો સાફ કરનારો રાવત (૨) ઊંચી જાતનો ઘોડો
**ઠામ** પુ૰, ન૰ [સ સ્થાન, પ્રા થામ, અપ ઠામ (—ય)] (રહેવાનુ) સ્થાન, ઠેકાણુ (૨) ન૰ આસન, બેસવાની જગા (૩) વાસણ
**ઠામઠુ** અ૰ [ઠામ] સાવ ત ન
**ઠામણુ** ન૰ ઠામ વાસણ
**ઠામૂકુ** અ૰ જુઓ ઠામકુ
**ઠામે(—મો)ઠામ** અ૰ ['ઠામ ઉપરથી] દરેક જગાએ, ઠેર ઠેર
**ઠાર** પુ૰, ન૰ [સ] ઓસ ઝાકળ (૨) ટાઢી હવા હીમ (૩) ઠામ, ઠેકાણુ [પ] (૪) અ૰ ઠરે—મરે એમ, બરોબર ઉદા૰ ઠાર મારવુ—કરવુ
**ઠારક** વિ૰ ઠારે—શાંતિ પમાડે એવ (૨) સ્રી૰ સંતોષ, નિરાત, ટાઢક —ણુ ન૰ ઠડા પાડવાની ક્રિયા, 'કન્ડેન્સેશન' [પ વિ]
**ઠારવુ** સ૰ક્રિ૰ ઠરે એમ કરવુ
**ઠારોઠાર** અ૰ ઠેર ઠેર
**ઠાલવવુ** સ૰ક્રિ૰ ઠાલ—ખાલી કરવુ
**ઠાલિયુ** ન૰ [ઠાલુ' ઉપરથી] કપાસ કાઢી લીધેલુ કાલુ

ઠાલુ વિ૦ [? ઠલ] ખાલી નહિ ભર્યુ (૨) નકામુ ધધા વિનાનુ (૩) નહિ વાસેલ ખુલ્લુ (૪) સગર્ભ ન હોવુ (ભેસ ઇ૦ નુ) (૫) અ૦ નાહક, ફોગટ ૦ઠેમ, ૦માલુ વિ૦ ત ન ઠાલુ–ખાલી [હોવુ તે
ઠાવકાઈ સ્ત્રી૦ ઠાવકાપણુ ન૦ ઠાવકુ
ઠાવકુ વિ૦ ગભીર ડાહ્યુ વિવકી
ઠાગરુ (-ણુ) (૦) ન૦ ભાણાનુ વાસણ થાળી
ઠાગુ (૦) ન૦ ઠાગ, છળકપટ
ઠાસ (૦) સ્ત્રી૦ [ઠાસવુ ઉપરથી] વણાટની ઘટ્ટતા (૨) ખાલી દમ રોખી બડાઈ (૩) લૂખી ઉધરસ ઠાસો ૦વુ સ૦ક્રિ૦ ઠેસવ દાબીદાબીને ભરવુ (૨) દાબી દાબીને ખાવુ પીવુ (૩) મનમા ઉતારવુ ઠસાવવ (૪) અ૦ક્રિ૦ ઉધરસ ખાવી –સી સ્ત્રી૦ ખાસી –સો પુ૦ લૂખી ઉધરસ (૨) ગોદો મુક્કો
ઠિજાવુ અ૦ ક્રિ૦ 'ઠીજવુ'નુ ભાવે ઠરી જવુ
ઠિઠિયારી સ્ત્રી૦ [રવ૦] મશ્કરી મજાક
ઠિઠોળી સ્ત્રી૦ [જુઓ ઠઠોરી] મજાક, ઠઠોળી
ઠિનિયારી સ્ત્રી૦ જુઓ ઠિઠિયારી
ઠિગુજી (-ણી) વિ૦ (૨) પુ૦ વામન, ઠીગણુ
ઠીક વિ૦ સારુ યોગ્ય જોઈએ તેવુ બરોબર (૨) બહુ સારુ કે નઠારુ નહિ એવુ (માત્રામા) સાધારણ (૩) અ૦ 'સારુ વારુ ભલે' એવો અર્થ બતાવતો ઉદ્ગાર ૦ઠાક અ૦ બરોબર વ્યવસ્થિત ગોઠવેલુ હોય એમ –કાડીક વિ૦ (૨) અ૦ જેવુ તેવુ કામ ચલાઉ ગાડ નભે એવુ
ઠીકરી સ્ત્રી૦ નાનુ ઠીકરુ –રુ ન૦ [દે ઠિક્કરિઆ] માટીના વાસણનો ભાગેલો કકડો (૨) માટીનુ વાસણ [લા]
ઠીજવુ અ૦ક્રિ૦ [જુઓ થીજવુ] ઠરી જવુ
ઠીઠિયુ વિ૦ [ઠીઠુ ઉપરથી] ભાગ્યુંતૂટ્યુ જીર્ણ (૨) ન૦ તેવુ ઘર
ઠીઠુ ન૦ [રવ૦] ભાગીતૂટી–જીર્ણ અને અવાવરુ ચીજ ઠોઠુ
ઠીબ સ્ત્રી૦ ભાગેલા હાલ્લાનો તળિયાનો ભાગ ૦કુ (-લુ) ન૦ ઠીબુ (તિરસ્કારમા) –બુ ન૦ માટીનુ ઠામ

ઠીકરી (૦) સ્ત્રી૦ નાનુ ઠીકરુ –રુ ન૦ જુઓ ઠીકરુ [–ગજી, ઠિગજી
ઠીગણુ વિ૦ પ્રમાણમા ઓછી ઊચાઈનુ
ઠીગરાવુ અ૦ક્રિ૦ ખૂબ ઠ ડી લાગવી–ઠરી જવુ (૨) ઠરીને ચોસલુ બાઝી જવુ (૩) ગ ઠાઈ જવુ–વધતા અટકી જવુ [ના]
ઠીગાઓળી સ્ત્રી૦ [રવ૦] ઠઠ્ઠાબાજી, અડપલા કરી મશ્કરી કરવી તે
ઠુઠવાવવુ સ૦ક્રિ૦ 'ઠૂઠવાવુ'નુ પ્રેરક
ઠુગો પુ૦ જુઓ ઠૂગણ
ઠૂઠવાવુ અ૦ક્રિ૦ [દે ઠુઠ્ઠ=ઠૂઠ] ટાઢથી અક્કડાઈ જવુ–ધ્રૂજવુ ઠૂઠવાવુ
ઠૂઠવો પુ૦ [રવ૦] એકદમ મોટેથી રોઈ પડવુ તે [ભારે ગાઠ
ઠૂણકુ ન૦ [સર૦ સ સ્થાણુ] ઠીમચુ લાકડાની
ઠૂમકી સ્ત્રી૦ (પતગને મરાતો) ધીમો આચકો –કો પુ૦ જોરથી મારેલી ઠૂમકી
ઠૂમરી સ્ત્રી૦ એક તરેહની ગાયનપદ્ધતિ
ઠૂશ (-સ) સ્ત્રી૦ [રવ૦] દમ અડદાળો (૨) વિ૦ નકામુ નબળુ, નિ સત્ત્વ
ઠૂસકી સ્ત્રી૦ [રવ૦] વાછૂટનો અવાજ
ઠૂમકુ ન૦ [રવ૦] ઠઠવો મૂકીને રોવુ તે (૨) કટાક્ષનુ વેણ [કાચુ કોરુ ખાવાનુ
ઠૂગણ ન૦ –ણી સ્ત્રી૦ (અફીણ ખાધા ઉપર)
ઠૂગવુ સ૦ક્રિ૦ ઠાસીને ખાવુ (૨) ઠૂગણ કરવુ
ઠૂગાપાણી ન૦ બ૦ વ૦ ઠૂગણ
ઠૂગાર પુ૦ ઠૂગણ [પ્રેરક ને કર્મણિ
ઠૂગાવવું સ૦ક્રિ ઠૂગાવુ અ૦ક્રિ૦ 'ઠૂગવુ'નુ
ઠૂગો પુ૦ ઠૂગાર
ઠૂઠવાવવુ સ૦ક્રિ૦ 'ઠૂઠવાવુ'નુ પ્રેરક
ઠૂઠવાવુ અ૦ક્રિ૦ જુઓ ઠૂઠવાવુ
ઠૂઠુ વિ૦ [? ઠુઠ] આગળા વિનાના કે ઘોચણા કપાઈ ગયેલા હાથવાળુ (૨) ન૦ ડાળા વગરનુ ઝાડનુ થડિયુ કે એવુ નાનુ ઝાડ (૩) બીડી પિવાઈ રહ્યા પછી રહેલો ભાગ (૪) મૂળનુ અપગ રૂપાતર [લા]
ઠૂશ (-સ) સ્ત્રી૦ [જુઓ ઠાસ] ખોટો ગર્વ
ઠૂસેનો ઠૂસો પુ૦ [રવ૦] ઠોસો ગોદો મુક્કો
ઠેકડી સ્ત્રી૦ મશ્કરી
ઠેકઠેકાણે અ૦ ઠેકાણે ઠેકાણે જ્યા ત્યા

ઠેકડો પુ૦ ['ઠેકવું'] ફૂદકો, છલંગ, ઘેકડો
ઠેકવું સ૦ક્રિ૦ ઠેકડો મારી કૂદી જવું
ઠેકાણું ન૦ રહેવાની જગા, મુકામ (૨) સ્થાન, સ્થળ (૩) (કાગળનું) સરનામું (૪) કામધંધાની જગા (ઠેકાણે પાડવું) (૫) [લા.] અમુક નક્કી દશા કે સ્થિતિ, સ્થિરતા, નિશ્ચય (જેમ કે, એ માણસનું કશું ઠેકાણું નહિ, રસોઈનું ઠેકાણું નથી) (૬) ઢબ, વ્યવસ્થા, ઢંગધડો [ઠેકાણે પડવું = કન્યાએ સારે ઘેર પરણી જવું. ઠેકાણે પાડવું = ધંધે વળગાડવું (૨) ગોઠવી દેવું (૩) મારી નાખવું. ઠેકાણે લાવવું = સમજાવીને રસ્તા પર લાવવું]
ઠેકાણે અ૦ બદલે, જગાએ
ઠેકેદાર પું૦ ઇજારદાર
ઠેકો પુ૦ નરઘાં કે ડફ ઉપર જોરથી દેવાનો તાલ
ઠેઠ અ૦ છેક લગી. ૦નું વિ૦ છેવટ સુધીનું (૨) પૂરું પહોંચેલ, ભેદુ, ધૂર્ત
ઠેબું ન૦ પગની ઠેસ, ઠોકર
ઠેર (ઠે) અ૦ ખરી જગાએ, અસલ ઠેકાણે (૨) ઠાર. ૦ઠેર અ૦ સ્થળે સ્થળે; જ્યાં ત્યાં
ઠેરવવું સ૦ક્રિ૦ ઠરાવવું, નક્કી કરાવવું (૨) સ્થિર કરવું, હાલી જાય નહિ એમ કરવું (૩) અટકાવવું, રોકવું [રહેવું, થોભવું
ઠેરવું (ઠે) અ૦ક્રિ૦ બનવું, થવું (લડાઈ) (૨)
ઠેરાવવું સ૦ક્રિ૦ ઠરાવવું, નક્કી કરવું
ઠેલણગાડી સ્ત્રી૦ ઠેલીને ચલાવવાની ગાડી, ઠેલો (૨) ચાલણગાડી (૩) બાબાગાડી
ઠેલવું સ૦ક્રિ૦ હડસેલવું, ધકેલવું (૨) આગળ ધકેલવું — કરવું (મુદત ઠેલવી)
ઠેલઠેલ(-લા), ઠેલાઠેલ સ્ત્રી૦ ઉપરાઉપરી — સામાસામી ઠેલવું તે [ની ગાડી
ઠેલો પુ૦ [ઠેલવું] હડસેલો (૨) ઠેલીને લઈ જવા
ઠેશ સ્ત્રી૦ ઠોકર (૨) હલકી લાત (૩) નાનું અટકણ — ઉલાળી (૪) નાની ફાચર. —શી સ્ત્રી૦ ફાચર (૨) ઉલાળી. —સ સ્ત્રી૦ જુઓ ઠેશ. —સિયું ન૦ અટકણ, ઠેસ. —સવું સ૦ક્રિ૦ ઠોકર મારવી (૨) ન૦ પગની ઠોકર — લાત. —સી સ્ત્રી૦ જુઓ ઠેશી

ઠેં (ઠેં૦) અ૦ સ્તબ્ધ, છ- (૨) ધરાઈ ગયું હોય એમ (૩) લોથપોથ, થાકી ગયું હોય એમ, ટ [ઠપકો (૩) ટાણો
ઠોક પું૦, સ્ત્રી૦ ['ઠોકવું'] પ્રહાર, ગડદો (૨)
ઠોકઠોક સ્ત્રી૦ આમ તેમ ઠોકવું તે
ઠોકર સ્ત્રી૦ ચાલવામાં પગનું વસ્તુ સાથે ટિચાવું તે (૨) [લા.] ભૂલ (૩) ખોટ. —રાવું અ૦ક્રિ૦ ઠોકર ખાવી
ઠોકવું સ૦ક્રિ૦ એક વસ્તુ પર બીજી વસ્તુ જોરથી ટીચવી — અફાળવી (૨) માર મારવો, પીટવું, લગાવવું (૩) ગપ મારવી (૪) ખૂબ ખાવું (૫) બગબર, સંકોચ, ને ધાર્યું કે દેતા હોઈએ એમ કાંઈ કરવાનો ભાવ બતાવવા વપરાય છે (જેમ કે તાર, દાવો ઠોકવો) (૬) રોપવું, બાવવું (તંબૂ)
ઠોકંઠોકા સ્ત્રી૦ વારંવાર — ઉપરાઉપરી ઠોકવું તે (૨) તેની ગરબડ (૩) મારામારી
ઠોકાટ પુ૦ ['ઠોકવું' ઉપરથી] ઠોકો, ઠોકવું તે કે તેનો અવાજ. ૦વું સ૦ક્રિ૦ ખૂબ ઠોકવું
ઠોકાઠોક સ્ત્રી૦ જુઓ ઠોકંઠોકા
ઠોઠ વિ૦ ઓછી અક્કલ સમજવાળું — જડસુ
ઠોઠા પુ૦બ૦વ૦ બાફેલા આખા દાણા (ઘઉં તુવેરના)
ઠોઠિયું (ઠો) વિ૦ જુઓ ઠાઠિયું (૨) ન૦ ફૂટેલું — નાનું ફડાનિયું [નકામી વસ્તુ
ઠોઠું (ઠો) ન૦ [જુઓ ઠોઠિયું] જીર્ણ, જમતાકાત
ઠોબરું (—ળું) વિ૦ ઘાટ વિનાનું, 'દરપુ (૨) ન૦ ધાતુ અથવા માટીનું વાસણ
ઠોયો પું૦ ખાપો, સપાટી પર નીકળેલો ગોદા જેવો ડોયો
ઠોર (ઠો) પુ૦ એક મીઠાઈ
ઠોર (ઠો) ન૦ ઠામ, ઠેકાણું
ઠોતિ(—ળિ)યું (ઠો) વિ૦ મૂર્ખ, ઠોઠ (૨) ઢંગધડા વગરનું, અટોળમારવા જેવું (૩) ઠઠ્ઠાબાજી કરનારું
ઠાંસવું (ઠાં૦) અ૦ક્રિ૦ ઠાસવું, ખાસવું (૨) સ૦ક્રિ૦ ઠાસવું, ગરદીને ભરવું [મારવા
ઠોંસાબાજી (ઠોં૦) સ્ત્રી૦ સામસામે ઠોંસા
ઠોંસો (ઠોં૦) પુ૦ જુઓ ઠાંસો

# ડ

**ડ** પું૦ [સં.] મૂર્ધસ્થાની ત્રીજો વ્યંજન
**ડકાટી** સ્ત્રી૦ [ઇં. ડૅકાઇટી] ડાકો મારવો તે; લૂટફાટ; ડાકાટી
**ડકાર** પું૦; **–રી** સ્ત્રી૦ [રવ૦] ઓડકાર
**ડક્કો** પું૦ ધક્કો; વહાણનો માલ ચડાવવા-ઉતારવા બાંધેલો ઘાટ; ફુરજો (૨) દરિયા કે નદીના પાણી સામે રક્ષણ માટે બાંધેલો બંધ [દખલિયું
**ડખલ** સ્ત્રી૦ જુઓ દખલ. **–લિયું** વિ૦ જુઓ
**ડખળિયું** ન૦ ['ડખો' ઉપરથી] શાક નાખીને કરેલી દાળ કે કઢી
**ડખાડખ** સ્ત્રી૦ ડખો, ડખલ
**ડખું** ન૦ ['ડખો' ઉપરથી] શાક વગેરે નાખી કરેલી દાળ
**ડખો** પું૦ [રવ૦] જુઓ ડખું (૨) [લા.] ગોટાળો; ખીચડો (૩) વાંધો, ઝઘડો
**ડખોળવું** સ૦ ક્રિ૦ [રવ૦] ડહોળી નાખવું
**ડગ** સ્ત્રી૦ ડગવું તે; અસ્થિરતા
**ડગ** ન૦ ડગલું, પગલું (૨) તેનું અંતર
**ડગડગ** વિ૦ જુઓ ડગમગ, ડગડગવું. **૦વું** અ૦ક્રિ૦ આમ તેમ ડોલવું – હાલવું (૨) નિશ્ચયમાંથી ઢચુપચુ થવું – હાલવું [લા.]. **–ગો** પું૦ મનનો ડગમગાટ (૨) દગદગો, શંકા; સંશય (૩) અવિશ્વાસ; વહેમ
**ડગમગ** વિ૦, **૦વું** અ૦ક્રિ૦ [હિ. डगमग] જુઓ ડગડગ, ૦વું. **–ગાટ** પું૦ ડગમગવું તે
**ડગર** સ્ત્રી૦ વાટ; રાહ (૨) ધરડ; ચીલો
**ડગરી** સ્ત્રી૦ જુઓ ડોકરી. **–રું** ન૦ ઘરડું ડોસું. **–રો** પું૦ ડોકરો; ડોસો
**ડગલી** સ્ત્રી૦ નાનું ડગલું – પગલું
**ડગલી** સ્ત્રી૦ [તુર્કી दुग्लह] નાનું ડગલું (પહેરવાનું). **–લું** ન૦ પહેરવાનું કપડું – જાડું બદન કે અંગરખું
**ડગલું** ન૦ જુઓ ડગ; પગલું
**ડગલો** પું૦ મોટો અંગરખો કે કોટ – ઓવરકોટ
**ડગવું** અ૦ક્રિ૦ જુઓ ડગડગવું
**ડગશ** (શ.) સ્ત્રી૦ મોટો પથ્થર
**ડગળાવું** સ૦ક્રિ૦ ['ડગળું' ઉપરથી] જુઓ ચગળવું (૨) ઈચવું; જે તે ખાધા કરવું
**ડગળાટવું** સ૦ક્રિ૦ ['ડગળું' ઉપરથી] ડગળે ને ડગળે ખાવું; બચકાટવું [સમજશક્તિ
**ડગળી** સ્ત્રી૦ નાનું ડગળું (૨) ડાગળી;
**ડગળું** ન૦ [હિ. डगल = ફળનો કકડો] જાડો, મોટો કકડો અથવા ફાડિયું [અસ્થિર
**ડગુમગુ** વિ૦ (૨) અ૦ [જુઓ ડગમગ]
**ડઘાવું** અ૦ક્રિ૦ ગભરાટથી સ્તબ્ધ થઈ જવું (૨) ડાઘ પડવો (ઉદા૦ ડઘાયેલી કેરી)
**ડઘો** પુ૦ [સ. दग्ध] બાચું; નરવાંની જોડમાનું નાનું
**ડચ** પું૦ [ઇં] વલંદો; હોલંડનો વતની (૨) સ્ત્રી૦ તેની ભાષા (૩) વિ૦ તે દેશને અંગેનું
**ડચ** અ૦ [રવ૦] (૨) ટચકો મારતાં કપાઈને જુદું પાડવાનો અવાજ (૩) ન૦ જીભ થડકાવીને કરાતો નકારસૂચક અવાજ (૪) બળદ વગેરે હાંકતા કરાતો અવાજ. **૦કારવું** સ૦ક્રિ૦ ડચ એવો અવાજ કરીને પ્રેરવું – હાંકવું. **૦કારી** સ્ત્રી૦, **૦કારો** પું૦ ડચ એવો અવાજ (હાંકવાનો કે નકારનો) કરીને ઉત્તેજવું, ઉશ્કેરવું તે
**ડચકિયું, ડચકું** ન૦ પાણીમાં ગૂંગળાતા કે રડતા કે મુશ્કેલીથી ગળતા ગળાની બારીમાંથી થતો 'ડચક' એવો અવાજ
**ડચકું** ન૦ (ડચ દઈને કપાઈને પડેલું) ચીર; કકડો (ડુંગળીનો). **–કો** પું૦ ઓગળ્યા વગરનો કે બફાયા વગરનો ગાંગડો, લોદો (૨) ડુંગળીનો કાકરો કે ટુકડો [રૂ ધામણ
**ડચૂરો** પું૦ [સર૦ ડચ્યો] ગળા કે છાતીમાં
**ડઝન** વિ૦ [ઇં.] બાર (૨) ન૦ બારનો સમૂહ. **૦બંધ** વિ૦ ડઝનોથી ગણતરી થાય એવી સંખ્યાવાળું

**ડટણુ** વિ૦[સર૦દાટવુ] દટાયેલુ, જમીનની અંદરનુ (૨) ન૦ દાટણ, ખાતરો. ૦ક્રૅવો,૦ખાળ, ૦ક્તાજરૂ પું૦ ડટણકૂવા પર કરેલુ જાજરૂ

**ડટંતાર** પુ૦ દુનિયા દટાઈ જાય એવો ઈશ્વરી કોપ, મહાવિનાશ

**ડટ્ટો** પુ૦ ડાગ તરીકે વાપરેલો ટૂચો (૨) બારણુ ઉઘાડુ રહે માટે સાખ સાથે લગાડાનો મિજાગરાવાળો લાકડાનો ટુકડો અંકણ (૩) મૉન્ટેસોરી બાલમદિરના એક સાહિત્યમાનો ડાટા જેવો દરેક નળાકાર (૪) કેલેન્ડરની તારીખની બાધેલી થોકડી –'બ્લૉક'

**ડઠુર** વિ૦ લાગણીવગરનુ બુઠ્ઠું

**ડડળવું** અ૦ ક્રિ૦ દોદળુ –અશક્ત થવુ

**ડણક** સ્ત્રી૦ [રવ૦] સિંહની ગર્જના ૦વું અ૦ક્રિ૦ (સિંહે) ગર્જના કરવી

**ડણું** ન૦ જાડું ડફણુ (૨) તોફાની ગાય-ભેસના ગળામા નખાતુ લાકડુ, ડેરો

**ડપકા** પુ૦ બ૦ વ૦ [જુઓ ડપકો] દોહવાના અંતમા કઢાતી સેરો (૨) ચણાના લોટનુ એક રસાદાર શાક

**ડપકાણું,–મણુ(–ણું)** ન૦ ['ડપકો' ઉપરથી] દબડાવવુ તે. **–વવું** સ૦ ક્રિ૦ દબડાવવુ, ધમકાવવુ

**ડપકી** સ્ત્રી૦ [રવ૦] ડૂબકી **–કું** ન૦ ડૂબકુ, ડૂબકી (૨) ટપકુ. **–કો** પુ૦ પ્રવાહીનો મોટો છાંટો (૨) ધાબુ, ડાઘો (૩) એકલા લોટનુ જ કરેલુ ભજિયુ (૪) [લા] વહેમ, શંકા (૫) ફાળ, ધ્રાસકો

**ડપટ** વિ૦ [જુઓ દપટ] બેવડુ, દોપટ (૨) સંતાડેલુ ૦વું સ૦ક્રિ૦ દપટવુ, સંતાડવુ(૨) લુચ્ચાઈથી હાથ કરી લેવુ, દબાવી બેસવુ

**ડપોટો** પુ૦[દુ+પટ] ખાડ વગેરે ભરવાનો બે પડવાળો કોથળો

**ડફ** સ્ત્રી૦, ન૦ [ફા દફ] એક વાદ્ય (૨)અ૦ ઝટ (ઉદા૦ ડફ દઈને, ડફ લઈને)

**ડફણાટવું** સ૦ક્રિ૦ ખૂબ ડફણાવવુ

**ડફણાવવું** સ૦ક્રિ૦ ડફણા વડે મારવુ

**ડફણું** ન૦ [દ દપ્પ]નાનો,જાડો દડૂકો–ધોકો

**ડફલાવવું** સ૦ક્રિ૦ [ડફ]દચમચાવી દેવુ (૨) હેરાન કરવુ

**ડફાંસ** સ્ત્રી૦ ખોટી બડાશ, ડફાસ

**ડફોળ** વિ૦ જડસુ,બેવકૂફ ૦શંખ પું૦મૂર્ખ (એક ગાળ)

**ડબ** અ૦ [રવ૦]ડૂબવાનો અવાજ(૨)ટપ જઈ

**ડબકડોયાં** ન૦ બ૦ વ૦ [રવ૦] પાણીમા ડૂબકા(૨) [માટલીમા]પીધેલા વાસણની બોળાબોળ

**ડબકવું** અ૦ક્રિ૦ [રવ૦] ડૂબકા ખાવા

**ડબકા** પુ૦ બ૦વ૦ જુઓ ડપકા

**ડબકાણું, –મણુ (–ણું), –વવું** જુઓ 'ડપકાણુ'મા

**ડબકી,–કું** જુઓ'ડપકી'મા **–કો** જુઓ ડપકો

**ડબગર** પુ૦ [फा. दफगर] નગારા પર ચામડા મઢનારો(૨)ઝરી ઈત્યાદિ પર રંગરોગાન કરનારો

**ડબડબ** અ૦[રવ૦] (૨) ઝટ ઝટ, એક પછી એક. **–બાટ** પુ૦ પેટ ચડવુ તે(૨) કોઈ બોલતુ હોય તેમા વચ્ચે બોલબોલ કરવુ તે **–બો** પુ૦ ડબડબાટ, પેટ ચડવુ તે

**ડબડું(–રું)** ન૦ [फा. दब्बह] ચામડાનુ કુલ્લુ (ઘી–તેલ ભરવાનુ)

**ડબરો** પુ૦ તાબાપિત્તળનો ડબો

**ડબલરોટી** સ્ત્રી૦['ડબલ' (इं)+રોટી(हिं)] એક પ્રકારની દડા જેવી ફૂલતી રોટી, પાઉં

**ડબલું** ન૦ [જુઓ ડબડુ] ચામડાનુ કુલ્લુ (૨) વગરપકવેલુ હાલ્લુ, લોટુ (૩)પતરાનુ લોટુ, ટિનપાટ

**ડબી** સ્ત્રી૦ [જુઓ ડબો] દાબડી

**ડબૂક** અ૦ [રવ૦] ડૂબવાનો અવાજ **–કિયું** ન૦ ડૂબતાનુ ડૂબકુ

**ડબો** પુ૦ [फा दब्बह] ધાતુનુ એક પાત્ર, દાબડો(૨)રેલગાડીનો ડબો(૩)ઘડિયાળનો ડબ્બો (૪)એક જાતનુ ફાનસ(૫)હરાયા ઢોર પૂરવાનો વાડો (૬)ટિનનો ડબો (૭) પાઘડી (તુચ્છકારમા)

**ડબોડબ** અ૦ [રવ૦] જુઓ ડબડબ

ડબોવવું સ૦ક્રિ૦ ['ડબ' રવ૦] ડુબાવવું; ઝમકોળવું [અપવિત્ર કરવું
ડબોળવું સ૦ ક્રિ૦ જુઓ ડબોવવું (૨)
ડબ્બી સ્ત્રી૦ [જુઓ ડબો] ડબી; દાબડી. -બ્બો પું૦ જુઓ ડબો [(ડમરુનું) વાગવું
ડમક અ૦[રવ૦]ડમરુનો રવ. ૦વું અ૦ક્રિ૦
ડમકો પુ૦ [રવ૦] ડકો [નાની ગાલ્લી
ડમણિયું ન૦, ડમણી સ્ત્રી૦ બે બળદની
ડમર [સ.], (-રી) સ્ત્રી૦ જુઓ ડમર
ડમરુ ન૦ [સં.] એક વાદ્ય, ડાકલું
ડમરો પું૦ [સ. दमनक] એક સુગંધીદાર વનસ્પતિ
ડમાક પું૦ [અ. दिमाग] રોફ; ભપકો; ઠાઠ
ડર પું૦[સ. दर, પ્રા. ] ભય; બીક. ૦કણુ, ૦કુ, ૦પી, ૦પોક વિ૦ બીકણ. ૦વું અ૦ ક્રિ૦ બીવું. -રામણી સ્ત્રી૦ ધમકી; સતામણી. -રામણું વિ૦ ડર લાગે એવું; ભયાનક (૨) ન૦ ડરામણી. -રાવવું સ૦ક્રિ૦ 'ડરવું'નું પ્રેરક(૨)દાટી-ધમકી દેખાડવી કે આપવી
ડલી સ્ત્રી૦ ઘોડાની પીઠ પર જીનની નીચે નાખવાની ઊનની ગોદડી
ડસકું ન૦ જુઓ ડૂસકું
ડસડસવું અ૦ક્રિ૦ ડૂસકાથી રુધાવું (૨) મનમાં અકળાઈ રહેવું [દંશ દેવો
ડસવું સ૦ ક્રિ૦ [પ્રા. डस, (સ. दश्)]કરડવું;
ડહાપણ (ડ) ન૦ ડાહાપણ, શાણપણ. ૦ડાહ્યણું, ૦ડાહ્યું વિ૦ દોઢડાહ્યું
ડહોળવું (ડહો)સ૦ક્રિ૦(પ્રવાહીને)હલાવવું; ધુમરડવું(૨)(આંખ લાલ થાય ત્યાં સુધી) ચોળવી (૩) ખૂબ કામોમાં પડવું; અનેકમા માથુ મારવું(કાંઈક નિંદાત્મક અર્થમાં [લા.]
ડહોળાવું (ડહો) અ૦ક્રિ૦ 'ડહોળવું'નું કર્મણિ (૨) આંખ લાલ થવી (જેમ કે ચોળાવાથી)(૩)ડાહી જઈને અવ્યવસ્થિત થવું; ગૂંચવાઈ જવું; વધારેપડતી ચોળા-ગોળ થવી [લા.]
ડહોળું (ડહો) વિ૦ ડહોળાયેલું. -ળો પું૦ ડહોળાયેલુ પ્રવાહી (૨) અફીણનો રસ

ડળક ડળક અ૦ [રવ૦] ફોરાં રૂપે એક પછી એક નીકળે એમ
ડળી સ્ત્રી૦ જુઓ ડલી
ડળું ન૦ [દે. डल] ડગળી; ફોડવું
ડંકી સ્ત્રી૦ [ઇ. डॉन्की पंप] પાણી ખેંચવાનો પંપ-સંચો
ડંકો પું૦ [સ. ढक्का, પ્રા. डक्क] નગારું; ઢોલ (૨) ઘોડાની પીઠ ઉપર બે બાજુ લટકાવેલાં ઢોલ (૩) ટકોરો (૪) ફતેહનો અવાજ; ફતેહ [લા.]
ડંખ પુ૦ [દે डक (સ. दंश)] ચટકો; દંશ (૨) ધાનનો દાણો સડવાથી પડતું છિદ્ર (૩) આંકડો; ઝેરી કાંટો-આણી (૪) કીનો; વેર [લા.]. ૦વું સ૦ક્રિ૦ ડસવું; દંશ દેવો; આંકડો મારવો; કરડવું (૨) જોડો ઘસાઈ પગને ઈજા થવી (૩) મનમાં ખટકવું [લા.]. -ખાવું અ૦ક્રિ૦ 'ડંખવું'નું કર્મણિ (૨) ધાનના દાણાને ડંખ લાગવો. -ખીલું વિ૦ ડંખવાળું
ડંગોરિયું વિ૦ ડંગોરાથી કામ લે એવું; મારામારી કરે એવું
ડંગોરું ન૦, -રો પું૦ [દે. टगा] ડાંગ જેવી જાડી ટૂંકી લાકડી, ધોકો
ડંડાટવું સ૦ક્રિ૦ ડંડે ડંડે મારવું
ડંડાખાણ્ સ્ત્રી૦ ડંડાથી મારામારી
ડંડી(-ડૂ)કો પું૦ નાનો ડંડો; દંડૂકો
ડંડો પુ૦ [સ.दंड, પ્રા.डंड] જાડી, ટૂંકી લાકડી
ડંફાશ(-સ) સ્ત્રી૦ જુઓ ડફાસ. -સિયું વિ૦ ડંફાસ હાંકતુ; બેડશીખોર
ડંબર પું૦ [સ] આડંબર; બાહ્ય ભભકો
ડંબેલ્સ પું૦બ૦વ૦ [ઇ.] હાથની કસરતનું એક સાધન [ગોટાનો સમૂહ
ડંમર પું૦ [સ. डमर] હવામાં ઊડતી ધૂળના
ડાઇનેમો પું૦ [ઇ.] વીજળી ઉત્પન્ન કરવાનું એક પ્રકારનું યંત્ર. [ડિરેક્ટર,-રી
ડાઇરેક્ટર પું૦; -રી સ્ત્રી૦ [ઇ.] જુઓ
ડાક સ્ત્રી૦ [હિં.] ટપાલ (૨) મુસાફરો, ટપાલ વગેરે લઈ જવા માટેની ટપ્પાઓની ગોઠવણ (૩) ડાકગાડી. ૦ગાડી સ્ત્રી૦

**ડામચિયો** પું૦ ગોદડાં વગેરે મૂકવાની ઘોડી
**ડામણ** ન૦ [જુઓ દામણ] ઘોડાંગધેડાં નાસી ન જાય તે માટે તેમના પગને જકડવાનું દોરડું (૨) રેંટિયાના પૈડાનાં પાંખિયાં બાંધવાની દોરી
**ડામર** પું૦ કોલટાર; (કોલસામાંથી મળતો) એક કાળો પદાર્થ
**ડામરેજ** ન૦[ઇ ડિમરેજ] રેલવેમાં આવેલો માલ વખતસર ન લેવા જવાથી ભરવી પડતી દંડની રકમ [મારવું
**ડામવું** (ડા') સ૦ક્રિ૦ ડામ દેવો (૨) મહેણું
**ડામાડોળ** વિ૦ અસ્થિર; ડોલતું; ડગમગુ
**ડામીજ(-સ)** વિ૦ ગુનેગાર તરીકે પંકાયેલું; બદમાશ [(૨) કાળો ડાઘ
**ડામું** ન૦ ડામ્યાનું કે ડામ્યા જેવું ચિહ્ન
**ડાયનેમો** પું૦ [ઇં.] વિદ્યુત્પ્રવાહ ઉત્પન્ન કરવાનું યંત્ર [પ. વિ.] [ચોપડી
**ડાયરી** સ્ત્રી૦ [ઇં.] રોજનીશી; તે નોંધવાની
**ડાયરો** પું૦ [અ. દાઇરહ્] નાત; જમણ (રજપૂતોમાં) (૨) ઘરડા અને અનુભવી લોકોનો સમુદાય—ગવણું; દાયરો (૩) અંગત માણસોનું મંડળ
**ડાયલ** પું૦ [ઇ] ઘડિયાળનો આંકવાળો ગોળ ભાગ, જેના પર કાંટા ફરે છે
**ડારવું** સ૦ક્રિ૦ ડરાવવું; ધમકી દેવી (૨) મના કરવી; અટકાવવું
**ડારો** પું૦ ધમકી; ઠપકો
**ડાલી** સ્ત્રી૦ [સ. દલ; પ્રા. દે. દલ] ટોપલી (૨) ભેટનાં ફૂલફળાદિની ટોપલી. —લું ન૦ ઢોરનો ખાણનો ભરેલો ટોપલો (૨) વાંસ કે ઘાસનો ઊંડો કંડિયો
**ડાહ્યલું** વિ૦ દોઢડાહ્યું; ચાંપલું
**ડાહ્યું** વિ૦ [ફ્ર. દાના] ડહાપણભરેલું; સમજુ. ૦ડમરું વિ૦ [ડાહ્યું+ડમરું (ડામર-દામોદર—એક ઇતિહાસપ્રસિદ્ધ ડાહ્યો ગુજરાતી રાજપુરુષ)] બહારથી ડાહ્યું અને શાવકું દેખાતું (૨) વધુ ડાહ્યું; શાણું
**ડાળ** સ્ત્રી૦; ન૦ [દે. ડાલ] ડાળું. ૦ખી સ્ત્રી૦, ૦ખું ન૦, —ળી સ્ત્રી૦ [દે. ડાલી] નાની ડાળ. —ળું ન૦ મુખ્ય થડનો ફાંટો; શાખા
**ડાંખળી** (૦) સ્ત્રી૦, —ળું ન૦ ડાળમાંથી ફૂટેલી નાની ડાળી; ડાળખી [લાકડી
**ડાંગ** (૦) સ્ત્રી૦ [દે. ડંગા] લાંબી મજબૂત
**ડાંગ** [દે. ડું(—ડોં)ગર] ઝાડીવાળો ડુંગરી પ્રદેશ (૨)સુરત બાજુ આવેલો એવો એક પ્રદેશ [નીકળે છે
**ડાંગર** સ્ત્રી૦ એક ધાન્ય, જેમાંથી ચોખા
**ડાંગાટવું** (૦) સ૦ક્રિ૦ ડાંગે ડાંગે મારવું
**ડાંડ** (૦) વિ૦ [સં. દંડ; પ્રા. દંડ] છડું; બૈરી-છોકરાં વિનાનું (૨) ડંડાથી કામ લેનાર; લાંડ (૩) નાગું; લબાડ; લુચ્ચું. ૦ગાઈ, ૦ગી, સ્ત્રી૦ ડાંડપણું; નાગાઈ; લાંડાઈ. ૦ચું વિ૦ જુઓ ડાંડ
**ડાંડલી** (૦) સ્ત્રી૦[જુઓ ડાંડી] ઝીણી ડાળી (૨) પાનની ડાંખળી(૩)નાનો હાથો.—લો પું૦ મોટી ડાંડલી (૨) ઘરેણાનો આંકડો (જેમ કે વાળીનો)
[illegible]

**ડાડયું**(૦)ન૦[ફ. દદ,—દા=સીવવું જોગ'યા જોડિયું વસ્ત્ર] લૂગડાનો જરેલો ફાટેલો ભાગ વચ્ચેથી કાઢી નાખી બે છેડા સાંધી પહેરવા લાયક કરેલું કપડું
**ડાંડિયો** (૦) પું૦ ડાંડ આદમી (૨) દાંડી પીટનાર;રોન ફરનાર(૩)નાનો પાતળો ડંડો
**ડાંડી** (૦) સ્ત્રી૦ [સં. દણ્ડ; પ્રા. દંડ ઉપરથી] દાંડી; નાની લાકડી, દાંડો કે. દંડો (૨) જેને બે છેડે ત્રાજવાનાં પલ્લાં બંધાય છે તે લાકડી (૩) દાંડિયાથી વગાડવાનું એક વાદ્ય (૪) વહાણને નિશાની બતાવવા સારુ ઊંચી ટેકરી ઉપર રોપી રાખેલું લાકડું (૫) દીવાદાંડી (૬) સીધી કિનારી—લીટી (નાકની). —ડો પું૦ દૂકો દંડો (૨) હાથો (૩) દસ્તો; ઝરનો. [ડાંડે પડવું = રસ્તો પકડવો; ચાલતા થવું.]
**ડાંફ** (૦) સ્ત્રી૦, **ડાંફું** ન૦ મોટું

**ડાંભવું** (૦) સ૦ક્રિ૦[જુઓ ડામવું] દઝાડવું

**ડાંસ** (૦) પું૦[સં. દંશ; પ્રા. ડંસ] એક જાતનો મચ્છર (૨) માંદા માણસને એકાદ ચીજ ખાવાની રુચિ થવી તે [લા.]

**ડાંસું** વિ૦ [સં. દંશ; પ્રા. ડંસ=કરડવું (ગળે ચોટવું)] અપરિપક્વ સ્વાદવાળું (રાયણને માટે)

**ડિગ્રી** સ્ત્રી૦ [ઈં.] અંશ (જેમ કે તાપના, ખૂણાના)(૨)પદવી; ઉપાધિ

**ડિપૉઝિટ** ન૦[ઇં] બૅન્ક કે કોઈ પાસે મૂકેલી અનામત (૨) બાના તરીકે અપાતી રકમ

**ડિપોટી** પું૦ [ઇં. ડેપ્યુટી] શાળાઓ તપાસનાર સરકારી નિરીક્ષક(૨)વિ૦ મદદનીશ (જેમ કે ડિપોટી સ્ટેશન-માસ્ટર)

**ડિરેક્ટર** પું૦ [ઇં.] સંચાલક; વહીવટદાર **–રી** સ્ત્રી૦[ઇં.]વ્યક્તિઓ, વેપાર, ઇ૦અંગે નામઠામ વગેરે માહિતી આપતી ચોપડી

**ડિલ** ન૦[ફા. दिल]શરીર. [૦ભરાવું=તાવની શરૂઆત થવી.]

**ડિવિડન્ડ** ન૦ [ઇં.] કંપનીના શૅર દીઠ મળતો નફાનો ભાગ કે તેની રકમ યા ટકા

**ડિસમિસ** ક્રિ૦ વિ૦ [ઇં.] બરતરફ; રદ; કાઢી નાંખેલું કે મૂકેલું [મહિનો

**ડિસેંબર** પું૦ [ઇં.] ખ્રિસ્તી સનનો બારમો

**ડિસ્ટ્રિક્ટ** પું૦ [ઇં.] જિલ્લો (૨) સરકારી અમલદારે તપાસ માટે પોતાના વિભાગમાં ફરવું તે

**ડિંગ** સ્ત્રી૦;ન૦ ખોટી-બનાવટી વાત;ગપ ૦મારુ વિ૦ ડિંગ મારનારું; ગપ્પીદાસ

**ડિંગલું**.ન૦ [રવ૦] ટોચનો ભાગ-કકડો; નવો દૂધભર્યો અંકુર(૨) શેરિયાનો કકડો (૩) માથું [લા.]

**ડિંગળ** ન૦ [જુઓ ડિંગ]લૂઢો તડાકો (૨) પિંગળના ઠેકાણા વિનાનું લાંબું જોડકણું

**ડિંગો** પું૦ અંગૂઠો બતાવી ના કહેવું તે;ઠીંકો.

**ડિંડિમ** પું૦,ન૦[સં.]એક જાતનું નાનું નગારું

**–ડી** સ્ત્રી૦ પ્રત્યય નામને લાગતાં (૧) લઘુતા કે લાલિત્ય યા પ્રેમ બતાવે છે (વહાલુડી) (૨) તુચ્છતા બતાવે છે (હલામડી)

**ડીચકું** ન૦ [ડચ (રવ૦)] ડીંટું (૨) ટોચકું; ટેરવું (૩) નાનો ગાંઠ જેવો ટુકડો

**ડીચી** સ્ત્રી૦ [ડીચકું] નાનું ડીંટું. **–ચું** ન૦ જુઓ ડીચકું

**ડીટ, ૦ડી,** સ્ત્રી૦ [જુઓ દીંટું]સ્તનનું ટોચકું; ડીંટડી. **–ટિયું** ન૦ નાનું ડીંટું(૨) ડીંટિયું; રીંગણું.**–ટી** સ્ત્રી૦ ડીંટડી.**–ટું** ન૦ જેનાથી ફળ શાખાને વળગી રહે છે તે ભાગ; ડીંટું

**ડીકું** ન૦ ડફણી; નાની જાડી લાકડી (૨) લાકડાનું ડીમચું

**ડીખું** ન૦ [સ દ્વિ] ઢેકો; ઢીમણું

**ડીબો** પું૦ [સં. દ્વિ] ડૂમો

**ડીમચું** ન૦ લાકડાનું ઠૂંઠું; ઢીમચું

**ડી.સી. પ્રવાહ** પું.[ઇં. डायरेक्ट करन्ट]એક જ દિશામાં વહેતો વીજળીનો પ્રવાહ. [પ.વિ.]

**ડીંચી, –ચું** જુઓ ડીચી, –ચું

**ડીંટ** (**૦ડી**) સ્ત્રી૦ [જુઓ દીંટું] જુઓ ડીટ, **–ડી. ૦વું** સ૦ક્રિ૦ ડીંટામાથી તોડવું (૨) (ફળને લાગી રહેલી) ડાંખળી-પાંખડી તોડી નાખવી. **–ટિયું** ન૦ જુઓ ડીટિયું. **–ટી** સ્ત્રી૦ જુઓ ડીટ. **–ટું** જુઓ ડીટું

**ડીંડવાણું** ન૦ગેરવહીવટી,અવ્યવસ્થા,અંધેર

**ડુક્કર** ન૦ [સં. શૂકર] એક પશુ-ભૂંડ

**ડુગડુગ** અ૦[રવ૦]ડાકલાનો અવાજ.**–ગિયું** ન૦ ડાકલું. **–ગી** સ્ત્રી૦ નાનું ડાકલું

**ડુગ્ગી** સ્ત્રી૦ [રવ૦] ડુગડુગી

**ડુબડુબા** અ૦ ડૂબું ડૂબું; ડૂબવાની અણી પર

**ડુબાડવું** સ૦ક્રિ૦ 'ડૂબવું'નું પ્રેરક

**ડુબાડૂબ** વિ૦ ડુબડુબા થઈ રહેલું(૨) સ્ત્રી૦ વાર વાર ડૂબવું ને બહાર આવવું તે

**ડુબામણું** વિ૦ ડૂબી જવાય એવું

**ડુબાવવું** સ૦ક્રિ૦,**ડુબાવું** અ૦ક્રિ૦'ડૂબવું'નું પ્રેરક ને ભાવે [યંત્ર

**ડુમક્લાસ** ન૦ ભારે વજનો ઊંચકવાનું

**–ડું** પ્રત્યય ન૦ જુઓ –ડી

**ડુંગર** પું૦ [દે.] નાનો પર્વત (૨) મોટો ઢગ. **–રાળ** વિ૦ જેમાં ઠેકઠેકાણે ડુંગરા હોય એવું.**–રી** વિ૦ડુંગરમાં થતું-નીપજતું (૨) ડુંગરને લગતું (૩) સ્ત્રી૦ નાનો ડુંગર; ટેકરી. **–રો** પું૦ ડુંગર

ડુંગળી સ્ત્રી૦ એક શાક-કંદ, ડુગળી
ડુંગો(-ઘો) પુ૦ ઠગ, ચોર, ઢૂંગો
ડુઘો પું૦ [દે દુવો] ટૂંકા દાંડાની એક મોટી કડછી (દૂધપાક વગેરે પીરસવાના કામમાં વપરાતી) (૨) ઉપસેલો હાડકાવાળો કડણ ભાગ [લા] [ખાવુ
ડુચવું સ૦ક્રિ૦ મોટે કોળિયે ખાવું, ઠાસીને
ડુચો પું૦ [દે ડુજ્જય=વસ્ત્રનો ટુકડો] નકામા કાગળ કે કાપડનો પિંડો (૨) એનો ડાટો (૩) મોટો કોળિયો (૪) ચોળાઈ કરીને ગમે તેમ ગોટો થઈ ગયેલું વસ્ત્ર (૫) અસંસ્કારી માણસ, રામો [લા]
ડુબકાં ન૦બ૦વ૦ ડમૂકિયાં. -કી સ્ત્રી૦, -કું ન૦ પાણીમાં પેસવું-ડૂબવું તે
ડુબવું અ૦ક્રિ૦ ['બૂડવું' (પ્રા બુડ્ડ)નો વ્યત્યય] પાણીની અંદર જવું (૨) ડૂબીને મરણ પામવું (૩) ક્ષિતિજમાં ડૂબી અસ્ત પામવું (જેમ કે સૂર્ય ચંદ્ર ઇ૦નું) (૪) [લા] દેવાળું કાઢવું (૫) લીન થઈ જવું
ડુબાડુબ વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ ડુબાડૂબ
ડુમચી સ્ત્રી૦ [ફા दुमचह्] સાજ ખસી ન જાય એ માટે ઘોડાની પૂંછડીમાં ભરાવાતી દોરી
ડુમો પુ૦ [જુઓ દૂમો] લાગણીના આવેશથી છાતીમાં ભરાતો ડચૂરો
ડૂલ વિ૦ [સ तुल] ડૂલેલું (૨) ન૦ કાનનું એક ઘરેણું -વું અ૦ક્રિ૦ ડૂબવું, ગરક થવું (૨) ખુવાર થવું, દેવાળું કાઢવું (૩) કાંઈ વિસાતમાં ન હોવું (૪) ડોલવું, હાલવું
ડૂવો પું૦ રગડો (૨) નીચે ઠરેલો કચરો
ડૂશ સ્ત્રી૦ ડૂસ, અડદાવો
ડૂસકું ન૦ [રવ૦] ડસકું, રડતાં રહી રહીને જોરથી ખેંચાતો શ્વાસ
ડૂંખ (૦) સ્ત્રી૦ફૂપળ આગળ ફૂટતો ભાગ
ડૂંખરા(-ળા)વવું (૦) સ૦ક્રિ૦ વઢવું, ધમકાવવું
ડૂંગળાવું (૦) અ૦ક્રિ૦ (છોડ, વેલા કે ફળનું) વધતાં અટકવું, કુંજરાવું
ડૂંગળી (૦) સ્ત્રી૦ જુઓ ડુંગળી
ડૂંગો(-ઘો) પું૦ જુઓ ડુંગો
ડૂંટાળું (૦) વિ૦ ડૂંટાવાળું
ડૂંટી (૦) સ્ત્રી૦ [સ. तुण्डि] દૂંટી, નાભિ. -ટો પું૦ મોટી ડૂંટી (૨) ડૂંટા જેવો ઊપસી આવેલો ભાગ
ડૂંડું ન૦ કણનો ડોડો - કણસલું
ડેક ન૦ [ઇ] વહાણનું તૂતક
ડેપ્યુટેશન ન૦ [ઇ] કશી વાત તેને માટે યોગ્ય અધિકારી આગળ રજૂ કરવા માટે મોકલવામાં આવતું પ્રતિનિધિ મંડળ
ડેપો સ્ત્રી૦ [ઇ] ભંડાર, કોઠાર, વખાર (જેમ કે, બુક-ડેપો)
ડેફરાવું અ૦ક્રિ૦ [જુઓ ડેફરું] પેટ ઊપસવું (૨) ફેફર ચડવી (૩) ફીકું પડી જવું
ડેફરું ન૦ મોટું ઊપસેલું પેટ
ડેબું ન૦ [સ ડિંબ ઉપરથી] કમરથી નીચેનો પીઠનો ભાગ
ડેમી ન૦ [ઇ] (છાપવાના) કાગળનું એક કદ
ડેર પું૦ વલોણાની ગોળીના કાંઠા પરનું લાકડું, જેમાં રહી રવાઈ ફરે છે [પડાવ
ડેરાતંબુ પું૦બ૦વ૦ડેરો કે તબુ ચા નાખેલો
ડેરી સ્ત્રી૦ [ઇ] દુગ્ધાલય
ડેરો પુ૦ તબૂ (૨) પડાવ [લા]
ડેરો (ડૅ) પુ૦ તોફાની ઢોરને ગળે બંધાતું લાકડું - ડફણું
ડેલી (ડૅ) સ્ત્રી૦ ખડકી, પડાળી (૨) પોલીસ-ચોકી -લું ન૦ મોટા પહોળા બારણાવાળું મકાન (૨) મકાનનો ખડકી જેવો મોટો દરવાજો -લો પુ૦ ડેલું [વિરામચિહ્ન
ડેશ સ્ત્રી૦, ન૦ [ઇ] (—) આવું એક
ડેડવું (ડૅ) ન૦ પાણીનો નાનો સાપ (૨) અ૦ક્રિ૦ [રવ૦] ડેંડું કરવું
ડેંડું (ડૅ) ન૦ [રવ૦] દેડકાનો અવાજ
ડૈયું ન૦ જુઓ ડિંગો
-ડો પ્રત્યય પુ૦ અંકને લગતા તે અંકનો આંકડો કે સંજ્ઞા બતાવે છે જેમ કે, એકડો, નવડો ઇ૦ (૨) જુઓ -ડી
ડોઈ સ્ત્રી૦ [જુઓ ડોયો] લાંબા દાંડાનું એક વાસણ
ડોક સ્ત્રી૦ ગળું, કોટ, ગરદન

ડોકરી સ્ત્રી૦ [દે. ડોક્કરી] ડોસી. –રું વિ૦ ઘરડું (તુચ્છકારમાં). –રો પું૦ ડોસો

ડોકવું અ૦ક્રિ૦ડોકું કાઢીને જોવું,ડોકિયું કરવું

ડોકાબારી સ્ત્રી૦ [ડોકું+બારી] મોટા દરવાજામાં રાખેલી નાની બારી

ડોકા(૦વ)વું અ૦ક્રિ૦ ડોકું બહાર કાઢીને જોવું [જોવું તે

ડોકિયું ન૦ ડોકું બહાર કાઢીને કે વળાવીને

ડોકી સ્ત્રી૦ ડોક. –કું ન૦ માથું (૨) ડોકિયું

ડૉક્ટર પું૦ [ઇં.] દાક્તર, વિલાયતી પદ્ધતિથી વૈદું કરનાર (૨) વિદ્યાની – પંડિતાઈની પદવી (ટૂંકમાં ડૉ૦ લખાય છે) –રી વિ૦ દાક્તરને લગતું કે તેની વિદ્યા સંબંધી (૨) સ્ત્રી૦ દાક્તરની વિદ્યા કે તેનો ધંધો

ડોઘલી સ્ત્રી૦ નાનું ડોઘલું, ટોચલી –લું ન૦ પહોળા મોંનો ઊભા ઘાટનો ઘડો; દોથડું (૨) વિ૦ ડોઘું

ડોઘું વિ૦ આખડબોખડું, બોથડ; ડોઘલું

ડોચકું ન૦ [ 'ડોકું' ઉપરથી ] માથું (૨) ટોચકું; ટોચ [કે તેટલી દવા

ડોઝ પું૦[ઇં.]એક વેળા લેવાની દવાની માત્રા

ડોઝરું ન૦ પેટ; હોજરું (તિરસ્કારમાં)

ડોઝું ન૦ ડોઝરું

ડોટી સ્ત્રી૦[ઇ.ટ્વીલ] એક જાતનું જાડું કાપડ

ડોડકું ન૦ એક જાતનું શાકફળ. [ડોડકાં છોલવાં = કામધંધો ન હોવો (૨) નકામો વખત બગાડવો]

ડોડલો પું૦ ડોડો (લાલિત્યવાચક)

ડોડવું ન૦ [જુઓ ડોડો] ફળ અથવા કણસલાવાળો ગોટો, ડોડો (૨) છોડવું; કાલું (૩) એક જાતનું ડોડકા જેવું ફળ. –વો પું૦ ફળ, ફૂલ કે કણસલાવાળો વગર ખીલેલો ગોટો – ડોડો

ડોડપાવું ન૦ ['ડોડો' ઉપરથી] ફૂલી ગયેલું આંખનું પોપચું [ન૦ ડોડીનું ફળ

ડોડી સ્ત્રી૦ એક વનસ્પતિ – વેલો. –ડું

ડોડો પું૦ [જુઓ ગોટો] ફળફૂલના ગર્ભવાળો નવો ફૂટતો ગોટો (૨) દાણા ભરેલું મકાઈનું ડૂંડું [પરોણી – ડેલી

ડોડી સ્ત્રી૦ પડેલાવાળાને ભેગવા કાઢેલી

ડોબરું ન૦ ભાંગેલું-ફૂટેલું માટીનું વાસણ (૨) રાનીપરજનું એક વાદ્ય

ડોબું વિ૦ કંઈ ન સમજે એવું, સાવ બોથડ (૨) ન૦ ભેંસ

ડોબો પું૦ મૂર્ખ; મંદબુદ્ધિ માણસ

ડોયણું ન૦ ['ડોયો' ઉપરથી] ડોયલું; ખોઈ બાંધવાનું ઘોડિયાનું આડું લાકડું

ડોયો પું૦ [ફ. ડોંગ] નાળિયેરને કોતરીને કરેલું વાસણ (૨) નાળિયેરનું ખોખું, જેમાં હૂકાનો ગેર ઘલાય છે (૩) ડોઈ (૪) મોટો ખીલો; ગજ્જો

ડોરણું ન૦ જુઓ ડોયણું

ડોલ સ્ત્રી૦ બાલદી; પાણીનું એક વાસણ (૨) પું૦ વહાણનો કૂવાથંભ

ડોલકાઠી સ્ત્રી૦ વહાણનો કૂવાથંભ; ડોલ (૨) તે પરના નિશાનની કાઠી

ડોલચી સ્ત્રી૦ [ડોલ+ફા. ચી (ચિહ્ન)] નાની ડોલ (૨) ચામડાની ડોલ (૩) પું૦ ડોલ વડે વહાણમાંથી પાણી ઉલેચનાર. –ચું ન૦ ડોલ (૨) ચામડાની ડોલ

ડોલણ(–ણિયું) વિ૦ ડોલતું; અસ્થિર

ડોલન ન૦ ડોલવાની ક્રિયા (૨) તાલ અને ધ્વનિ ઇ૦થી ડોલાવે એવો શબ્દાલંકાર; 'રીધમ'. ૦શૈલી સ્ત્રી૦ ડોલન જેની મુખ્ય વસ્તુ છે એવી શૈલી

ડૉલર પું૦ [ઇં.] અમેરિકાનો સોનાનો તથા ચાંદીનો સિક્કો

ડોલર(–રિયો) પું૦એક ફૂલઝાડ, બટમોગરો

ડોલવું અ૦ક્રિ૦ [પ્રા. ડોલ(સ. દોલય્)] ઝૂલવું,

ડૉ

ડૌ

ડૌવું (ડૌ') સ૦ક્રિ૦ હલાવી ભેગવા દેવું, ડીણવું

ડોશી સ્ત્રી૦ ઘરડી સ્ત્રી

ડોસલાં ન૦ બ૦ વ૦ પારસીઓમાં મરી ગયેલા માટે દર વર્ષે કરાતી ક્રિયા

ડોસી સ્ત્રી૦ ડોશી. –સું ન૦ ઘરડું-નમાલું માણસ. –સુંડગરું ન૦ ઘરડું – વૃદ્ધ માણસ. –સો પું૦ ઘરડો માણસ

ડાળ પું૦ [દે. ડોલ] મહુડાનું બી
ડોળ પું૦ બ૦ વ૦ [જુઓ ડાળ] ઘાણીમાં ફૂટયા વગર રહી ગયેલા દાણા (૨) પું૦ કહેળ ભરડતાં આખો રહી ગયેલો દાણો
ડોળ (ડૉ) પું૦; ન૦ આકાર; ઘાટ (૨) બહારનો દેખાવ; ઢોંગ. ૦ઘાલુ વિ૦ડોળી; દંભી. ૦ડ (-ઠ) માક પું૦ ભભકો; ઠાઠ
ડોળવા પું૦બ૦વ૦ જુઓ 'ડાળ' પું૦બ૦વ૦
ડોળિયું ન૦ મહુડાના ડોળનું તેલ
ડોળિયો પું૦ ડોળી ઊંચકનાર; ભોઈ
ડોળી (ડૉ) વિ૦ ડોળવાળુ; દંભી
ડોળી સ્ત્રી૦ [દે. ડોળ] ઝૂલતી ઝોળી; માંચી (જેવી કે માંદાને લઈ જવાની–'સ્ટ્રેચર') (૨) માઠી ખબર; મોકાણ

ડોળો પું૦ [દે. ડોલ=આંખ] આંખનો કાચ–ગોળો (૨) આંખ(૩)નજર; ધ્યાન[લા.]
ડ્રાઇવર પું૦ [ઇં.] (રેલવે ઇજિન કે મોટર) હાંકનાર [બાજી–રમત
ડ્રાફ્ટ સ્ત્રી૦ [ઇ.] કૂકાથી રમાતી એક અંગ્રેજી
ડ્રામ પું૦ [ઇં.] પ્રવાહીનું એક અંગ્રેજી માપ (જેમ કે, દવામાં ચાલે છે. લગભગ એકાદ આનીભાર જેટલું)
ડ્રાંઉં (૦ડ્રાંઉં) અ૦[રવ૦] દેડકાનો અવાજ
ડ્રિલ સ્ત્રી૦ [ઇં.] કવાયત
ડ્રેસ પું૦ [ઇં.] પોશાક; પહેરવેશ
ડ્રેસિંગ ન૦ [ઇં.]ઘા, ફોડા ઇ૦ ધોઈ મલમપટી ઇ૦ કરવાં તે [ચીતરવી તે
ડ્રોઇંગ ન૦ [ઇ.] ચિત્રકામ; રેખાથી આકૃતિ

## ઢ

ઢ પું૦ [સં.] મૂર્ધન્યાની ચોથો વ્યંજન (૨) સાવ અજ્ઞાન–ઠોઠ માણસ
ઢગ પું૦ ઢગલો, ગંજ
ઢગરું ન૦, –રો પું૦ [જુઓ ધગડો] ફૂલો
ઢગરો પું૦ [જુઓ ધગડું] હલકા પગારનો સિપાઈ
ઢગલાબંધ વિ૦ (૨) અ૦ ઘણું; પુષ્કળ
ઢગલી સ્ત્રી૦ નાનો ઢગલો.–લો પું૦ પુંજ; ખડકલો
ઢગો પું૦બળદિયો(૨)મૂર્ખ; બેવકૂફ આદમી
ઢચક ઢચક સ્ત્રી૦ [રવ૦] પાણી પીવાનો અવાજ
ઢચુપચુ વિ૦ અનિશ્ચિત; ડગુમગુ
ઢચૂક (૦ઢચૂક) અ૦ [રવ૦]
ઢચ્ચર વિ૦ બહુ ઘરડું; ખોખા જેવું–જીર્ણ
ઢડ અ૦ [રવ૦] ધડ–આઘાતનો અવાજ (ઢડ દઈને ચોડી દીધી) ['ઢણઢણ'માં
ઢઢણવું, ઢઢણાટ, ઢઢણાવવું, જુઓ
ઢઢ્ઢો પું૦ [દે. ઢડ્ઢ=જડ; સ્તબ્ધ] ઠોઠ માણસ (૨) પતંગ વચ્ચેની ઊભી જાડી અક્કડ સળી કે ચીપ(બીજી તે કમાન)

ઢણઢણ અ૦ [રવ૦]. ૦વું અ૦ક્રિ૦ ઢણઢણ એમ વાગવું (૨) જોરાથી બધું એક સાથે હાલી ઊઠવું; ધણધણવું. –ણાટ પું૦ ઢણઢણ અવાજ –ણાવવું સ૦ક્રિ૦ (પ્રેરક)
ઢપ(–પ્પ) અ૦ [રવ૦] પડવાનો અવાજ
ઢબ અ૦ [રવ૦] ધડવાનો અવાજ (૨) શૂન્ય; ધબ [રીતભાત; પદ્ધતિ, છટા
ઢબ સ્ત્રી૦ રીત, પદ્ધતિ; ૦છબ સ્ત્રી૦
ઢબઢબિયાં ન૦બ૦વ૦ ઢબ ઢબ કરવું તે
ઢબવું અ૦ક્રિ૦ ઢબ ઢબ 'એવો અવાજ કરવો (૨) ડૂબવું; બૂડી જવું (૩) ધબી જવું; મરી જવું [પૈસો (૨) મૂર્ખ
ઢબુ પું૦ [કા. ડબ્બુ; તેલુગુ ડબ] બેવડિયો
ઢબૂકવું અ૦ક્રિ૦ [રવ૦] ઢોલનું વાગવું (૨) પાણીમા ડૂબકાં ખાવાં
ઢબૂડ(–ર)વું સ૦ક્રિ૦ ['ઢબ' કરવું] બરાબર ઓઢાડીને સુવાડવું (૨)થાબડવું(વહાલમાં) (૩) પીબવું; મારવું
ઢબ્બુ પું૦ જુઓ ઢબુ
ઢમ અ૦ [રવ૦](૨)ન૦(બાળભાષામાં)ઢોલ

ઢમક (૦ઢમક) અ૦ [રવ૦] ઢોલનો અવાજ. ૦વું અ૦ક્રિ૦ ઢમ ઢમ થવું

ઢમઢમ અ૦ [રવ૦] ઢોલનો અવાજ

ઢમઢોલ વિ૦ ઢોલ જેવું ફૂલેલું; ખૂબ જાડું દેખાતું

ઢમાક અ૦ (૨) પું૦ [રવ૦] ઢોલનો અવાજ

ઢરડકો પું૦ [રવ૦] ઢરડવાનો અવાજ

ઢરડવું સ૦ક્રિ૦ [રવ૦] ઢસડવું; ઘસડવું

ઢરડો પું૦ ['ઢસડવું' ઉપરથી] ઢસરડો; વેઠ; અરસિક વૈતરું

ઢસ વિ૦ [પ્રા. ઢંસ=ઢસી પડવું] 'ઢીલું' જોડે [વપરાય છે. 'ઢીલુંઢસ'

ઢસડવું સ૦ક્રિ૦ [જુઓ ઢરડવું] જમીન સાથે ખેંચવું; ઘસડવું (૨) [લા.] વેઠ ઉતારવી (૩) ગમે તેમ લખી કાઢવું (૪) કોઈ કામ ગમે તેમ ખેંચી નાંખવું

ઢસરડવું સ૦ક્રિ૦ જુઓ ઢસડવું [વેઠ

ઢસરડો પું૦ ઢસરડવાથી થયેલો ઘસરકો (૨)

ઢસ(૦ળ)વું અ૦ક્રિ૦ [પ્રા. ઢંસ] ઢગલો થઈને (જેમ કે મકાન, ભીંત, ભેખડ ઇ૦) પડી જવું

ઢળકવું અ૦ક્રિ૦ ઢળવું; નમતું રહેવું (૨) નમતું રહેવાથી સુંદર દેખાવું

ઢળવું અ૦ક્રિ૦ [દે. ઢલ] આડું થવું, એક બાજુ નમવું (૨) પ્રવાહી પદાર્થનું બહાર નીકળી જવું (૩) બીબામાં રેડાઈ તે ઘાટના થવું (૪) અમુક વલણ તરફ વળવું. [લા.]

ઢંકાવું અ૦ ક્રિ૦ 'ઢાંકવું'નું કર્મણિ

ઢંગ પું૦ વર્તન; રીતભાત (૨) ચેનચાળા; ઢાળો (૩) રીત; ઢબ; પ્રકાર. ૦ઢાળ પું૦ ઢંગધડો; ઠેકાણું (૨) ઘાટ; આકાર. ૦ધડો પું૦ ઠેકાણું, વિશ્વાસ પડે એવું વર્તન

ઢંઢ વિ૦ [દે. ઢંઢ=ઢંભી] ('પોલું' જોડે વપરાય છે – પોલું ઢંઢ) સાવ પોલું

ઢંઢેરો પું૦ જાહેરનામું (૨) સરકારી જાહેરનામું

ઢંઢોળવું સ૦ક્રિ૦ [પ્રા. ઢંઢોલ્લ=ધૂમવું, ફરવું] (જગાડવા માટે) ખૂબ હલાવવું

ઢાકઢોળ પું૦ [સર૦ ઢાળો] ઉાળ; ઘાટ

ઢાકોઢું(–ઢૂં)બો, ઢાકોઢૂમો પું૦ ['ઢાંકવું' પરથી] વધેલું ખાવાનું કે ઘરમાં ઉઘાડું હોય તે વપાસી કરીને ઢાંકવું–બંધ કરવું તે

ઢાચવું ન૦ ભડકું (રાનીપરજ લોકોનું)

ઢાઢી પું૦ [દે. ઢડ્ડ=ભેરી] શરણાઈ વગાડનારો (૨) એક જાતનો માગણ

ઢાલ સ્ત્રી૦ [સં.] પ્રહાર – ઝટકો ઝીલવાનું ચામડાનું એક સાધન (૨) રક્ષક વસ્તુ [લા.]. ૦ગર પું૦ ઢાલ બનાવનાર

ઢાળ પું૦ [દે. ઢાલ=ઢાળવું] ઢોળાવ; ઉતાર (૨) રીત; ઢબ, ઢાળો, ઢંગ (૩) ગાવાની ઢબ (૪) સંબંધ; ઘરોબો (૫) ખેતરના પાકનો અંદાજ

ઢાળકી સ્ત્રી૦ [ઢાળવું પરથી] ધાતુને ગાળીને પાડેલી લગડી. –કો પું૦ મોટી ઢાળકી (૨) [લા.] ઢંગ; વર્તણૂક (૩) કામકાજની સફાઈ – આવડ; ભલીવાર (૪) સમજણ. –ણી સ્ત્રી૦ ધાતુ ઢાળવાની ક્રિયા કે રીત

ઢાળવું સ૦ક્રિ૦ [દે. ઢાલ] નીચે નાંખવું; નમાવવું (જેમ કે આંખ) (૨) પાથરવું (જેમ કે ખાટલો) (૩) ટીપા રૂપે પાડવું, ગેરવવું (જેમ કે આંસુ) (૪) પાકનો અંદાજ કાઢવો (૫) ગાળીને ઢાળકી પાડવી; બીબામાં રેડવું

ઢાળિયું વિ૦ ઢાળદાર (૨) ન૦ ઢાળકી (૩) ઢાળવાળું ખેતર કે જમીન (૪) એક જ ઢાળ–બાજુવાળું છાપરું (૫) ઢાળદાર મેજ. –યો પું૦ ખેતરમાં પાણી લઈ જવાનો બાંધેલો ઢાળદાર માર્ગ (૨) ઢાળેલો પાસલો –ઘાટ [(૩) પદ્ધતિ; ઢબ

ઢાળો પું૦ આરામ, વિશ્રાંતિ (૨) ઢંગ, રીતભાત

ઢાંકણ (૦) [ઢાંકવું] ઢાંકણું (૨) સંરક્ષણ (૩) ઢાંકવું તે. –ણી સ્ત્રી૦ નાનું ઢાંકણું (ખાસ કરીને હાંલ્લીનું) (૨) પૂંઠણ ઉપરનું હાડકું. –ણું ન૦ વસ્તુને ઢાંકવા તેને બેસતો કરેલો કાંઈ પણ ઘાટ (૨) ઢાંકનારું કંઈ પણ

ઢાંકપ(–પિ)છોડો (૦) પું૦ (ઢાંકવું+પછેડો, પિછોડો) દોષ છુપાવવાની યુક્તિ–બહાનું

ઢાંકવું (૦) સ૦ક્રિ૦ [દે. ઢક] કશા વડે વસ્તુને આવરવી – તેની ઉપર ગોઠવવું, મૂકવું કે પાથરવું (૨) સંતાડવું; ગુપ્ત રાખવું

ઢાંકેલદૂંકેલ (૦) વિ૦ ઢાંકેલું ઢબૂરેલું; ગુપ્ત રાખેલું [ઢાકોઢૂંબો

ઢાંકોઢું(–ઢૂં)બો, ઢાંકોઢૂમો (૦) પું૦ જુઓ

ાંકયું (૦) વિ૦['ઢાંકવું'નું ભૂ૦ કૃ૦]ઢાંકેલું; ગુપ્ત (૨) ન૦ ઘેર પહોંચાડેલું પિરસણ. ૦ધીકયું વિ૦ અંતરની ગુપ્ત ચિંતાથી બળી રહેલું-દુઃખી

ઢાંડું (૦) ન૦ મરી ગયેલું ઢોર

ઢાંઢો (૦) પું૦ મોટો બળદ

ઢિચાવવું સ૦ ક્રિ૦, ઢિચાવું અ૦ ક્રિ૦ 'ઢીચવું'નું પ્રેરક ને કર્મણિ

ઢિંગલી સ્રી૦, -લું ન૦, -લો પું૦ જુઓ ઢીંગલી, -લું, -લો

ઢીક સ્રી૦, ૦ણું વિ૦ જુઓ 'ઢીંક'માં

ઢીકાપાટુ સ્રી૦; ન૦ જુઓ ઢીંકાપાટુ

ઢીકો પું૦ જુઓ ઢીંકો

ીચવું સં૦ ક્રિ૦ જુઓ ઢીંચવું

ઢીબવું સ૦ક્રિ૦ ધીબવું; માર મારવો

ઢીમચું ન૦ ઢીમચું(૨) માટીની નાની કોઠી (૩) [લા.] ગંદું છોકરું (૪) માથું

ઢીમડું(-ણું) ન૦ ગાંઠ જેવો કઠણ સોજો (૨) જેના ઉપર મૂકીને કૂંદાય-ટિપાય તેવો લાકડાનો કકડો

ઢીમર પું૦ [સં. धीवर] માછી (૨) ખારવો

ઢીમું ન૦ ઢીમણું; ગૂમડું

ીલ સ્રી૦ [दे. ढिल्ल]વાર; વિલંબ(૨)તંગથી ઊલટું-શિથિલ હોવાપણું(૩) બેદરકારી [લા]. -લું વિ૦ ખેંચમાં શિથિલ; તંગ ન હોય એવું (૨) કઠણ નહિ એવું; પોચું (૩)[લા.]હિંમત વિનાનું (૪) કમજોર(૫) સુસ્ત,ધીરું;મંદ. -લુંઢસ વિ૦સાવ ઢીલું

ીંક સ્રી૦ [રવ૦] ધીબકો; ધપ્પો

ીંકણું વિ૦ફલાણું; અમુક ('ફલાણું' સાથે સાથે એ વપરાય છે, એકલું નહિ)

ીંકવો પું૦ [दे. ढंका] નદી કે તળાવના સૂકા તળિયામાં પાણી માટે ખોદેલો ખાડો

ીંકાપાટુ ન૦ બ૦ વ૦ [ઢીંકો+પાટુ] ધીબકા અને લાતોથી કરેલી મારામારી

[illegible]

-લું ન૦ પૂતળું-રમકડું. -લો પું૦ નર-રૂપની પૂતળી

ઢીંચણ પું૦ ઘૂંટણ; પગનો ઢાંકણીવાળો સાંધો-ભાગ. -ણિયું વિ૦ ઢીંચણ જેટલું ઊંચું (૨) જેનું પૂંછડું ઢીંચણે અડતું હોય એવું (૩) ન૦ ઢીંચણ નીચે મૂકવાનું ટેકણ (૪) ઢીંચણ; ઘૂંટણિયું

ઢીંચવું સ૦ ક્રિ૦ હદથી વધારે પીવું (૨) પીવું (તિરસ્કારમાં) (૩) દારૂ પીવો [લા.]

ઢીંચાવવું સ૦ક્રિ૦, ઢીંચાવું અ૦ક્રિ૦ 'ઢીંચવું'નું પ્રેરક ને કર્મણિ

ઢુકાવવું સ૦ક્રિ૦, ઢુકાવું અ૦ક્રિ૦'ઢૂકવું'નું પ્રેરક ને ભાવે

ઢૂકડું વિ૦ [જુઓ ઢૂંકડું] નજીક

ઢૂકવું અ૦ક્રિ૦ [જુઓ ઢૂંકવું] નજીક જવું

ઢૂવો પું૦ રણમા રેતી ઊડીને પડતો ઢગલો

ઢૂસ વિ૦ [રવ૦] નકામું; રદ્દી

ઢૂંકડું વિ૦ [ઢૂંકવું] ઢૂકડું; દૂર નહિ એવું

ઢૂંકવું અ૦ ક્રિ૦ [स ढौक्; प्रा. ढुक्क] ઢૂકવું; નજીક જવું [પ્રેરક ને ભાવે

ઢૂંકાવવું સ૦ક્રિ૦, ઢૂંકાવું અ૦ક્રિ૦'ઢૂંકવું'નું

ઢૂંઢવું સ૦ક્રિ૦ [स. ढुण्ढ्] શોધવું, ખોળવું

ઢૂંઢસું ન૦ કણસલામાંથી બાજરીના દાણા કાઢી લીધા પછી રહેતું ફોતરું; ઢૂંઢું

ઢૂંઢાવવું સ૦ક્રિ૦,ઢૂંઢાવું અ૦ ક્રિ૦ 'ઢૂંઢવું'-નું પ્રેરક ને કર્મણિ

ઢૂંઢિયો પું૦ જૈન ધર્મનો એક સંપ્રદાય (૨) એ સંપ્રદાયનો આદમી

ઢૂંઢું(-ણસું,-સું) ન૦ જુઓ ઢૂંઢસું

ઢૂંસો પું૦ ઘઉં નો જાડો મોટો ભાખરો (૨) ધૂંસો; જાડો કામળો

ઢેકલી સ્રી૦ નાનો ઢેકો-ગાંઠ (૨) નાની ટેકરી. -લો,-વો પું૦ મોટી ઢેકલી; ઢેકો

ઢેકવો પું૦ [સં. ढेंक ઉપરથી] કૂવામાંથી પાણી ખેંચવાનું એક યંત્ર

ઢેકાઢળિયા, ઢેકાઢૈયા પું૦બ૦વ૦[ઢેકા+ ઢળિયા (ઢળવું ઉપરથી)] ઊંચીનીચી - અસમાન જમીન; ખાડાટેકરા

ઢેકો પું૦ ઊપસેલો ભાગ; ટેકરો (૨) [શ.પ્ર. માં] શરીર પર ઢેકા પેઠે દેખાતો હાડકા વાળો ભાગ (જેમ કે કેડ, પીઠ)

ઢેખલો પું૦ ઈંટનો કકડો; રોડું
ઢેખાળી સ્ત્રી૦ નાનો ઢેખાળો(૨)ઈંટનો ભૂકો.
-ળો પું૦ જુઓ ઢેખલો
ઢેડ પું૦ એ નામની એક અંત્યજ જાતનો આદમી. ૦ગુજરાતી સ્ત્રી૦ અંગ્રેજી મિશ્રણવાળી ગુજરાતી. ૦ફજેતી સ્ત્રી૦, ૦ફજેતો પું૦ જાહેર ફજેતી; ખરાબમાં ખરાબ ફજેતી. ૦વાડો પું૦ ઢેડ લોકોનો લત્તો (૨) ગંદી-અસ્વચ્છ જગા, ગંદકી [લા.]. -ડિયું વિ૦ ઢેડના, -ને લગતું. -ડી સ્ત્રી૦ ઢેડની સ્ત્રી૦ -ડો પું૦ ઢેડ(તુચ્છકારમાં)
ઢેઢ ૦ગુજરાતી ૦ફજેતી ૦ફજેતો ૦વાડો જુઓ 'ઢેડ'માં. ૦ી સ્ત્રી૦ ઢેડી. -ઢિયું વિ૦ ઢેડિયું
ઢેપલી સ્ત્રી૦ નાનું-ચપટું ઢેફું, ચેપલી. -લું ન૦ રોડું (૨) ચોસલું, દગડું
ઢેપું(-ફું) ન૦ જુઓ ઢેફલું
ઢેબરું ન૦ એક ખાવાની વાની
ઢેમો પું૦ સોજો; ગડબ; ઢેમ(૨) પોદળો
ઢેયડી સ્ત્રી૦ ઢેડી
ઢેર પું૦ [હિં.] ઢગલો. -રી સ્ત્રી૦ ઢગલી
ઢેલ(૦ડી)સ્ત્રી૦[પ્રા.ઢેલિયાલિયા]મોરની માદા
ઢેસકું ન૦ એક ઘરેણું,(૨) જાડો રોટલો (૩) પોદળો
ઢેસરો(-લો,-ળો) પું૦ પોદળો
ઢેંક (ઢેં૦) વિ૦ તદ્દન હલકી કોટિનું
ઢેંચું ન૦ મોટું ઢેફું.-ચો પું૦ ઢગલો; ટેકરો
ઢોકળિયું વિ૦ વચમાંથી જાડું (વેલણ) (૨) ન૦ પગમાં ગોટલા ચડે એવું દર્દ
ઢોકળી સ્ત્રી૦ ખાવાની એક વાની
ઢોકળું ન૦ ખાવાની એક બનાવટ-વાની
ઢોચકી સ્ત્રી૦ નાનું ઢોચકું. -કું ન૦ સાંકડા મોંનો માટીનો ઘડો (૨) [લા.] રોચકું; માથું(૩)વિ૦ઢોચકા પેઠે અસ્થિર બેસણીનું કે તેવા મનનું; ઢોંગતું
ઢોર ન૦ પશુ, ગાય, ભેંસ વગેરે ચોપગું પ્રાણી. ૦ટાંક, ૦ઢાંક(-ખ)ર ન૦બ૦વ૦ ઢોર વગેરેનો સમૂહ ૦માર પું૦ ઢોરને પડે એવો સખત માર
ઢોરો પું૦ [સર૦ ધોરો] ઊપસેલી જમીન
ઢોલ પું૦, ન૦[મ] એક વાદ્ય; નગારું. ૦કી સ્ત્રી૦ નાનું ઢોલકું. [(બને બાજુની) ઢોલકી વગાડવી = બને પક્ષ સાચવવા પ્રયત્ન કરવો; એકે પક્ષને પૂરા વફાદાર ન રહેવું ] ૦કું ન૦ ઢોલ [પલંગડી
ઢોલડી(-ણુ,-ણી) સ્ત્રી૦ નાનો ખાટલો;
ઢોલિયો પું૦ ખાટલો; પલંગ
ઢોલી પું૦ ઢોલ વગાડનારો
ઢોલો પું૦ [રૂ. ઢોલ્ल] વર; ધણી
ઢોલો [ઢોલ=નગારું ઉપરથી] જાડો, એદી, મૂર્ખ માણસ
ઢોળ પું૦ ઓપ; ધાતુને રસવી તે
ઢોળફોડ સ્ત્રી૦ ઢોળવું ફોડવું તે
ઢોળવું સ૦ક્રિ૦ [રૂ. ढल=ढळवु] રેડવું (૨) ગબડાવવું (૩) ન૦ બેસણી વગરનું વાસણ (૪)બને બાજુ ઢળી પડે તેવો માણસ [લા.]
ઢોળવું સ૦ક્રિ૦ [રૂ. ढाल] પખો નાખવા
ઢોળાણ ન૦, -વ, ઢોળો પું૦ [જુઓ ઢળવું] ઢાળ
ઢોંગ (ઢોં) પું૦ ખોટો દેખાવ; દંભ. ૦ધતૂરો પું૦ ખોટો દંભ ને છેતરપિંડી; ઠગાઈ. -ગી,-ગીલું વિ૦ ઢોંગથી ભરેલું, દંભી
ઢોંઢો (ઢોં૦) પું૦ પથ્થર; પટાણો (૨)મૂર્ખ -જડસો આદમી [લા.]

# ણ

ણ [સં.] ટ વર્ગનો-મૂર્ધસ્થાની અનુનાસિક (આ અક્ષરથી શરૂ થતો શબ્દ ભાષામાં નથી)
-ણ(-ણું) ન૦ બનાવતો કૃત્પ્રત્યય [જુઓ અણ] (આ પ્રત્યય અંતે અ સિવાયના સ્વરવાળા ધાતુને લાગે છે.) ઉદા૦ ખાણ; પીણુ; લેણદેણ, જોણું; માગણ ઇ૦
-ણુક કૃત્પ્રત્યય. સ્ત્રી૦ બનાવે છે. ઉદા૦ વર્તણુક; નિમણુક

# ત

ત પું૦ [સં.] દંતસ્થાની પહેલો વ્યંજન
તક સ્ત્રી૦ [સર૦ દે. थक=અવસર] અનુકૂળ વખત – પ્રસંગ, લાગ
તકતક અ૦ તકતકે એમ. ૦વું અ૦ક્રિ૦ ચકચકવું; તેજ મારવું
તકતી સ્ત્રી૦ [જુઓ તખ્તો]કાચ કે ધાતુની ચાર ખૂણાવાળી ચકતી (૨) એક ઘરેણું. –તો પું૦ મોટી તકતી (૨) અરીસો (૩) મઢેલું ચિત્ર કે ફોટો
તકદીર ન૦ [અ.] નસીબ; કિસ્મત
તકમરિયાં ન૦બ૦વ૦ [જુઓ તુકમરિયા] એક જાતનાં બિયાં – ઔષધિ
તકરાર સ્ત્રી૦[અ]ઝઘડો;કજિયો;ટંટો(૨) વાંધો;ખાચો. –રિયું વિ૦તકરાર કરવાની ટેવવાળું(૨)તકરારવાળું – તકરાર કરવી પડે તેવું. –રી વિ૦ જુઓ તકરારિયું (૨) તકરારને લગતું, તકરારનો વિષય બનેલું
તકલાદી વિ૦[અ.तक्लीदी=નકલી,બનાવટી] મજબૂત અને ટકાઉ નહિ તેવું; નાજુક
તકલી સ્ત્રી૦ [સં. तर्कु]નીચે ગોળ ચકતીમાં ઊભા સળિયાની દાંડીવાળું કાંતવાનું એક સાધન
તકલીફ સ્ત્રી૦ [અ.] તસ્દી, શ્રમ; કષ્ટ
તકસીર સ્ત્રી૦ [અ.] ભૂલ; કસૂર. ૦વાર વિ૦ તકસીરવાળું - [ચાંપતી ઉઘરાણી
તકાજો(–દો) પું૦ [અ. तकाज़] તગાદો;
તકાવી સ્ત્રી૦ [અ.]સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતાં નાણાં [(૨) ઇચ્છવું
તકાવવું સ૦ક્રિ૦ લાલચથી તાકીને જોવું
તકિયો પું૦ [ફા.] પાછળ અઢેલવાનું મોટું ઓશીકું(૨)ઓટલી પર કરાતું તેવા ઘાટનું ચણતર (૩) ફકીરને રહેવાનું સ્થાન
તકેદારી સ્ત્રી૦ ચાંપ; જાપતો; દેખરેખ
તક્તી સ્ત્રી૦ જુઓ તકતી. –ક્તો પું૦ જુઓ તકતો
તક્ર સ્ત્રી૦; ન૦ [સં.] તાક; છાશ
તક્ષક પું૦ [સં.] સુતાર (૨) નાગલોકનો એક આગેવાન (૩) દેવોનો શિલ્પી. –ણ ન૦[સં.] ખરાદી કામ-૬૪માંની એક કળા
તક્ષશિલા સ્ત્રી૦[સં.] પંજાબનું એક પ્રાચીન નગર (પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્યાપીઠની જગા)
તખત ન૦ [જુઓ તખ્ત] સિંહાસન; રાજગાદી
તખતી સ્ત્રી૦ જુઓ તકતી. –તો પું૦ જુઓ તકતો(૨)મંચ,રંગભૂમિ,'પ્લૅટફૉર્મ'
તખલ્લુસ ન૦[અ.]ઉપનામ(જેમ કે, લેખકો ધારણ કરે છે તે, 'કલાપી' 'દ્વિરેફ' ઇ૦)
તખ્ત ન૦ [ફા.] જુઓ તખત. ૦નશીન વિ૦ તખત ઉપર બેઠેલું
તખ્તી સ્ત્રી૦ જુઓ 'તકતી'.–ખ્તેતાઊસ ન૦ શાહજહાંનું મયૂરાસન. –ખ્તો પું૦ [ફા] જુઓ તકતો
તગડ સ્ત્રી૦[ફા तगदव]દોડધામ(૨)રગડપટ્ટી; અથડામણ. ૦વું સ૦ક્રિ૦ખૂબ દોડાવવું(૨) થકવવું – રખડાવવું [જાડું; હૃષ્ટપુષ્ટ
તગડું વિ૦ [કાનડી 'दड्ड'=મજબૂત]ખૂબ
તગડો પું૦ [સં. त्रि] ૩ – ત્રણની સંજ્ઞા
તગણું વિ૦ [સં. त्रिगुण] ત્રણ ગણું
તગતગ અ૦ જુઓ તકતક.૦વું અ૦ક્રિ૦ જુઓ તકતકવું
તગર સ્ત્રી૦; ન૦[સં]એક વનસ્પતિ(સુગંધ માટે તથા ઔષધિમાં ખપ આવે છે)
તગવું અ૦ક્રિ૦ તગતગવું; ચકચકવું
તગાદો પું૦ જુઓ તકાજો
તગારું ન૦ [ફા. तगार]છાબડા ઘાટનું લોઢાનું એક પાત્ર (૨) પેટ (તિરસ્કારમાં) [લા.]
તગાવી સ્ત્રી૦ જુઓ તકાવી
તગેડવું સ૦ક્રિ૦ જુઓ તગડવું
તજ સ્ત્રી૦;ન૦ [પ્રા. तया; સં. त्वच्] એક તેજાનો (ઝાડની છાલ છે)

**તજગરો** પું૦ [अ तज्विरह] તપાસ (૨) હિસાબની તપાસ

**તજવીજ** સ્ત્રી૦ [अ] તપાસ, શોધ (૨) યુક્તિ, કરામત (૩) કોશિશ, પ્રયત્ન (૪) ચોકસી, સંભાળ(૫)વ્યવસ્થા જોગવાઈ

**તજવું** સ૦ક્રિ૦ [स त्यज्] છોડવું, ત્યજવું

**તજાગરમી** સ્ત્રી૦[प्रा तजा (स त्वच्)+ગરમી] ચામડીનો એક રોગ

**તજ્જન્ય** વિ૦ [स] તેમાંથી ઉત્પન્ન થયેલું

**તજ્જ્ઞ** વિ૦ [स] (અમુક વિષયનો)જાણકાર, વિદ્વાન, તદ્વિદ

**તટ** પું૦ [स] કિનારો, કાંઠો **૦સ્થ** વિ૦ નિષ્પક્ષ (૨) પક્ષપાત રહિત, નિરપેક્ષ

**તટિની** સ્ત્રી૦ [स] નદી

**તડ** અ૦ [રવ૦] તરડાવાનો અવાજ (૨) સ્ત્રી૦ તરડ, ફાટ (૩) ન૦ પક્ષ, ભાગ઼ો

**તડકવું** અ૦ક્રિ૦ [તડ] ડરવું, ગભરાવું

**તડકાવવું** સ૦ક્રિ૦ 'તડકવું'નું પ્રેરક (૨) ધમકાવવું

**તડકીછાંયડી** સ્ત્રી૦ જુઓ તડકોછાયડો

**તડકો** પું૦ તાપ, સૂર્યનો ગરમ પ્રકાશ **૦છાયડો, ૦છાંયો, ૦શીળો** પું૦ તડકો અને છાંયડો (૨) સુખદુઃખ [લા]

**તડજોડ** સ્ત્રી૦ [તડ+જોડ] તડો વચ્ચે સમાધાન–સુલાહસંપ

**તડતડ** અ૦ [રવ૦] ફાટવાનો અવાજ(૨) ઝટ ઝટ **૦વું** અ૦ક્રિ૦ તડતડ અવાજ થવો (૨) ફાટું ફાટું થવું, તસતસવું (૩) ગુસ્સાથી બોલવું [લા] **–ડાટ** પું૦ તડતડવાનો અવાજ(૨)અ૦ ઝપાટાબંધ **–ડિયું** વિ૦ તડતડ અવાજ કરે એવું (૨) ન૦ બળતાં તડતડ અવાજ કરે એવું લાકડું **–ડિયો** પું૦ દેવતાની ચિનગારી (૨) એક દારૂખાનું [જુઓ તડફડ

**તડ ને ફ(–ભ)ડ** શ૦પ્ર૦ [તડનો દ્વિર્ભાવ]

**તડપડાટ** પું૦ જુઓ ટડપડ

**તડપવું** અ૦ક્રિ૦ જુઓ તરપવું

**તડફડ** અ૦ [દે] લાગતું જ, ઝટ (૨) મોઢામોઢ, ખુલ્લેખુલ્લું **૦વું** અ૦ક્રિ૦ તરફડિયાં મારવાં (૨) હાંફવું (૩) વ્યર્થ પ્રયત્ન કરવો–ફાંફાં મારવાં [લા] **–ડાટ** પું૦ તરફડવું તે **–ડિયાં** ન૦ બ૦ વ૦ દુઃખમાં હાથપગના પછાડા(૨)વલખાં ફાંફાં

**તડફેવું** અ૦ક્રિ૦ તરફડવું

**તડબૂચ** ન૦ [फा तरबुज] એક ફળ

**તડભડ** અ૦ જુઓ તડફડ [સામે ધસવું

**તડવું** અ૦ક્રિ૦ મારવા કે ઝગડવા માટે

**તડતડા** સ્ત્રી૦ ['તડવું' ઉપરથી] વડાતડી, બોલાબોલી (૨) મારામારી

**તડાક** અ૦ [રવ૦] તૂટવાનો અવાજ (૨) એકદમ, તરત જ

**તડાકો** પું૦ [રવ૦] જૂઠી વાત–ગપ (૨) એકાએક ઘસારો કે વૃદ્ધિ યા લાભ

**તડાગ** ન૦ [स] તળાવ

**તડાતડ** અ૦ [રવ૦] ઝટઝટ, ઉપરાઉપરી **–ડ(–ડી)** સ્ત્રી૦ બોલાબોલી, મારામારી (૨)ચડાચડી,સ્પર્ધા(૩)ઉતાવળ,ધમાચકડી

**તડામાર** અ૦ [તડવું+મારવું] ધમધોકાર, ઝપાટાબંધ **–ર(–રી)** સ્ત્રી૦ ઉતાવળ,ત્વરા

**તડિત** સ્ત્રી૦ [स] વીજળી

**તડિંગધૂમ** અ૦ [રવ૦] ઢોલકનો અવાજ

**તડી** સ્ત્રી૦ [स तड् ઉપરથી] ઝડી, દરોડો (૨) મારની ઝડી

**તડુકાવવું** સ૦ક્રિ૦, **તડુકાવું** અ૦ક્રિ૦ 'તડૂકવું'નું પ્રેરક ને ભાવે

**તડૂકવું** અ૦ક્રિ૦[રવ૦]રાડો કાઢવો,ગર્જવું

**તડૂકો** પું૦ તડૂકવાનો અવાજ

**તડેડાટ** પું૦ (૨) અ૦ જુઓ તડતડા'

**તડોતડ** અ૦ જુઓ તડાતડ

**તણખ** સ્ત્રી૦ [स तन्, प्रा तण=તણાવું] બળતરા સાથે સણકાની વેદના (૨) અવાજમાં ખેંચાવાથી આવતી કંકર્શતા

**તણખલું** ન૦[स तृणक]તરણું ઘાસની સળી

**તણખો** પું૦ દેવતાની ચિનગારી કે અંગારો

**તણછ** સ્ત્રી૦ તણખ **–છાવું** અ૦ક્રિ૦ અવયવ તણાવો (૨)લંગડાવું (૩) સણકા નાખવા ['ડકટાઈલ' [પં વિ]

**તણાઉ** વિ૦ તાણીને તાર ખેંચી શકાય એવું,

**તણાવું** અ૰ક્રિ૰ 'તાણવું'નું કર્મણિ; ખેંચાવું (૨) ગજા ઉપરાંતના કામના બોજા તળે કે ખર્ચમાં આવવું

**તણાવો** પું૰ [સ. तन् ઉપરથી] રથની સાગી નીચેનો દોર

**તણી** સ્ત્રી૰, **–ણું** ન૰, **–ણો** પું૰ [દે. तणय] છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય [પ.]

**તત્** સ૰ [સં.] તે. **–તકાલ**, **–તક્ષણ**, **–તખેવ** અ૰ તે જ વખતે; તરત જ [પ.]

**તતડવું** અ૰ક્રિ૰ [રવ૰] જુઓ તડતડવું

**તતડાટ** પું૰ તતડવું તે. **–વવું** સ૰ક્રિ૰ 'તતડવું'નું પ્રેરક (૨) ધમકાવવું [લા.]

**તતડિયું** વિ૰ બળતાં તડતડિયા ઊડે એવું (લાકડું, કોલસો ઇ૰). **–યો** પું૰ તણખો; તડતડિયો

**તતઃ** અ૰ [સં] પછી; તો પછી

**તતૂડી** સ્ત્રી૰ [રવ૰] નાનું તતૂડું. **–ડું** ન૰ એક જાતનું રણશિંગું

**તત્કાલ** અ૰ [સં] તે જ વખતે; તરત જ. **–લીન** વિ૰ [સં.] તે સમયનું. **–ળ** અ૰ જુઓ તત્કાલ [તત્ક્ષણ

**તત્ક્ષણ** અ૰ [સં.] તે જ ક્ષણે; તાબડતોબ;

**તત્ત્વ** ન૰ [સં.] કોઈ વસ્તુનું મૂળ અસલ કે વાસ્તવિક રૂપ (૨) સાર; રહસ્ય (૩) પંચભૂતમાંનું દરેક (૪) સાંખ્યનાં ૨૫ તત્ત્વોમાંનું દરેક – ૫ ચમહાભૂત, પંચ વિષયો, દસ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ અને પુરુષ. ૰ગ્રાહિણી વિ૰ સ્ત્રી૰, ૰ગ્રાહી વિ૰ તત્ત્વ ગ્રહણ કરનારું. ૰ચિંતન ન૰ તત્ત્વ વિષે વિચાર કરવો તે. ૰જ્ઞ વિ૰ [સં] તત્ત્વને જાણનારું (૨) પું૰ ફિલસૂફ. ૰જ્ઞાન ન૰ [સં] તત્ત્વ સંબંધી જ્ઞાન; ફિલસૂફી. ૰જ્ઞાની વિ૰ (૨) પું૰ [સં.] તત્ત્વજ્ઞ. ૰તઃ અ૰ [સં.] તત્ત્વની દૃષ્ટિએ; ખરી રીતે. ૰દર્શન ન૰ તત્ત્વજ્ઞાન; ફિલસૂફી. ૰મીમાંસા સ્ત્રી૰ 'મેટાફિઝિક્સ'. ૰વેત્તા પું૰ તત્ત્વજ્ઞાની; ફિલસૂફ. **–ત્ત્વાર્થ** પું૰ મૂળ સત્ય; ખરું તત્ત્વ

**તત્પર** વિ૰ [સં.] બરાબર પરોવાયેલું; એકધ્યાન (૨) તૈયાર; સજ્જ (માણસ). ૰તા સ્ત્રી૰

**તત્પરાયણ** વિ૰ [સં.] તત્પર

**તત્પુરુષ** પું૰ [સં.] સમાસના ચાર મુખ્ય પ્રકારમાંનો એક, જેમાં પૂર્વપદ ઉત્તરપદ સાથે વિભક્તિના સંબંધથી જોડાય છે [વ્યા.]

**તત્ર** અ૰ [સં.] ત્યાં

**તત્સમ** વિ૰ [સં.] મૂળ પ્રમાણેનું–બરાબર (૨) મૂળ ભાષામાં અને પ્રાકૃતમાં સરખો એવો (શબ્દ) [વિસ્તાર; લંબાણ

**તથા** સ્ત્રી૰ [દે. तत्ति] સ્પૃહા; તમા (૨)

**તથા** અ૰ [સં.] અને (૨) તે પ્રમાણે; તેમ. ૰ગત વિ૰ [સં.] પરમપદે પહોંચેલું (૨) પું૰ બુદ્ધ (૩) જ્ઞાની. ૰પિ અ૰ [સં] તોપણ. ૰ભૂત વિ૰ [સં.] તે પ્રમાણે બનેલું. ૰સ્તુ શ૰પ્ર૰ [+સં. अस्तु] 'તેમ થાઓ'; 'એવું હો'

**તથ્ય** વિ૰ (૨) ન૰ [સં.] સત્ય; સાચું. **–થ્યાંશ** પું૰ તથ્ય–સત્યનો અંશ (૨) મહત્ત્વનો ભાગ કે સારાંશ

**તદનુરૂપ** વિ૰ [સં.] તેના જેવું, તેના રૂપનું

**તદનુસાર** અ૰ [સં.] તે પ્રમાણે

**તદપિ** અ૰ [સં.] તોપણ

**તદબીર** સ્ત્રી૰ [અ.] યુક્તિ

**તદર્થે** અ૰ [સં] તેને માટે; તેને ખાતર

**તદા** અ૰ [સં.] ત્યારે

**તદાકાર** વિ૰ [સં] તેના જ આકારનું, તદ્રૂપ (૨) તન્મય; લીન [વિશેષ; વળી

**તદુપરાંત**, **તદુપરિ** [સં.] અ૰ તે ઉપરાંત;

**તદ્ગુણ** વિ૰ [સં.] તે કે તેના ગુણવાળું (૨) પું૰ તેનો ગુણ

**તદ્દન** અ૰ બિલકુલ; છેક (૨) નર્યું

**તદ્ધિત** પું૰ [સં.] [વ્યા.] મૂળ નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને લાગીને નવો શબ્દ બનાવતો પ્રત્યય (૨) વિ૰ તે પ્રત્યયો લાગીને બનેલું

**તદ્ભવ** વિ૰ [સં.] તેમાંથી થતું–જન્મતું (૨) મૂળ ભાષામાંથી પ્રાકૃતમાં આવેલો અપભ્રષ્ટ (શબ્દ)

**તદ્રૂપ** વિ૰ [સં.] તેના જેવું; તદાકાર

**તદ્વિદ** વિ૦ (૨) પુ૦ [સ] જુઓ તજ્જ્ઞ
**તન** પુ૦ [સ તનય] પુત્ર, દીકરો
**તન** ન૦ [ફા, સ તનુ] શરીર, દેહ
**તનક** [ફા તનુક, સ તનુ] થોડું (૨) નાનું,
**તનખો** પુ૦ [ફા તનખ્વાહ] પગાર
**તનમન** અ૦ [તન+મન] ખૂબ આતુરતાથી –અધીરાઈથી ૦**ધન** ન૦બ૦વ૦ સર્વસ્વ, બધી શક્તિ સાધન વગેરે –**નાટ** પુ૦ આવેગ, જુસ્સો, અધીરાઈ
**તનમનિયું** ન૦ એક જાતનું ફૂલ (૨) કાનનું એક ઘરેણું
**તનય** પુ૦[સ] પુત્ર –**યા** સ્ત્રી૦[સ] પુત્રી
**તનુ** વિ૦[સ] કૃશ, પાતળું (૨) થોડું (૩) નાનું (૪) સુંદર
**તનુ(–નૂ)** સ્ત્રી૦,ન૦ [સ] શરીર ૦**જ** પુ૦ [સ] પુત્ર ૦**જા** સ્ત્રી૦ [સ] પુત્રી
**તન્મય** વિ૦ [સ] એકાગ્ર, લીન
**તન્માત્ર** [સ] ન૦, –**ત્રા** સ્ત્રી૦ પંચમહાભૂતોનું શુદ્ધ–સૂક્ષ્મ રૂપ
**તન્વી** સ્ત્રી૦ [સ] નાજુક સુકુમાર સ્ત્રી
**તપ** ન૦ [સ] ઇંદ્રિયદમન, તપસ્યા (૨) લાંબો વખત રાહ જોતી કે ઊભા રહેવું પડે તે, તપવું પડે તે [લા]
**તપખીર** સ્ત્રી૦ છીંકણી –**રિયું,–રી** વિ૦ તપખીરના રંગનું
**તપત** સ્ત્રી૦ ગરમી, સહેજસાજ તાવ
**તપલોક** પુ૦ સાત લોકમાંનો છઠ્ઠો–તપસ્વીઓનો લોક
**તપવવું** સ૦ક્રિ૦ 'તપવું'નું પ્રેરક
**તપવું** અ૦ક્રિ૦ [પ્રા તપ્] ઊનું–ગરમ થવું (૨) તપ કરવું (૩)[લા] લાંબો વખત રાહ જોતા ઊભા રહેવું,ખોટી થવું (૪) ગુસ્સે થવું
**તપશ્ચર્યા** સ્ત્રી૦ [સ] તપ કરવું તે,તપસ્યા
**તપસી** વિ૦ (૨) પુ૦ તપ કરનાર
**તપસીલ** સ્ત્રી૦ વિગત,જુદી જુદી હકીકતનો ફોડ ૦**વાર** અ૦ વિગતવાર
**તપસ્યા** સ્ત્રી૦ [સ] તપ, તપશ્ચર્યા
**તપસ્વિની** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સ] તપસ્યા કરનાર સ્ત્રી
**તપસ્વી** વિ૦ (૨) પુ૦ [સ] તપ કરનાર
**તપાડ(–વ)વું** સ૦ક્રિ૦ 'તપવું'નું પ્રેરક
**તપાસ(૦ણી)** સ્ત્રી૦ [અ તજસ્સુસ] તપાસવું
**તપાસાવવું** સ૦ક્રિ૦ તપાસાવવું
**તપાસવું** સ૦ક્રિ૦ [તપાસ] શોધવું ખોળવું (૨) ચાકસી કરવી,ઊંડા ઊતરીને જોવું (૩) સંભાળવું, તજવીજ રાખવી
**તપાસ–સમિતિ** સ્ત્રી૦ તપાસ કરનાર સમિતિ
**તપાસાવવું** સ૦ક્રિ૦ 'તપાસવું'નું પ્રેરક
**તપેલી** સ્ત્રી૦ પહોળા મોંનું (ધાતુનું) એક વાસણ –**લું** ન૦ મોટી તપેલી
**તપો–** [સ] (સમાસમાં પૂર્વપદે ઘોષવ્યંજન પૂર્વે) ૦**ધન** વિ૦ [સ] તપ એ જ જેનું ધન છે એવું (૨)બ્રાહ્મણોની એ નામની જાતનું (૩)પુ૦ તપસ્વી (૪)તપોધન જ્ઞાતિનો બ્રાહ્મણ ૦**બલ** [સ] (–ળ) ન૦ તપનું બળ,તપનો પ્રભાવ ૦**ભૂમિ(–મી)** સ્ત્રી૦ તપથી પવિત્ર થયેલી ભૂમિ, તપોવન ૦**લોક** પુ૦ [સ] જુઓ તપલોક ૦**વન** ન૦ [સ] તપસ્વીનું નિવાસસ્થાન
**તપ્ત** વિ૦ [સ] તપેલું કે તપાવેલું
**તફડવું** અ૦ક્રિ૦ જુઓ તડફડવું
**તફડંચી(–બાજી)** સ્ત્રી૦ [જુઓ તફડક] પારકાના માલ કે કૃતિની ઉચાપત ચોરી
**તફડાટ** પુ૦ જુઓ તડફડાટ
**તફડાવવું** સ૦ક્રિ૦ તરફડાવી લેવું,ચોરી જવું
**તફડકે** અ૦ [અ તફ્‌ફક] ચોરાઈ, લેવાઈ કે ઉચાપત થયું હોય એમ [લીંબડીમાં]
**તફસીલ** સ્ત્રી૦[અ], ૦**વાર** અ૦ જુઓ તપ
**તફાવત** પુ૦ [અ] ફરક, ઓછાવત્તાપણું
**તફો** પુ૦ [અ તાફ્ક] જથો, વિભાગ
**તબક** સ્ત્રી૦ [અ] રકાબી, તાસક, છીછું (૨) માળ, મજલો ૦**ડી** સ્ત્રી૦ નાની તબક –રકાબી
**તબક્કો** પુ૦ [અ તબક્ક] મજલો, માળ (૨) સ્થિતિ, દશા (૩) પાયરી, દરજ્જો (૪) વિભાગ, ખંડ
**તબડક** અ૦[રવ૦][ઘોડાની દોડનો અવાજ] –**કી** સ્ત્રી૦ ઘોડાની દોડનો પગરવ (૨) દોડ –**કો** પુ૦ ઝપાટો, સપાટો, વેગ

**તબડાવવું** સ૦ક્રિ૦ [રવ૦] દોડાવવું (૨) દબડાવવું; ધમકાવવું
**તબડૂક** વિ૦ બોટ;કમઅક્કલ(૨)મૂઢ;અવાક
**તબદીલ** વિ૦ [અ.] બદલાયેલું; ફેરેલું. **–લી** સ્ત્રી૦ ફેરબદલી
**તબલચી** પું૦[ફા.]તબલાં–નરઘાં વગાડનાર
**તબલીઘ** સ્ત્રી૦ [અ.] શુદ્ધિ; ધર્માંતર
**તબલું** ન૦ [અ. तब्ल] એક વાદ્ય; નરઘું
**તબિયત** સ્ત્રી૦[અ.] મનની સ્થિતિ–મિજાજ (૨) શરીરની હાલત (તંદુરસ્તી કે માંદગી બાબતની)
**તબીબ** પું૦ [અ.] વૈદ્ય; હકીમ. **–બી** વિ૦ તબીબને લગતું (૨) સ્ત્રી૦ વૈદું
**તબેલો** પું૦ [અ. तवील्ह] ઘોડા, બળદ ઇ૦ કે ગાડી રાખવાનું ડેલું કે મકાન
**તબો** પું૦ ચલમનો તવો
**તઅલ્લુક** ન૦ [અ. तअल्लुक] તાલુકો; માણું
**તમ** ન૦ [સં.] અંધારું (૨) તમોગુણ વિ૦ને લાગતાં 'સૌમાં શ્રેષ્ઠ' એમ અર્થ બતાવનારો પ્રત્યય. ઉદા૦ શ્રેષ્ઠતમ
**તમ**.સ૦ તમે [પ]
**તમણું** સ્ત્રી૦[દે.]ભોંય ખોદીને કરેલો ચૂલો
**તમણું** વિ૦ ત્રણ ગણું; ત્રમણું
**તમતમાટ** વિ૦ તમતમું (૨) પું૦ તીખાશ
**તમતમું** વિ૦ બહુ તીખું
[સં.] તમાલવૃક્ષનું પાંદડું. **૦પત્રી** સ્ત્રી૦ તમાલપત્ર
**તમાશગીર, તમાશબીન** પું૦ તમાશો જોનાર; પ્રેક્ષક (૨) તમાશો કરનાર
**તમાશો** પું૦ [ફા. तमाशा] ઘણા લોકો જોવા મળે એવો ખેલ કે રમત (૨) ફજેતી[લા.]
**તમાસગીર,તમાસબીન,તમાસો** જુઓ તમાશગીર, તમાશબીન, તમાશો
**તમિસ્ર** ન૦ [સં.] અંધકાર
**તમે(–મો)** (મેં', મો') [પ્રા. तुम्ह] બીજો પુરુષ સ૦; 'તું'નું બ૦ વ૦
**તમોગુણ** પું૦[સં.] પ્રકૃતિનો એક ગુણ(૨) ક્રોધ; આકરો સ્વભાવ [ચક્કર
**તમ્મર** સ્ત્રી૦ [સં. तिमिर] આંખે આવતાં
**તર** વિ૦ [ફા.] રસકસથી ભરેલું;તાજું(૨) ધરાયેલું,તૃપ્ત(૩)પૈસાદાર(૪)મસ્ત,ચકચૂર
**તર** સ્ત્રી૦ [દે.] દહીં દૂધ પરની મલાઈની પોપડી
**–તર** પ્રત્યય. ક્રિ૦ને લાગતાં ન૦ બનાવે છે. ઉદા૦ ઘડતર; ભણતર (૨) [સં.,ફા.] વિ૦ને લાગતાં 'તેથી અધિક–વિશેષ' અર્થ સૂચવે. ઉદા૦ અધિકતર; બહેતર [તિરસ્કારમાં]

તરછોડવાથી થતી અસર (૨) તિરસ્કાર; છિટકાર. ૦વું સ૦ક્રિ૦ જોરથી આંચકો મારવો (૨) તિરસ્કારપૂર્વક કાઢી મૂકવું (૩)તુચ્છકારવું;ધિક્કારવું.–ડો પુ૦ તરછોડ
**તરજ** સ્ત્રી૦ [જુઓ તર્જ] ગાવાની ઢબ
**તરજુમિયું** વિ૦ભાષાની છટા કે ભાવ વિનાનું, માત્ર શાબ્દિક સમાનતાવાળું (ભાષાંતર)
**તરજુમો** પું૦ [અ.] ભાષાંતર
**તરડ** સ્ત્રી૦ [રવ૦] તડ, ફાટ, ચીરો. ૦વું અ૦ક્રિ૦ તરડ પડવી, ફાટવું(૨)વાંકુ–ત્રાંસું થવું (૩) વ કોઈને વિરુદ્ધ ચાલવું. –ડાટ પુ૦ તરડાવું–ફાટવું તે (૨) અભિમાન; મગદૂર. –ડાવું અ૦ક્રિ૦ તરડવું
**તરણ** ન૦ [સં.] તરવાની ક્રિયા (૨) તરવાનું સાધન; હોડી. ૦તારણ વિ૦ (૨) પુ૦ તારણતરણ; ઉદ્ધારનાર
**તરણ** ન૦ + [જુઓ તૃણ] તરણું
**તરણિ** પુ૦ [સં.] સૂરજ. ૦તનયા સ્ત્રી૦ યમુના નદી [ત્રાપો; હોડી
**તરણિ(–ણી)** સ્ત્રી૦ [સં.] તરવાનું સાધન;
**તરણું** ન૦ [જુઓ તૃણ] તરખલું
**તરણોપાય** પું૦ [સં.] તરી જવાનો–બચવાનો ઉપાય
**તરત** અ૦ [સં. त्वरित, प्रा. तुरत] એકદમ; ઝટ.૦બુદ્ધિ વિ૦ હાજરજવાબી બુદ્ધિ; વાળું(૨)સ્ત્રી૦ શીઘ્ર કામ દે એવી–સમય-સૂચક બુદ્ધિ
**તરતમ** વિ૦ [સં, પ્રા.] ઓછુંવત્તું
**તરતીબ** સ્ત્રી૦ [अ.] આચાર, રીતભાત વગેરેનું શિક્ષણ (૨) વ્યવસ્થા; ગોઠવણ (૩) સભાગ, માવજત
**તરપં(–પિં)ડી** સ્ત્રી૦ [સં. त्रि + पिंड] મરનારની વરસીને દિવસે કરાતી શ્રાદ્ધક્રિયા
**તરફ** સ્ત્રી૦ [अ.] બાજુ; પક્ષ(૨)તંતુવાદ્યના મુખ્ય તારની નીચે, રણકવા માટે રખાતા તારનો સમૂહ કે પ્રત્યેક તાર (૩) અ૦ બાજુ; ભણી ['તરફડવું'માં
**તરફડવું**, **તરફડાટ**, **તરફડિયું** જુઓ
**તરફણ** સ્ત્રી૦ [સં. त्रि + फणा] દાણા વાવવાનું એક ઓજાર; ત્રણ દાંતાનો નાનો વાવણિયો [સ્ત્રી૦ પક્ષપાત; ઉપરાણું
**તરફદાર** વિ૦તરફેણ કરતું; પક્ષવાળું.–રી
**તરફી** વિ૦ (સમાસમાં) તરફનું. ઉદા૦ એકતરફી [બાજુ; પક્ષ(૨)તરફદારી
**તરફેણ** (ફે)સ્ત્રી૦[अ. तरफ़नुं બ૦વ૦ तरफ़ैन]
**તરફોડો** પુ૦[રવ૦]છણકો,છાકોટો,ધુતકાર
**તરબતર** [फा.] ખૂબ તર;પ્રવાહીથી ભરેલું; તરબોળ
**તરબૂચ** ન૦,–ચી સ્ત્રી૦ જુઓ'તડબૂચ'માં
**તરબોળ** વિ૦ [તર (फा.)+બોળ (બોળવું)] તદ્દન પલળી ગયેલું
**તરભડ** સ્ત્રી૦ [રવ૦] બોલાબોલી; તકરાર. ૦વું અ૦ક્રિ૦આવેશપૂર્વક બોલવું;કજિયો કરવો
**તરભાણી** સ્ત્રી૦[સં.ताम्रभांड]ધર્મવિધિમાં વપરાતી તાંબાની તાસક. –ણું ન૦ મોટી તરભાણી
**તરભેટ(–ટો)** પું૦ [જુઓ ત્રિભેટો] ત્રણ ગામના સીમાડા કે રસ્તા ભેગા થતા હોય એવી જગા
**તરલ** વિ૦ [સં.] ચપળ;અસ્થિર(૨)જલદી ઊડી જાય એવું; 'મોબાઈલ' [પ. વિ.](૩) પું૦ હારનું વચ્ચેનું રત્ન
**તરવર** અ૦ ત્વરાથી તળે ઉપર–સળવળ થતું હોય એમ. ૦વું અ૦ક્રિ૦ ઉપર તળે થવું; સળવળવું (૨) ત્વરાથી અધીરા થવું. –રાટ પુ૦ ધમપછાડ,અધીરાઈ,ચંચળતા
**તરવંક** ન૦ [તર (ત્રિ)+વ ક(વાંકુ)]વક્રતા
**તરવાડી** પું૦ ત્રિવેદી; એક અટક
**તરવાડો** પું૦ [સં. तल (તાડ)+વાડો(વાઢવું)] ખજૂરા ઊછેરનારો; તાડી કાઢનારો
**તરવાયો** પું૦ [તર (ત્રિ)+પાદ (સં)] ત્રણ પાયાની ઘોડી; માંચી
**તરવાર** સ્ત્રી૦ [સં. तलवारि फा. तल्वार] સમશેર, ખડગ. –રિયો વિ૦ પુ૦ સહેજ સહેજમાં તરવાર ખેંચે એવો (૨)તરવાર વાપરી જાણનારો યોદ્ધો
**તરવાવું** અ૦ક્રિ૦ કાચો ગર્ભ પડવો(ઢોર માટે)

**તરવું** સ૦ક્રિ૦ [સ. તૄ; પ્રા. તર] ઓળંગવું; પાર કરવું (૨) અ૦ક્રિ૦ ડૂબ્યા વિના પાણીમાં ઉપર રહેવું કે ખસવું(૩) બચવું [લા.]

**તરશ** સ્ત્રી૦ [સ. તર્ષ, તૃષા] પાણી પીવાની ઇચ્છા; પ્યાસ(૨) તીવ્ર ઇચ્છા [લા.]. **–શ્યું** વિ૦તરસવાળું; પ્યાસું. **–સ** સ્ત્રી૦ તરશ

**તરસ** [સં. તર્ક્ષ] એક જંગલી જાનવર – ઝરખ

**તરસ** પું૦ [ફા. તર્સ] ક્રોધ

**તરસાડ** સ્ત્રી૦ [સ. તલ(તાડ)ઉપરથી]તાડના પાદડાં; જાવલી [તલસાવવું

**તરસાવવું** સ૦ક્રિ૦['તરસ' ઉપરથી]ઝુરાવવું;

**તરસ્યું** વિ૦ જુઓ તરશ્યું

**તરંગ** પું૦ [સ.] પાણીની લહેર; મોજું (૨) કલ્પના; બુટ્ટો. **–ગિણી** સ્ત્રી૦ [સ.]નદી **–ગિત** વિ૦ [સં.] લહેરો ખાતું; હાલતું. **–ગી** વિ૦ [સ] મનના તરંગ પ્રમાણે વર્તનારું (૨) તરંગો – કલ્પનાઓ કર્યા કરનારું

**તરાઈ** સ્ત્રી૦ [હિં.] પહાડની તળેટીનો પ્રદેશ

**તરાડ** સ્ત્રી૦ [રવ૦] ફાટ; ચીરો [ગાયન

**તરાણું(–નો)** પું૦ [ફા] એક તરેહનું

**તરાપ** સ્ત્રી૦ છલંગ (૨) એકદમ મારેલી ઝૂટ

**તરાપો** પું૦ [સર૦ [સ. તપ્ર, પ્રા. તપ્પ] વાંસ કેલાકડાંને એકબીજાની સાથે બાંધીને બનાવેલો પાણીમાં તરે તેવો પાટ જેવો ઘાટ; ત્રાપો [તરી શકાય તેટલું

**તરામણું** વિ૦ તરીને જવું પડે એટલું (૨)

**તરિ** સ્ત્રી૦ [સ] હોડી

**તરિયો** પું૦ [સ. ત્રિ ઉપરથી] એકાંતરિયો (૨) ચોથિયો તાવ [ડાંગરનો દાણો

**તરિયો** પું૦ [તરી આવવું] ચોખામાં રહેલો

**તરી** સ્ત્રી૦ [હિં તરિયા] મલાઈ(૨) કાપ (૩) ઉપર તરતી કોઈ પોપડી – થર

**તરી** વિ૦[સ.ત્રિ ઉપરથી]ત્રણ ગણું(આંકમાં)

**તરી** સ્ત્રી૦ [સ.] હોડી; તરિ

**તરી** સ્ત્રી૦ [ફા.] જળમાર્ગ

**તરીકે** અ૦ [જુઓ તરીકો] –ની માફક, પ્રમાણે; પેઠે; રૂપે

**તરીકો** પું૦ [અ.] રસ્તો; માર્ગ (૨) રીત

**તરુ** ન૦ [સં.] ઝાડ

**તરુણ** વિ૦ [સ.] જુવાન (૨) પું૦ જુવાન પુરુષ. **–ણી** વિ૦ સ્ત્રી૦ [સ.] યુવાનીમાં આવેલી (૨) સ્ત્રી૦ યુવાન સ્ત્રી; યૌવના

**તરુવર** ન૦ [સ.] મોટું ઝાડ

**તરેશટ** (રે') પું૦ [અ. તર્રાર] ગાંઠો તરડાઈ જાય એવી બૂમ (૨) ક્રોધનો આવેશ

**તરેરી** (રે') સ્ત્રી૦ [જુઓ તરેરાટ] ગુસ્સાના આવેશની ધ્રુજારી [જાત

**તરેહ** સ્ત્રી૦ [અ. તરહ] રીત, પ્રકાર(૨)ભાત,

**તરોપો** પું૦ નાળિયેર

**તર્ક** પું૦ [સ.] અનુમાન; કલ્પના (૨)વિચાર-પ્રક્રિયા (૩) સંભવિત ખુલાસો; 'હાઇ-પોથિસીસ' (૪) તર્કશાસ્ત્ર; ન્યાયશાસ્ત્ર. **૦વિતર્ક** પું૦ ઊહાપોહ (૨) ગમે તેમ વિચાર દોડાવ્યા કરવા. **૦શાસ્ત્ર** ન૦ [સ] ન્યાયશાસ્ત્ર; 'લૉજિક'.

**તર્જ** સ્ત્રી૦ [અ.] તરજ; ગાવાની ઢબ

**તર્જન** ન૦,**–ના** સ્ત્રી૦ [સ.] ઠપકો; ધમકી (૨) તરછોડ, તિરસ્કાર

**તર્જની** સ્ત્રી૦ [સ] અંગૂઠા પાસેની આંગળી

**તર્જવું** સ૦ક્રિ૦ [સ તર્જ્] ઠપકો આપવો, ધમકાવવું (૨) તરછોડવું, ધુત્કારવું

**તર્પણ** ન૦[સ] તૃપ્તિ (૨) જુઓ જલાંજલિ. **–ણીય** વિ૦ તૃપ્ત કરી ગકાય કે કરવા યોગ્ય

**તર્પવું** સ૦ક્રિ૦ [સ. તૃપ્] તૃપ્ત કરવું; સંતોષવું

**તર્પિત** વિ૦ [સ.] તૃપ્ત થયેલું

**તલ** પું૦ [સ. તિલ] એક તેલી બી કે તેનો છોડ(૨) એને મળતો ચામડી ઉપરનો ડાઘો

**તલ** [સ.] ન૦ તળિયું (૨) નીચેનો પ્રદેશ; તળેટી (૩) સપાટી. ઉદા૦ 'ભૂતલ'

**તલક** અ૦ [હિં.] સુધી, લગી

**તલખ** સ્ત્રી૦ [જુઓ તલસવું] ઝંખના; ઉતેજારી (૨) વ્યાકુળતા (૩) તરસ. **૦વલખ** અ૦[સ. વિલક્ષ ઉપરથી]પાણી ન મળવાથી અસ્વસ્થ. **૦વું** અ૦ક્રિ૦ [જુઓ તલસવું] ઝંખવું **–ખાં** ન૦બ૦વ૦ ઝંખના; પ્રાપ્તિ માટેની વ્યાકુળતા

**તલપ** સ્ત્રી૦ [અ તલબ] (પ્રાય વ્યસનની -ચીજની) ઉત્કટ ઇચ્છા, તાલાવેલી (૨) ફૂદકો, ફલંગ ૦વું અ૦ક્રિ૦ એમ દમ તલપ -ફૂદકો મારવો (૨) તલસવું

**તલપાપડ** વિ૦ [તલ+પાપડ] આતુર, અધીરું

**તલપૂર** વિ૦ તલ જેટલું (૨) મહેજ પણ

**તલફવું** અ૦ક્રિ૦ જુઓ તલપવું

**તલબ** સ્ત્રી૦ [અ] ઉત્કટ ઇચ્છા, તલપ

**તલભાર, તલમાત્ર** વિ૦ તલ જેટલું, સહેજ

**તલવટ** પુ૦ જુઓ તલવટ

**તલવાર** સ્ત્રી૦ જુઓ તરવાર

**તલસરું** ન૦ [પ્રા તિલ્લસરિયા] જેમા તલ થાય છે તે શીંગ (૨) તલ ખંખેરી લીધા પછીનો તલનો છોડ

**તલસવું** અ૦ક્રિ૦ [સ તૃ઼્] અતિ આતુર હોવું, આતુરતાથી તરફડવું

**તલસાટ** (-ટો) પુ૦ [જુઓ તલસવું] આતુરતા તરફડાટ

**તલસાંકળી** સ્ત્રી૦ [પ્રા તિલ્લસંકુલિયા] તલની બનાવેલી એક વાની

**તલસ્પર્શ** પુ૦ [સ] તળિયાનો સ્પર્શ (૨) ઝપાટીનો સ્પર્શ -ર્શિતા સ્ત્રી૦ -ર્શી વિ૦ તલસ્પર્શ કરતું (૨) વસ્તુના તળિયા સુધી ઊંડે જઈ વિચારતું

**તલાક** સ્ત્રી૦ [અ] છૂટાછેડા ફારગતી (પ્રાય મુસલમાન લગ્ન અંગે) [મહેનો

**તલાટી** પુ૦ મહેસૂલ વસૂલ કરનાર સરકારી

**તલાતલ** ન૦ [સ] સાત પાતાળમાનુ એક

**તલાવ** ન૦ [પ્રા (સ તડાગ)] એક જળાશય, નાનુ સરોવર ૦ડી સ્ત્રી૦, ૦ડું ન૦ નાનુ તળાવ

**તલાશ** સ્ત્રી૦ [ફા] શોધ તપાસ

**તલી** સ્ત્રી૦ ઝીણા તલ

**તલી** સ્ત્રી૦ તિલ્લી, બરોળ [કસબી છેડો

**તલો** પું૦ [અ તલા(સોનુ) ઉપરથી] પાઘડીનો

**તલ્પ** ન૦ [સ] શય્યા, પથારી

**તલ્લાક** સ્ત્રી૦ જુઓ તલાક

**તલ્લી** સ્ત્રી૦ બરોળ

**તલ્લીન** વિ૦ [સ] ગરક, લીન, એકાકાર

**તવ** સ૦ [પ] તારું [પ]

**તવ** અ૦ ત્યારે [પ]

**તવર્ગ** પુ૦ [સ.] ત્ થ્ દ્ ધ્ ન્ એ વ્યંજનો

**તવંગર** વિ૦ [ફા તુવાંગર] પૈસાદાર, તાલેવંત

**તવાઈ** સ્ત્રી૦ ['તવાવું' ઉપરથી, અથવા ફા ?] કમબખ્તી, આફત, ધાડ (૨) તાકીદ, ધમકી

**તવાજો** પુ૦ [અ તવાજ્અ] પરોણાચાકરી

**તવારીખ** સ્ત્રી૦ [અ] ઇતિહાસ [ક્રમ'ણિ

**તવાવું** અ૦ક્રિ૦ [સ. તપ, પ્રા તવ] 'તાવવું'નુ

**તવી** સ્ત્રી૦ નાનો તવો

**તવેથો** પુ૦ [સ તપ્, પ્રા તવ પરથી] રસોઈના ઉપર તળે કરવાનુ કે ઉથલાવવાનુ એક સાધન તાવેથો

**તવો** પુ૦ [પ્રા તવય દુર્ગી તવા] રોટલા શેકવાનુ એક પાત્ર, મોટી લોઢી (૨) ચલમમા મૂકવાની ગોળ ચપટી ઠીકરી

**તશરીફ** સ્ત્રી૦ [અ] મોટાઈ, મહિમા, શ્રેષ્ઠતા (મોટા માણસને 'પધારો' એમ કહેવામા વપરાય છે - તશરીફ લાવો)

**તસતસવું** અ૦ક્રિ૦ [રવ૦] ભરચક તંગ થવુ

**તસતસાટ** પુ૦ તસતસવુ તે

**તસબી** સ્ત્રી૦ [અ] (જપવાની) માળા, બેરખો

**તસર** સ્ત્રી૦ [સ ત્રસર પ્રા તસર] ત્રસની તીલીચ્છા(૨) તસર એ જાતનુ કપડ

**તસલ્લી** સ્ત્રી૦ [અ] આશ્વાસન, ભરોસો

**તસવી** સ્ત્રી૦ જુઓ તસબી

**તસવીર** સ્ત્રી૦ [અ] છબી, ચિત્ર [નાપ

**તસુ** પુ૦, સ્ત્રી૦ [અ તસ્સુજ] એક ઇંચ જેટલું

**તસુ** વિ૦ [અપ૦ તસ્મ, સ તાદૃશ] તેવુ [પ]

**તસોતસ** અ૦ તસતસે એમ, તંગ

**તસ્કર** પુ૦ [સ] ચોર ૦વું અ૦ક્રિ૦ ચોરવુ -રી સ્ત્રી૦ ચોરનુ કામ, ચોરી

**તસ્ત, ૦રું, -સ્તાનું** ન૦ [ફા તસ્ત, ત્રા] મડમૂત ઝીલવાનુ વાસણ (૨) કોગળા વગેરેનુ પાણી ઝીલવાનુ વાસણ

**તસ્દી** સ્ત્રી૦ [અ. તસ્દીઅ] શ્રમ, મહેનત

**તહ** પુ૦, સ્ત્રી, ન૦ [ફા] સુલેહ, સંધિ

**તહકુ(-કૂ)બ** વિ૦ [અ તવક્કુફ = ઢીલ]

મોકૂફ; મુલતવી. **–બી** સ્ત્રી૦ તહકૂબ રાખવું તે; મોકૂફી

**તહનામું** ન૦ [ફા.] સુલેહનો કોલકરાર–લેખ

**તહસીલ** સ્ત્રી૦; ન૦ [અ.] જમીનમહેસૂલ (૨) તાલુકો. **૦દાર** પું૦ તાલુકાનું મહેસૂલ વસૂલ કરનાર અમલદાર; મહાલકારી

**તહાં** અ૦ જુઓ તહીં [પ.]

**તહીં** અ૦ [પ્રા. तहि, तहिं] ત્યાં; ત્યહાં

**તહેનાત** (તહે) સ્ત્રી૦ [અ. तअय्युनात] સેવા કરવા માટેની હાજરી (૨) સેવાચાકરી; તાબેદારી

**તહેવાર** (તહે) પું૦ ટાણું; ખુશાલીનો દિવસ

**તહોમત** (તહો) ન૦ [અ. तुह्मत] આરોપ, આળ. **૦દાર** વિ૦ આરોપી. **૦નામું** ન૦ આરોપ મૂક્યો બાબતનું લખાણ

**તળ** ન૦ જુઓ તલ (૨) મૂળ (૩) પાયો (૪) જન્મસ્થાન. **૦પદ** ન૦ ગ્રામતળની જમીન (૨) અસલ–મૂળ જગા (૩) સપાટ જમીન (૪) જેનું પૂરું મહેસૂલ લેવાતું હોય એવી ખાલસા જમીન. **૦પદું** વિ૦ સ્થાનિક મૂળ વતનનું (૨) ગામડી; દેશી. **૦વટ** સ્ત્રી૦ પગનાં તળિયાંનું તળવાવું તે (૨) તળિયું (૩) જમીનની સપાટી (૪) ઉંમરાનું ઘડેલું લાકડું (૫) ભોજને ટેકવવા સામસામી ભીંતો પર ગોઠવીને રખાતું આડું લાકડું

**તળવાવું** અ૦ક્રિ૦ વધારે પડતા ઘસારાથી કે તાપથી પગનાં તળિયાંનું આળું થવું

**તળવું** સ૦ક્રિ૦ [પ્રા. तल] કકડાવેલા ઘીતેલમાં પકવવું [પૂરણ ભરેલું ગાદલું

**તળાઈ** સ્ત્રી૦ [દે. तल, तट्ठ = ગોદડું; બિછાનું]

**તળાતાંદળા** પું૦ બ૦ વ૦ [તળા (તળવું) + તાંદળા (સં. तण्डुल)] શેકેલા ચોખા- મમરા (૨) અ૦ ટૂંકેટૂંકું; લગારે વળગણ ન રહે એમ

**તળાવ** ન૦, **૦ડી** સ્ત્રી૦, **૦ડું** ન૦ જુઓ 'તલાવ'માં

**તળાવો** પું૦ ગાડાની પીંજણી તળેની આડી

**તળાંસવું** (૦) સ૦ક્રિ૦ ધીમે ધીમે ચાંપવું; ચંપી કરવી

**તળિયાઝાટક** અ૦ તળિયું ખુલ્લું થઈ જાય તેમ; ખુલ્લેખુલ્લું; પૂરેપૂરું ખુવાર

**તળિયું** ન૦ તડબૂચ

**તળિયું** ન૦ [સં. तल] છેક નીચેનો ભાગ; તળ (૨) પગનું તળિયું

**તળી** સ્ત્રી૦ જોડામાં પગના તળિયાને અડીને રહેતી ચામડાની પટી; સખતળી

**તળું** ન૦ જુઓ તળિયું

**તળે** અ૦ [સં. तल] નીચે; તળિયે. **૦ઉપર** અ૦ ઊંચુંનીચું; તળે કે ઉપર (૨) તલપાપડ; અધીરું [લા.]

**તળેટી** સ્ત્રી૦ [દે. तलहट्टिया] પર્વતની આજુબાજુનો નીચાણનો પ્રદેશ

**તંગ** વિ૦ [ફા.] ભિડાતું; ચપસીને આવી રહેતું (૨) તાણેલું; કસેલું (૩) છૂટ વગરનું (નાણાં કે વેપારની બાબતમાં) (૪) કાયર; કંટાળેલું (૫) પું૦ ઘોડાનું જીન ખસી ન જાય તે માટે પેટને કસીને બાંધેલો પટો

**તંગડી** સ્ત્રી૦ [જુઓ ટંગડી] ટાંટિયો (૨) ટૂંકી ચોરણી – લેંઘો

**તંગાશ** સ્ત્રી૦ [ફા. तंग ઉપરથી] તંગી, અછત

**તંગિયો** પું૦ [જુઓ તંગડી] નાની સૂંથણી

**તંગી** સ્ત્રી૦ [ફા.] તાણ; ન્યૂનતા, અછત

**તંડુલ** પું૦ [સં.] તંદુલ; ચોખા

**તંત** પું૦ [સં. तंति કે तंतु] તાર; તાંતણો (૨) કોઈ ઘટના કે વાતની પરંપરા– તેનો લાગો તાંતણો (૩) ચર્ચા, વાદવિવાદ, પંચાત (૪) છાલ; કેડો (૫) મમત; જિદ; હઠ

**તંતના** સ્ત્રી૦ [રવ૦] જુઓ તુનતુની

**તંતરવું** સ૦ક્રિ૦ [સં. तंत्र ઉપરથી] છેતરવું; ધૂતી લેવું; ભોળવવું

**તંતુ** પું૦ [સં.] તાર; તાંતણો, રેસો કે પાતળી નસ. **૦વાદ્ય** ન૦ [સં.] તંતુથી વાગતું વાજિંત્ર

**તંતે(–તો)તંત** અ૦ [જુઓ તંત] એક કેડે બીજું એમ; લગાતાર (૨) બરોબર; પૂરેપૂરું

**તંત્ર** ન૦ [સં.] હિંદુઓનાં એક પ્રકારનાં શાસ્ત્રો (તેમાં મંત્રો, પ્રયોગો અને ... ઓ ઉપર વધુ ભાર મૂકેલો ...

'વ્યવસ્થા, પ્રબંધ (૩) તેની યોજના-પૂર્વક ગોઠવણ, આયોજન (૪) સિદ્ધાંત [ન્યા] –ત્રી પુ૦ [સ] તંત્ર ચલાવનાર, અધિપતિ (૨) છાપાનો સંપાદક (૩) સ્ત્રી૦ તતુવાદ્યનો તાર (૪) ધનુષની દોરી, પણછ (૫) એક તતુવાદ્ય

તંદુરસ્ત વિ૦ [ફા તંદુરુસ્ત] નીરોગી, સ્વસ્થ –સ્તી સ્ત્રી૦ આરોગ્ય

તંદુલ પુ૦ [જુઓ તંદુલ] ચોખા, તાંદુલ

તંદ્રા સ્ત્રી૦ [સ.] આળસ, સુસ્તી, ઘેન (નિદ્રાનો)

તંબાકુ(–ક્) સ્ત્રી૦[જુઓ તમાકુ] એક વનસ્પતિ, જેના પાંદડાં એક વ્યસનની ચીજ છે

તંબુ(–બૂ) પુ૦ દોરડાં અને થાંભલાને ટેકે તાણેલું છત્રીવાળું લૂગડાનું ઘર

તંબૂરો પુ૦ [અ તંબૂર] એક તતુવાદ્ય

તંબોળ પુ૦ [ફા તંબૂલ, સ તામ્બૂલ] નાગરવેલનું પાન (૨) તેની બીડી – બીડું (૩) ઘાટો લાલ રંગ (૪) ગળાનો એક રોગ –ળણ સ્ત્રી૦ તંબોળીની સ્ત્રી –ળી પુ૦ પાનસોપારી વેચનારો (૨) તે ધંધો કરનારી ન્યાતનો માણસ

તઃ [સ] નામને લાગતા 'માંથી', 'ની દૃષ્ટિએ' એવા અર્થનું અ૦બનાવે ઉદા૦ તત્ત્વત:

–તા [સ] ભાવવાચક નામ (સ્ત્રી૦) બનાવનો પ્રત્યય

તા પુ૦ [ફા] એક કાગળ, તાવ

તા. 'તારીખ'નું ટૂંકું રૂપ [વિણકર

તાઈ પુ૦ મુસલમાનની એક નાત, પીંજારો,

તાઉસ પુ૦ [અ તાવૂસ] મોર (૨) ન૦ એક છેડે મોરનો આકાર હોય એવું વાદ્ય

તાક સ્ત્રી૦ [સ તક્ર] છાશ

તાક સ્ત્રી૦ [જુઓ તાકવું] નેમ, ચોટ (૨) પુ૦ લાગ, તાકડો –ડો પુ૦ તાક, લાગ

તાકડો પુ૦ [ત્રાક ઉપરથી] તાગડો, દોરો

તાકણિયું વિ૦ તાકેડુ

તાકત સ્ત્રી૦ જુઓ તાકાત

તાકવું સ૦ક્રિ૦ [સ તર્ક્] એકી નજરે જોયા કરવું (૨) નિશાન બાંધવું (૩) ઇચ્છવું

તાકાત સ્ત્રી૦ [અ.] શક્તિ સામર્થ્ય, મગદૂર

તાકીદ સ્ત્રી૦ [અ] ઉતાવળ (૨) આજ્ઞા, ફરમાન; તરત કરવાની જરૂરિયાત (૩) ચેતવણી, ધમકી

તાકું ન૦ [અ. તાક્] ગોખલો, હાટિયું

તાકેડુ વિ૦તાક્યુ નિશાન પાડનાર, તાકણિયું

તાકો પુ૦ [અ] ફાડ્યા વિનાનું લાંબુ એક સરખું લૂગડું, થાન

તાકોડી વિ૦ જુઓ તાકેડુ

તાગ પુ૦ [સ સ્તાઘ, દ. થગ્ઘ] છેડો, અંત, નિવેડો (૨) પરણીને વિદાય થતાં વર તરફથી છેવટે ભાગોળે કન્યાપક્ષના ભાટ બ્રાહ્મણોને અપાતી દક્ષિણા કે લાગો

તાગડધિન્ના પુ૦બ૦વ૦ [રવ૦] મોજમજા

તાગડો પુ૦ [ત્રાક ઉપરથી] તાતણો

તાગડો પું૦ ['તાકવુ' ઉપરથી] તાકડો, લાગ

તાગવું અ૦ક્રિ૦ તાગ કાઢવો, માપ કાઢવું (૨) પરવારવું, તાગ આણવો, છૂટા થવું

તાછવું સ૦ક્રિ૦ [સ. તક્ષ્] ટાંકણાથી છોલવું, છોલીને ચકચકતું કરવું

તાછું ન૦ જુઓ તાસું

તાજ પું૦ [ફા] મુગટ, રાજમુગટ

તાજગી સ્ત્રી૦ [ફા] તાજાપણું (૨)તેજી, સ્ફૂર્તિ (૩) તંદુરસ્તી

તાજણ સ્ત્રી૦ [જુઓ તાજી] ઘોડી

તાજણો પું૦[ફા તાજિયાનહ]સાટકો,ચાબુક

તાજપોશી સ્ત્રી૦તાજ પહેરવાની–ગાદીએ આવવાની ક્રિયા

તાજવું ન૦ જુઓ ત્રાજવું

તાજા કલમ સ્ત્રી૦ [ફા] (ટૂંકમાં લખાય છે તા ક ) મુખ્ય લખાણ પૂરું થયા પછી તેની નીચે ઉમેરેલું લખાણ

તાજિયો પુ૦ [અ] તાબૂત [(ઘોડો)

તાજી વિ૦ [ફા] અરબી–ઉત્તમ પ્રકારનો

તાજુબ વિ૦ [અ] આશ્ચર્યચકિત, દંગ –બી સ્ત્રી૦ આશ્ચર્ય

તાજું વિ૦[ફા તાજહ] નવું, તરતનું (૨) થાક ઉતરી જઈને સ્ફૂર્તિમાં આવેલું (૩) પૈસાથી ભરેલું, તર

મસ્તી, તોફાન ૦પૂરો પુ૦ ગાયનમાં તાન પૂરતું વાદ્ય તંબૂરો

**તાનો** પુ૦ [અ] ટોણો, મહેણું (૨) ક્રોધ

**તાપ** પુ૦ [સં] તડકો (૨) ગરમી, આંચ (૩) જ્વર, તાવ (૪) રુઆબ કડકાઈ (૫) કરપ ધાક (૬) દુ:ખ, સંતાપ ૦ડિયું ન૦ જુઓ તાપોડિયું

**તાપડું** ન૦ શણનું જાડું કપડું

**તાપણી** સ્ત્રી૦, **–ણું** ન૦ તાપવા માટે કૂસ વગેરેનો લગાડેલો અગ્નિ

**તાપતલ્લી, તાપતિલ્લી** અ૦ બરોબરની ગાડ વળવી તે

**તાપત્રય** પુ૦ [સં] આધિ વ્યાધિ અને ઉપાધિ અથવા આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક એ ત્રણ જાતનાં દુઃખ – સંતાપ

**તાપવું** અ૦ક્રિ૦ [સં તપ્] અગ્નિથી ટાઢ ઉડાવવી (૨) સ૦ક્રિ૦ (તપ સાથે) તપ કરવું

**તાપસ** વિ૦ [સં] તપ કરનાર (૨) પું૦ તપસ્વી

**તાપસી** સ્ત્રી૦ [સં] તપસ્વી સ્ત્રી

**તાપી** સ્ત્રી૦ [સં] ગુજરાતમાં થઈને વહેતી પ્રખ્યાત નદી

**તાપોડો** પુ૦, **–ડિયું** સખત તાપ કકારો (૨) તાપને લીધે થતો ફોલ્લો

**તાફતો** પુ૦ [ફા] એક જાતનું રેશમી કાપડ

**તાબડતોબ** અ૦ તરત જ, જરા પણ વિલંબ વગર

**તાબૂત** પુ૦, ન૦ [અ] મડદા પેટી, જનાજો, ખાસ કરીને ઇમામ હસન હુસેનની યાદગીરીમાં મોહરમના દિવસોમાં કબર જેવા ઘાટ કાઢે છે તે, તાજિયો (૨) બાધુ કે ઠાઠમાઠ જેવું થયેલું માણસ [લા]

**તાબે** અ૦ [અ] તાબામાં, હુકમ તળે ૦દાર વિ૦ હુકમમાં રહેનારું, આજ્ઞાંકિત (૨) પરાધીન ૦દારી સ્ત્રી૦ તાબેદારપણું

**તાબો** પુ૦ [જુઓ તાબે] કબજો, હવાલો

**તાબોટો** પુ૦ જુઓ ટાબોટો

**તામડી** સ્ત્રી૦ [સં તામ્ર પરથી] જુઓ તામડી **–ડો** પુ૦ જુઓ તાબડો

**તામસ** વિ૦ [સં] તમોગુણને લગતું (૨) અંધારું, તમસનું બનેલું (૩) પુ૦ ગરમ મિજાજ, ગુસ્સો **–સિક** વિ૦ ક્રોધી તામસી (૨) તામસ **–સી** વિ૦ ક્રોધી (૨) તામસ **–સી વિદ્યા** સ્ત્રી૦ ઊંઘમાં નાખવાની વિદ્યા

**તામિલ** સ્ત્રી૦ [ગ્રા૦ ના દમિલ (સં દ્રવિડ)] તામિલનાડ પ્રાંતની, એક દ્રાવિડ ભાષા ૦નાડ(–ડુ) પુ૦ [નાડ=દેશ] મદ્રાસ આસપાસનો તામિલ ભાષાભાષી પ્રદેશ

**તામિસ્ર** ન૦ [સં] ઘોર અંધારાવાળું એક નરક

**તામ્ર** ન૦ [સં] તાંબુ. ૦પટ(–ત્ર) પું૦, ન૦ તાંબાનું પતરું (૨) તેના પર લખેલો લેખ ૦વર્ણ, ૦વર્ણું વિ૦ તાંબાના રંગનું – લાલચોળ

**તાયફાવાળો** પુ૦ પાદરિનાન અને અફઘાનિસ્તાનની વચ્ચેના ભાગમાં રહેતા તાયફાનો આદમી

**તાયફો** પુ૦ [અ] ટોળી, સમૂહ મંડળ (૨) ગાવા બજાવવાનું કામ કરનાર ગમજણી અને તેના સાથીઓનો સમૂહ

**તાર** વિ૦ [સં] તીણો કે ઊંચો (સ્વર)

**તાર** પુ૦ [ફા, સં] તંતુ દોરો, રેસો (૨) ધાતુનો ખેંચીને બનાવેલો તાર (૩) [લા] તાર મારફતનો સંદેશો (૪) તલ્લીનતા ૦ઑફિસ સ્ત્રી૦ તારથી સંદેશો લેવા – મોકલવાનું કાર્યાલય [(૨) પું૦ તારો

**તારક** વિ૦ [સં] તારનાર, ઉદ્ધાર કરનાર

**તારકશ** પુ૦ [તાર+ફા કશ્] ધાતુનો તાર ખેંચનારો (૨) સોનાચાંદીનો કસબ કરનારો [કસબ

**તારકસબ** પુ૦ સોનાચાંદીના તાર તથા

**તારકા** સ્ત્રી૦ [સં] તારો

**તારણ** ન૦ [સં] પાર ઉતારવું તે, ઉદ્ધાર (૨) તારવી કાઢેલું તે સાર, તાત્પર્ય (૩) કરજ કરવાના મૂલ્ય પેટે આપતી કે રોકડની અનામત (૪) વસ્તુ તારવી કાઢયા પછી રહેલું પ્રવાહી ૦તરણ

વિ૦ (૨) પુ૦ ઉદ્ધારક ૦બળ ન૦ પ્રવાહીમા રહેલા પદાર્થને ઉપર લાવવાનુ બળ [પ વિ] ૦હાર વિ૦ (૨) પુ૦ જુઓ તારણતરણ

**તારતમ્ય** ન૦ [સ] ભાવાર્થ, સારાશ (૨) ઓછાવત્તાપણુ ફેર (૩) ગુણ, પ્રમાણ વગેરેનો પરસ્પર મેળ [વાચક [પ]

**તારવિયો, તારવો** પુ૦ તારો (લાલિત્ય

**તારવણી** સ્ત્રી૦ (હિસાબ) તારવવો તે

**તારવવુ** સ૦ક્રિ૦ ['તારવુ' ઉપરથી]દબાઈ ગયેલી વસ્તુને ઊચી આણવી (૨) ઉપર ઉપરથી લઈ લેવુ (૩) પકોળુ કરી પાણી સોસરુ કાઢી લેવુ–બોળી કાઢવુ (૪) જમાઉધારનો આકડો ખાતાવાર નક્કી કરવો (૫) નફોતોટો કાઢવો

**તારવુ** સ૦ક્રિ૦ તરે એમ કરવુ, ઉગારવુ, ડૂબતુ બચાવવુ

**તારા** સ્ત્રી૦[સ] આકાશમા ચમકતો ગોળો, તારો અથવા ગ્રહ [દોલત, દુના

**તારાજ** વિ૦ [ફા] ખેદાનમેદાન, જમીન

**તારાટપકી** સ્ત્રી૦ આ ના તરીકે ભરતમા વપરાતી ધાતુની ચકચકિત ટીપકી

**તારાપતિ, તારાપીડ** પુ૦ [સ] ચદ્ર

**તારામતી** સ્ત્રી૦[સ] રાજા હરિશ્ચદ્રની પત્ની

**તારામડળ(–ળ)** ન૦[સ] બધા તારાઓનો સમૂહ (૨) એક જાતનુ દારૂખાનુ

**તારામૈત્રક** [સ] ન૦ **તારામૈત્રી** સ્ત્રી૦, **તારાલગ્ન** ન૦ આખેઆખ મળવી તે, નેત્રપલ્લવી (૨) તેનાથી થયેલી પ્રીતિ

**તારાસ્નાન** ન૦ મળસકે તારા અદૃશ્ય ન થાય તે પહેલા કરાતુ આકાશ નીચે સ્નાન

**તારિકા** સ્ત્રી૦ [સ] તારો

**તારીખ** સ્ત્રી૦ [અ] એક આખો દિવસ (ઈસ્વી કે મુસલમાની મહિનામા) –ખિયુ ન૦ તારીખ જાણવા કરેલી યોજના, 'કેલેન્ડર'

**તારીજ** સ્ત્રી૦ [અ] જમાઉધારનુ તારણ

**તારીફ** સ્ત્રી૦ [અ] વખાણ પ્રશસા

**તારુણી** સ્ત્રી૦ [સ] તરુણી, જુવાન સ્ત્રી

**તારુણ્ય** ન૦ [સ] તરુણાવસ્થા, જુવાની

**તારુ** (તા') સ૦[અપ૦તુમ્હાર] (બીજો પુરુષ એકવ૦, છઠ્ઠી વિભક્તિ)

**તારો** પુ૦ [જુઓ તારા] આકાશમા ચમકતો ગોળો (૨) આખની કીકી

**તારો** પુ૦['તરવુ ઉપરથી]હોશિયાર તરનારો.

**તારોતાર** અ૦ તાતણેતાતણા છૂટા થાય તેમ (૨) તદ્દન છિન્નભિન્ન [લા]

**તાર્કિક** વિ૦ [સ] તર્કને લગતુ (૨) પુ૦ તર્કશાસ્ત્રી

**તાર્ક્ષ્ય** પુ૦ [સ] ગરુડ

**તાલ** પુ૦ [સ] ગાયનના ઠેકાનુ માપ (૨) મજા, રગ, રસ (૩) લાગ, યોગ્ય સમય (૪) તાડ (૫) કાંસીજોડ (૬) યુક્તિ, ખેલ પ્રપચ

**તાલ** સ્ત્રી૦ માથાની ટાલ ૦ડી સ્ત્રી૦ તાળવુ, તાલકુ ૦કુ ન૦ માથાનો વચલો અને સૌથી ઉપરનો ભાગ ગલકુ

**તાલપત્ર** ન૦ [સ] તાડપત્ર

**તાલબદ્ધ** [સ] **તાલબધ** વિ૦ (૨) અ પદ્ધતિસર (૨) સગીતમા તાલ પ્રમાણે

**તાલમેલ** સ્ત્રી૦ [સ તલ+મેલ] ટાપટીપ અચ્છી તરેહથી કરેલી ગોઠવણ (૨) ઉપર ઉપરનો ભપકો–સફાઈ –ળ પુ૦ તાલનુ મળવુ તે

**તાલવ્ય** વિ૦ [સ] જુઓ તાલુસ્થાની

**તાલાવેલી** સ્ત્રી૦ [? તાહ+વિલ] આતુરતા, ચટપટી ધાલાવેલી

**તાલીમ** સ્ત્રી૦ [અ] કેળવણી, શિક્ષણ (૨) અગકસરતનુ શિક્ષણ (૩) શિસ્ત ૦બદ્ધ વિ૦ તાલીમથી વ્યવસ્થિત થયેલુ ૦બાજ વિ૦ કસરત જાણનારો, સ ની (૨) ધૂર્ત, ખેલાડી

**તાલુ** સ્ત્રી૦,ન૦ [સ] તાળવુ

**તાલુક** પુ૦ [અ તઅલુક] સબધ ... વળગવુ (૨) માલમિલકત ... ૦દાર પુ૦ ... ધણી (૨) ... ... સરકાર તરફથી ...

તાલુકદારને લગતું (૨) સ્ત્રી૦ તાલુ દારનું કામ કે પદ –કો પુ૦ જિહ્વાનો નાનો ભાગ, પરગણું
**તાલુસ્થાન** ન૦ [સં] તાળવાનો ભાગ –ની વિ૦ તાલુસ્થાનમાથી ઉચ્ચારાતું તાલવ્ય
**તાલુ** ન૦ [અ તલા=સોન] કાપડમાં મુકાતો એક ત્રમી કકડો
**તાલે** ન૦ [અ તાલિઅ] નસીબ પ્રારબ્ધ –વર –વત, –વાન વિ૦ નસીબદાર ભાગ્યશાળી (૨) પસાતાર તવગર
**તાવ** પુ૦ [જુઓ તા] (આખા ધામાથી) એક કાગળ [વધવાનો એક રોગ
**તાવ** પુ૦[સં તાપ,પ્રા]જ્વર, શરીરની ગરમી
**તાવ** પુ૦ તાવ દેવો એ પ્રયોગમાં, રોફ કે ગર્વમાં (મૂછ પર) હાથ ફેરવવો એ અર્થમાં
**તાવડી** સ્ત્રી૦ [તાવડુ ઉપરથી] પેણી કડાઈ –ડો પુ૦ ખૂબ મોટી પેણી, કડાયુ
**તાવણ(–ણી)** સ્ત્રી૦ તાવવાની – કસોટીને શુદ્ધ કરવાની ક્રિયા (૨) કસોટી [લા]
**તાવતરિયો** પુ૦ [તાવ+તરિયો] તાવ વગેરે રોગ
**તાવલી** સ્ત્રી૦ થોડો ધીમો તાવ, ધીકડી
**તાવલુ** વિ૦ તાવવાળુ
**તાવવુ** સ૦ક્રિ૦ [સં તાપ પ્રા તાવ] શુદ્ધ કરવા માટે ખૂબ તપાવવુ (૨)ઓગાળવુ (૩) કસવું [લા]
**તાવી** સ્ત્રી૦ નાનો તવો, લોઢી
**તાવીજ** ન૦ [અ] મતરજતરનો દોરો અથવા માદળિયુ
**તાવેથો** પુ૦ જુઓ તવેથો
**તાસ** સ્ત્રી૦ [અ] તાસક, તાટ(૨)(ઘડિયાળ) ઝાલર (૩) કલાક (૪) જુઓ તાસતો (૫) ઓપ ઓપવાળો કસબ
**તાસક** સ્ત્રી૦ [ફા] ધાતુના પતરાની છાબડી થાળી [જાતનુ રેશમી કાપડ
**તાસતો** પું૦ [જુઓ તાસ=કસબ] એક
**તાસીર** સ્ત્રી૦ [અ] લક્ષણ ગુણ છાપ અસર(૨) રૂપ ઘાટ –રો પુ૦ તાલ, ઘાટ મેળ

**તાસુ** ન૦ [અ તાસ] એક જાતનું નગારુ
**તાળ** પુ૦ સ્ત્રી૦[જુઓ તાલ] ઝાંઝ મજીરા
**તાળવું** ન૦ [સં તાલુ] મોની બખોલનો ઉપલો બુમટ જેવો ભાગ(૨)માથાનુ તાલકુ
**તાળાકૂચી** સ્ત્રી૦ તાળું અને કૂચી
**તાળાબધી** સ્ત્રી૦ માલિક તાળુ મારીને મજૂરોને કામે ચડતા રોકે તે, 'લૉક આઉટ'
**તાળી** સ્ત્રી૦ [સં તાલ] બે હાથ અફાળી કરાતો અવાજ યા સંગીતનો અપાતો તાલ [–લાગવી – એકતાન થવુ તાન મળવો]
**તાળુ** ન૦ [સં તાલક] બારણા પેટી વગેરે બધ કરવા માટે વપરાતી કળવાળી એક બનાવટ
**તાળેબદ(–ધ)** પું૦ [તાળો+બધ] ખાતા પાકી કરેલી હિસાબની ગણૂઆત
**તાળો** પુ૦[સં તાલિકા] મળતુ–બધબેસતુ હોવાપણુ (૨) હિસાબ ખરો છે કે ખોટો તેની તપાસ
**તાંડવ(નૃત્ય)** ન૦ [સં] શિવનુ નૃત્ય
**તાંત** (૦) સ્ત્રી૦ [સં તતુ] ચીકણા પદાર્થનો તતુ ચીકણો તાર (૨) આતરડાની બનાવેલી દોરી –ણો પુ૦ તાર, દોરો –રડી સ્ત્રી૦ દોરડી જેવુ સુકલકડી ને બેડોળ શરીર
**તાંતરવુ** (૦) સ૦ક્રિ૦ [જુઓ તતરવુ] વધુ કરવુ [(૨) પક્તિ હાર
**તાંતો** (૦) પુ૦ [સં તતુ] તાતણો તાર
**તાંત્રિક** વિ૦ [સં] તત્રશાસ્ત્રને લગતુ (૨) પુ૦ મત્રતત્રાદિ જાણનારો
**તાંદળજો** (૦) પુ૦ [પ્રા તદુલેય] એક જાતની વનસ્પતિ – ભાજી
**તાદળા** (૦) પુ૦ બ૦વ૦ [જુઓ તાદુલ] કાગ, બાવટો કોદરા વગેરેમાથી છડીને કાઢેલા દાણા
**તાદળિયો** (૦) પુ૦ જુઓ તાદળજો
**તાંદુલ** પુ૦બ૦વ૦ [સં તન્દુલ] તદુલ ચોખા (૨) તાદળા

તાંબડી (૦) સ્ત્રી૦ [ તાંબુ ' ઉપરથી] નાનો તાંબડો, તામડી વટલોઈ –ડો પુ૦ તામડો પાણી ભરવાનું મોટું વાસણ
તાંબાકૂંડી (૦) સ્ત્રી૦ નાહવાનું પાણી લેવા વપરાતું તાંબાપીતળનું પહોળા મોંનું એક વાસણ [સિક્કો
તાંબિયો (૦) પુ૦ તાંબાનો લોટો વાડકો કે
તાંબુ (૦) ન૦ [સં તામ્ર] આછા રાતા રંગની એક ધાતુ
તાંબૂલ ન૦ [સં] નાગરવેલનું પાન (૨) પાનબીડું [જુઓ તાંસિયું
તાંસળી (૦) સ્ત્રી૦ નાનું તાસળું –ળું ન૦
તાંસિયું (૦) ન૦ –યો, પુ૦ કાંસાનો પહોળો મોટો વાડકો
તાહાં (૦) અ૦ + ત્યાં [પ]
તિકડમ ન૦ (જેતમાં) ચોરી નિયમ ઇ૦માંથી છટકવાની યુક્તિ કે ચાલાકી
તિક્કડ પુ૦ [જુઓ ટિક્કડ] જાડો રોટલો
તિક્ત વિ૦ [સં] તીખું (૨) કડવું
તિજોરી સ્ત્રી૦ [ફ દૂંજરા] નાણાં કીમતી માલમતા ઇ૦ રાખવાની લોખંડની મજબૂત પેટી
તિતાનિયું, તિતાલી વિ૦ [ત્રિ+તાલ] ઉતાવળું, છોકરવાદ નાદાન
તિતિક્ષા સ્ત્રી૦ [સં] સુખદુ:ખ આદિ દ્વંદ્વોનું ધીરજથી સહન, સહનશીલતા –ક્ષુ વિ૦ તિતિક્ષાવાળું
તિથિ સ્ત્રી૦ [સં] હિંદુ મહિનાનો દિવસ મિતિ (૨) સંવત્સરીનો દિવસ ૦ક્ષય પુ૦ તિથિનો ક્ષય – ગણતરીમાં ન આવવું તે (જે સૂર્યોદયમાં નવ તિથિઓ આવે ત્યારે જે તિથિ સૂર્યના ઉદયકાળમાં ન આવે તેનો ક્ષય ગણાય છે)
તિબેટ પુ૦ હિમાલયની ઉત્તરનો એક દેશ
તિબ્બતી વિ૦ તિબ્બત–તિબેટ દેશનું
તિમગળ પુ૦ જુઓ તિમિંગલ
તિમિર વિ૦ [સં] અંધારું (૨) ન૦ અંધકાર
તિમિંગલ [સં] –ળ પું૦ મગરમચ્છ
તિરકમ/-સિયું) વિ૦ ત્રાંસું તિરછું (૨) ન૦ ભીંતમાં આડી–વાંકી ઈંટો મૂકીને બનાવેલું નાનું જાળિયું
તિરસ્કરણીય વિ૦ [સં] તિરસ્કારને પાત્ર
તિરસ્કાર પુ૦ [સં] તુચ્છકાર, અનાદર, ધિક્કાર ૦વું સકિ૦ તિરસ્કાર કરવો
તિરસ્કૃત વિ૦ [સં] તરછોડી કાઢેલું
તિરોધાન ન૦ [સં] અદૃશ્ય થવું તે (૨) આચ્છાદન
તિરોભાવ પુ૦ [સં] અદૃશ્યતા
તિરોભૂત, તિરોહિત વિ૦ [સં] અદૃશ્ય(૨) ઢાંકેલું
તિર્યક વિ૦ (૨) અ૦ [સં] વાંકું ત્રાંસું –ગ્યોનિ સ્ત્રી૦[સં] પશુ પક્ષી વગેરે જીવો
તિર્યક(–ચ) ન૦ [સં] મનુષ્યથી હલકી જાતનાં પ્રાણી
તિલ પુ૦ [સં] જુઓ તલ
તિલક ન૦ [સં] ટીલું
તિલસ્માત પુ૦ [અ તિલિસ્માત] ચમત્કાર અવનવાની વાત –તી વિ૦ ચમત્કારી
તિલાંજલિ સ્ત્રી૦ [સં] જુઓ તિલોદક (૨) રુખસદ [અને પાણી
તિલોદક ન૦ [સં] મૂએલાને અર્પાતાં તલ
તિલ્લી સ્ત્રી૦ બરોળ
તિસમારખાં વિ૦ [તીસ (ત્રીસ)+મારવું + ખાં] ગરમ મિજાજનું (૨) બડાઈખોર (૩) પુ૦ મોટા પરાક્રમોની બડાશો મારનાર આદમી
તિહાં અ૦ જુઓ ત્યાં ત્યહાં [પ]
તીકમ પુ૦ જમીન ખોદવાનું એક ઓજાર
તીક્ષ્ણ વિ૦ [સં] બારીક ધારવાળું (૨) આકરું તીખું (ભાષણ)(૩) ચકોર ચપળ
તીખટ વિ૦ તીખા સ્વાદનું(૨)ન૦ તીખાશ અથાણું, એલચી, મસાલો
તીખાટ પુ૦ તીખો સ્વાદ (૨) સ્વભાવની ઉગ્રતા [ના] –શ સ્ત્રી૦ તીખાપણું
તીખાં ન૦ બ૦ વ૦ મરચાં (૨) મરી
તીખુ વિ૦ [પ્રા તિક્ખ(સં તીક્ષ્ણ)]ધમધમાટ, જીભ ચચરે એવું (૨) પાણીવાળું, તેજ, જલદ (૩) ઉગ્ર ગરમ મિજાજનું (૪) ન૦

ખરુ લોહુ, પોલાદ ૦તમતમું વિ૦ ખૂબ તીખુ
**તીજ** સ્ત્રી૦, **-જુ** વિ૦ [પ્રા तीज] જુઓ ત્રીજ,-જુ [જીવ
**તીડ** ન૦ [? तिड्ड] એક જાતનો પાંખાળો
**તીણું** વિ૦ [સ तीक्ष्ण, પ્રા तिण्ह] ઝીણી ધારવાળુ (૨) ઝીણી અણીવાળુ (૩) સૂક્ષ્મ પણ તીવ્ર (સૂર)
**તીતર** પુ૦ જુઓ તેતર
**તીતી** સ્ત્રી૦ [રવ૦] ચકલી, પખી (બાળ ભાષામા) ૦**ઘોડો** પુ૦ એક જાતનુ પાંખાળુ જીવડુ
**તીનપાંચ** સ્ત્રી૦ [हि] ટડપટ શેખી, મિજાજ
**તીર** ન૦ [સ] કાંઠો, કિનારો [ભાથો
**તીર** [સ फा] બાણ ૦**કશ** પું૦ બાણનો
**તીરછુ** વિ૦ [સ तिर्श्चीन પ્રા तिरिच्छि] વાંકુ આડુ, કતરાતુ [૦વાસી
**તીરથ** ન૦, ૦**વાસી** વિ૦ જુઓ તીર્થ,
**તીરવા** અ૦ [તીર + વા] બાણ જાય એટલે અતરે (૨) બાણ જેટલુ લાબુ કે ઊચુ
**તીરંદાજ** વિ૦ [फा] તીર મારવામા કુશળ **-જી** સ્ત્રી૦ તીરદાજપણુ
**તીરબાજ** વિ૦ [તીર + फा बाज] તીર મારવામા કુશળ **-જી** સ્ત્રી૦ તીર મારવાની વિદ્યા (૨) અપરાધીને ચોડો જમીન મા દાટીને તીરથી મારવાની એક ક્રૂર શિક્ષા
**તીરી** સ્ત્રી૦ [સ त्रि પરથી] ત્રણની સજ્ઞાનું ગંજીફાનુ પત્ત
**તીર્થ** ન૦ [સ] ઘાટ, પાર ઊતરવાનો માર્ગ (૨) ગોઠ પવિત્ર કે જાત્રાની જગા ૦**યાત્રા** સ્ત્રી૦ [મ] તીર્થોની યાત્રા ૦**રાજ** પુ૦ [મ] તીર્થોમા શ્રેષ્ઠ – પ્રયાગ ૦**રૂપ** વિ૦ (૨) પુ૦ પૂજ્ય પવિત્ર (વગેરેને માટે પત્રમા વપરાતો માનસૂચક શબ્દ) ૦**વાસી** વિ૦ તીર્થસ્થાનમા રહેનારુ ૦**સ્થાન** ન૦ તીર્થ કરવો જેવી પવિત્ર જગા યાત્રાનુ ધામ ૦**સ્વરૂપ** વિ૦ (૨) પુ૦ જુઓ તીર્થરૂપ **-ર્થંકર** પુ૦ [સ] જૈનધર્મનો પ્રવર્તક (તે ૨૪ છે) **-ર્થાટન** ન૦ [+ સ अटन] તીર્થયાત્રા **-ર્થોદક** ન૦ [સ] તીર્થસ્થાનનુ – પવિત્ર નદી કે ધામનુ જળ
**તીવ્ર** વિ૦ [સ] તીક્ષ્ણ (૨) આકરું, સખત
**તીસ** વિ૦ [સ त्रिंशत्, પ્રા तीस] ત્રીસ ૩૦ **-સા** પુ૦બ૦વ૦ ૩૦×૧થી ૧૦નો પાડિયો
**તુ** અ૦ [સ] કિંતુ પરતુ [વશ, ટેવ
**તુકમ** ન૦ [फा तुख्म] બીજ (૨) વીર્ય (૩)
**તુકમરિયાં** ન૦બ૦વ૦[તુકમ + रैहान (अ)] તકમરિયા, એક ઔષધિ
**તુક્કલ** સ્ત્રી૦ ટુક્કલ, મોટી પતગ (૨) પું૦ પતગ ચડાવીને પછી જે વાગ્ગનુ ફાનસ ચગાવે છે તે (અમદાવાદ)
**તુક્કો** પુ૦ નાની વાત ટુચકો (૨) મનનો તરગ (૩) બૂઠું તીર, માથે ડગોરુ ધાલેલુ તીર
**તુખમ** ન૦ જુઓ તુકમ
**તુચ્છ** વિ૦ [સ] તુચ્છકારને પાત્ર (૨) નજીવુ માલ વગરનુ (૩) અતિ અલ્પ ૦**કાર** પું૦ [+ સ कार] અનાદર, તિરસ્કાર ૦**કારવુ** સ૦ક્રિ૦ તુચ્છકાર કરવો ૦**કારો** તુચ્છકાર
**તુજ** સ૦ તારું [પ]
**તુણાઈ** સ્ત્રી૦ તૂણવુ કે તેનુ મહેનતાણુ
**તુણાવવું** સ૦ક્રિ૦, **તુણાવું** અ૦ક્રિ૦ 'તૂણ (-ન)વું'નુ પ્રેરક ને કર્મણિ
**તુણિયાટ(-ગ)** પુ૦ જુઓ તુનિયાગ
**તુતગ** ન૦ [જુઓ તુત] બનાવટી વાત તરકટ
**તુનતુની** સ્ત્રી૦ [રવ૦] એક વાદ્ય
**તુનાઈ** સ્ત્રી૦ જુઓ તુણાઈ
**તુનારો** પુ૦ ['તૂનવુ' ઉપરથી] તુણવાનુ કામ કરનારો, તુનિયાગ ['તુણાવવુ'મા
**તુનાવવુ** સ૦ક્રિ૦, **તુનાવુ** અ૦ક્રિ૦ જુઓ
**તુનિયાટ(-ગ)** પુ૦ ['તૂનવુ' ઉપરથી] તુનારો (૨) પરચૂરણ વેપાર કરનારો આભી (૩) તુચ્છ માણસ [લા] [પણુ
**તુમાખી** વિ૦ મિજાજી (૨) સ્ત્રી૦ તુમાખી
**તુમાર** પુ૦ [अ तूमार] બે પક્ષ વચ્ચેનો લાંબો પત્રવ્યવહાર **-રી** વિ૦ તુમારને લગતુ
**તુમુલ** વિ૦ [સ] ઘોઘાટ અને ધમાચકડીવાળુ (૨) દારુણ (યુદ્ધ) (૩) ન૦ ઘોઘાટ, ધાધલ

તૂઈ સ્ત્રી૦ તોઈ, ફીત
તૂક સ્ત્રી૦ [ફા] ટૂક, કવિતાની કડી
તૂટ સ્ત્રી૦ તૂટી જવું તે, ભંગાણ (૨) અણબનાવ, વિરોધ (૩) ખોટ, તંગી. ૦ક વિ૦ છૂટું પડી ગયેલું (૨) ખંડિત, અપૂર્ણ (૩) અ૦ છૂટક, કકડે કકડે ૦ફાટ સ્ત્રી૦ ફાટફૂટ અણબનાવ (૨) ફાટ ૦મૂટ વિ૦ ભાગ્યુંતૂટ્યું
તૂટવું અ૦ક્રિ૦ [મ તુટ, ના તુટ્ટ] ટુકડા થવા ભાગવું (૨) [લા] ભાગલા પાડવા, અલગ થવો (જેમ કે મૈત્રી, સગાઈ ઇ૦) (૩) દેવાળું કાઢવું (૪) ભંગાણ પડવું નાસભાગ થવી [રેછપેછ
તૂટ્યુંફૂટ્યું વિ૦ તૂટેલુંફૂટેલું ભાગ્યુંતૂટ્યું,
તૂઠવું અ૦ક્રિ૦ [સ તુદ્, પ્રા તુટ્ઠ ઉપરથી] પ્રસન્ન થવું, ત્રૂઠવું
તૂણ ન૦ [સ] તીર રાખવાનું ખોખું, ભાથો
તૂણવું સ૦ક્રિ૦ [ગા તુણ્ણણ=તૂણવું–રફૂ કરવું તે] કપડામાં જ્યાંથી દોરા વસાઈ તણાઈ ગયા હોય ત્યાં દોરા ભરી લેવા (૨) રૂને પીંખી રેસા તાણી પૂણી બનાવવા માટે હાથથી પીંજવું
તૂણિયો પુ૦ તૂણવાનું કામ કરનારો
તૂત ન૦ બનાવટી વાત, બહાનું, ગપ (૨) તરકટ, પ્રપંચ, જાળ (૩) ચેષ્ટા, નખરાં
તૂતક સ્ત્રી૦, ન૦ વહાણના ઉપના ભાગમાં કરેલી સપાટી–અગાસી
તૂતૂ અ૦ [રવ૦] કૂતરાને બોલાવવા માટે વપરાતો ઉદ્ગાર (૨) ન૦ કૂતરું (બાળ ભાષામાં) [સાથે તૂત
તૂતેતૂત ન૦ તૂત પર તૂતની પરંપરા (૨)
તૂનવું સ૦ક્રિ૦ જુઓ તૂણવું
તૂપ ન૦ [મ] ઘી
તૂમડી સ્ત્રી૦, –ડું ન૦ જુઓ તુંબડી, –ડું
તૂર ન૦, સ્ત્રી૦ [સ તૂલ] સીમળો, આકડો, ડોડી ઇ૦ના ડૂંડાનો બારીક રૂ જેવો પદાર્થ
તૂર સ્ત્રી૦ [સ] શરણાઈ, તુરાઈ (૨) ન૦ એક વાદ્ય (ઢૂબગા લોકોનું)
તૂરા પુ૦બ૦વ૦ [મ તુર્રેદ] તોરા છોગા
તૂરાટ પુ૦ તૂરાપણું
તૂરિયું ન૦ એક શાક ફળ
તૂરી સ્ત્રી૦ [સ તૂર્ય પ્રા તુરિઅ, તૂર] એક વાદ્ય તુરાઈ (૨) સાળવીનો કાંઠલો ' કૂચડો
તૂરી પુ૦ [જુઓ તુરી] ઘોડો
તૂરું વિ૦ [સ તુવર] આંબળાના જેવા સ્વાદનું '
તૂરો પુ૦ જુઓ તોરો
તૂર્ય ન૦ [સ] એક જાતનું વાદ્ય
તૂલ ન૦ [સ] ભરસણ, મોત (૨) રૂ
તૂવેર સ્ત્રી૦ [સ તુવરી, પ્રા તૂવરી] જુઓ તુવેર
તૂંબડી સ્ત્રી૦ જુઓ તુંબડી –ડું ન૦ તુંબડું
તૃણ ન૦ [સ] તરણું ઘાસ ખડ ૦વત્ અ૦ [સ] તણખલા જેવું તુચ્છ
તૃતીય વિ૦ [સ] ત્રીજું ૦મ ન૦ જુઓ દ્દતૃતીયમ –યા વિ૦ સ્ત્રી૦ [સ] ત્રીજી વિભક્તિ [વ્યા]
તૃપ્ત વિ૦ [સ] ધરાયેલું, સંતુષ્ટ –પ્તિ સ્ત્રી૦ [સ] ધરાયાપણું સંતોષ –પ્તિદાયક વિ૦ તૃપ્તિ આપનારું
તૃષા સ્ત્રી૦ [સ] તરસ, પ્યાસ (૨) તીવ્ર ઇચ્છા–આકાંક્ષા [લા] ૦તુર વિ૦ [+આતુર] ૦ર્ત (–ર્ત્ત) વિ૦ [સ] તરસથી પીડાતું, તરસ્યું –ષિત વિ૦ [સ] તરસ્યું
તૃષ્ણા સ્ત્રી૦ [સ] તૃષા, તરસ (૨) ઇચ્છા
તે સ૦ [સ તદ્] (ત્રીજો પુરુષ એ૦ વ૦) (૨) વિ૦ એ
તેખ(૦ડ) સ્ત્રી૦ તજવીજ, ખોજ (૨) ખંત (૩) ત્રેવડ, કરકસર (૪) જુઓ તેખડું
તેખડું (–ણું) ન૦ [સં ત્રિક ઉપરથી] ત્રણની ટોળી–સમૂહ (૨) ત્રણ જણ વચ્ચે ફગાયેલું કન્યાનું સાટું
તેગ(–ગા) સ્ત્રી૦ [ફા] નાની તલવાર કટાર
તેજ વિ૦ [ફા] તીક્ષ્ણ (૨) ઉગ્ર, આકરું તીખું (૩) ચપળ, સ્ફૂર્તિવાળું
તેજ ન૦ [સ તેજસ્] પ્રકાશ (૨) પ્રભાવ, પરાક્રમ (૩) પંચમહાભૂતોમાંનું અગ્નિતત્ત્વ
તેજણ સ્ત્રી૦ [જુઓ તાજણ] ચપળ ઘોડી
તેજસ્વિતા સ્ત્રી૦ [સ] તેજસ્વીપણું
તેજસ્વિની વિ૦ સ્ત્રી૦ [સં] તેજસ્વી

**તેજસ્વી** વિ૰[સં.] પ્રકાશવાળું (૨) પ્રભાવશાળી; પરાક્રમી [મસાલો

**તેજાનો** પું૰[ફા.] તજ, લવિંગ ઇ૰ ગરમ

**તેજાબ** પું૰ [ફા.] ઍસિડ **–બી** વિ૰ તેજાબને લગતું કે તેના જેવી અસરવાળું

**તેજી** સ્ત્રી૰ [ફા] તેજસ્વિતા, ચળકાટ (૨) ભાવ–કિંમતમાં વધારો (૩) જોશ, ઉત્સાહ; સ્ફૂર્તિ (૪) ચડતી આબાદી (૫) પું૰ ઘોડો, તેજ સ્વભાવનો ઘોડો (૬) વિ૰ તેજ. **૰મંદી** સ્ત્રી૰ ભાવની ચડઊતર. **૰લું** વિ૰ તેજ, તેજવાળું

**તેજો–** [સં. તેજસ્] (સમાસના પૂર્વપદે ઘોષવ્યંજનાદિ શબ્દ પહેલાનું અંગ). **૰ભંગ,** **૰વધ** પું૰ તેજ–માનપ્રતિષ્ઠાનો ભંગ

**તેટલું** વિ૰ કદ, સંખ્યા, અંતર, જગા, સમય વગેરેમાં અમુક જેટલું–અમુક બરાબર. **–લે** અ૰ તેટલામાં; તે વખતે, જગાએ, અંતરે ઇ૰ (૨) તેટલાથી

**તેડ** (તૅ) સ્ત્રી૰ તટ; કાંઠો (૨) બાજુ; તરફ (૩) ભાણા કે થાળીની બાજુ જ્યાં શાક ચટણી ઇ૰ મુકાય છે તે કે તે વસ્તુ[લા.]. [**૰કરવી** = ખાવાનું છાંડવું.]

**તેડવું** સ૰ ક્રિ૰ [દે. તેડ] નોતરવું (૨) (બાળકને) ઊંચકવું–કેડે બેસાડવું

**તેડાગર** વિ૰ [તેડું+ગર] તેડી લાવનાર, તેડાં કરનાર [નોતરવું; બોલાવવું

**તેડાવવું** સ૰ ક્રિ૰ 'તેડવું'નું પ્રેરક (૨)

**તેડું** ન૰ ['તેડવું' પરથી] નોતરું; લેવા–બોલાવવા આવવું તે

**તેણી** (તેં) સ૰ ['તે' ઉપરથી] (ત્રીજો પુરુષ એ૰વ૰નું સ્ત્રી૰ રૂપ. બહુધા પારસીઓમાં વપરાય છે). **૰ગમ, ૰મેર** અ૰ તે તરફ; તે બાજુ. **૰વાર** અ૰ તે વખતે

**તેતર(૰ડો)** પું૰[સં. તિત્તિ(–ત્તી)ર ;પ્રા. તેત્તિર] તીતર; એક જાતનું પક્ષી

**તેતાળી(–ળી)સ** (તે) વિ૰ જુઓ તેંતાળીસ

**તેત્રીસ** વિ૰[પ્રા તેતી(–ત્તી)સ,(સં.ત્રયસ્ત્રિંશત્)] '૩૩'

**તેથી(૰કરીને)** અ૰ ['તે'ની તૃતીયા વિભક્તિ] માટે; તે કારણે; તેટલા સારુ

**તેપન** (તૅ) વિ૰ [પ્રા. તિપન્ન, તેવન્ન (સં. ત્રિપંચાશત્)] '૫૩'; ત્રેપન

**તેમ** (તૅ) અ૰ [અપ. તિમ] તે રીતે–પ્રમાણે

**તેર** વિ૰ [સં ત્રયોદશ, પ્રા. તેર(૰સ)] '૧૩'. **૰મું** વિ૰ ક્રમમાં બાર પછીનું (૨) ન૰ માણસના મૃત્યુનો તેરમો દિવસ કે તે દિવસે કરાતો વરો. **૰શ(–સ)** સ્ત્રી૰ પખવાડિયાની તેરમી તિથિ

**તેરીખ** સ્ત્રી૰ વ્યાજ ગણવાનો દિવસ (૨) વ્યાજનો દર

**તેરીજ** સ્ત્રી૰ જુઓ તારીજ

**તેરીમેરી** સ્ત્રી૰ [હિં.] ગાળાગાળી; તારીમારી

**તેલ** ન૰ [સં. તૈલ; પ્રા] તલ વગેરેમાંથી કઢાતો ચીકણો પ્રવાહી પદાર્થ (૨) તેલમાં કાઢેલું સત્ત્વ (૩) અકડાળો, દમ [લા.]

**તેલગુ** સ્ત્રી૰ તેલંગણના લોકોની ભાષા

**તેલંગણ** પું૰ [પ્રા. તેલંગ (સં તૈલંગ)] ઓરિસાથી દક્ષિણના સમુદ્રકિનારા પરના પ્રદેશનું પ્રાચીન નામ; આંધ્ર દેશ

**તેલિયું** વિ૰ તેલવાળું; તેલથી ચીકણું. **–યો રાજા** પું૰ તેલિયાં વસ્ત્ર પહેરનાર અને તેલમાં જોઈ ગુજરેલી વાત કહેનારો –તાંત્રિક

**તેલી** વિ૰ તેલવાળું; તેલિયું (૨) તેલ વેચનાર (૩) પું૰ ઘાંચી **૰બિયાં** ન૰ બ૰વ૰ જેમાંથી તેલ નીકળે તેવાં બી

**તેલુગુ** સ્ત્રી૰ જુઓ તેલગુ

**તેવડું** વિ૰ [અપ. તેવડ] તેના જેવડું

**તે વાર(–રે)** અ૰ તે સમયે–પ્રસંગે, ત્યારે

**તેવીસ** વિ૰ [પ્રા. (સં. ત્રયોવિંશતિ)] ૨૩; ત્રેવીસ

**તેવું** (તૅ) વિ૰ [સં. તદ્+વત્; સર૰પ્રા. તેવ (૰ડ)] અમુકને મળતું, અમુક જેવું. **–વે** અ૰ તે સમયે; ત્યારે [પ]

**તેસઠ** (તે) વિ૰[પ્રા તેસટ્ઠિ (સં. ત્રિષષ્ટિ)] '૬૩'; ત્રેસઠ

**તેહ** સ૰ [સર૰ અપ. તેહ=તેવું] તે [પ.]

**તેંતાળી(–ળી)સ** (તેં૰) વિ૰[પ્રા. તેયાલીસ સં. ત્રિચત્વારિંશત્)] '૪૩'

**તેનઠ** (તૅ૦) વિ૦ જુઓ તેસઠ

**તૈયાર** વિ૦ [અ] ગજૂ કરવા કે ઉપયોગમા લેવા યોગ્ય, પરિપૂર્ણતાએ પહોંચેલુ, તરત હાજર કરાય કે કામ દે એવી સ્થિતિવાળુ (૨) સજ્જ, તત્પર **-રી** સ્ત્રી૦ તત્પરતા, સજ્જ હોવુ તે [(માન) **તૈયારીમાં લઈ જવો**=ઉતારુઓની ગાડીમા લગેજ કરવો]

**તૈલ** ન૦ [સ] તેલ **-લાભ્યગ** પુ૦ [સ] શરીરે તેલ ચોળવુ તે **-લી** વિ૦ [સ] તેલવાળુ (૨) ચીકટુ (૩) પુ૦ તેલી ઘાંચી

**તૈલગ** [સ] (૦ણ) પુ૦ તેલગણ પ્રાચીન તેલગદેશ

**તો** અ૦ [સ તદા, પ્રા] ('જો' સાથે કે એકલુ શરતી વાકયમા વપરાય છે) ઉદા૦ જો આવશે તો જઈશુ

**તો** અ૦ [સ તુ] તોપણ ના અર્થમા ઉદા૦ હુ તો જઈશ (હુ નહી આવે તોપણ)

**તો** અ૦ [સર૦ પ્રા તઓ ત્તો] તો પછી ના અર્થમા ઉદા૦ તો જા! (૨) 'બીજુ કાઈ નહિ, તો આટલુ તો' એ અર્થમા ઉદા૦ ખાઓ તો ખરા, પાસે તો આવ (૩) ભાર મૂકવા માટે ઉદા૦ હુ ગયો તો નહિ જા!' ખા તો ખરો

**તોઈ** સ્ત્રી૦ લૂઈ કસબની કિનારી

**તોક** સ્ત્રી૦ [અ તૌક] ગળામા નાખવાની વજનદાર બેડી (૨) કોશ, હળપૂણી

**તોકવુ** સ૦ક્રિ૦ [હિં] ઊચકવુ (૨) તોળવુ

**તોખમ** ન૦, સ્ત્રી૦ + જુઓ તુખમ

**તોખાર** પુ૦ [સ તુખાર, તોખાર] ઘોડો

**તોછડાઈ** અ૦ તોછડાપણુ [તૂકુ, ઓછુ

**તોછડુ** વિ૦ [સ તુચ્છ] અસભ્ય, ઉદ્ધત(૨)

**તોછ** સ્ત્રી૦ [અ તોહ્મ] વિઘોટી, સાથ

**તોટો** પુ૦ [તૂટવુ' ઉપરથી (સ ત્રુટ)] ખોટ, નુકસાન

**તોટો** પુ૦ [જુઓ ટોટો] હરડિયો

**તોડ** સ્ત્રી૦ [સ તાડ્, પ્રા] પગના માસલ ભાગમા થતી પીડા

**તોડ** પુ૦ [તોડવુ' ઉપરથી] નિકાલ, ફડચો, ફેસલો (૨) સોગટામા સામાની સોગટી પહેલી મારવામા આવે છે તે, કે જે પછી પોતાની સોગટી ઘરમા લઈ જઈ શકાય **૦જોડ** સ્ત્રી૦ તજોડ, સમાધાન **૦ફોડ** સ્ત્રી૦ તોડવુ ફોડવુ તે

**તોડવુ** સ૦ક્રિ૦ [સ, પ્રા તાટ] જોડાયેલુ કે વળગેલુ યા લાગેલુ હોય તેને જોર વાપરીને છૂટુ કરવુ (૨) ચૂટવુ, ચૂટીને અલગ લેવુ, ઉતારવુ (૩) ભાગવ, ફોડવુ (૪) અલગ બે ભાગ કરવા, ટુકડો કરી નાખવો (૫) ભગ કરવો, ભગાણ પાડવુ જેમ કે, વચન, મત્રી ઇ૦ [લા]

**તોડો** પુ૦ [દે તોડર] ટોડો, પગનુ સાકળુ

**તોડો** પુ૦ [જુઓ તોડવુ] પૂળીઓ માતના પડેલો ફોદો (૨) કાચુ તોડેલુ ફળ

**તોડો** પુ૦[જુઓ ટોડો] ટોડલો (૨) મિનારો, શિખર, કાગરો (૩) વાવની ઉપરની દીવાલ (૪) ચણતરમા દીવાલની જાડાઈની દિશામા મુકાતી ઈંટ (દીવાલની લબાઈની દિશામા મુકાતીને 'પટી' કહે છે)

**તોતડાવુ** અ૦ ક્રિ૦ [તોતડુ ઉપરથી] બોલતા જીભ ચોટવી

**તોતડુ** વિ૦ બોલતા તોતડાતુ **-ળુ** વિ૦ જુઓ તોતડુ (૨) અડધા અને કાલા બોલ બોલતુ

**તોતળાવુ** અ૦ક્રિ૦ જુઓ તોતડાવુ

**તોતળુ** વિ૦ જુઓ તોતડુ

**તોતિગ** વિ૦ બહુ મોટા કદનુ મોટુ તોસતાન

**તોતેર** (તો) વિ૦ [ત્રિ(-હુ)ત્તરિ] ૭૩'

**તોતો** પુ૦ [ફા] પોપટ

**તોપ** સ્ત્રી૦ [તુર્કી] દારૂગોળો ફેકવાનુ સાધન (૨) મોટી ગપ [લા] **૦ખાનુ** ન૦ તોપ તથા એનો સરજામ રાખવાની જગા (૨) તોપ અને એનો સરજામ **૦ગોળો** પુ૦ તોપનો ગોળો (૨) મોટી ગપ [લા] **૦ચી** પુ૦ તોપ ફોડનારો માણસ, ગોલદાજ (૨) ગપ્પી માણસ [લા]

**તોપણ** (તો) અ૦ છતા, તેમ છતા, તથાપિ

**તોપમારો** પુ૦ તોપના ગોળાનો મારો ચલાવવો—ગોળા પર ગોળા છોડવા તે

**ત્રણુ** વિ૦ [સ ત્રીણિ] '૩'
**ત્રપા** સ્ત્રી૦ [સ] લજ્જા, શરમ
**ત્રમઝટ, ત્રમઝીક** અ૦ પુષ્કળ, ધીંગમાર (વરસતું) (૨) સ્ત્રી૦ ઝડી
**ત્રમણું** વિ૦ તમણું, ત્રગણું
**ત્રય** વિ૦ [સ] ત્રણ (૨) ન૦ ત્રણનો સમૂહ **–યાનન** પુ૦[+આનન] ત્રણ મુખવાળા–દત્તાત્રેય **–યી** સ્ત્રી૦ [સ] ત્રણનું જૂથ (૨) ઋક, સામ અને યજુર એ ત્રણ વેદનો સમૂહ [એક વાદ્ય
**ત્રવાડી** પુ૦ [ત્રિ+વેદ ઉપરથી] ત્રિવેદી,
**ત્રસ્ત** વિ૦ [સ] ડરેલું, ભડકેલું (૨) બીકણ
**ત્રંબક** પુ૦ જુઓ ત્ર્યંબક [વાદ્ય
**ત્રબાળું** ન૦ [તામ્ર' ઉપરથી] એક જાતનું
**ત્રાક** સ્ત્રી૦[સ તર્કુ] જેના પર સૂતર કંતાય છે તે સોયો
**ત્રાગ** પુ૦ તાગડો,તાતણો ૦ડો પુ૦ તાતણો તતુ (૨) જનોઈ (૩) વળ દેવાની ફરકડી. [ત્રાગડો રચવો=કાવતરું કરવું]
**ત્રાગુ** ન૦ બીજાને ઠેકાણે લાવવા પોતાના ઉપર કરેલી જબરદસ્તી (૨) ઢંઢ, જીદ
**ત્રાજવુ** ન૦ [ફા तराज़ू] જુઓ ત્રાજૂડું
**ત્રાજૂડું** ન૦ જોખવાનું બે પલ્લાંવાળું સાધન, ત્રાજવું (૨) શરીર ઉપર છૂંદાવેલું છૂંદણું
**ત્રાટક** પુ૦ [સ] તાકીને એક જ સ્થાને જોઈ ચિત્ત એકાગ્ર કરવાની યોગની ક્રિયા
**ત્રાટકવુ** અ૦ક્રિ૦['ત્રાટક' કે 'ત્રાડ' ઉપરથી] ઓચિંતો ધસારો કરવો, છાપો મારવો
**ત્રાડ** (ત્રા') સ્ત્રી૦ મોટી બૂમ, ગર્જના ૦વું અ૦ક્રિ૦ ગર્જના કરવી
**ત્રાણ** ન૦[સ] રક્ષણ, બચાવ (૨) શરણ
**ત્રાણુ(–ણું)** વિ૦[પ્રા તાણઉઇ(સ ત્રિનવતિ)] તાણુ – '૯૩'
**ત્રાતા** પુ૦[સ] રક્ષણ કરનાર, બચાવનાર
**ત્રાપો** પું૦ જુઓ તરાપો
**ત્રાસ** પુ૦[સં] જુલમ (૨) પજવણી, કંટાળો (૩) કમકમાટી (૪) ધાક, બીક ૦દાયી વિ૦ ત્રાસ આપનારું ૦વાદ પું૦ ત્રાસ ફેલાય એમ કરવાથી ફાવાય છે એવો રાજકીય મત, 'ટેરરિઝમ' ૦વું અ૦ક્રિ૦ ત્રાસ પામવું, કંટાળવું (૨) બીવું
**ત્રાહિ** અ૦ (૨) સ્ત્રી૦ [સ] 'રક્ષણ કરો–બચાવો' એવો ઉદ્ગાર [૦મામ્ ઉગ૦પ્ર૦ 'મારું રક્ષણ કરો' એવો ઉદ્ગાર]
**ત્રાહિત** વિ૦ અજાણ્યું (૨) તટસ્થ (૩) પુ૦ ત્રાહિત આદમી
**ત્રાહ્ય** અ૦(૨)સ્ત્રી૦ જુઓ ત્રાહિ
**ત્રાંબટ** વિ૦ [સ તામ્ર ઉપરથી] તાંબાનું(૨) ન૦ તાંબાનું પાત્ર, ત્રાસ
**ત્રાંબુ** ન૦ [સ તામ્ર] જુઓ તાંબુ
**ત્રાંસ** પુ૦ ત્રાંસાપણું વાંક (૨) ફાંસ, ફાંસો (૩) વજન કાપવું (૪) તાંબાની રકાબી તાસક. **–સિયો** પુ૦ જુઓ ત્રાસ (૨) જુઓ તાસિયો **–સું** વિ૦ વાંકુ, ફતરાવું
**ત્રિ** વિ૦[સ] ત્રણ ૦ક ન૦ ત્રણનો સમુદાય ૦કટુ ન૦ સૂંઠ મરી અને પીપરનું ચૂર્ણ. ૦ક્રમ પુ૦ જુઓ ત્રિવિક્રમ
**ત્રિકાલ** પુ૦ [સ] ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ (૨) સવાર, બપોર અને સાંજ એ ત્રણે સમય ૦જ્ઞ વિ૦ [સ] ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન ધરાવનાર ૦જ્ઞાની વિ૦ ત્રિકાળજ્ઞ ૦દર્શી વિ૦ [સ] ત્રણ કાળ જોઈ શકનારું, ત્રિકાળજ્ઞાની **–લાબાધ (–ધિત)** વિ૦ [+अबाध (–धित)] ત્રણે કાલથી અબાધ એવું, કાલાતીત **–ળ** પુ૦ ત્રિકાલ
**ત્રિકાંડ** વિ૦ [સ] ત્રણ કાંડ–વિભાગવાળું
**ત્રિકૂટ** વિ૦[સ] ત્રણ શિખરવાળું **–ટાચળ** પુ૦ લંકામાં આવેલો એક પર્વત
**ત્રિકોણ** પું૦ [સ] ત્રણ ખૂણાવાળી આકૃતિ (૨) વિ૦ ત્રણ ખૂણાવાળું
**ત્રિકોણમિતિ** સ્ત્રી૦ ત્રિકોણનું ગણિત, 'ટ્રિગોનોમેટ્રી' [ગ]
**ત્રિગુણ** વિ૦ [સ] ત્રણ ગણું, ત્રેવડું (૨) પુ૦બ૦વ૦ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો **–ણા** સ્ત્રી૦[સ] માયા (વેદાંતમાં)

છૂગા થઈ જવા તે) **૦નામું** ન૦ પચ સમક્ષ કરેલી તપાસગીની નોધ **૦પાત્ર** ન [સ](સંધ્યા વગેરેમા વપરાતુ) પ્યાલુ **૦પ્રાણ** પું૦ બ૦ વ૦ [સ] પ્રાણ, અપાન, વ્યાન ઉદાન અને સમાન એ શરીરના પાચ પ્રાણો **૦બાણ** પું૦ [સ] કામદેવ(અરવિદ, અશોક, નવમાલિકા, આબામોર અને નીલોત્પલ એ પાચ પુષ્પ જેના બાણ છે તે) **૦ભદ્ર** પું૦ [સ] કાળજુ મો, પીઠ પડખુ અને કેડ આગળ ભમરો હોય તેવો ઘોડો **૦ભાગ** પુ૦ રસોઈ માટે કાઢેલા સીધા માથી બ્રાહ્મણને આપવા કાઢેલો ભાગ (લોટ ચોખા દાળ ઘી અને મીઠુ) **૦ભૂત** ન૦ બ૦ વ૦ [સ] આકાશ વાયુ અગ્નિ, પાણી અને પૃથ્વી એ પાચ મહાભૂત **૦મ** વિ૦ [સ] પાચમુ (૨) પાચમી– નિષાદ વગેરે જંગલી લોકોની જાતનુ– વર્ણનુ ગણાતુ (૩) પુ૦ સ્વરસપ્તકમાનો પાચમો પ સ્વર (૪) પચમ વર્ણનો માણસ (૫) એક રાગ **૦મહાયજ્ઞ** પુ૦ બ૦ વ૦ [સ] પાચ મુખ્ય યજ્ઞો (દેવયજ્ઞ પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ બ્રહ્મયજ્ઞ, નૃયજ્ઞ) **૦મી** વિ૦સ્ત્રી૦(૨)સ્ત્રી૦[મ] પાચમ(૩) પાચમી વિભક્તિ **૦રાઉ** વિ૦ પચ્ચૂરણ (વિચાણ) (૨) ચાર પાચ જાતના મિશ્રણવાળુ **૦રાશિ** સ્ત્રી૦ ત્રૈરાશિ ત્રિરાશિ **૦વટી** સ્ત્રી૦ [સ] ગોદાવરીને કિનારે આવેલુ એક સ્થાન (૨) પીપળો બીલી, વડ આબલી અને અશોક એ પાચ ઝાડનો સમૂહ (૩) જ્યા પાચ રસ્તા મળતા હોય એવુ મોટુ ચકલુ **૦વાયકા** સ્ત્રી૦ લોકવાયકા **૦શર** પુ૦ [સ] કામદેવ (જુઓ પચબાણ) **–ચાગ્નિ** પુ૦ બ૦ વ૦ ગાર્હપત્ય આહવનીય, દક્ષિણ સભ્ય અને આવસથ્ય એ પાચ અગ્નિ (૨) ચાર બાજુ ચાર ધૂણીનો અને પાચમો માથે સૂર્યનો તાપ

**પચાજીરી** સ્ત્રી૦ સૂઠ ખસખસ, અજમો, કોપરુ અને સવા એના ભૂકામા ખાડ મેળવીને કરતુ મિશ્રણ

**પચાણુ (–ણુ)** વિ૦ [પ્રા પચાણઉઇ (સ [પઞ્ચનવતિ)] '૯૫'

**પચાત** સ્ત્રી૦ [સ પચાયતન] તકરારનો નિવેડો લાવવા નીમેલી પાચ કે વધુ માણસોની મડળી (૨) તેણે કરેલી તપાસ (૩) તેણે આપેલો ફેસલો નિર્ણય (૪) [લા] ઊઠાપીઠ, ભાજગડ (૫) ગૂચવાડો મુશ્કેલી **૦નામું** ન૦ પચાતે કરેલા ઠરાવ કે ફેસલાનો લેખ (૨) પચાત કરવાની સત્તા આપનારો લેખ **–તિયુ** વિ૦ પચાતવાળુ ગૂચવણવાળુ (કામ કે વસ્તુ) (૨) પાચ જણે–પચાતે મળીને કરવા જેવ (૩) પચાતખોર (માણસ)

**પચાનન** પુ૦ [સ] શિવ (૨) સિંહ

**પચામૃત** ન૦[સ] દૂધ, દહી, ઘી મધ અને ખાડનુ મિશ્રણ અથવા એનો દેવનો પ્રસાદ

**પચાયત** સ્ત્રી૦ [સ પચાયતન] પંચાયત કરનારી મડળી (૨) કોમનુ કારોબારી મડળ (૩) પચાત, ભાજગડ

**પચાયતન** ન૦ [સ] ઉપાસ્ય પાચ દેવની મૂર્તિઓનો સમૂહ (૨) ગણપતિ દેવી, સૂર્ય, વિષ્ણુ અને શિવ એ પાચનો સમૂહ

**પચાલ** પુ૦ જુઓ પચાળ

**પચાવન** વિ૦ [પ્રા પચાવન (સ પઞ્ચપઞ્ચાશત્)] '૫૫'

**પચાશી(–સી)** વિ૦ [પ્રા પચાસીઇ (સ પઞ્ચાશીતિ)] ૮૫

**પચાળ** પુ૦ [સ પાંચાલ=પાચ પ્રકારના કારીગરોનુ પચ] સુથાર

**પચાગ** વિ૦ [સ] પાચ અગવાળુ (૨) ન૦ ટીપણુ કેલેન્ડર

**પચિયુ** ન૦ ટૂકુ ધોતિયુ

**પચી** સ્ત્રી૦ નાકે પહેરવાની જડ–ચૂની–કાટો(જેમા પાચ રગના નગ જડ્યા હોય)

**પચીકરણ** ન૦ [સ] સૃષ્ટિની ઉત્પત્તિ માટે પચમહાભૂતનુ વિશિષ્ટ મિશ્રણ (૨) એ દ્વારા સૃષ્ટિની ઉત્પત્તિની હકીકત

**પચોતેર** વિ૦[પ્રા પચહત્તર(સ પઞ્ચસપ્તતિ)] ૭૫

**પજર** ન૦ [સ ફા] પાજરુ

**પજરી** સ્ત્રી૦ જુઓ પચાજીરી **૦પાક** પું૦ [માર(ફા.)

**પંજાબી** વિ૰ [फा] પંજાબને લગતું કે પંજાબનું (૨) પુ૰ પંજાબનો વતની (૩) સ્ત્રી૰ પંજાબી બોલી-ભાષા (પંજાબના વતની જેવું) કદાવર [લા]

**પંજેટવું** સ૰ક્રિ૰(પંજેટીથી) એકઠું કરવું

**પંજેટી** સ્ત્રી૰ [સ. पञ्चदन्ती] ખેતીનું એક ઓજાર-ખંપાળી

**પંજો** પુ૰[फा]પાંચ આંગળાં અને હથેળીથી બનેલો અવયવ (૨) પશુનો નહોરવાળો અવયવ (૩) પાંચના આંકવાળું પત્તું કે પાસો [જાત (૩) પિંડ

**પંડ** પુ૰ [સ पिण्ड] શરીર (૨) પોતાની

**પંડ** પુ૰ [સ पाण्डु, प्रा पंडु] પાંડુરોગ ૰રોગિયું,૰રોગી વિ૰ પાંડુરોગવાળું

**પંડિત** પુ૰ [સ] શાસ્ત્રમાં નિષ્ણાત પુરુષ (૨)વિદ્વાન,સાક્ષર -તા સ્ત્રી૰[સ]વિદુષી સ્ત્રી -તાઈ સ્ત્રી૰ વિદ્વત્તા, સાક્ષરતા

**પંડુ** પુ૰ [प्रा] પંડ, પાંડુરોગ

**પંડે** અ૰ [સ पिंड ઉપરથી] જાતે, પોતે

**પંડો** પું૰ (તીર્થનો) પંડ્યો, ગોર

**પંડોળું** ન૰ [સ पटोल] એક શાક

**પંડ્યા** પુ૰[સ पण्डित] (માનાર્થક) પંડ્યો, ગોર (૨) એક અટક. -ડ્યો પુ૰ ગામડી નિશાળનો બ્રાહ્મણ મહેતાજી (૨) ગોર, પુરોહિત [મિનિસ્ટર'

**પંતપ્રધાન** પુ૰ મુખ્ય પ્રધાન, 'ચીફ

**પંતિયાળું** વિ૰ ['પાતી'=ભાગ ઉપરથી] ઘણા જણનું સહિયારું (૨) ન૰ સહિયારો વેપાર કે વહીવટ

**પંતૂજી** પુ૰ [મ पन्तोजी, पंत] માત્ર છોકરા ભણાવી જાણનાર, મહેતાજી (૨) વેદિયો માણસ [લા]

**પંથ** પું૰ [જુઓ પથ] માર્ગ (૨)ધર્મનો સંપ્રદાય ૰ક પુ૰ મુસાફર (૨) દૂત, કાસદ

**પંથવર** પુ૰ પહેલી વાર પરણતો વર

**પંથી** પુ૰ ['પથ' ઉપરથી] મુસાફર (૨) વિ૰પંથનું કે તેને લગતું (પ્રાય )સમાસમાં (જેમ કે નાનકપંથી)

**પંદર** વિ૰ [प्रा पन्नर (સ पञ्चदशन्)]'૧૫'

**પંપ** પુ૰ [इं] પાણી ખેંચવાનું યંત્ર-ડંકી કે તેની ગોઠવણવાળી જગા (ફૂંકી ૬૦) (૨) હવા ભરવાનું સાધન (સાઇકલ વગેરેમાં) (૩) મોટરમાં પેટ્રોલ ભરવાનું યંત્ર કે તે વડે પેટ્રોલ ભરી આપવાની જગા

**પંપાળવું** સ૰ક્રિ૰[સ पालु] વહાલથી હાથ ફેરવવો (૨) [લા] ખોટા લાડ લડાવવા (૩) ખૂબ કાળજીથી સંભાળ્યા કરવું

**પંપોયો** પુ૰ ઈંડનો મકોડો

**પા** વિ૰ [प्रा पाय (સ पाद)] ચોથા ભાગનું

**પા** સ્ત્રી૰ [સ पार्श्व, प्रा पास] બાજુ

**પાઈ** સ્ત્રી૰ ['પા' ઉપરથી] તાંબાનો એક સિક્કો પૈસાનો ત્રીજો ભાગ

**પાઉડર** પુ૰, ન૰ [इं] ભૂકો, ચૂર્ણ (૨) દંતમંજન (૩) ચામડી પર લગાવવાનો સુગંધીદાર ભૂકો

**પાઉંડ** પુ૰ [इं] એ નામનો સોનાનો અંગ્રેજી સિક્કો(૨)એક અંગ્રેજી તોલ રતલ

**પાક** વિ૰ [फा] પવિત્ર (૨) પ્રમાણિક

**પાક** પું૰ [સ] પરિપક્વતા (૨) નીપજ (૩) ખેતીની નીપજ (૪) દૂધ, ઘી, ચાસણી વગેરેમાં રાંધી-પકવી બનાવવામાં આવેલો ખાવાનો પદાર્થ (૫) પાકવું તે (ગૂમડું) (૬) રસોઈ,પકવવું તે

**પાકટ** વિ૰ પાકું (૨) પુખ્ત

**પાકણું** વિ૰ પાકી ઊઠે એવું

**પાકદામન** વિ૰ [फा] પવિત્ર, શીલવાન

**પાકવું** અ૰ક્રિ૰ [સ पाक ઉપરથી]પરિપક્વ થવું (અનાજ ફળ) (૨) ઉત્પન્ન થવું, નીપજવું (બાજરી કેટલી પાકી?) (૩) (શરીરમાં) અંદર પરુ પેદા થવું (૪) વેણું થઈ જવું (વાગેલું) (૫) [લા] નીવડવું (છોકરો સારો પાક્યો) (૬) પાકી ગયું હોય તેમ (શરીર કે તેનું કોઈ અંગ) દુખવું (૭) ઠરાવેલો વખત આવવો, મુદત થવી (હૂંડી) (૮) (ગોમટીનું) ઘરમાં જવું (૯) લાભ થવો ર ધાવું,ફળવું, મળવું (એમાં તારું શું પાક્યું?)

**પાકશાલા** [સ] -ળા સ્ત્રી૰ રસોડું

**પાકશાસ્ત્ર** ન૦ રસોઈનું શાસ્ત્ર

**પાકાઈ** સ્ત્રી૦ ['પાકું' ઉપરથી] પકાઈ

**પાકી** સ્ત્રી૦ નામવ નોબ ધરાણોતો ઉતાર

**પાકીટ** ન૦ [ઇ પૉકેટ] પૈસા રાખવાની ખીસામાં મુકાય તેવી એક બનાવટ (૨) અનેક જાતની વસ્તુઓ મુકાય તેવી થેલી જેવી એક બનાવટ વિદ્યાર્થીનું પાકીટ (૩) પરબીડિયું

**પાકું** વિ૦ [સ પક્વ પ્રા પક્ક] કાચું નહિ–પાકેલું (૨) પુખ્ત (૩) મિષ્ટાન્નવાળું (જમણ) તે બની શકે એવું (સીધું) (૪) સ્પર્શથી ખોટાય નહિ એવું–ચીથી પકવેલું (૫) છેતરાય નહિ તેવું પહોંચેલ [લા] (૬) સારું જ્ઞાન ધરાવતું હોશિયાર (ગણિતમાં પાકો છે) (૭) દૃઢ અડગ (૮) ન્યાયી વગરનું બરોબર કરાયેલું પરિપૂર્ણ (બાંધકામ, લખાણ દસ્તાવેજ ઇ૦) [બ્યાન શ૦પ્ર૦ વરડુ–વયોવૃદ્ધ માણસ ૦મકાન શ૦પ્ર૦ ઈંટચૂનાથી બનાવેલું મકાન પાકો રંગ શ૦પ્ર૦ ઊડી ન જાય તેવો કાયમી રંગ]

**પાક્ષિક** વિ૦ [સ] પખવાડિયાનું –ને લગતું (૨) એક બાજુનું–પક્ષનું (૩) ન૦ પખવાડિયે નીકળતું છાપું

**પાખર** સ્ત્રી૦ [? પક્ખર–રા] ઘોડા કે હાથી પર નાખવાનું બખતર (૨) ફૂલની ચાદર (૩) ઘોડા ઉપર નાખવાની સોનારૂપાના ફૂલોની બનાવેલી ઝૂલ (૪) ઘોડા ઉપર કસવાનો સામાન ઢળી

**પાખંડ** ન૦[સ] ઢોંગ દંભ –ડી વિ૦ ઢોંગી

**પાખી(–ખે)** અ૦ [જુઓ પખે] સિવાય

**પાગ** પુ૦ [ઇ પાગ] પગ [પ]

**પાગ** પુ૦ [જુઓ પાજ] પાળ

**પાગ** પુ૦ [જુઓ પાઘ] + પાઘડી

**પાગડું** ન૦ [પાગ ઉપરથી] પેગડુ

**પાગડી** ૦પનો જુઓ 'પાઘડી' વગેરે

**પાગન** વિ૦ [સ] ગાડુ ૦ખાનું નગારાને રાખવાનું સ્થાન

**પાઘ** સ્ત્રી૦ પાઘડી[પ] (૨) પુ૦ મોટી પાઘડી

૦ડી સ્ત્રી૦ માથાનો એક પહેરવેશ (૨) [લા] સારા કામ બદલ અપાતી બોજ, સન્માન કે ચાલ્યો (૩) મકાન ભાડે લેવા માટે અગાઉથી આપવી પડતી ઉચક રકમ (૪) લાચ ૦ડીપનો પુ૦ પાઘડીના જેવો વિસ્તાર (લંબાઈમાં વધારે પણ પહોળાઈમાં ઓછો) ૦ડીબંધ વિ૦ પુરુષો પૂરતું (નોતરું)

**પાચ** ન૦ [સ પચ્ ઉપરથી] પરુ ગૂમડાંમાંથી નીકળતી રસી [પચાવનાર

**પાચક** વિ૦[સ] પાચનક્રિયાને મદદ કરનારું

**પાચન** ન૦[સ] હજમ કરવું–પચવું પચાવવું તે ૦ક્રિયા સ્ત્રી૦ પચવાની ક્રિયા ૦રસ પુ૦ પચવામાં મદદ કરનાર (જઠરમાંથી ઝરતો) રસ ૦શક્તિ સ્ત્રી૦ ખાધેલું પચાવવાની શક્તિ, જઠરાગ્નિ [એવું

**પાચ્ય** વિ૦ [સ] પચી શકે કે પચાવી શકાય

**પાછલું** વિ૦ ['પાછું' ઉપરથી] પાછળનું (૨) પૂર્વનું, પહેલાનું

**પાછળ** અ૦ [જુઓ પાછું] પછવાડે

**પાછું** વિ૦ [સ પશ્ચાત્, પ્રા પચ્છા ઉપરથી] પાછળનું (૨) અ૦ પાછળ (૩) વળી ફરીથી (૪) ઊલટી કે અવળી–સામેની દિશામાં (પાછો આવ) (૫) બાજુએ કે આડું (તું પાછો ખસ)

**પાછોટિયું** ન૦ જુઓ પછીતિયું

**પાછોતર(–રું)** વિ૦ [પ્રા પચ્છ (સ પશ્ચાત્) + સ ઉત્તર] મોસમના પાછલા ભાગનું

**પાજ** સ્ત્રી૦ [સ પદ્યા, પ્રા પજ્જા = રસ્તો કેડી ઉપરથી] પાળ સેતુ

**પાજણી** સ્ત્રી૦ જુઓ પાજણી

**પાજી** વિ૦ [ફા] હલકુ, નીચ (૨) કંજૂસ

**પાટ** પુ૦ [સ] બાજઠ મોટો પાટલો (૨) આખું થાન તાકો (૩) જમીનનો લાંબો પટ (૪) બેથી વધારે નંગનો સામટો વણાટ (૫) પગ દઈને ચાલવા માટે માન ખાતર વાટમાં પાથરવામાં આવતાં કપડાં (૬) ઘોડાને પહેરવાનો ફાળ (૭) સ્ત્રી૦ બહુ માણસ બેસી શકે તેવી પાટિયાની એક

ઊંચી બેઠક(૮) લાંબો લંબચોરસ કકડો; લાટો (૯) ન૦ રાજગાદી

**પાટડી** સ્ત્રી૦ [પાટ ઉપરથી] નાનો પાટડો. **–ડો** પું૦ વહેરેલો પાસાદાર બારવટિયો

**પાટણ** ન૦ [સં. પત્તન;પ્રા. પટ્ટણ] જુઓ પટ્ટણ

**પાટનગર** ન [પાટ+નગર] રાજધાની

**પાટલાઘો** સ્ત્રી૦ [પાટલો (સં. પટ્ટ)+ઘો] એક પ્રકારની ઘો

**પાટલી** સ્ત્રી૦ [જુઓ પાટલો] સાંકડી પાટ; બાંક (૨) નાનો પાટલો (૩) ધૂંટીથી આંગળાં સુધીનો ભાગ (૪) એક પ્રકારનું ઘરેણું (૫) કપડાની ચારપાંચ આંગળ પહોળી ગેડ કે તેવી ધોતિયાની ગેડ કરી પહેરાય છે તે [ચોરણો

**પાટલૂન** ન૦ [ઇ. પેન્ટ઼લૂન] યુરોપી ઘાટનો

**પાટલો** પુ૦ [સં પટ્ટક] ભોંયથી થોડું ઊંચું લાકડાનું એક બાજઠ જેવું આસન (૨) જાડી મોટી લગડી (રૂ કે રૂપાની)

**પાટવ** ન૦ [સં.] પટુતા, ચતુરાઈ; કુશળતા (૨) ચાલાકી; ચંચળતા

**પાટવણ** વિ૦સ્ત્રી૦ પાટવી સ્ત્રી કે પાટવીની સ્ત્રી

**પાટવી** વિ૦ [સં., પ્રા પટ્ટ = ગાદી ઉપરથી] સૌથી મોટું (૨) પું૦ ગાદીનો વારસ

**પાટંબર** ન૦ [સં., પ્રા. પટ્ટ=રેશમ કે શણ + અંબર]એક જાતનું રેશમી વસ્ત્ર

**પાટિયાં** ન૦બ૦વ૦ [મ. પટ્ટ, પટ્ટી] સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું

**પાટિયું** ન૦ ['પાટ પરથી'] લાકડાને કે પથ્થરને વહેરીને પાડેલા પાતળાં પડમાંનું એક (૨) લખવા માટે કરેલું કાળું પાટિયું (નિશાળમાં) (૩) છાતીની પેટી પરનાં હાડકામાંનું એક (૪) વાસણ

**પાટિયો** પુ૦ પહોળા મોનું માટીનું કે ધાતુનું એક ઠામ

**પાટી** સ્ત્રી૦ [મ. પાટી = ક્રમ, વારો] પ્રસંગ; બનાવ (ઉદા૦ સત્તાનાશની પાટી)

**પાટી** સ્ત્રી૦ ['પાટ' ઉપરથી] સ્લેટ (૨) સૂતર કે રેશમની વણેલી કે ગૂંથેલી સાંકડી પટી (૩) લોઢાની તેવી પાટી (૪) ગામમાં ગરાસદારનો હિસ્સો; નાનો વાંટો (૫) હારબંધ એક માળકીનાં ખેતર. **૦દાર** પું૦ જમીનદાર; વતનદાર (૨) એ નામની એક નાતનો માણસ

**પાટીવાળો** પું૦ [પાટી(ઇ. પાર્ટી)] રેલવેની સડક પર કામ કરનાર રેલવેના નોકરોની ટુકડીનો માણસ; 'ગૅંગમૅન'

**પાટીવાળો** પુ૦ (મુંબઈમાં) પાટી–ટોપલા-વાળો હેલકરી

**પાટુ** સ્ત્રી૦ [દે. પટ્ટુયા] લાત [વાસણ

**પાટૂડી** સ્ત્રી૦ પાટિયાના ઘાટનું નાનું માટીનું

**પાટૂડી** સ્ત્રી૦, **–ડું** ન૦ [સં. પિષ્ટવટી] છાશમાં ચણાનો લોટ ઉકાળીને કરેલાં ઢોકળાં

**પાટૂડું** સ્ત્રી૦ પાટૂડી (વાસણ)

**પાટો** પુ૦ [મ. પટ્ટ] પાટીના આકારનો લૂગડાનો ચીરો (૨) જેના ઉપર આગગાડી દોડે છે તે લોઢાનો પાટો (૩) ચીલો

**પાઠ** પું૦ [સં.] ભણી જવું–બોલી જવું તે (૨)ધાર્મિક ગ્રંથ કે સ્તોત્ર વગેરેનું રોજનું વાચન(૩)પાઠ્યપુસ્તકોનો એકાદ દિવસમાં પઢી શકાય તેવો વિભાગ (૪) શબ્દ કે વાક્યોનો ક્રમ કે યોજના(૫) બોધ; શીખ (૬) નાટકના પાત્રનું કામ. **૦ક** પું૦ [સં.] વાચક(૨)અધ્યાપક(૩)ધર્મોપદેશક (૪) વેદ-શાસ્ત્ર ભણનારો (૫) બ્રાહ્મણની એક અટક. **૦પૂજા** સ્ત્રી૦ પાઠ, પૂજા વગેરે નિત્યકર્મ. **૦ફેર**, **૦ભેદ** પું૦ જુઓ પાઠાંતર. **૦માળા (–ળા)** સ્ત્રી૦ વસ્તુને ક્રમિક પાઠો રૂપે ગોઠવીને આપતું પુસ્તક

**પાઠવવું** સ૦ક્રિ૦ [સં. પ્રસ્થાપય્, પ્રા. પટ્ઠવ] મોકલવું

**પાઠશાલા** [સં.], **–ળા** સ્ત્રી૦ નિશાળ (૨) સંસ્કૃત શીખવવાની શાળા

**પાઠાંતર** ન૦ [પાઠ + અંતર] ગ્રંથની બીજી પ્રતમાં મળી આવતું ભિન્ન લખાણ; ગ્રંથ કે લખાણનો જુદો પડતો પાઠ

**પાઠી** પું૦ [સં.] પાઠ કરનાર (ગ્રંથનો) (૨) પાઠ કરતાં યાદ કરી લે એવો. જેમ કે, એકપાઠી (પ્રાયઃ સમાસમાં)

**પાઠું** નં૦ પીઠ ઉપર થતું ગૂમડું
**પાઠું** નં૦ ફુવારનું પાન
**પાઠ્ય** વિ૦ [સં] ભણવાનું (૨) નિશાળમાં ચાલતું ૦**પુસ્તક** નં૦ નિશાળમાં ચાલતી ચોપડી, 'ટેક્સ્ટબુક'
**પાડ** પું૦[સં પાત્ય, પ્રા પાડ્ય, પાદ]સોનીની કામ કરવાની જગા [કાર, આભાર
**પાડ** (પા')પું૦[સર૦ ૫ાદુક=જમીન]ઉપ
**પાડપડોશ** પું૦ [પાડો + પડોશ] એક જ મહોલ્લાનો કે પાસે પાસેનો વાસ-વસતી. **—શી** પું૦ પાડપડોશમાં રહેનાર
**પાડવું** સ૦ક્રિ૦ [ના પાડ (સ પાત્યય્)] પડે એમ કરવું (૨) બનાવવું (શિક્ષા, પોક)
**પાડાખાર** પું૦ બે પાડા વચ્ચે હોય છે તેવું પાકું વેર [**—રી** પું૦ પાડપડોશી
**પાડાપ(-પા)ડોશ** પું૦ જુઓ પાડપડોશ
**પાડી** સ્ત્રી૦ [?] ભેંસનું માદા બચ્ચું. **—ડું** નં૦ ભેંસનું બચ્ચું **—ડો** પું૦ ભેંસનું નર બચ્ચું કે તેનો નર
**પાડો** પું૦ [સં પાટ, પ્રા પાડ]આંકનો ગડિયો
**પાડો** પું૦[સં પાટક પ્રા પાડ, ૦ય] મહોલ્લો
**પાડોશ,૦ણ,-શી** [રૂ પાડોશ,-સિઅ]જુઓ પડોશ, ૦ણ, -શી
**પાણ** સ્ત્રી૦ ચોથો ભાગ, તે દર્શાવનારી કાના જેવી ઊભી લીટી
**પાણ** નં૦ [સં પાન, પ્રા] ખેતરના પાકને પાણી પાવું તે (૨) કાંજી, પવાત
**પાણ** પું૦ [સં પાણિ] પાણિ, હાથ [પ]
**પાણકોરું** નં૦ [પાણ (કાંજી) + કોરું] ગજિયા જેવું કપડું
**પાણતિયો** પું૦ ખેતરમાં પાણી વાળનારો
**પાણિ** પું૦[સં]હાથ ૦**ગ્રહણ** નં૦ [સં] (લગ્નમાં) હાથ ઝાલવો તે (૨) લગ્ન
**પાણિનિ** પું૦[સં]પ્રસિદ્ધ સંસ્કૃત વૈયાકરણી
**પાણિયારી** (પા') સ્ત્રી૦ [પ્રા. પાણિઅહારી (સં પાનીય+હારિણી)]પાણી ભરનારી **-રું** નં૦ ઘરમાં પાણીનાં વાસણ રાખવાની જગા
**પાણી** નં૦ [સં પાનીય, પ્રા] પીવાનું કુદરતી પ્રવાહી (૨) જળ જેવું કોઈ પ્રવાહી (૩) [લા.]ધાર, વાઢ(૪)નૂર, તેજ (૫) શરાતન, પોરસ (૬) ટેક, વટ, આબરૂ (૭) ઢોળ, સોનારૂપાનો રસ ૦**ચું** વિ૦ પાણીથી ભરેલું (૨) નં૦ પાણીથી ભરેલું નાળિયેર (૩) દુખસહ, બળતરફી [લા.] ૦**દાર્દુ** વિ૦ ગરમિટ્ટુ, હલ્લાચરત (૨) પાણિયું, પાણીથી ભરેલું (૩) નં૦ નાળિયેર. ૦**દાર** વિ૦ પાણીવાળું, તેજ. ૦**પંથું** વિ૦ પાણીના જેવી ગતિવાળું, ત્વરિત ૦**પોચું** વિ૦ જેમાં થોડું પાણી રહ્યું હોય તેવું ગગદ્દ ૦**ફેર**,૦**બદલો** પું૦ પાણીબદલવું-સ્થાનાંતર કરવું તે (તંદુરસ્તી માટે)
**પાત** પું૦ [સં] પતન, પડવું તે ૦**ક** નં૦ [સં] પાપ(૨)વિ૦ પાડે એવું, પાડનારું. ૦**કી** વિ૦ [સં] પાપી
**પાતરું** નં૦ [સં પાત્ર=પત્ર] પાંદડું (૨) પતરવેલિયું (૩) એનું ભજિયું
**પાતળ** સ્ત્રી૦ [પ્રા પત્તલ(સં પત્ર)]પતરાળું(૨) પીરસેલું ભાણું [દેખાવડો પુરુષ
**પાતળિયો** પું૦ પાતળો પણ નીરોગી,
**પાતળું** વિ૦ [દે. પત્તલ] જાડું નહિ એવું
**પાતાલ** [સં], **-ળ** નં૦ પુરાણાનુસાર પૃથ્વીની નીચે આવેલા સાત લોકમાંનો છેલ્લો,નાગલોક(૨)પૃથ્વીનું બહુ ઊંડું તળ **-ળપાણી** નં૦ પાતાળ ફોડીને કાઢેલું પાણી, અખૂટ પાણી
**પાતિક** નં૦ + પાતક [પ] [પતિવ્રતાપણું
**પાતિવ્રત્ય** નં૦[સં] પતિવ્રતાનો ધર્મ, પતિ
**પાત્ર** વિ૦ [સં] યોગ્ય, લાયક (સમાસમાં ઉદા૦ વિશ્વાસપાત્ર) (૨) નં૦ વાસણ (૩) નદીના બે કાંઠા વચ્ચેનો ભાગ(૪)નાટકમાં વેશ લેનાર (૫) કથા કે વાતમાં આવતી વ્યક્તિ (૬) અધિકારી, લાયક પુરુષ
**પાથરણ(-ણું)** નં૦ ['પાથરવું' ઉપરથી] નીચે પાથરવા માટેનું જાડું મોટું કપડું, શેતરંજી, જાજમ [પાથરણે જવું=મરનારને ત્યાં શોક દર્શાવવા બેસણે જવું]
**પાથરવું** સ૦ક્રિ૦[સં પ્રસ્તૃ,પ્રા પત્થર]ફેલાવવું (૨) બિછાવવું

**પાથેય** ન૦ [સ.] ભાતું
**પાદ** પું૦ [સ.] પગ (૨) ચોથો ભાગ (૩) કવિતાની કડી; ચરણ. ૦પ ન૦ [સં.] વૃક્ષ. ૦પીઠ ન૦ [સ.] ઊંચે આસને બેઠેલાને પગ મૂકવાની પાટલી. ૦પૂર્તિ સ્ત્રી૦ અધૂરો શ્લોક પૂરો કરી આપવો તે
**પાદર** ન૦ [દે. पद्द] ભાગોળ આગળનું મેદાન
**પાદરી** પું૦ [પો.] ખ્રિસ્તી ધર્મોપદેશક
**પાદશાહ** પુ૦ [ફા.] બાદશાહ; સમ્રાટ. –હી વિ૦ પાદશાહનું (૨) સ્ત્રી૦ પાદશાહનું રાજ્ય [જેર કરેલું
**પાદાક્રાંત** વિ૦, [સં. पाद + आक्रांत] જીતેલું;
**પાદુકા** સ્ત્રી૦ [સ.] પાવડી; ચાખડી
**પાધર** વિ૦ [દે. पद्धर] વસ્તી કે વનસ્પતિ વિનાનું; સપાટ; ઉજ્જડ (૨) ખુલ્લું, મેદાન જેવું (૩) ન૦ જુઓ પાદર. –રું વિ૦ આડુંઅવળું નહિ પણ સીધું (૨) સીધે માર્ગે જનારું; પાંસરું (૩) અ૦ બારોબાર (૪) વગર વિલંબે; તરત. –રુંદોર વિ૦ પાંસરું; સીધું
**પાન** ન૦ [સ.] પીવું તે
**પાન** ન૦ [સ. पर्ण, પ્રા. पन्न] પાંદડું (૨) પૃષ્ઠ (પુસ્તકનું) (૩) નાગરવેલનું પાન; તાંબૂલ. ૦ખર સ્ત્રી૦ જેમા પાન ખરે છે એ ઋતુ; મહા-ફાગણ. ૦ડી સ્ત્રી૦ નાનાં કુમળાં કુમળાં પાંદડાં (૨) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું. ૦ડું ન૦ પાંદડું. ૦દાની સ્ત્રી૦ ખાવાનાં પાન તથા તેમનો સામાન મૂકવાનું પાત્ર. ૦પટી (–ટ્ટી), ૦બીડી સ્ત્રી૦, ૦બીડું ન૦ પાનનું બીડું; તાંબૂલ. ૦સોપારી સ્ત્રી૦; ન૦ પાન તથા સોપારી; મુખવાસ (૨) [લા.] સિપાઈસપરાને નાની બક્ષિસ (૩) કોઈના માનમાં કરાતો સમારંભ
**પાનિયું** ન૦ જુઓ પાનું; પૃષ્ઠ (૨) નસીબનું પાનિયું – ભાગ્ય [લા.]
**પાની** (ની') સ્ત્રી૦ [સ. पार्ष्णि, પ્રા. पण्हि, या] પગના તળિયાનો એડી તરફનો ભાગ
**પાનું** ન૦ [સ. पर्ण; પ્રા. पन्न] પાંદડું (૨) ચોપડીનું પૃષ્ઠ (૩) ગંજીફાનું પત્તું (૪) ચપ્પુ ઇ૦નું ફળ (૫) પન્નું; લીલા રંગનું એક રત્ન (૬) [લા.] જિંદગીભરનો સંબંધ (બહુધા બ૦વ૦માં) (૭) નસીબનું પાનિયું. [૦પડવું = સંબંધ થવો, જીવનમાં સાથે રહેવાનું થવું] [નું ધોળું વસ્ત્ર
**પાનેતર** ન૦ પરણતી વખતે કન્યાને પહેરવા-
**પાનો** (નો') પું૦ [સ. प्रस्नव; દે. पन्हअ; પ્રા. पह्न] વાત્સલ્યથી માની છાતીમાં દૂધ ઊભરાઈ આવવું તે (૨) જુઓ પોરસો; પાહો (૩) પોરસ; જુસ્સો; ધર્ય [લા.]
**પાન્થ** પું૦ [સ.] જુઓ પાંથ
**પાપ** ન૦ [સં.] ધર્મ વિરુદ્ધ કૃત્ય; દુષ્કૃત (૨) [લા.] કપટ (૩) અણગમતી વ્યક્તિ. ૦કર્મ ન૦ [સ.] પાપનું કામ [કરવું તે
**પાપગલી, પાપગી** સ્ત્રી૦ બાળકને પાપા
**પાપડ** પુ૦ [સ. पर्पट; પ્રા. पप्पड] એક ખાવાની વાની. ૦ખાર, –ડિયો ખાર પું૦ પાપડમા વપરાતો એક ખાર; સઞ્ચોરો. –ડી સ્ત્રી૦ [સ. पर्पटिका, પ્રા. पप्पडिया] ચોખાના લોટની પાપડ જેવી વાની
**પાપડી** સ્ત્રી૦ વાલની શિંગ
**પાપણી** સ્ત્રી૦ પાપી સ્ત્રી [પાપી બુદ્ધિ
**પાપબુદ્ધિ** વિ૦ પાપી બુદ્ધિવાળું (૨) સ્ત્રી૦
**પાપભીરુ** વિ૦ પાપ કરવાથી ડરનારું; પાપકર્મથી ડરીને ચાલનારુ
**પાપા** પુ૦ રોટલી; તાના (બાળભાષામાં) (૨) અ૦ બાળકને પગલા મંડાવવાનો ઉદ્ગાર
**પાપાચરણ** ન૦ [સં.] પાપકર્મ; દુરાચાર
**પાપાત્મા** પુ૦ [સ.] પાપી; દુષ્ટાત્મા [સ્ત્રી
**પાપિણી (–ની)** વિ૦ સ્ત્રી૦ [સ. पापिनी] પાપી
**પાપિયું** વિ૦ પાપી
**પાપિષ્ઠ** વિ૦ [સં.] અત્યંત પાપી
**પાપી** વિ૦ [સં.] પાપ કરનારુ
**પામર** વિ૦ [સ.] કંગાલ; રાંક (૨) તુચ્છ સાંકડા મનનું [કિ રેશમનો)
**પામરી** સ્ત્રી૦ [સ.] ઉપરણો; દુપટ્ટો (ઊન
**પામવું** સ૦ક્રિ૦ [સ. प्राप्; પ્રા. पाव] મેળવવું પ્રાપ્ત કરવું (૨) સમજવું; કળી જવું
**પાય** પું૦ [પ્રા. पाय (સ. पाद; ફા.)] પગ

નીકળેના પાંચ દેવવૃક્ષોમાંનુ એક તેનુ ફૂલ (૨) હારસિંગારનુ ઝાડ, તેનું ફૂલ
**પારિતોષિક** ન૦ [સ] ઇનામ
**પારિભાષિક** વિ૦ [સ] પરિભાષા સબધી
**પારી** સ્ત્રી૦[દે पाराई]પથ્થર તોડવાની નરાજ
**પારેખ** પુ૦[જુઓ પારખ](સિક્કા ઝવેરાત વગેરેની) પરીક્ષા કરી જાણનાર (૨) એક અટક [કબૂતર
**પારેવડુ**,**પારેવુ** ન૦[प्रा पारेवय(स पारापत)]
**પારો** પુ૦[સ पारद] એક ખનીજ પ્રવાહી ધાતુ (૨) માળાનો મણકો (૩) તબૂરો સુરેલ બનાવવા રખાતો તારને ભરવેનો મણકો (૪) બદૂકની ગોળી કે છરો (૫) અવાળુ
**પાર્થ** પુ૦ [સ] પૃથાનો પુત્ર, અર્જુન
**પાર્થિવ** વિ૦ [સ] પૃથ્વી (મહાભૂત)નુ (૨) માટીનુ (૩) નશ્વર (૪) પુ૦ રાજા (૫)માટીના મહાદેવ ૦પૂજા સ્ત્રી૦પાર્થિવેશ્વર-મહાદેવની પૂજા
**પાર્લમેન્ટ** સ્ત્રી૦ [इ] ઇંગ્લડની રાજસભા (૨) કોઈ દેશની મુખ્ય લોકપ્રતિનિધિ સભા **૦રી** વિ૦ [-] પાર્લમેન્ટને લગતુ કે તે વિષેનુ (૨) પાર્લમેન્ટમા છાજતુ
**પાર્વતી** સ્ત્રી૦ [સ] હિમાલયની પુત્રી
**પાર્શ્વનાથ** પુ૦ [સ] જૈનોના તેવીસમા તીર્થંકર, પારસનાથ
**પાર્ષદ** પુ૦ [સ] દેવનો સેવક
**પાર્સલ** ન૦ [इ] જુઓ પારસલ
**-પાલ** વિ૦ [સ] પાળનાર 'પાળક' એ અર્થમા સમાસને અંતે ઉદા૦ગોપાલ
**પાલ** પુ૦ નાનો તબૂ કે તેની કનાત
**પાલ** પુ૦[જુઓ પાલિયુ] કેટલીક જગાના પાણી પર તરતી દેખાતી ચીકાશ તે (૨) તેવા પાણીને લીધે રોગીલો બનેલો પ્રદેશ
**પાલક** વિ૦ (૨) પુ૦[સ] ઉછેરીને મોટુ કરનાર (૨) રક્ષક [એક ભાજી
**પાલક(-ખ)** સ્ત્રી૦[प्रा पाल्का, (स पाल्क्या)]
**પાલખ** સ્ત્રી૦ [સર૦ 'પાલખી'] કડિયા વગેરે કારીગરોને ઊભે કામ કરવા માટે કરેલો વાસ વળીઓનો આધાર
**પાલખી** સ્ત્રી૦ [સ पल्यक ઉપરથી] સુખપાલ
**પાલટવુ** સ૦ક્રિ૦ જુઓ પલટવુ [પારણુ
**પાલણુ** ન૦ [સ पालन ઉપરથી] બાળકનુ
**પાલન** ન૦ [સ] પાળવુ તે ૦પોષણ ન૦ પાળવુ અને પોષવુ તે ૦હાર પુ૦પાળનારો
**પાલવ** પુ૦ [સ पल्लव] પહેરેલા સાડાનો લટકતો છેડો(૨) લૂગડા– પાઘડીનો કસબી છેડો આશરો શરણ [–ને પાલવે પડવું –ને આશરે જવાનુ થવુ] [નભાવવુ
**પાલવવુ** સ૦ક્રિ૦ [સં पालय्] ઉછેરવુ પોષવુ,
**પાલવવુ** અ૦ક્રિ૦ [સર૦ ह पारय् ना पाल] પરવડવુ, પોસાવુ ગોઠવુ થવુ
**પાલિ** સ્ત્રી૦ [प्रा पालियाय = धर्मोपदेश– બુદ્ધના ધર્મોપદેશની ભાષા] એક પ્રાચીન ભાષા, જેમા બૌદ્ધ ગ્રંથો લખાયેલા છે
**પાલિત** વિ૦ [સ] પાળેલુ રક્ષિત
**પાલિયુ** વિ૦ [પાલો ઉપરથી] ઝાડપાલાના અને લીલના કોહાણવાળુ, પાલવાળુ
**પાલી** સ્ત્રી૦ [સ, द] કાઠિયાવાડનુ અનાજનુ એક માપ તેનુ વાસણ (૨) (મુબઈમા) ચાર શેરનુ માપ
**પાલી** સ્ત્રી૦[સ पल्लव]ઝીણા પાદડા [પ્યાલુ
**પાલી** સ્ત્રી૦ [જુઓ પ્યાલી ] નાનુ પાનુ–
**પાલીસ** સ્ત્રી૦ [इ पालिश] બૂટ બાજ, વાસણ વગેરે વસ્તુઓ પર ચળકી લાવવા ચોપડાતુ દ્રવ્ય તે ક્રિયા કે ચળકી
**પાલુ** ન૦ [म पल्ल–धान्यनो कोठार]ખપરડાનો કે મ ગીનો અનાજ ભરવાનો કોઠો (૨) વાસની ચીપોનુ ટાટુ (૩) વરસાદમા માટીની ભીત પોવાઈ ન જાય તે માટે આડુ રાખેલુ લાકડીનુ ટાટુ
**પાલુ** ન૦ [જુઓ પ્યાલ] પવાલુ [પડવુ
**પાલુ** ન૦ પાલવ (૨) આશરો ઉદા૦ પાલે
**પાલો** પુ૦ [સ पल्लव] ઢોરને ખાવાના પાદડા
**પાલો** પુ૦ પ્યાલો
**પાલો** પુ૦ગાડીગાડા ઉપરની ખપરડાની છત્રી
**પાલ્યો** પુ૦ [સ पाल्य] વાદળમાથી પડતો કરો
**પાવક** વિ૦ [સ] પાવન કરનાર (૨)પુ૦ અગ્નિ
**પાવડી** સ્ત્રી૦ [સ पादुका, प्रा पाउआ, ]

જોડાને ઠેકાણે પહેરવાનો લાકડાનો એક ઘાટ, પાદુકા, ચાખડી (૨) પગ વડે દાબવાનું સાળનું એક સાધન

**પાવડો** પું૦ [સ फाल ઉપરથી] માટી કચરો વગેરે ઉસડવાનું કે ભરવાનું એક સાધન (૨) ગાડીના એંજિનનો ખરપડો

**પાવતી** સ્ત્રી૦ પહોંચ, રસીદ

**પાવન** વિ૦ [સ] પવિત્ર, શુદ્ધ (૨) શુદ્ધ કરનારું ( ) ન૦ પવિત્રતા, શુદ્ધિ ૦કારી વિ૦ પવિત્ર કરનારું

**પાવરધુ** વિ૦ [फा पर्र ह] કુશળ

**પાવલી** સ્ત્રી૦ [સ पाद પરથી] પાવલું ચારઆની -લુ ન૦ ચારઆની

**પાવળુ** ન૦ નાની પળી

**પાવિત્ર્ય** ન૦ [સ] પવિત્રતા

**પાવુ** સ૦ ક્રિ૦ [સ पा] પિવડાવવુ

**પાવૈયો** પું૦ હીજડો, નપુસક

**પાવો** પું૦ [દે पावय] એક જાતની વાસળી (૨) આગબોટનું ભૂગળુ વાગે છે તે-તેની સિસોટી

**પાશ** પુ૦ [સ] ફાસો, ગાળો (૨) પશુપક્ષી ફસાવવાનુ શિકારીનુ સાધન (૩) વરુણનુ આયુધ (૪) ફસાવવાની યુક્તિ [લા]

**પાશવ(-વી)** વિ૦ [સ] પશુનુ, પશુના જેવુ

**પાશા** પુ૦ [તુર્કી] હાકેમ (૨) તુર્કસ્તાનનો ઊંચા દરજ્જાનો અમલદાર

**પાશિયુ** ન૦ [દે पास] કરબડી કે રાપડીમા મુકાતુ ધારવાળુ લોખડનુ ફળ (૨) રાપડી

**પાશુપત** પું૦ [સ] એક પ્રાચીન શૈવ સપ્રદાય (૨) તેનો અનુયાયી (૩) ન૦ શકરના તેજનુ દિવ્ય અસ્ત્ર

**પાશેર** પુ૦ [પા+શેર] શેરનો ચોથો ભાગ -રી સ્ત્રી૦ પાશેરનુ માપિયુ કે વજન -રો પુ૦ પાશેર વજનનુ કાટલુ [પાશેરામા પહેલી પૂણી શ૦ પ્ર૦ તદ્દન શરૂઆત]

**પાશ્ચાત્ય** વિ૦[સ] પશ્ચિમનુ પશ્ચિમમા આવેલુ

**પાષાણ** પું૦ [સ] પથ્થર

**પાસ** પુ૦ [સ स्पर्श] સ્પર્શથી પટ કે રગ બેસવો તે (૨) સોબતની અસર [લા]

**પાસ** સ્ત્રી૦ [સ पार्श्व, प्रा पास] બાજુ, પાસુ (૨) અ૦ પાસે [પ]

**પાસ** વિ૦ [ इं ] પસાર, ઉત્તીર્ણ, સફળ (૨) મજૂર, પસદ (૩) પુ૦ રજા કે મજૂરીની ચિઠ્ઠી ૦પોર્ટ પુ૦ દેશાતર જવા માટેનો પરવાનો ૦બુક સ્ત્રી૦ બેંક સાથેની લેવડદેવડની નોધની ખાતેદારને મળતી ચોપડી [લબચોરસ દડો

**પાસો** પુ૦ પાસાના આકારનો ધાતુ વગેરેનો

**પાસવાન** પુ૦ [फा पासबान] હજૂરિયો નોકર

**પાસવુ** સ૦ક્રિ૦ રગ બેસાડવા સારુ પ્રથમ ખટાશ વગેરેનો પાસ દેવો

**પાસાજાળ** ન૦ પાસાના બંધારણમા રહેલુ પાણી વૉટર ઑફ ક્રીસ્ટલીઝેશન [૨ વિ]

**પાસાબંધી** સ્ત્રી૦ [પાસુ+બધી] બે બાજુ કસો બાધવાની એક જાતની બડી

**પાસાશૂળ** ન૦ [પાસુ+શૂળ] પડખામા ફૂટતુ શૂળ (૨) હમેશની નડ્યાની ઉપાધિ કે નડતર [લા]

**પાસિયું** ન૦ જુઓ પાશિયુ [(૨) પક્ષ

**પાસુ** ન૦ [સ पार्श्व प्रा पास] પડખુ, બાજુ

**પાસે** અ૦[સ पार्श्वे]નજીક (૨)પ બે બાજુમા (૩)તાબામા કબજામા (૪)સામે આગળ

**પાસો** પુ૦ [સ पाशक] ચોપાટ રમવામા વપરાતા અને પાડેલા લબચોરસ દડા માનો એક (૨) પદાર્થનો તેવો પાસો

**પાસો** પુ૦[સ प्रस्रव] દૂધને(ઢોરે)આચળમા આવવા દેવુ તે [એવો ઉદ્ગાર

**પાહિ(૦પાહિ)** શ૦ પ્ર૦ [સ] રક્ષણ કરો

**પાહો** પુ૦ જુઓ પારસો

**પાળ** સ્ત્રી૦ [સ पालि] તળાવ કે સરોવરનો કિનારો (૨)પ્રવાહીને વહી જતુ અટકાવવા કરેલી આડ

**-પાળ** વિ૦ જુઓ -પાન વિ૦ [પાલન

**પાળણ** ન૦ [સ पालन ઉપરથી] પાલન

**પાળવું** સ૦ક્રિ૦[સ पालय्] રક્ષણ કરવુ (૨) ભરણપોષણ કરવુ (૩)પોષવું અને કેળવવુ (૪) ભગ ન કરવો -ની પ્રમાણે વર્તવુ માનવુ(વચન, આજ્ઞા મત રજા અંગે ઈ)

**પાળિયો** પું૦[સ पालि=પ્રશંસા(૨)ચિહ્ન] સ્મારક તરીકે ઊભો કરેલો પથ્થર, ખાંભી
**પાળિયો** પું૦ ['પાળ' ઉપરથી] ગોરિયો
**પાળી** સ્ત્રી૦ [સ. पालिका] છરી
**પાળી** સ્ત્રી૦[સ पालि=પંક્તિ] વારો
**પાળી** સ્ત્રી૦ દડતાળ, પાકી
**પાળી** સ્ત્રી૦ પાળ
**પાળું** વિ૦ (૨) ન૦ [સ पाद ઉપરથી] પગે ચાલનારું **–ળો** પું૦ પગપાળો મુસાફર (૨) પેદલ, મુલકી કે લશ્કરી સિપાઈ
**પાળો** પું૦ સ્વામીનારાયણ સંપ્રદાયનો એક કોટીનો સેવક [ડબલ રોટી
**પાંઉ** (૦) પું૦, ન૦ [પો] ૦રોટી સ્ત્રી૦
**પાંખ** (૦) સ્ત્રી૦ [સ पक्ष] પક્ષીનો ઊડવાનો અવયવ (૨) લશ્કરની બે બાજુમાંની એક (૩) છાપરાનો બે તરફનો બહાર પડતો ભાગ (૪) આશ્રય, મદદ [લા]
**પાંખડી** (૦)સ્ત્રી૦ [દે पक्खुडी] કળી ખીલતાં છૂટા પડતા અવયવોમાંનો દરેક **–ડું** ન૦ ડાળની બાજુએથી ફૂટતી નાની ડાળી(૨) કુટુંબની શાખા [લા]
**પાંખાળી** (૦) સ્ત્રી૦ ['પાંખ' ઉપરથી] ઘોડીની એક જાત [કા]
**પાંખાળું** (૦) વિ૦['પાંખ' ઉપરથી] પાંખવાળું (૨) દાંતાવાળું (૩) ડાળીવાળું
**પાંખિયું** (૦) ન૦ ['પાંખ' ઉપરથી] પક્ષ, તડ (૨) ડાળી, શાખા (૩) દેશી તાળાનો કે કિટલાનો એક બાજુનો નાનો છૂટો પડતો ભાગ (૪) કાતરનું પાનું
**પાંખું** (૦) વિ૦ છૂટું, આછું
**પાંગત(–થ)** (૦) સ્ત્રી૦પથારી કે ખાટલાનો પગ તરફનો ભાગ
**પાંગરવું** (૦) અ૦ક્રિ૦ અંકુર ફૂટવા
**પાંગરું** (૦) ન૦, **–રો** પું૦ [સ प्रग्रह] પારણાને કે ખોયાને અધ્ધર પકડી રાખનાર દોરી (૨) ત્રાજવાની સેર (૩) ગોફણની બે બાજુની દોરી (૪) સુકાન તરફનો વહાણનો છેડો
**પાંગળું** (૦) વિ૦[સં पङ्गु] પગે અપંગ (૨) [લા] અશક્ત, નિર્બળ (૩) આધાર–ટેકા વિનાનું
**પાંગોઠું** (૦) ન૦ ખભાથી કોણી સુધીનો હાથનો ભાગ (૨) હાલવા ચાલવાના અવયવોના સાંધા મૂળ
**પાંચ** (૦) વિ૦ [સ पचन्] '૫'
**પાંચજન્ય** પું૦ [સ] કૃષ્ણનો શંખ
**પાંચમ**(૦)સ્ત્રી૦ પખવાડિયાની પાંચમી તિથિ
**પાંચશેરી** (૦) સ્ત્રી૦ પાંચ શેરનું કાટલું [૦કૂટવી = નકામી માથાકૂટ કરવી]
**પાંચાલી** [સ], **–ળી** સ્ત્રી૦ પંચાલ દેશના રાજાની પુત્રી દ્રૌપદી
**પાંજણ(–ણી)**(૦) સ્ત્રી૦[સ पायस्, પ્રા पज्ज ઉપરથી] નિયત સમયે જેનું સેવન કર્યા વિના ન ચાલે તેવી ટેવ, બંધાણ
**પાંજરાપોળ** (૦) સ્ત્રી૦ અશક્ત કે ઘરડાં ઢોરને રાખવાનું ધર્માદા સ્થાન
**પાંજરાં**(૦)ન૦ બ૦ વ૦ જુઓ કાંધાપાંજરાં
**પાંજરું** (૦) ન૦ [સ पञ्जर] પશુપક્ષીને પૂરી રાખવા બનાવેલું સળિયાનું ઘર (૨) તેવો કોઈ પણ ઘાટ (૩) અદાલતમાં ન્યાયાધીશ સામે જવાબ આપતાં ઊભા રહેવાની પાંજરા જેવી જગા
**પાંડવ** પું૦ [સ] પાંડુનો દીકરો
**પાંડિત્ય** ન૦ [સ] પંડિતાઈ
**પાંડુ** વિ૦ [સ] ફીકું (૨) પું૦ એક રોગ, 'એનિમિયા' (૩) પાંડવોનો પિતા
**પાંડુર** વિ૦ [સ] ફીકું, ધોળું
**પાંતી** (૦) સ્ત્રી૦[સ पंक्ति] પક્ષ, બાજુ (૨) રીત,માર્ગ(૩)ભાગ, હિસ્સો(૪)પરિમાણના વિભાગ પાડીને હિસાબ ગણવાની ગણિતની એક રીત(૫)જુઓ પાથી સેંથી
**પાંત્રીશ(–સ)** (૦) વિ૦ [સ पञ्चत्रिंशत्, પ્રા पणतीस] '૩૫'
**પાંથ** પું૦ [સ] મુસાફર
**પાંથી** (૦) સ્ત્રી [દે पत्ति = કેશરચના]સેંથી
**પાંદડી** (૦) સ્ત્રી૦[સ पर्ण] જુઓ પાનડી **–ડું** ન૦ પર્ણ [પાંદડું ફરવું = ભાગ્ય બદલાવું, ભાગ્યોદય થવો] [સ્ના વાળ
**પાંપણ** (૦) સ્ત્રી૦ પોપચાની કિનારી ઉપ

**પાંશરુ'** (૦) વિ૦ સીધુ, ડાહ્યુ, પાધરું. ૦દોર વિ૦ સીધુદોર, આડાઈ વગરનુ
**પાંશુ** સ્ત્રી૦ [સ] ધૂળ ૦લ વિ૦ [સ] ધૂળવાળુ (૨) ભ્રષ્ટ, દુરાચારી
**પાંસઠ** (૦) વિ૦ [સ पञ्चषष्टि] '૬૫'
**પાંસરું**(૦દોર) જુઓ 'પાશરુ'મા
**પાંસળી** (૦) સ્ત્રી૦ [પ્રા पासुलि (સ पार्श्व)] છાતીના માળાના બને બાજુના હાડકા માનુ દરેક –ળુ ન૦ જુઓ પાસળી
**પાંસુ** સ્ત્રી૦ [સ], ૦લ વિ૦ જુઓ 'પાશુ'મા
**પિક** પુ૦ [સ] કોકિલ કોયલનો નર
**પિક** સ્ત્રી૦ થૂંક પીક ૦દાની સ્ત્રી૦ થૂંકદાની
‹**પિકેટિંગ** ન૦ [ઇ] પહેરો, ચોકી
**પિખાવવું** સ૦ક્રિ૦, **પિખાવુ** અ૦ક્રિ૦ 'પીખવુ'નુ પ્રેરક ને કર્મણિ
**પિગળાવવું** સ૦ક્રિ૦ 'પીગળવુ'નુ પ્રેરક
**પિચકારી** સ્ત્રી૦ [પિચ (રવ૦) + કારી] પાણીની સેડ (૨) સેડ છોડવાનુ ભૂગળી જેવુ એક સાધન [૦આપવી = એનિમા આપવો]
**પિચ્છ** ન૦ [સ] પીછુ
**પિછાણ(–ન)** સ્ત્રી૦ [સ प्रत्यभिज्ञान] માહિતી (૨) ઓળખાણ ૦વુ સ૦ક્રિ૦ ઓળખવુ
**પિછોડી** સ્ત્રી૦ જુઓ પછેડી
**પિટાવવું** સ૦ક્રિ૦, **પિટાવું** અ૦ક્રિ૦ 'પીટવુ'નુ પ્રેરક ને કર્મણિ
**પિતપાપડો** પુ૦ [સ पीत (પીળુ)+પાપડ] ખાખરાની શિગ
**પિતર** પુ૦ [જુઓ પિતૃ] મૃત પૂર્વજ
**પિતરાઈ** પુ૦, –ણ સ્ત્રી૦ જુઓ 'પિત્રાઈ'મા
**પિતવાડો** પુ૦ [પીત+વાડો] કૂવાના પાણીથી જ્યા દર વર્ષે શિયાળુ–ઉનાળુ વાવેતર થતુ હોય તેવુ ખેતર [ળિયુ
**પિતળિયુ** ન૦ પિત્તળનું નાનુ વાસણ, **પિતા** પુ૦ [સ] બાપ ૦જી પુ૦ (માનાર્થે). ૦મહ પુ૦ [સ] દાદા (૨) બ્રહ્મા ૦મહી સ્ત્રી૦ [સ] દાદી ૦શ્રી પુ૦ પિતાજી –તુ પુ૦ પિતા, બાપ [પ]
**પિતૃ** પુ૦ [સ] બાપ (૨) પુ૦બ૦વ૦ પૂર્વજો, મરી ગયેલા બાપદાદાઓ ૦ઋણ ન૦ પિતૃઓ પ્રત્યેનુ ઋણ દેવુ (જુઓ ઋણત્રય) ૦તર્પણ ન૦ [સ] પિતૃઓનુ તર્પણ કરવા આપેલી જલાંજલિ, પિતૃયજ્ઞ (૨) તર્જની અને અગૂઠા વચ્ચેનો મધ્યભાગ ૦દેવ પુ૦ [સ] પિતરો (૨) વિ૦ પિતાને દેવ તરીકે પૂજનાર ૦યજ્ઞ પુ૦ [સ] પિતૃતર્પણ (૨) પાચ મહાયજ્ઞોમાંનો એક
**પિત્ત** ન૦ [સ] કલેજામા પેદા થતો રસ, જે આતરડામા ઊતરી ખોરાકને પચાવે છે (૨) વૈદક પ્રમાણે શરીરની ત્રણ ધાતુઓમાની એક (કફ પિત્ત અને વાયુ) –ત્તાશય ન૦ [પિત્ત + આશય] શરીરનો પિત્તનો અવયવ
**પિત્તળ** ન૦ [સ, પ્રા पित्तल] તાબા અને જસતની મિશ્ર ધાતુ –ળિયુ ન૦ પિતળિયુ
**પિત્તો** પુ૦ [સ पित्त] પિત્ત (૨) ક્રોધની તીવ્ર લાગણી [લા]
**પિત્રાઈ** પુ૦ [સ पितृव्य] કાકાના છોકરા, સાતમી પેઢી સુધીમા એક બાપનો વશજ (૨) પિતા સબધી. –ણુ વિ૦ સ્ત્રી૦ પિત્રાઈને ત્યા જન્મેલી –ણ(–ણી) સ્ત્રી૦ પિત્રાઈની વહુ
**પિન** સ્ત્રી૦ [ઇ] ટાકણી (૨) પાટો, વેણી વગેરે જકડી રાખવા વપરાય છે તે બનાવટ
**પિનાક** ન૦ [સ] શિવનુ ધનુષ ૦પાણ (–ણિ) [સ पिनाकपाणि] પુ૦ શિવ –કી પુ૦ [સ] શિવ
**પિપરમીટ** સ્ત્રી૦ [ઇ पिपरमिन्ट] જુઓ ખાણી મીઠી [[સ] તરસ્યું
**પિપાસા** સ્ત્રી૦ [સ] તરસ –સુ વિ૦
**પિપૂડી** સ્ત્રી૦ [રવ૦] ફૂકીને વગાડવાની ભૂગળી, પીપી [૦વગાડવી શ૦ પ્ર૦ એકની એક વાત કર્યા કરવી–ગાયા કરવી (૨) ખુશામત દાખલ સૂર પુરાવવો; હાજી હા ભણવી]
**પિપ્પલ** પુ૦ [સ] પીપળો [(વર્તમાન કૃ૦)
**પિબતું** વિ૦ [સ. पिबन्त, ઉપરથી] + પીતુ
**પિમળાટ** પુ૦ ['પીમળવુ' ઉપરથી] સુવાસ

**પિયર** (પિ') ન૦ [સં. पितृगृह; પ્રા. पिइहर] સ્ત્રીનાં માબાપનું ઘર. ૦પનોતી વિ૦ સ્ત્રી૦ પિયરમાં ભાઈભાંડુંવાળી. –રિયું ન૦ પિયરનું સગું

**પિયળ** સ્ત્રી૦ કપાળમાં કરેલી કંકુની અર્ચા

**પિયાજ** ન૦ [ફા.] કાંદો; ડુંગળી

**પિયાનો** પું૦ [ઇં] એક વિદેશી વાજિંત્ર

**પિયારું** વિ૦ [અપ. पिआर (સં. प्रियतर)] પ્યારું [પ.] [પાયાનું ખર્ચ (૨) પરબ

**પિયાવો** પું૦ ['પિવાડવું' ઉપરથી] પાણી

**પિયુ** પું૦ [અપ. पिअइउ (સં. प्रियचित्)]પતિ

**પિયેર(–રિયું)** (પિ') ન૦ જુઓ 'પિયર'માં

**પિરસણ** ન૦ [સં. परिवेषण; પ્રા. परिवेसण] પીરસવું તે (૨) પીરસેલું ભાણું (૩) નાતવરાને અંગે ઘેર ભાણું પીરસવું તે

**પિરસાવવું** સ૦ક્રિ૦ 'પીરસવું'નું પ્રેરક

**પિરાઈ** સ્ત્રી૦ જુઓ પેરાઈ

**પિરામિડ** પું૦ [ઇં.] પ્રાચીન મિસરી રાજાના મૃતદેહ ઉપર બંધાવેલી શંકુ આકારની સમાધિ–કબર (૨) શંકુ આકાર

**પિરોજ** (–જી,–જું) જુઓ 'પીરોજ'માં

**પિલાઈ** સ્ત્રી૦ પીલવું તે(૨)તેનું મહેનતાણું. –મણ ન૦, –મણી સ્ત્રી૦ પીલવાનું મહેનતાણું (૨) ત્રાસ; યાતના [લા.]

**પિલાવવું** સ૦ક્રિ૦, **પિલાવું** અ૦ક્રિ૦ 'પીલવું'નું પ્રેરક ને કર્મણિ

**પિલ્લું** ન૦, –લ્લો પું૦ ['પિંડલું' ઉપરથી] વીંટીને કરેલો દડો–ગોટો

**પિવડાવવું** સ૦ક્રિ૦, **પિવાવું** અ૦ક્રિ૦ 'પીવું'નું પ્રેરક ને કર્મણિ

**પિશાચ** પું૦; ન૦ [સં] અવગતિયો જીવ; પ્રેત (૨) ભૂતપ્રેત જેવી એક હીન યોનિ. ૦ણી, –ચી સ્ત્રી૦ પિશાચ સ્ત્રી

**પિશુન** વિ૦[સં.] કઠોર (૨) નીચ(૩)ચાડિયું

**પિષ્ટ** વિ૦ [સં.] કૂટેલું;પીસેલું(૨)પું૦ ભૂકો; લોટ. ૦પેષણ ન૦ [સં.] પુનરુક્તિ; એકનું એક ફરી ફરી કહેવું તે

**પિસાવવું** સ૦ક્રિ૦, **પિસાવું** અ૦ક્રિ૦ 'પીસવું'નું પ્રેરક ને કર્મણિ

**પિસ્ટન** પું૦ [ઇં.] એંજિન કે પિચકારી વગેરેમાં વપરાતો દટ્ટાવાળો દાંડો

**પિસ્તાળીસ** વિ૦ [સં. पञ्चचत्वारिंशत् ]'૪૫'

**પિસ્તું** ન૦ [ફા.] પસ્તું; એક મેવો

**પિસ્તોલ** સ્ત્રી૦ [પો.] નાની બંદૂક; તમંચો

**પિંગલ** [સં.], –ળ વિ૦ લાલાશ પડતા પીળા રંગનું (૨)ન૦ છંદશાસ્ત્ર(૩)અત્યંત વિસ્તાર [લા.]. –લા [સં], –ળા સ્ત્રી૦ હઠયોગમાં માનેલી ત્રણ પ્રધાન નાડીઓમાંની એક (ઇડા, પિંગળા, અને સુષુમ્ણા) (૨)વિ૦સ્ત્રી૦લાલાશ પડતા પીળા રંગની

**પિંજર** ન૦ [સં.] પંજર; પાંજરું

**પિંડ** પું૦ [સં.] ગોળો(૨)પિતૃઓ નિમિત્તે લોટ કે ભાતનો વાળેલો ગોળો (૩) શરીર. ૦દાન ન૦ [સં.] શ્રાદ્ધમાં પિંડ અર્પણ કરવો તે. ૦લું ન૦ જુઓ પિંડું. ૦લો પું૦ પિંડો

**પિંડી** સ્ત્રી૦ [સં. पिण्डिका] પગના નળાની પાછળનો માસનો લોચો

**પિંડું** ન૦ [સં. पिंड ઉપરથી] પિલ્લું. –ડો પું૦ વીંટેલો કે વાળેલો ગોળો–ગોટો (કણક, માટી, દોરા ઇ૦નો)

**પિંઢોરી** વિ૦(૨)ન૦ [પ્રા. पिन्दघर (સં. पिंडगृह)] પીંઢેરી; માટીની ભીંતોનું (ઘર)

**પી** અ૦ [રવ૦] તિરસ્કારાર્થ ઉદ્ગાર; હુરિયો (૨) પિપૂડીનો રવ

**-પીઉ** વિ૦ (સમાસને અંતે) પીનારું

**પીક** સ્ત્રી૦ જુઓ પિક(૨)તેની પિચકારી

**પીગળવું** અ૦ક્રિ૦ [પ્રા. पगल (સં. प्र+गल् )] ઓગળવું; પ્રવાહી થવું (૨) (દયાથી) ઢીલું–નરમ થવું [લા.]

**પીછ** ન૦ [સં. पिच्छ] પીછું. –છી સ્ત્રી૦ [સં. पिच्छिका; પ્રા. पिच्छी] વાળ, પીંછાં કે તેવી બીજી વસ્તુની હાથાવાળી બનાવટ (માખો ઉરાડવાની, ચીતરવાની, વગેરે)

**પીછું** ન૦ પીછ (૨) તેની કલમ [હાર

**પીછેહઠ** સ્ત્રી૦ [હિં.] પાછા હઠવું કે પડવું તે;

**પીછો** પું૦ [પ્રા. पिच्छ=પૂછડું] કેડો. પૂઠ

**પીટવું** સ૦ક્રિ૦ [પ્રા. पिट्ट] ખૂબ મારવું

(૨) મૂએનાની પાછળ કૂટવુ (૩) ઠોકવુ, વગાડવુ (દાંડી)

**પીટ્યુ** વિ૦ મૂઉ (સ્ત્રીઓમા ગાળ તરીકે)

**પીઠ** ન૦ [સ] (દેવ આચાર્યાદિનુ) સ્થાનક (૨) સ્ત્રી૦ બજાર (૩) બજારભાવ

**પીઠ** સ્ત્રી૦ [સ પૃષ્ઠ, પ્રા પિટ્ઠ] વાસો [૦આવવી = વાસો છોલાઈને પાકવો] ૦બળ ન૦ પાછળ રહીને જોર દેતુ બળ

**પીઠિકા** સ્ત્રી૦ [સ] બાજઠ (૨) મૂર્તિ કે થાંભલાની બેઠક–આધાર (૩) ભૂમિકા

**પીઠી** સ્ત્રી૦ [સ પિષ્ટ પ્રા પિટ્ઠ] લગ્નપ્રસંગે વરકન્યાને શરીરે ચોળવાનો પીળો સુગંધી પદાર્થ

**પીઠુ** ન૦ [સ પીઠ] બજાર કે દુકાન (ખાસ કરીને લાકડાનુ અને દારૂતાડીનુ)

**પીડ** સ્ત્રી૦ [સ પીડા] પીડા દુ ખ (૨) ચૂક આંકડી (૩) વેણ, પ્રસવવેદના ૦ન ન૦ [સ] પીડા (૨) પીડવુ–પજવવુ કે દાબવુ તે ૦વુ સ૦ક્રિ૦ [સ પીડ્] દુ ખ દેવુ (૨) પજવવુ ગાંજવુ (૩) ચાંપવુ, દાબવુ –ડા સ્ત્રી૦ [સ] દુ ખ (૨) નડતર –ડાકારક –ડાકારી વિ૦ પીડા કરનારુ –ડાવુ અ૦ ક્રિ૦ 'પીડવુ'નુ કર્મણિ –ડિત વિ૦ [સ] પીડા પામેલુ

**પીઢ** સ્ત્રી૦ [દે પાઢી સ પાઠિકા પ્રા પાઢિઆ] જેના ઉપર મેડાના પાટિયા જડવામા આવે છે તે લાંબુ લાકડુ –વળી (૨) વિ૦ મોટી ઉંમરનુ ઠરેલ –ઢિયુ ન૦ પીઢ (૨) દાઢનો દાંત (૩) અવાળુ પેઢુ

**પીણુ** ન૦ પીવાની વસ્તુ પેય

**પીત** ન૦ [સ પીત] પાણી પાઈને ઉછેરેલો મોર (૨) વિ૦ [સ] પીળુ

**પીતળ** ન૦ જુઓ પિત્તળ

**પીતાંબર** ન૦ [સ] પીળુ કે કોઈ પણ રંગની અબોટિયુ (૨) વિ૦ પીળા વસ્ત્રવાળુ

**પીધેલ (–લુ)** 'પીવુ'નુ ભૂ૦ કૃ૦ (૨) વિ૦ દારૂના નશાવાળુ, છાકટુ

**પીન** વિ૦ [સ] જાડુ, પુષ્ટ માતુ

**પીપ** ન૦ ગૂમડાનુ પરુ

**પીપ** ન૦ [પો પીપા] લાકડાનુ કે ધાતુનુ નળાકાર પાત્ર [જાતનુ એક ઝાડ

**પીપર** સ્ત્રી૦ [જુઓ 'પીપળ'] પીપળાની

**પીપર** સ્ત્રી૦ [સ પિપ્પલી] એક વસાણાની ચીજ વનસ્પતિની સીંગ –રીમૂળ ન૦ પીપરના છોડના મૂળ ગંઠોડા

**પીપળ** પુ૦ [સ પિપ્પલ] એક ઝાડ અશ્વત્થ –ળી સ્ત્રી૦ નાનો પીપળો

**પીપળીમૂળ** ન૦ જુઓ પીપરીમૂળ

**પીપળો** પુ૦ જુઓ પીપળ

**પીપી** અ૦ [રવ૦] (૨) સ્ત્રી૦ ફૂંકીને વગાડવાની ભૂંગળી (ગાજર કે પાંદડાની) પિપૂડી (૩) પી બોલાય તે, ફજેતી [ગોળી

**પીપી** સ્ત્રી૦ (બાળભાષા) પિપરમીટ જેવી

**પીમળ** સ્ત્રી૦ [સ પરિમલ] સુગંધ ૦વુ અ૦ ક્રિ૦ સુગંધ ફેલાવી

**પીયળ** સ્ત્રી૦ જુઓ પિયળ

**પીયૂષ** ન૦ [સ] અમૃત [પદાર્થ

**પીયો** પું૦ આંખને ખૂણે બાઝતો ચીકણો

**પીર** પુ૦ [ફા] મુસલમાનોમા પવિત્ર ગણાતો પુરુષ [ભાણામા મૂકવુ

**પીરસવુ** સ૦ક્રિ૦ [સ પરિવિષ્] જમવા માટે

**પીરસાવુ** અ૦ક્રિ૦ 'પીરસવુ'નુ કર્મણિ

**પીરોજ** પુ૦ [ફા] એક રત્ન –જી (–જુ) વિ૦ પીરોજના રંગનુ આસમાની

**પીલવુ** સ૦ક્રિ૦ [સ પીડય પ્રા પીલ] દબાઈ –કચરાઈ નિચોવાય એમ કરવુ (૨) દુ ખ દેવુ કનડવુ [લા] (૩) લોઢવુ (કપાસ)

**પીલવો** પુ૦ [જુઓ પીલુ] એક ઝાડ

**પીલુ** પું૦ [મ] એક ઝાડ પીલુડી (૨) એક રાગ (૩) પીલુ ૦ડી સ્ત્રી૦ પીલુનુ ઝાડ ૦ડુ ન૦ તેનુ ફળ [બચ્ચુ

**પીલુ** ન૦ [દે પાઉઅ=બચ્ચુ] મરઘીનુ

**પીલો** પું૦ [દે પીલુઅ] થડ કે મૂળમાથી ફૂટેલો ફણગો

**પીવુ** સ૦ ક્રિ૦ [સ પા પ્રા પિવ] પ્રવાહી પેટમા લેવુ (૨) નવાહીને પોતામા સમાવવુ કે શોષવુ (૩) (ધૂમ્રપાન) કરવુ [પી જવુ = ગાઠવુ (૨) સહન કરી જવુ]

**પીસવું** સ૦ ક્રિ૦ [સ પિષ પ્રા પિસ] દળવું (૨) લસોટવું ઘૂંટવું (૩) ચીપવું (ગંજીફાને)
**પીસવો** પુ૦ સિસોટી
**પીળાશ** સ્ત્રી૦ પીળાપણું
**પીળિયું** ન૦ લગ્ન પ્રસંગે કન્યાને પહેરવાનું હળદરથી રંગેલું પીળું વસ્ત્ર (૨) પીળી —કાર્ડિક કાળી ઈંટ
**પીળું** વિ૦ [સ પાતક પ્રા પાઅલ] હળદરના રંગનું પીત ૦પચ્ચ વિ૦ સાવ પીળું —શીકું
**પીંખણી** સ્ત્રી૦ —ણું ન૦ પીંખવું તે તે ચૂંથવું
**પીંખવું** સ૦ ક્રિ૦ વિખેરી નાખવું (૨) ચૂંથી નાખવું
**પીંખાવવું** સ૦ ક્રિ૦, **પીંખાવું** અ૦ ક્રિ૦ પીંખવું નું પ્રેરક ને કર્મણિ
**પીંગળું** વિ૦ [સ પિંગલ] પીળચટું (૨) માંજરું
**પીંઠબળ** ન૦ પાછળ રહીને જોર દેવું
**પીંછ** ન૦ [જુઓ પીંછ] પીંછું —છાળું વિ૦ પીંછાંવાળું —છી સ્ત્રી૦ જુઓ પીંછી —છું ન૦ પીછું
**પીંજણ** સ્ત્રી૦ પીંજવાનું સાધન (૨) ન૦ પીંજવું તે (૩) (વાતને) નકામું ચૂંથવું — લંબાવવું તે [લા] —ણી સ્ત્રી૦ પીંજણ (૨) પીંજવું તે (૩) પીંજારાનું ઢાંકણું (રચતા પૈડા પર હોય છે તે)
**પીંજરું** ન૦ જુઓ પિંજર પાંજરું
**પીંજવું** સ૦ ક્રિ૦ [સ પિંજ્] રૂના રેસા છૂટા પાડવા (૨) પીંજણ કરવું — લંબાવવું [લા]
**પીંજામણ** ન૦ —ણી સ્ત્રી૦ પીંજવાની મજૂરી
**પીંજારણ** સ્ત્રી૦ પીંજારાની વહુ (૨) પીંજવાનું કામ કરતી સ્ત્રી
**પીંજારો** પુ૦ પીંજવાનું કામ કરનાર
**પીંજાવવું** સ૦ ક્રિ૦ **પીંજાવું** અ૦ ક્રિ૦ પીંજવું નું પ્રેરક ને કર્મણિ
**પીંડાર(—રો)** પુ૦ [સ પિણ્ડાર દે પિંઢાર] આહીર ભરવાડ
**પીંડાળો** પુ૦ જુઓ પિંડો
**પીંઢારો** પુ૦ [મ પેંઢાર] લૂંટારુની એક પ્રસિદ્ધ જાતનો માણસ [બીતીવાળું
**પીંઢેરી** વિ૦ [જુઓ પિંઢારી] માંગીની

**પુકાર** પુ૦ [પ્રા પુક્કાર] પોકાર બૂમ ૦વું સ૦ ક્રિ૦ પોકારવું (૨) પોકારીને કહેવું જાહેર કરવું
**પુખ્ત** વિ૦ [ફા] પાકું પાકટ (૨) ઠરેલ
**પુગાડવું** સ૦ ક્રિ૦ પૂગવું નું પ્રેરક પહોંચાડવું
**પુગાવું** અ૦ ક્રિ૦ ‘પૂગવું’નું ભાવે
**પુચકારી** સ્ત્રી૦ [રવ૦] બાળકને શાંત કરવા હોઠ વચ્ચેથી કરેલો મૃદુ અવાજ
**પુચ્છ** ન૦ [સ] પૂંછડી
**પુચ્છિયું** વિ૦ [પૂંછડી ઉપરથી] પૂંછડીવાળું —યો તારો પુ૦ ધૂમકેતુ
**પુછાવવું** સ૦ ક્રિ૦, **પુછાવું** અ૦ ક્રિ૦ ‘પૂછવું’નું પ્રેરક ને કર્મણિ
**પુટ** પુ૦ [સ] પડિયો (૨) પડિયા જેવો કોઈ પણ ઘાટ (૩) આચ્છાદન ઢાંકણ (૪) કુલડી કે શકોરામાં ધાતુ કે ઔષધ મૂકી ઉપર ઢાંકણ કે બીજું શકોરું મૂકી કપડછાણ કરી કરેલો ઘાટ સંપુટ (૫) તેને ભઠ્ઠીમાં મૂકી ઔષધને આપેલી આંચ (૬) પટ પાસ
**પુઠેવાળ** વિ૦ [પૂંઠ ઉપરથી] પાછલી વયમાં જન્મેલું પૂંઠેવાળ
**પુણ્ય** વિ૦ [સ] પવિત્ર (૨) પુણ્ય પ્રાપ્ત થાય એવું (૩) ધર્મ્ય (૪) ન૦ સત્કર્મ (૫) તેનું ફળ ૦તિથિ સ્ત્રી૦ (મહાપુરુષના) મરણની તિથિ કે તેની ઉજવણી ૦દાન ન૦ ધર્મદાન ૦પ્રકોપ પુ૦ (પાપ કે અન્યાય સામે) ધર્મબુદ્ધિને લીધે ઊપજેલો ક્રોધ ૦પ્રતાપ પુ૦ [સ] પુણ્યનું બળ ૦શાળી(—ળી) વિ૦ પુણ્યવાન (૨) પૂર્વજન્મના સુકૃતવાળું ૦શ્લોક વિ૦ [સ] રૂડી કીર્તિવાળું (૨) જેનું નામ લેવાથી પુણ્ય થાય તેવું (૩) પુ૦ તેવો માણસ —ણ્યાત્મા વિ૦ (૨) પુ૦ [સ] પવિત્ર મનનું (માણસ)
**પુત્ર** પુ૦ [સ] દીકરો ૦વતી વિ૦ સ્ત્રી૦ [સ] પુત્રવાળી ૦વધૂ સ્ત્રી૦ [સ] પુત્રની વહુ —ત્રિણી વિ૦ સ્ત્રી૦ પુત્રવતી —ત્રૈષણા સ્ત્રી [સ] પુત્રપ્રાપ્તિની તીવ્ર કામના-વાસના [[બૌદ્ધ] (૩) આત્મા
**પુદ્ગલ** ન૦ [સ] પરમાણુ (૨) શરીર

'પૂજવું'નું કર્મણિ (૨) સત્કાર પામવો **-જિત** વિ૦ [સં] પૂજાયેલું **-જ્ય** વિ૦ [સં] પૂજવા યોગ્ય (૨) વડીલ (૩) જમાઈ કે બનેવી [લા]

**પૂજ્યારાધ્ય(-ધ્ય)** વિ૦ [સં पूज्य+आराध्य] પૂજ્ય અને આરાધ્ય (પત્રની ભાષામાં વડીલને ઉદ્દેશી વપરાય છે)

**પૂઠ** સ્ત્રી૦ [સં पृष्ठ, પ્રા पुट्ठ] પૂઠ, શરીરનો પાછળો ભાગ (૨) થાપો (૩) કેડો, પીછો [વા] ૦ળ સ્ત્રી૦ પાછળ **-ઠિયું** ન૦ પૈડાનો ઘેર જે કકડાઓનો બને છે તેમાંનો દરેક (૨) પાછોટિયું (૩) થાપો [**પૂઠિયાં ફાટવાં**=બીક લાગવી,ગભરાવું] **-ઠું** ન૦ કહોઠ ઉપરનું છાડું (૨) ચોપડીનું ઢાંકણ (૩) થાપો (૪) મૂળનું બંધારણ કે તેની મજબૂતી(શરીરનું) **-ઠે** અ૦ પાછળ

**પૂડલો, પૂડો** પું૦[પ્રા पूअल(સં पूप)] લોટ કે દાળના ખીરાની તળેલી પોળી(૨)મધપૂડો

**પૂણી** સ્ત્રી૦ [દે] કાંતવા માટે પીંજેલા રૂનો વણીને બનાવેલો લાંબો ગોળ આકાર

**પૂત** પું૦ પુત્ર

**પૂત** વિ૦ [સં] પવિત્ર

**પૂતના** સ્ત્રી૦[સં]કંસે બાળક કૃષ્ણને મારવા મોકલેલી રાક્ષસી, બકાસુરની બહેન

**પૂતળી** સ્ત્રી૦ આંખની કીકી

**પૂતળી** સ્ત્રી૦ [સં पुत्तली] માટી, ધાતુ વગેરેનો બનાવેલો સ્ત્રીનો ઘાટ **-ળું** ન૦ ધાતુ પથ્થર, માટી, લાકડું વગેરેની બનાવેલી આકૃતિ-મૂર્તિ

**પૂનમ** સ્ત્રી૦[સં पूर्णिमा]પૂર્ણ ચંદ્ર ઊગવાની તિથિ, પૂર્ણિમા

**પૂમ** સ્ત્રી૦ [ફા पुम्बह] રૂ પીંજતાં ઊડતી ઝીણી રજ-રુવાટી (૨) કાપડ ઉપરની રુવાટી ૦ડી સ્ત્રી૦ છોડને વળગી રહેલું રૂ (૨) નાનું પૂમડું. ૦ડું ન૦ રૂનો બહુ નાનો પિંડ (૨) વચ્ચેથી થોડો ઊભો ભાગ વણીને બનાવેલી વાટ

**પૂર** વિ૦ [સં] પૂરેપૂરું, સંપૂર્ણ (૨) ન૦ નવા પાણીનું નદીનાળામાં જોશબંધ આવવું તે (૩) પૂરણપોળી કરવાનું પૂરણ

**પૂર** અ૦ નામને અંતે 'જેટલું-ના માપે', 'સુધી, પર્યંત' એવા અર્થમાં ઉદા૦ ચોખાપૂર, વાસપૂર

**પૂરક** વિ૦ [સં] (ખૂટતું) પૂરું કરનાર (૨) પું૦પ્રાણાયામમાં શ્વાસ અંદર ખેંચવાની ક્રિયા (૩) પૂરક આંકડો કે રકમ [ગ]

**પૂરણ** વિ૦ [સં] પૂરનાર, પૂર્ણ કરનાર (૨) ન૦ પૂરવું-ભરવું તે

**પૂરણ** વિ૦ [સં पूर्ण] પૂર્ણ (૨) સર્વવ્યાપી (૩) ન૦ પૂરવાની કે પૂરેલી વસ્તુ (ઉદા૦ પોળીનું પૂરણ, જમીનનું પૂરણ) ૦પોળી સ્ત્રી૦ પૂરણ ભરીને બનાવેલી રોટલી, વેડમી **-ણી** સ્ત્રી૦ પૂરવું તે (૨) પૂરવાની વસ્તુ (ઈં-રોડાં વગેરે) (૩) વધારાનું કથન, પૂર્તિ (૪) ઉશ્કેરણી

**પૂરતું** વિ૦ [ 'પૂરવું' પરથી] જોઈએ તેટલું

**પૂરપાટ** અ૦ પૂરા-અત્યંત વેગથી

**પૂરવું** સ૦ક્રિ૦ [સં पूर्] ભરવું, ભરી કાઢવું (૨) ગોંધવું, અંકાયતમાં રાખવું(૩)પૂરું પાડવું

**પૂરી** સ્ત્રી૦ [પ્રા पूअलिआ (સં पूपिका)] [એક તળેલી વાની

**પૂરુષ** પું૦ [સં] જુઓ પુરુષ

**પૂરું** વિ૦ [સં पूर] જુઓ પૂર્ણ ૦પાધરું વિ૦ સીધેસીધું **-રેપૂરું** વિ૦ સંપૂર્ણ

**પૂર્ણ** વિ૦ [સં] ભરેલું, ખંડિત, ઓછું કે અધૂરું નહિ એવું, પૂરું (૨)સમાપ્ત(૩) ન૦ મીંડું, શૂન્ય. ૦પુરુષોત્તમ પું૦ શ્રીકૃષ્ણ (૨) વૈષ્ણવ મહારાજનું સંબોધન ૦માસી સ્ત્રી૦ [સં] પૂનમ ૦વિરામ ન૦ લખાણમાં વાક્ય પૂરું થયાનું સ્થાન બતાવનાર (.) ચિહ્ન [વ્યા] **-ર્ણાહુતિ** સ્ત્રી૦ [+आहुति] યજ્ઞની સમાપ્તિએ આપેલી આહુતિ (૨) કોઈ પણ કાર્યની સમાપ્તિની ક્રિયા (૩) સમાપ્તિ. **-ર્ણાંક** પું૦ [+अंक] (અપૂર્ણાંકથી ઊલટો) પૂરો અંક **-ર્ણિમા** સ્ત્રી૦ [સં] પૂનમ

**પૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ [સં] ઉમેરણ, વધારો

**પૂર્વ** વિ૦ [સં] પ્રાચીન (૨) આગળનું

આગલું (૩) ઉગમણું (૪) સ્ત્રી૦ સૂર્યના ઊગવાની દિશા. ૦ક વિ૦ સમાસને અંતે 'સહિત' '-થી' એવો અર્થ બતાવે છે. ઉદા૦ શ્રદ્ધાપૂર્વક. ૦કાલીન વિ૦ [સં.] પ્રાચીન. ૦ગ વિ૦ [સં] પુરોગ; આગળ જનાર (૨) શબ્દની આગળ આવનાર ઉપસર્ગ જેવો શબ્દ (ઉદા૦ દ્રુ, પુનર્, બિન વગેરે). ૦ગ્રહ પું૦ પહેલેથી જ બાંધેલો અભિપ્રાય. ૦જ પુ૦ [સં.] વડવો, પિતૃ. ૦જન્મ પું૦ [સં.] આ જન્મ પહેલાનો જન્મ. ૦તૈયારી સ્ત્રી૦ આગળથી કરેલી કે કરવાની તૈયારી. ૦દિશા સ્ત્રી૦ સૂર્યના ઊગવાની દિશા (૨) ઊગતા સૂર્ય જેવું ફળદાતા. ૦પક્ષ પું૦ [સં.] ચર્ચા કે નિર્ણય માટે કોઈ શાસ્ત્રીય વિષયની બાબતમા રજૂ કરેલો પક્ષ કે પ્રશ્ન (૨) અદાલતમાં વાદીએ રજૂ કરેલી વાત. ૦પદ ન૦ [સં.] સમાસ કે વાક્યનુ પ્રથમ અંગ (૨) ગુણોત્તરનું પહેલુ પદ; 'ઍન્ટીસીડન્ટ'. ૦ભૂમિકા સ્ત્રી૦ ભૂમિકા; ઉપોદ્ઘાત. ૦મીમાંસા સ્ત્રી૦ જૈમિનિ મુનિએ રચેલું કર્મકાંડ-પ્રધાન દર્શન (જુઓ ષડ્દર્શન). ૦રંગ પુ૦ [સં] નાટકની શરૂઆતમા વિઘ્નોની શાંતિ માટે નટોએ કરેલ સંગીત, સ્તુતિ વગેરે[કા. શા.]. ૦વત્ અ૦[સં]પહેલાની જેમ. ૦શરત સ્ત્રી૦ કશું થતા કે કરતા પહેલાંની આવશ્યકતા; પહેલેથી હોવી જોઈતી શરત; 'પ્રિરેક્વીઝીટ.' -ર્વાપર વિ૦ [સં.] આગલુ પાછલું (૨) અ૦ આગળપાછળ. -ર્વાફાલ્ગુની સ્ત્રી૦ અગિયારમું નક્ષત્ર -ર્વા ભાદ્રપદા સ્ત્રી૦ [સં] પચીસમું નક્ષત્ર. -ર્વાભિમુખ વિ૦ [સં.] પૂર્વ તરફ મોંવાળું. -ર્વાર્ધ પું૦, ન૦ આગનો અડધો ભાગ. -ર્વાવસ્થા સ્ત્રી૦ [+અવસ્થા] ઘડપણ પહેલાંનું જીવન. -ર્વાશ્રમ પું૦ [સં.] સંન્યાસ પહેલાંનું જીવન. -ર્વાષાઢા સ્ત્રી૦ [સં] વીસમું નક્ષત્ર. -ર્વે અ૦ પહેલાં. -ર્વોક્ત વિ૦ [સં] પહેલા કહેવાયેલુ. -ર્વોપાર્જિત વિ૦ [+ઉપાર્જિત] પૂર્વે કે પૂર્વજન્મમાં કમાયેલું

**પૂષા** પુ૦ [સં.] સૂર્ય

**પૂળિયું** ન૦ નાનો પૂળો

**પૂળી** સ્ત્રી૦ [જુઓ પૂળો] ઘાસની ઝૂડી

**પૂળો** પુ૦[સં.પૂલ]ઘાસ કે કડબનું મોટું પૂળિયું

**પૂંખ** સ્ત્રી૦ ['પાખ' ઉપરથી] છાપરાનો બે બાજુ બહાર પડતો ભાગ - પાખ. ૦ણું ન૦ તીરનો પીંછાંવાળો છેડો

**પૂંખવું** સ૦ક્રિ૦ [દે. પુંખણ] પોંખણાં વડે વરકન્યાને વધાવવાં (૨) વાવવા માટે વેરવું. (પૂંખાવવું; પૂંખાવું)

**પૂંછ** ન૦ [સં. પુચ્છ] પૂંછડું. ૦ડિયું વિ૦ પૂછડીવાળુ. ૦ડી સ્ત્રી૦ જુઓ પૂછડી. ૦ડું ન૦ પૂછડું

**પૂંજ** સ્ત્રી૦; ન૦ મીંડું; અનુસ્વાર

**પૂંજણી** સ્ત્રી૦ [જુઓ પૂજવું] ભીંડી કે સૂતરની સાવરણી (૨) સાવરણી. -વું સ૦ક્રિ૦ [પ્રા. પુંજ (સં. પુંજય્)] એકઠું કરવું. ઉદા૦ છાણ પૂજવુ

**પૂંજી** સ્ત્રી૦ [સં. પુંજિ] દોલત

**પૂંજો** પું૦ [દે. પુંજય] કચરો; વાસીદું

**પૂંઠ** સ્ત્રી૦, ૦ળ અ૦, -ઠિયું ન૦, -ઠું ન૦, -ઠે અ૦ જુઓ 'પૂઠ'માં

**પૂંઠેવાળ** વિ૦ જુઓ પુઠેવાળ

**પૃચ્છા** સ્ત્રી૦ [સં.] પ્રશ્ન, તપાસ

**પૃથક્** અ૦ [સં.] અલગ; છૂટું. -ક્કરણ ન૦ [સં.] ઘટક તત્ત્વો જુદાં પાડવાં તે. -ગ્જન પુ૦ [સં]ઇતર સામાન્ય માણસ(૨)નીચ કે મૂર્ખ માણસ

**પૃથા** સ્ત્રી૦ [સં.] કુંતી

**પૃથિવી** સ્ત્રી૦ [સં.] પૃથ્વી ગ્રહ (૨) પંચ-મહાભૂતોમાંનુ એક (૩) જમીન

**પૃથુ(૦લ)** વિ૦ [સં.] પહોળુ; વિસ્તીર્ણ

**પૃથ્વી** સ્ત્રી૦ [સં] જુઓ પૃથિવી

**પૃષ્ઠ** ન૦ [સં.] પીઠ; વાંસો (૨) (ગ્રંથનું) પાન (૩) સપાટી. ૦ફળ ન૦ આકૃતિની સપાટીનું ક્ષેત્રફળ

પે (પૅ) અ૦ જુઓ પૈ
પેક (પૅ) વિ૦ [इ] બરાબર ભરીને બંધ કરેલું (૨) પક્કુ, હોશિયાર [લા]
પેખવું સ૦ક્રિ૦ [प्रा पाय (स प्रेक्ष्)] જોવું
પેગંબર પુ૦ જુઓ પયગંબર
પેગામ પુ૦ જુઓ પયગામ, સંદેશ
પેચ પુ૦ [फा] આંટો, વળ (૨) વળવાળી ખીલી, સ્ક્રૂ (૩) પતંગની દોરીઓનો કટાવ (૪) [લા] યુક્તિ, તદબીર પ્રપંચ (૫) ફાંદો, જાળ, મુશ્કેલી –ચિયું વિ૦ પેચ ખોલવા તથા બેસાડવાનું સાધન –ચી (૦લું) વિ૦ યુક્તિબાજ [(૨) પત્રાત
પેજ સ્ત્રી૦ [प्रा पज्जा (स पेया)] ચોખાની કાંજી
પેટ ન૦ [दे] જઠર (૨) જઠર વગેરે ભાગોની શરીરની આખી બખોલ (૩) [લા] આજીવિકા (૪) ગર્ભાશય (૫) પોતાનું સંતાન, પોતાનો આખો વેલો–વંશ (૬) અંતર, મન (૭) કોઈ વસ્તુનો અંદરનો ભાગ પેટું ૦પૂજા સ્ત્રી૦ ભોજન ૦પૂર વિ૦ પેટ ભરાય એટલું ૦બાળ્યું વિ૦ અંદરથી અકળાયેલું (૨) અદેખું ૦ભરું વિ૦ પેટ ભરવાની જ કાળજીવાળું (૨) એકંદરે (૩) પેટિયું
પેટવવું સ૦ક્રિ૦ સળગાવવું
પેટવું અ૦ ક્રિ૦ સળગવું [આવેલું ખાનું
પેટાખાનું ન૦ મુખ્ય ખાનાના પેટામાં
પેટાજ્ઞાતિ સ્ત્રી૦ મુખ્ય જ્ઞાતિનો એક ભાગ
પેટાનિયમ પુ૦ મુખ્યના ભાગ તરીકે આવતો–ગૌણ નિયમ, 'બાઈ–લૉ'
પેટારો પુ૦ [दे० पेडा] પટારો
પેટાવવું સ૦ક્રિ૦ જુઓ પેટવવું
પેટાવિભાગ પુ૦ મુખ્ય ભાગનો વિભાગ
પેટાસમિતિ સ્ત્રી૦ મોટી સમિતિએ નીમેલી નાની સમિતિ
પેટાળ ન૦ ['પેટ' ઉપરથી] અંદરનો ભાગ
પેટિયું વિ૦ ['પેટ' ઉપરથી] પેટપૂર અન્ન બદલ નોકરી કરનારું (૨) ન૦ પેટનું ખર્ચ, રોજનું ખાવાનું (૩) પગાર પેટે આપેલું પેટપૂર અન્ન (૪) પગાર, રોજ

પેટી સ્ત્રી૦ [स] કાંઈ મૂકવા માટે કરાતી એક બનાવટ ૦બાજાં ન૦ પેટી જેવી, બાજાં માટેની સવડની બનાવટ, 'હાર્મોનિયમ'
પેટું ન૦ ['પેટ' ઉપરથી] કોઈ પણ ચીજનો વચ્ચેથી પોલો કે ફૂદની પેઠે ઊપસેલો ભાગ (૨) મોટી ચીજની અંદર સમાતો ભાગ–અંશ (૩) સમાસના પૂર્વપદ તરીકે, 'ગૌણ', 'અંદર સમાતું' એવા અર્થમાં (૪) (તિરસ્કારમાં) પટી [પેટામાં લખવું = પેટાવિભાગ કે પેટાખાનામાં લખવું]
પેટુડું વિ૦ [પેટ ઉપરથી] સ્વાર્થી
પેટે અ૦ ['પેટું' ઉપરથી] બાબતમાં (૨) સાટે, બદલામાં
પેટ્રન પુ૦ [इ] મુરબ્બી, આશ્રયદાતા (૨) મંડળ કે સંસ્થામાં અમુક સારી મદદ આપનાર સભાસદ, એક માનવાચક હોદ્દો
પેટ્રોલ ન૦ [इ] (મોટર વગેરેમાં વપરાતું) એક ખનિજ તેલ
પેઠ(–ઠે)(પૅ) અ૦ [स पंक्तिया] રીતે માફક
પેડુ ન૦ ડૂંટીની નીચેનો પેટનો ભાગ
પેઢવું ન૦ [જુઓ પેઢું] અવાળુ
પેઢી સ્ત્રી૦ [स पीठ प्रा पीढ] શરાફની દુકાન (૨) વેપારીની કોઠી (૩) વંશપરંપરાનું પગથિયું ૦ઉતાર વિ૦ પેઢી દર પેઢી ચાલતું આવેલું (૨) અ૦ પેઢી દર પેઢી ૦નામું ન૦ વંશવૃક્ષ
પેઢુ ન૦ જુઓ પેડુ
પેઢું ન૦ [स पीठक, प्रा पीढय] દાંતના મૂળ ઢાંકતો ભાગ, અવાળુ
પેણ (પૅ) સ્ત્રી૦ પથ્થરપેન
પેણી (પૅ) સ્ત્રી૦ તાવડી –ણો પુ૦ મોટી પેણી
પેદળ (પૅ) ન૦ જુઓ પાયદળ (૨) અ૦ પગે ચાલીને (૩) વિ૦ પગે ચાલનારું, પગપાળું
પેદા (પૅ) વિ૦ [फा] ઉત્પન્ન (૨) કમાયેલ મેળવેલું ૦શ સ્ત્રી૦ [फा पैदाइश] ઉત્પન્ન ઊપજ [આદત પડવી
પેધવું (પૅ) અ૦ક્રિ૦ [જુઓ પેધવું] ટેવાવું,
પેધું (પૅ) વિ૦ પેધેલું (૨) ન૦ પેધવું તે, ટેવ
પેન સ્ત્રી૦ [इ] પથ્થરપેન (૨) અંદર શાહી

ભરી રખાય એવી એક જાતની કલમ; 'ફાઉન્ટન પેન'
**પેનસિલ** સ્ત્રી૦ [ઇં.] સીસાપેન; પેન્સિલ
**પેની** સ્ત્રી૦[ઇં.]તાંબાનો એક અંગ્રેજી ચલણીસિક્કો
**પેન્શન** ન૦ [ઇં.] નોકરી બદલ, તેમાંથી નિવૃત્ત થયે મળતો બેઠો પગાર. ૦ર પું૦ [ઇં.] પેન્શન મેળવનાર
**પેન્સ** સ્ત્રી૦ [ઇં.] પેની
**પેન્સિલ** સ્ત્રી૦ [ઇં.] સીસાપેન
**પેપર** ન૦ [ઇં.] વર્તમાનપત્ર; છાપું (૨) પું૦; ન૦ પરીક્ષાનો પ્રશ્નપત્ર
**પેય** વિ૦ [સં.] પીવા યોગ્ય; પીવાનું (૨) ન૦ પી શકાય એવું ખાદ્ય (૩) પીણું (ચા, કૉફી વગેરે)
**પેર** (પે) સ્ત્રી૦ [દે. पयर = માર્ગ; રસ્તો] પ્રકાર; રીત (૨) ખબર (૩) તદબીર
**પેર** સ્ત્રી૦ [સં. पर्वन्] પેરાઈ
**પેર** ન૦ જામફળ; પેરુ
**પેરવી** (પે) સ્ત્રી૦ [फा. पैरवी] તજવીજ; ગોઠવણ; યુક્તિ (૨) પ્રયત્ન (૩) દરજ્જો
**પેરા** [ઇં.] પું૦ ફકરો; કંડિકા
**પેરાઈ, પેરી** સ્ત્રી૦ [સં. पर्वन्] સાંઠાની બે ગાંઠ વચ્ચેનો ભાગ
**પેરુ** ન૦ જામફળ; પેર
**પેરે** (પે) અ૦ [દે. पयर] પ્રકારે (૨) પેઠે
**પેરેફિન** ન૦ [ઇં.] એક જાતના પથ્થર, લાકડું વગેરેમાંથી ગાળી કાઢવામાં આવતો મીણ જેવો પદાર્થ (મીણબત્તીમાં તેમ જ ઝુલાબ તરીકે વપરાય છે)
**પેરો** પું૦ પેરા; ફકરો
**પેલ** (પે) ન૦ [દે. पिउली; પ્રા. पेलु] પીંજેલા રૂની પેપળી; પોલતું
**પેલું** વિ૦(૨)સ૦ સામે આંગળીથી બતાવેલું; ઓલું (૩) આવતા પરમ દિવસ પછીનો કે ગયાની પૂર્વનો (દિવસ)
**પેશ** અ૦[फा.] આગળ; ઉપરી અધિકારી તરફ (૨) આગળ; રૂ. ૦કદમી સ્ત્રી૦ સામે લેવા જવું તે (૨) આગેકૂચ (૩) ચડાઈ. ૦ગી સ્ત્રી૦ કામ પેટે આગળથી આપેલું લવાજમ; ખાનું
**પેશવા** પું૦ [फा.] પેશ્વા; આગેવાન (૨) સતારાના મરાઠા રાજાઓનું વંશપરંપરાગત પ્રધાનપદું ધરાવનાર બ્રાહ્મણ(૩) મુખ્ય પ્રધાન. ૦ઈ વિ૦ પેશવાને લગતું (૨) સ્ત્રી૦ પેશવાઓનું પ્રધાનપદું-અમલ (૩) પેશવાઓનો રાજ્યકાળ કે તેમનું સામ્રાજ્ય [વિદાર જાતો
**પેશવાજ** પું૦ [फा.] બીબીઓનો એક
**પેશાબ** પું૦[फा.]મૂતર. ૦ખાનું ન૦ મુતરડી
**પેશી** સ્ત્રી૦ [સં.] માંસનો લોચો; 'ટિશ્યુ' (૨)(ફણસ,ખજૂર જેવો)ફળનો ગરનો પિંડ
**પેશી** સ્ત્રી૦ [फा.] કેસની સુનાવણી,આગળ કેસ ચાલવો તે
**પેશો** પું૦ [फा.] પેશા; ધંધો; કસબ
**પેશ્વા**(૦ઈ) જુઓ 'પેશવા'માં
**પેસનીકળ** (પે) સ્ત્રી૦ પેસવું અને નીકળવું તે(૨)કારભાર[લા.]
**પેસવું** (પે) અ૦ક્રિ૦ [સં. प्रविश् ; પ્રા. पइस] દાખલ થવું; પ્રવેશ કરવો
**પેસાર(-રો)** (પે) પું૦[પ્રા. पइसार]દાખલ થવું તે; પ્રવેશ (૨) પરિચય; આર સમજ
**પેસેન્જર** (પે) સ્ત્રી૦ [ઇં] ઉતારુઓ લઈ જતી રેલગાડી (એ સામાન્ય રીતે દરેક સ્ટેશને થોભી રહે છે)(૨)ઉતારુ; મુસાફર
**પેળ** પું૦ [સં. पेल] વૃષણ
**પેં** (પેં૦) અ૦ [દે. [illegible]] [પ.] સરખામણીમાં, મુકાબલે (૨) ઉપર
**પેંગડું** (પેં૦) ન૦ ઘોડેસવાર જેમાં પગ રાખે છે તે કડું
**પેંઠ** (પેં૦) સ્ત્રી૦ [illegible] પછવાડી [illegible] આવવામાં આવે છે તે
**પેંડો** (પેં૦) પું૦ [સં. पिंड; પ્રા. पेंड] પિંડ (ગોળો) (૨) દૂધના [illegible] [illegible] મીઠાઈ
**પેંતરો** (પેં૦) પું૦ કુસ્તી વગેરેમાં [illegible] [illegible] [illegible]
[illegible]
**પેંધવું** (પેં૦) અ૦ક્રિ૦ [illegible]

પ્રેરાતાં 'ચરમાં. **-ળીસ** વિ૦ [સં. દ્વિચત્વારિંશત્] '૪૨'. **-ળું** ન૦ બેતાળીસ શેરના મણનું (તોલ)
**બેદરકાર** (બે) વિ૦ [ફા.] કાળજી વગરનું. **-રી** સ્ત્રી૦ બેદરકારપણું
**બેદર્દ** (બે) વિ૦ [ફા.] લાગણી વિનાનું; નિષ્ઠુર. **-ર્દી** સ્ત્રી૦
**બેદિલ** (બે) વિ૦ [ફા.] મન ઊઠી ગયું હોય તેવું; નાખુશ **-લી** સ્ત્રી૦ નાખુશી (૨) અણબનાવ
**બેદું** (બે) ન૦ [અ. બૈન્દ્] ઈંડું
**બેધડક** (બે) અ૦ [બે (ફા.) + ધડક] ડર વગર; હિંમતભેર
**બેધારું** (બે) વિ૦ બે ધારવાળું (૨) ગોળ ગોળ, દ્વિઅર્થી. [બેધારી તરવાર રૂ૦પ્ર૦ સામાને તેમ જ વાપરનારને બંનેને નુકસાન કરનારી વસ્તુ]
**બેધ્યાન** (બે) વિ૦ ધ્યાન વગરનું; વ્યગ્ર
**બેનમૂન** (બે) વિ૦ [ફા.] અજોડ; સર્વોત્તમ
**બૅન્ક** સ્ત્રી૦ જુઓ બૅંક
**બૅન્ડ** વિ૦ [ઇં.] સમૂહમાં અનેક વડે વગાડાતું. ઉદા૦ બૅન્ડ વાજાં મંગાવ્યાં છે (૨) ન૦ વાજાંવાળાનો સમૂહ
**બૅન્ઝીન** ન૦ [ઇં.] લોબાનનું તેલ
**બેપગું** (બે) વિ૦ બે પગવાળું
**બેપરવા** (બે) વિ૦ [ફા] કોઈની પરવા ન રાખે તેવું; સ્વતંત્ર. ૦ઈ સ્ત્રી૦ પરવા ન રાખવી તે
**બેફાટ(-ગ,-ટ)** (બે) વિ૦['ફાટવું' ઉપરથી] ખુલ્લું; અમર્યાદ (૨) અ૦ ઉઘાડે છોગે (૩) પુરપાટ
**બેફામ** (બે) વિ૦ [ફા. બેફહ્મ] ધ્યાન-લક્ષ વિનાનું (૨) ગાફેલ
**બેફિકર** (બે) વિ૦ [ફા.] ફિકર વગરનું. **-રાઈ** સ્ત્રી૦ બેફિકરાપણું **-રુ** વિ૦ બેફિકર
**બેબાકળું** (બે) વિ૦ [સં. વ્યાકુલ ઉપરથી] બાવરું; ગાભરું
**બેબી** સ્ત્રી૦ [ઇં.] નાની બાળકી (૨) નાની બાળકી માટે લાડનું નામ
**બેભત્તું(-ત્થુ)** (બે) વિ૦ [બે + ભાત] બે જાતનું (૨) સેળભેળવાળું
**બેભાન** (બે) વિ૦ [બે (ફા.) + ભાન] બેશુદ્ધ
**બેરખ** [ફા. બૈરક] નગારું, વાવટો અને ડંકાવાળી ટુકડી [ઘરેણું
**બેરખી** (બે) સ્ત્રી૦ સ્ત્રીઓનું કાંડાનું એક
**બેરખો** (બે) પું૦ રુદ્રાક્ષના મણકાની માળા
**બેરજો** પું૦ પર્વતમાં થતા એક ઝાડનો ગુંદર
**બેરિયમ** ન૦ [ઇં.] એક ધાતુ-તત્ત્વ [ર. વિ.]
**બૅરિસ્ટર** પું૦ [ઇં.] બારિસ્ટર. **-રી** સ્ત્રી૦ બારિસ્ટરી
**બેરીજ** સ્ત્રી૦ સરવાળો; સરવાળાની રકમ
**બેરોજગાર** (બે) વિ૦ [ફા.] રોજગાર વગરનું
**બૅરોનેટ** પું૦ [ઇં.] 'સર'નો વંશપરંપરાગત ઇલકાબ ધરાવનાર
**બૅરોમીટર** ન૦ [ઇં.] વાતાવરણના દબાણનું માપ દેખાડનાર યંત્ર
**બેલ** (બે) પું૦ [દે. બઇલ્લ] બળદ. ૦ગાડી સ્ત્રી૦ બળદગાડી
**બેલગામ** (બે) વિ૦ [ફા.] નિરંકુશ
**બેલડી** સ્ત્રી૦ બે જણની જોડી
**બેલતેલ** ન૦ [બેલ (ઇં. બૉલ્ડ) + તેલ] વાકડાં ઉપર લગાડવાનું એક તેલ
**બેલાશક** (બે) અ૦ [અ. બિલાશક] સંકોચ રાખ્યા વિના [નાર સિપાઈ
**બેલિફ** પું૦ [ઇં.] અદાલતના હુકમ બજાવ-
**બેલી** પું૦ ધણી, મુરબ્બી, સહાયતા કરનાર
**બેવકર** (બે) વિ૦ ભાર-બોજ વિનાનું
**બેવકૂફ** વિ૦[ફા.] મૂર્ખ. **-ફી** સ્ત્રી૦ મૂર્ખાઈ
**બેવક્કર** (બે) વિ૦ બેવકર [૦પણું ન૦
**બેવચની** (બે) વિ૦ બોલીને ફરી જનાર.
**બેવડ** વિ૦ [બે+પડ] બેવડેલું હોય તેવું (૨) સ્ત્રી૦ બેવડું પડ. ૦વું સ૦ક્રિ૦ બેવડું કરવું. **-ડાવું** અ૦ક્રિ૦ બેવડું કે બમણું થવું. **-ડિયું** વિ૦ બે પડવાળું (૨) બેવડા બાંધાનું. **-ડું** વિ૦ બે પડવાળું (૨) બમણું
**બેવફા** (બે) વિ૦ [ફા.] નિમકહરામ; બેઈમાન. ૦ઈ સ્ત્રી૦ બેવફાપણું
**બેશક** (બે) અ૦ [ફા.] શક વગર

**બેશરમ** (બે) વિ૰ [ફા. વેશર્મ] નિર્લજ્જ. -મી સ્ત્રી૰નિર્લજ્જતા [-દ્ધિ સ્ત્રી૰મૂર્છા
**બેશુદ્ધ** (બે) વિ૰ [બે(ફા.)+શુદ્ધ]બેભાન.
**બેશુમાર** (બે) વિ૰ [ફા] સુમાર વગરનું; બેહદ [મૈત્રી;સંબંધ [લા.]
**બેસઊઠ** (બે) સ્ત્રી૰ બેસવુંઊઠવું તે (૨)
**બેસણી** (બે) સ્ત્રી૰ જેના ઉપર વસ્તુ ચપટ બેસીને સ્થિર રહે છે તે ભાગ (૨) બેઠક
**બેસણું** (બે) ન૰['બેસવુ' ઉપરથી]બેસણી; બેઠક (૨) બેસવાની રીત (૩) ઉઠમણું
**બેસતમ** (બે) વિ૰ [ફા. વેશતમ] પુષ્કળ
**બેસતી** (બે) સ્ત્રી૰ ['બેસવુ' ઉપરથી] ગાઢ મૈત્રી. -તું વિ૰ 'બેસવું'નુ વ. કૃ. (૨) ગોઠતુ આવતું (૩) નવું શરૂ થતું (૪) બરોબર હોય એવું; માફકસરનુ
**બેસવું** (બે) અ૰ક્રિ૰ [અપ. વઇસ, વઇસ; પ્રા. વેસ] આસન માંડવું (ઊભા હોય કે સુતા હોય તેમાંથી) (૨) નીચે આવવું; ઊતરવું (ભાવ; કચરો) (૩) બંધબેસતુ આવવું (ડગલો) (૪) શરૂ થવું (ઋતુ; વર્ષ) (૫) (ફળફૂલનું) આવવુ (૬) કિંમત લાગવી; મૂલ પડવું(૭) લાગવું, ચોંટવું; (પાસ; દાવ) (૮) પેસી જવું; વાગવું; લાગવું. ઉદા૰ હાથમાં ચપ્પુ બેઠો (૯) સ્થાપિત થવું; ભરી થવું. ઉદા૰ જપતી બેઠી; દશા બેઠી (૧૦) અર્થ સમજાવો; રીત પ્રમાણે ગોઠવાવું (હિસાબ; કોયડો) (૧૧) વળવું; સ્થિર થવુ. ઉદા૰ ચીતરવામાં તેનો હાથ બેઠો છે (૧૨)કામકાજ વિના પડી રહેવું ઉદા૰ ભાઈ શું કરે છે? – બેઠા છે (૧૩) ભડું- ખોખરું થવું ઉદા૰ ગળું બેસી ગયું (૧૪) રાઢ લેવી, ખોરી થવું. ઉદા૰ બેસીને હું તો થાકયો (૧૫) કસ કે તીક્ષ્ણતા દૂર થવી (કપડું; ધાર) (૧૬)આધાર વિનાનું –તેજ વિનાનું થઈ જવું; ભાગી પડવું. ઉદા૰ ઘર બેઠું=પતિ, પત્ની, કે છોકરાં વિનાનું, ટેકા કે માલ વિનાનું થયું. (૧૭) વ્યાપવું; જામવું. ઉદા૰ કરપ બેસવો (૧૮) બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા શરૂ કરવી, વળગવું-મંડવું એવો અર્થ બતાવે છે. ઉદા૰ રડવા – ખાવા બેઠો. અથવા અચાનક કે ભૂલથી તે કરી નાખવું એવો અર્થ બતાવે છે. ઉદા૰ લખી બેઠો; બોલી બેઠો. [બેસી જવું =દેવાળું કાઢવું; પડી ભાગવું. બેસી પડવું = ધંધામાંથી કે માથે લીધેલ કામમાંથી (થાકીને) અધવચ ખસી જવું]
**બેસાડવું** (બે) સ૰ક્રિ૰ ('બેસવું'નું પ્રેરક) બેસે તેમ કરવું (૨) બેસતુ આવે તેમ કરવુ; જડવું. ઉદા૰ નગ વીંટીમાં બેસાડવું (૩) પૂરી દેવું. ઉદા૰ જેલમાં બેસાડી દીધો (૪) નાંખવું; ઠરાવવું. ઉદા૰ લાગો બેસાડયો (૫) વ્યાપી-જામી જાય તેમ કરવું. ઉદા૰ કરપ બેસાડયો
**બેસામણુ** (બે) ન૰ રોગને લીધે ઢોરથી ઊભું ન થવાનું, બેહદ બેસવું તે
**બેસારવું** (બે) સ૰ ક્રિ૰ જુઓ બેસાડવું
**બેસુમાર** (બે) વિ૰ જુઓ બેશુમાર
**બેસૂરું** (બે) વિ૰ [બે (જુદા જુદા)+સૂર અથવા બે (ફા.)+સૂર] ખોટા કે ખરાબ સૂરનું; બસૂરું [મા બગડેલા સ્વાદનું
**બેસ્વાદ** (બે) વિ૰ સ્વાદ વગરનું કે ખરાબ
**બેહક** (બે) અ૰ ફરી ન ઉઠાય તેમ (બેસવું, ઢોરનું)
**બેહક(-ક્ક)** (બે) વિ૰ [ફા.] હક વગરનું (૨) અ૰ હક વગર; અકારણ
**બેહદ** (બે) વિ૰ [ફા.] હદ વગરનું
**બેહાલ** (બે) વિ૰ [ફા.] ભૂંડી હાલતમાં આવી પડેલું(૨) પુંઅ૰વ૰ દુર્દશા –લી સ્ત્રી૰ દુર્દશા [નકામું; અઘટિત
**બેહૂદી** (બે)સ્ત્રી૰બેહૂદાપણુ –દુ વિ૰[ફા.]
**બેહેસ્ત** (બ) ન૰ [ફા. [વિહિશ્ત] સ્વર્ગ. ભનશીન વિ૰ સ્વર્ગવાસી [–શી સ્ત્રી૰
**બેહોશ** (બે) વિ૰ [ફા.] બેભાન; બેશુદ્ધ.
**બેળ** સ્ત્રી૰ જુઓ બેડ [પરાણે
**બેળેબેળે** (બે; બે) અ૰ મહા મુશ્કેલીએ;
**બેં** (બૅં૰) અ૰ [રવ૰] (બકરાંઘેટાંનો)
**બૅંક** સ્ત્રી૰ [ઇં.] બૅન્ક; શરાફી કામ કરતી

પેઢી કે મંડળ.૦ર પું૦[ઇં.]ઍકનું કામકાજ કરનારો કે સંભાળનારો માણસ; શરાફ (૨)એક અટક. -કિંગ ન૦ [ઇં.] ઍન્કનું કામકાજ; શરાફી [મિજલસની]
ઍંગી સ્ત્રી૦ સીવેલી નાની પેટલી (ટપાલમાં
ઍૅજિક વિ૦ [સં.] બીજ સંબંધી (૨) મૂળભૂત (૩) 'ઍલ્જિબ્રેકલ' [ગ.] (૪) ન૦ મૂળ કારણ
ઍૅયર સ્ત્રી૦ જુઓ ઍરી [ઍરીની સલાહ
ઍરકબુદ્ધિ સ્ત્રી૦ ઍરાના જેવી બુદ્ધિ (૨)
ઍરકશાસ્ત્ર ન૦ ઍરામાં ચાલતા કે તેઓ સમજે કે રસ લે એવા રીતરિવાજ ને ધારાધોરણ
ઍરી સ્ત્રી૦ [દે. ગાઇયા] સ્ત્રી૦(૨)પત્ની; વહુ. -રું ન૦ ઍરી [અભિમાન [લા.]
બો સ્ત્રી૦ [ફા.] બૂ; ગંધ; વાસ (૨)
બો સ્ત્રી૦[ઇં.]ચીડો ઇ૦ બાંધવામાં વપરાતી એક જાતની દોરી; 'ટ્વાઇન'
ઑઇલર ન૦ [ઇં.] જેમાં પાણીની વરાળ થાય છે તે (એંજિનનો) ભાગ
બોકડી સ્ત્રી૦[દે.] બકરી. -ડું ન૦ બકરું. -ડો પું૦ બકરો.
બોકી સ્ત્રી૦ બચ્ચી
બોખ સ્ત્રી૦ ['બખુ', 'બખોલ' ઉપરથી] ભગદાળું;મોટો ખાડો(૨)પાણી કાઢવાની ચામડાની ડોલ. ઉદા૦ ઊંડો કૂવો ને ફાટી બોખ (બખો). ૦લું વિ૦ દાંત પડી ગયા હોય તેવું. -ખું વિ૦ બોખલું
બોગદું ન૦ [પોર્તુ આગોગદા]ભગદાળું (૨) બોચરું; 'ટનલ' (રેલવેનું)
બોઘરણું ન૦ પહોળા મોની વટલોઈ
બોઘલું, બોઘું વિ૦ બોલિયું; મૂર્ખ
બોચલો પું૦ ['બોચી' ઉપરથી] વાળની કિનારીવાળી બાળકોની ટોપી(૩)અંબોડો
બોચિયું ન૦ વાંસની હલકી ટોપલી
બોચી સ્ત્રી૦ ગરદન
બોજ પું૦[દે. वोज्झ(સં.वह)]ભાર(૨)મોભો. -જો પું૦ ભાર (૨) જવાબદારી; જોખમ
બોટ સ્ત્રી૦ [ઇં.] હોડી; મછવો (૨) સ્ટીમર

બોટ ન૦ જુઓ અબોટ
બોટણી સ્ત્રી૦[દે. बोंटा] સ્તનની ડીંટડી(૨) ડીંટડીના આકારની ચૂસણી
બોટવું સ૦ક્રિ૦ [દે. बोट्ट] ખાઈને કે પીને કે સ્પર્શ વગેરેથી એઠું કરવું. અભડાવવું (૨) પહેલેથી રોકી લઈ કબજે કરવો
બોટિયું ન૦ જુઓ અબોટિયું; મુગટો
બોડ (બૉ) સ્ત્રી૦ [પ્રા. वुड(સં.पुट)] બખોલ; ગુફા (પશુની) [-ડું વિ૦ જુઓ બોડું
બોડકી સ્ત્રી૦ બોડી, વિધવા (તુચ્છકારમાં).
બોડવું સ૦ક્રિ૦ [દે.बोडिय=બોડેલ] મૂંડવું
બોડિયું વિ૦ જુઓ બોડું. ૦તકોડિયું વિ૦ સાવ બોડું
બોડી સ્ત્રી૦ [જુઓ 'બોડું'] જુઓ બોડકી. -ડું વિ૦ [દે. बोड्ड] માથે વાળ વિનાનું (૨) ઉઘાડું; ખુલ્લું, સાફ (માથું, ખેતર, મથાળા વગરનો અક્ષર, લૂંટી લીધેલો માણસ વગેરે) [લા.]
બોણી (બૉ) સ્ત્રી૦ [પ્રા. वोहण (સં. वोधन) ઉપરથી] પહેલો વકરો(૨)બેસતા વર્ષની બક્ષિસ (૩) ઠપકો; ગાળ [લા.]
બોત (બૉ) પું૦ [ફા. बुत=જડ મૂર્તિ] બાઘો; મૂર્ખ [(૨) કલંક; આળ
બોતાન(-નુ) ન૦પાઘડીની અંદરનો ગાભો
બોતે(-ત્તે)ર (બૉ) વિ૦ [પ્રા. बाहत्तरि, बावत्तरि (સં. द्वासप्तति)] '૭૨'
બોથડ વિ૦ જડ; ઠોઠ (૨) સુસ્ત
બોથું ન૦ પાનડું (તિરસ્કારમાં)
બોદલું વિ૦ જુઓ બોદું
બોદાવું અ૦ક્રિ૦ [જુઓ બોદું] પાણી પીને તર થવું(૨)પાણીથી કોવાઈ બગડી જવું
બોદું વિ૦ [સં. वोदक] બોદાઈ ગયેલુ (૨) ખોખરું (૩)ઢીલું, કાચું (૪) ન૦ તડવાળું કે બરાબર નહિ પકવેલું માટીનું વાસણ
બોધ પું૦ [સં.] ઉપદેશ(૨)જ્ઞાન. ૦ક વિ૦ [સં] બોધ આપનારું ૦દાયક, ૦દાયી વિ૦ બોધ આપનારું; જેમાંથી બોધ મળે એવું. ૦પત્ર ન૦ માહિતી આપનારી ચોપડી;'પ્રૉસ્પેક્ટસ'. ૦પાઠ પું૦ પદાર્થ-

પાઠ (૨) નમૂના તરીકેનો પાઠ (૩) શિખામણ; ધડો. ૦વચન ન૦ શિખામણનું વચન. -ધાત્મક વિ૰ બોધના લક્ષણ વાળું; 'ડિડેક્ટિક'

**બોધિ** સ્ત્રી૦ [સં] સંપૂર્ણ જ્ઞાન (બૌદ્ધ)

**બોધિત** વિ૦ [સં] બોધ પામેલું

**બોધિવૃક્ષ** ન૦ [સં.] ગયામાં આવેલું પીપળાનું ઝાડ, જેની જગાએ પૂર્વે બુદ્ધદેવને જ્ઞાન થયું હતું

**બોધિસત્ત્વ** પું૦ [સં.] જે પૂર્ણ જ્ઞાન મેળવવાના માર્ગ ઉપર છે અને થોડા જન્મમાં એ સ્થાને પહોંચનાર છે એવો (બૌદ્ધ) સાધક

**બોબડી** સ્ત્રી૦ ['બોબડું' પરથી] બોલતી, જીભ

**બોબડું** વિ૦ [રવ૦] તોતડું

**બૉબિન** ન૦ [ઇં.] સાળમાં વપરાતી વાણાના તારની ભૂંગળી

**બૉમ્બ**, ૦ગોળો, ૦ર [ઇં.] જુઓ 'બૉબ'માં

**બૉયકૉટ** પું૦ [ઇં.] બહિષ્કાર

**બોયું** (બૉ') ન૦ જેમાંથી ભીંડી થાય છે તે છોડનો (ભીંડી ઉતારી લીધેલો) સાંઠો

**બોયું** ન૦ [ઇં. બૉય] પાણીમાંના ખરાબાની ચેતવણી આપવા માટે દરિયામાં તરતો રાખેલો લોઢાનો ગોળો

**બોર** ન૦ [પ્રા. (સં. બદર)] બોરડીનું ફળ. ૦કૂટો પું૦ [+કૂટવું] કચ્ચરઘાણ; પાયમાલી. ૦ડી સ્ત્રી૦ [પ્રા. बोरी, बदरी] બોરનું ઝાડ. ૦માળા સ્ત્રી૦ બોર જેવા મણકાની માળા -એક ઘરેણું

**બોરસલ્લી**(-ળી) સ્ત્રી૦ [પ્રા बउलसिरी (સં. बकुलश्री)] એક ફૂલઝાડ [એક ઘરેણું

**બોરિયું** ન૦ ['બોર' ઉપરથી] બટન (૨)

**બોરી** સ્ત્રી૦ [ફા. बूरिया] ગાસડી. ગૂણ

**બોરીક** પું૦ [ઇં.] ટંકણખાર-તેનું દ્રાવણ [૨. વિ]

**બોરો** પું૦ [જુઓ બોરી] ધાબળો; બનૂસ

**બોર્ડ** ન૦ [ઇં.] પાટિયું (૨) મંડળ. ઉદા૦ સ્કૂલ બોર્ડ, લોકલ બોર્ડ

**બોર્ડિંગ** સ્ત્રી૦ [ઇં.] છાત્રાલય

**બોલ** પું૦ [ઇં.] દડો

**બોલ** પું૦ ['બોલવું' ઉપરથી] શબ્દ; વચન (૨) કડી, ટૂક (૩) મહેણું [લા.]. ૦કણું, ૦કું વિ૦ વાચાળ, વાતોડિયું (૨) લટકણું ૦ચાલ સ્ત્રી૦ બોલવું ચાલવું તે; વાતચીતનો વહેવાર; મેળાપ (૨) તકરાર (૩) સાટું; કરાર. ૦છા સ્ત્રી૦ બોલવાની ઢબ. ૦તી સ્ત્રી૦ જીભ. ૦પટ ન૦ બોલતું ચિત્રપટ-સિનેમા. ૦બંધ પું૦ કરાર. ૦બાલા સ્ત્રી૦ ચલણ કે ચડતી કળા હોવી તે; સ્નેહ

**બૉલબૅટ** ન૦બ૦વ૦ [ઇં] ક્રિકેટની રમત

**બૉલબૅરિંગ** ન૦ [ઇં.] છરાને આધારે પૈડું સહેલાઈથી ફરે તે માટેની યોજના (જેમ કે, સાઇકલમાં)

**બોલવું** સ૦ક્રિ૦ [પ્રા. बुल्ल बोल्ल] વાચા કાઢવી; ઓચરવું (૨) કહેવું; વાત કરવી (૩) વદવું; ગુસ્સો કે અણગમો બતાવવા કહેવું [લા.] [તકરાર

**બોલંબોલા** સ્ત્રી૦ સામસામે બોલવું તે;

**બોલાચાલી** સ્ત્રી૦ તકરાર (૨) બોલવા ચાલવાનો સંબંધ-દોસ્તી

**બોલાબોલ** સ્ત્રી૦ બોલંબોલા

**બોલી** સ્ત્રી૦ ભાષા કે ગૌણ ભાષા જે બોલવામાં જ ચાલતી હોય (૨) મહેણું (૩) કબૂલાત. ૦ચાલી સ્ત્રી૦ બોલવા ચાલવાની રીતભાત

**બોલ્ટ** પું૦ [ઇં.] એક બાજુ ચાકી ચડાવવાનો માથાદાર ખીલો

**બૉલ્શેવિક** વિ૦ [ઇં.] રશિયાના એ નામના એક સામ્યવાદી મંડળનું. -ઝમ ન૦ તે મંડળની ફિલસૂફી

**બોવું** સ૦ક્રિ૦ [સં वप्] વાવવું (૨) ગુમાવવું

**બોસો** પું૦ [ફા] બચ્ચી

**બોળ** પું૦ [સં. बोल] એક જાતનો ગુંદર

**બોળકેરી** પું૦ [બોળવું + કેરી] મીઠામાં આથેલી આખી કેરી-એક અથાણું

**બોળવું** સ૦ક્રિ૦ [સં. બુડ્, પ્રા. बोळ] પ્રવાહીમાં ડુબાવવું (૨) ગુમાવવું; વણસાડવું [લા.]

**બોળાવાડો** પું૦ ભાઇતા; વટાળ; અડાઅડ

-બોળુ વિ० [બોળવું ઉપરથી] બોળનાર (સમાસને અંતે) ઉદા० ઘરબોળુ
બૉમ્બ(०ગોળો) પુ० [इं] દારૂગોળાનુ એક હિંસક અસ્ત્ર ०મારો પુ० બૉમ્બથી મારો ચલાવવો તે ०ર ન० [इं] બૉમ્બ નાખવા વપરાતુ હવાઈ વિમાન
બૌદ્ધ વિ० [સ] બુદ્ધને લગતુ (૨) બુદ્ધનુ અનુયાયી ०ધર્મ, ०માર્ગ વિ० (૨) પુ०બૌદ્ધમાર્ગનુ કે તેનુ અનુયાયી -દ્ધિક વિ०બુદ્ધિને લગતુ. ઉદા० બૌદ્ધિક શિક્ષણ
બ્યાન ન० [જુઓ બયાન] વર્ણન
બ્યાશી(-સી) વિ० [પ્રા बासी (સ द्वयशीति)] ૮૨
બ્યૂગલ ન० [इं] એક વિલાયતી રણવાદ્ય
બ્રશ ન०[इं] વાળ, તતુ કે વાળાની, કશાને ઘસીને સાફ કરવા માટેની એક બનાવટ
બ્રહ્મ ન० [સ] સચ્ચિદાનદસ્વરૂપ જગતનુ મૂળતત્ત્વ (૨) વેદ (૩) પરમાત્મા (૪)પુ० બ્રહ્મા (૫) બ્રાહ્મણ ०કુમાર પુ०નારદ ०ક્ષત્રિય પુ०એ નામની નાતનો માણસ ०ગાંઠ સ્ત્રી० જનોઈમા વળાતી ગાઠ ०ચર્ય ન० [સ] બ્રહ્મના સાક્ષાત્કારની સાધના(૨)ઇંદ્રિયનો નિગ્રહ ०ચર્યાશ્રમ પુ० ચારમાંનો પ્રથમ આશ્રમ-જેમા બ્રહ્મચર્ય સેવીને માણસ વિદ્યાભ્યાસ કરે છે ०ચારિણી સ્ત્રી०[સ] બ્રહ્મચર્ય પાળનાર સ્ત્રી ०ચારી પુ०[સ] બ્રહ્મચર્ય પાળનાર માણસ(૨)વિદ્યાર્થી ०જિજ્ઞાસા સ્ત્રી० [સ] બ્રહ્મજ્ઞાનની ઇચ્છા ઉત્કઠા (૨) બ્રહ્મવિષયક વિચારણા, તે કરતુ શાસ્ત્ર ०જ્ઞ વિ० [સ] બ્રહ્મને જાણનારુ ०જ્ઞાન ન० [સ] બ્રહ્મનુ જ્ઞાન ०જ્ઞાની [સ] વિ० ०ણ્ય વિ०[સ] બ્રહ્મ સબધી (૨) બ્રાહ્મણો પર આસ્થા રાખનારુ ०તેજ ન० [સ] બ્રહ્મચર્ય કે બ્રહ્મજ્ઞાનનુ તેજ ०દેવ પુ० બ્રહ્મા (૨) પૂજ્ય બ્રાહ્મણ ०નિર્વાણ ન० [સ] મોક્ષપદ ०નિષ્ઠ વિ० [સ] બ્રહ્મના ધ્યાનમા લીન બ્રહ્મજ્ઞ ०બંધુ પુ० [સ] નામનોજ બ્રાહ્મણ ०ભટ્ટ વિ०(૨)પુ० એ નામની જાતિનુ ०ભોજન ન० બ્રાહ્મણને જમાડવા તે ०યજ્ઞ પુ० [સ] પાચ મહાભૂતોમાંનો એક-વેદનુ અધ્યયન અને અધ્યાપન. ०રંધ્ર ન० [સ] મનુષ્યના મસ્તકમા આવેલુ એક છિદ્ર, જ્યાથી બ્રહ્મલોકમા જનારના પ્રાણ નીકળે છે એમ કહેવાય છે ०રાક્ષસ પુ०[સ]ભૂતથયેલોબ્રાહ્મણ ०ર્ષિ પુ० [સ] બ્રાહ્મણ ઋષિ ०લોક પુ०[સ]બ્રહ્માનો-ઊચામા ઊચો લોક ०વર્ચસ્ ન०[સ] બ્રહ્મચર્યથી કે બ્રહ્મના જ્ઞાનથી પ્રગટતી તેજસ્વિતા(૨) બ્રહ્મતેજ ०વાદિની સ્ત્રી० [સ] ગાયત્રી (૨) અવિવાહિત રહી વેદાભ્યાસ કરનારી સ્ત્રી ०વાદી વિ०[સ]બ્રહ્મવાદનુ અનુયાયી (૨) વેદનુ પઠનપાઠન કરનારુ ०વિદ્યા સ્ત્રી० [સ] બ્રહ્મસબંધી વિદ્યા ०વેત્તા પુ० બ્રહ્મને જાણનાર ०સબધ પુ० બ્રહ્મની સાથે સબંધ(૨)પુષ્ટિમાર્ગીઓનો એક વિધિ ०સૂત્ર ન० જનોઈ (૨) બાદરાયણે રચેલા વેદાંતના સૂત્ર ०હત્યા સ્ત્રી० બ્રાહ્મણની હત્યા
બ્રહ્મા પુ० [સ ब्रह्मन्] સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વેદધર્મની વિભૂતિમાના એક દેવ [०ના લેખ રાં०પ્ર० ટાળ્યા ન ટળે તેવા લેખ ०નો દહાડો રાં०પ્ર०ઘણો લાંબો ને કંટાળાભરેલો દિવસ] -બ્રાક્ષર પુ० [+અક્ષર] ઓમકાર પ્રણવ [०પણ ન આવડવો = કશું ન આવડવુ] -હ્માણી સ્ત્રી० બ્રહ્માની પત્ની (૨)દુર્ગા -હ્માનંદ પુ० [સ] બ્રહ્મ સાથે અભેદનો આનંદ -હ્માર્પણ ન० [સ] બ્રહ્મને-ઈશ્વરને અર્પણ -હ્માસ્ત્ર ન०[સ] બ્રહ્માનુ અસ્ત્ર (૨)બ્રાહ્મણનો શાપ -હ્માંડ ન०[સ]વિશ્વ
બ્રાહ્મ વિ० [સ] બ્રહ્મનુ -ને લગતુ
બ્રાહ્મણ પુ०[સ]હિંદુઓના ચાર વર્ણોમાના પહેલા વર્ણનો માણસ (૨) મંત્રોનો જુદાજુદા કર્મોમા વિનિયોગ જણાવનારો વેદનો ભાગ ०ત્વ ન० બ્રાહ્મણપણુ,

બ્રાહ્મણના સદ્‌ગુણ **૰ધર્મ** પું૰ હિંદુ વૈદધર્મ. **-ણિયું** વિ૰ બ્રાહ્મણ સંબંધી (૨) બ્રાહ્મણના હાથનું કે તેને ખપે તેવું **-ણી** સ્ત્રી૰ બ્રાહ્મણ સ્ત્રી

**બ્રાહ્મમુહૂર્ત** ન૰ [સં] જુઓ બ્રાહ્મવેળા

**બ્રાહ્મવિવાહ** પું૰ વિવાહના આઠ પ્રકારોમાનો એક, જેમા કન્યાને શણગારી વરને કશું લીધા વિના આપવામા આવે છે

**બ્રાહ્મવેળા** સ્ત્રી૰ સૂર્યોદય પહેલાની બે ઘડીનો સમય [અર્વાચીન ધર્મસમાજ

**બ્રાહ્મસમાજ** પું૰, સ્ત્રી૰ બંગાળાનો એક

**બ્રાહ્મી** સ્ત્રી૰[સં]એક વનસ્પતિ(૨) સરસ્વતી (૩) વાણી (૪) વિ૰ બ્રહ્મને લગતું

**બ્રાહ્મોસમાજ** પું૰ બ્રાહ્મસમાજ

**બ્રિટન** પું૰, ન૰ [ઇં] ઇંગ્લંડ

**બ્રિટિશ** વિ૰[ઇં]બ્રિટન દેશનું કે તેને લગતું

**બ્રિજ** સ્ત્રી૰ [ઇં] પાનાની એક રમત (૨) પું૰ પુલ

**બ્રિજ+**, **૰બાપા**, **૰વાસી** જુઓ 'બ્રજ'મા

**બ્રેઇલપદ્ધતિ** સ્ત્રી૰ આંધળા માટે બ્રેઇલ નામના માણસે શોધેલી લખવા વાચવાની પદ્ધતિ

**બ્રેક** સ્ત્રી૰[ઇં]ગતિમાન ચક્રને થોભાવવાની ચાંપ (૨) રેલવેનો એક ડબો, જેમા લગેજ સામાન ભરવામા આવે છે

**બ્રેડ** સ્ત્રી૰ [ઇં] ડબલરોટી, પાઉં

**બ્રૉડકાસ્ટ** વિ૰[ ]વાયરલેસ ધ્વનિવર્ધક યંત્ર દ્વારા પ્રસારિત કરેલું, રેડિયો પર કહેલું [વાળો પદાર્થ [૨ વિ]

**બ્રોમાઇડ** પું૰ [ઇં] બ્રોમીનના સંયોજન-

**બ્રોમીન** પું૰ [ઇં] એક વાયુ [૨ વિ]

**બ્લાઉઝ** ન૰ [ઇં]વિલાયતી ફૅશનનો કમખો

**બ્લૉક** પું૰ [ઇં] ચિત્ર કે છબી છાપવાનું તૈયાર કરેલું બીબું (૨) મોટા મકાનમા એક કુટુંબ સ્વતંત્ર રહી શકે એવો અલગ ભાગ

## ભ

**ભ** પું૰ [સં] ઓષ્ઠ્ય ચોથો વ્યંજન

**ભક્ત** વિ૰ [સં] ભક્તિ કરનારું (૨) -ના પર આસક્ત, -ની ભક્તિવાળું (૩) પું૰ ભગત **૰વત્સલ** વિ૰ [સં] ભક્ત પર પ્રેમ રાખનાર **-ક્તાણી** સ્ત્રી૰ ભક્ત સ્ત્રી (૨) ભક્તની સ્ત્રી **-ક્તાધીન** વિ૰ [+અધીન] ભક્તને વશ (પ્રભુ)

**ભક્તિ** સ્ત્રી૰[સં]ભજવું તે, ભજન(૨)પ્રેમ, આદર **૰ભાવ** પું૰ ભક્તિનો ભાવ; આદર, પ્રેમ **૰માર્ગ** પું૰ ભક્તિ દ્વારા સાધનાનો માર્ગ

**ભક્ષ** પું૰ [સં] ખોરાક (૨) શિકાર **૰ક** વિ૰ [સં] ભક્ષ કરનાર, ખાનાર **૰ણ** ન૰ [સં] ખાવું તે **૰ણીય** વિ૰ [સં] ખાવાને યોગ્ય

**ભક્ષિત** વિ૰ [સં] ખાધેલું

**ભક્ષી** વિ૰ [સં] ભક્ષનારું (સમાસને અંતે ઉદા૰ માંસભક્ષી)

**ભક્ષ્ય** વિ૰ [સં]ખાવા યોગ્ય (૨) ન૰ ભક્ષ, ખાવાનું

**ભગ** ન૰ [સં] નસીબ, સદ્‌ભાગ્ય (૨) ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છનો સમૂહ

**ભગત** વિ૰ (૨) પું૰ ['ભક્ત' પરથી] ભજન કરનાર **૰માણસ** પું૰ સીધો સાદો અને ઈશ્વરથી ડરીને ચાલનારો માણસ. **-તાણી** સ્ત્રી૰ ભક્તાણી

**ભગદાળું** ન૰ મોટું બાકોરું

**ભગરું** વિ૰ [પ્રા ભગ્ગ, ભુગ્ગ (સં ભગ્ન,ભુગ્ન)] ભેભરું(૨)છૂટું ચીકાશ-વાક વગરનું(૩) ખરડ (૪) ઊડી ગયેલા રંગનું

**ભગવતી** વિ૰[સં ભગવત્‌ ઉપરથી]ભગવાનનું, ભક્ત, ઓલિયું (૨) સ્ત્રી૰ [સં] દેવી

**ભગવત્પરાયણ** વિ૰ ઈશ્વરભક્તિમા પરોવાયેલું [મુખ્ય ધર્મપુસ્તક–ગીતા

**ભગવદ્‌ગીતા** સ્ત્રી૰ [સં] હિંદુઓનું એક

**ભગવંત** વિ૦ [સં. भगवत्] ઈશ્વર(૨)માનવાચક સંબોધન

**ભગવાન** વિ૦ (૨) પું૦ [સં.] ઈશ્વર. [૦નું માણસ શ૦પ્ર૦ ભલું, ઓલિયું માણસ].

**ભગવું** વિ૦ગેરવા રંગનું [ભગવાં પહેરવાં=સાધુ-સંન્યાસી થવું]

**ભગંદર** ન૦ [સં.] ગુદાની પાસે છિદ્ર-વ્રણ થવાનો એક રોગ

**ભગાડવું** સ૦ ક્રિ૦ નસાડવું (૨) ઉતરી બોળવાને લઈ જવું કે મૂળ સ્થળ તજાવવું

**ભગિની** સ્ત્રી૦ [સં.] બહેન. ૦સમાજ પું૦; સ્ત્રી૦ સ્ત્રીઓનું મંડળ

**ભગીરથ** પું૦ [સં] આકાશમાંથી ગંગાને પૃથ્વી પર લાવનાર રાજા (૨) વિ૦ મહામુશ્કેલ [લા.]

**ભગ્ન** વિ૦ [સં.] ભાંગેલું; નાશ પામેલું (૨) હારેલું; હતાશ. **–આશ** વિ૦ [સં.] નિરાશ; હતાશ [ખિસી દેવું

**ભચકાવવું** સ૦ ક્રિ૦ [રવ૦] ભચ દઈને

**ભચડવું** સ૦ક્રિ૦ [રવ૦] દાબવું; કચડવું (૨) ભરડવું

**ભચડંભાચડા, ભાચડાભચડી** સ્ત્રી૦ ખૂબ ભચડાવું તે; સખત ભીડ

**ભચરડવું** સ૦ક્રિ૦ ભગડવું

**ભચોભચ(–ચ્ચ)** અ૦ [રવ૦] ભચ ભચ (૨) ઉપરાઉપરી

**ભજન** ન૦ [સં.] નામસ્મરણ; ભક્તિ (૨) ભક્તિનું ગીત. ૦મંડળી સ્ત્રી૦ ભજન ગાનારાઓની મંડળી. **–નિક** વિ૦ ભજન કરનાર કે ગાનાર. **–નિયાં** ન૦ બ૦ વ૦ ભજનો (૨) કરતાલ (૩) ગાળો [લા.]

**ભજવવું** સ૦ક્રિ૦ [સં. भज्] નાટક કરવું; તેનો ખેલ કરી દેખાડવો, વેશ કાઢી બતાવો

**ભજવું** સ૦ક્રિ૦ [સં.भज्] ભજન કરવું (૨) જપવું (૩) સેવવું(૪) પહેરવું; ધારણ કરવું (વસ્ત્રાભૂષણ). ઉદા૦ 'મણિ મુકુટ ભજે ભગવાન'

**ભજવું** અ૦ ક્રિ૦ [પ્રા. भाज (સં. भ्राज्)=ચમકવું] શોભવું. ઉદા૦ 'વર્ણથી ચંપક ભજ્યું'

**ભજિયું** ન૦[પ્રા. भज्जिअ (સં. भर्जित)]તળીને કરેલી એક વાની

**ભટ** પું૦ [સં.] યોદ્ધો

**ભટ** પું૦ [જુઓ ભટ્ટ] પંડિત (૨) ભિક્ષુક બ્રાહ્મણ (૩) રસોઇયો(૪)બ્રાહ્મણની એક અટક. ૦જી પું૦(માનાર્થે કે વ્યંગમાં)ભટ્ટ

**ભટકણ(–ણું)** વિ૦ ભટકનારું; રખડેલ

**ભટકવું** અ૦ ક્રિ૦ રખડવું

**ભટકાવું** અ૦ક્રિ૦ [ભટ (રવ૦)] અપડાવું (૨) આડે આવવું (૩) રખડવું (૪) [લા.] અણધાર્યું મળવું(૫)લડાઈ કે કજિયો થવો

**ભટકાં** ન૦બ૦ વ૦ વલખાં (૨) ફેરા આંટા

**ભટૂરિયું, ભટોળિયું** ન૦ કૂતરાનું બચ્ચું

**ભટ્ટ** પું૦ [સં.] વિદ્વાન બ્રાહ્મણ; ભટ (૨) બ્રાહ્મણની એક અટક

**ભટ્ટારક** વિ૦ [સં] માનનીય; નામવર

**ભટ્ટિની** સ્ત્રી૦ [સં.] રાણી(૨) શેઠાણી (૩) ભટ્ટની સ્ત્રી

**ભઠ** અ૦ [પ્રા. भट्ठ (સં. भ्रष्ट)] ધિક્

**ભઠિયારખાનું** ન૦ ['ભઠ્ઠી' ઉપરથી] રસોડું (૨) રસોડાનું કામકાજ [લા.]

**ભઠિયારણ, ભઠિયારી** સ્ત્રી૦ ભઠિયારું કરનાર સ્ત્રી (૨) ભઠિયારાની સ્ત્રી

**ભઠિયારું** ન૦ ભઠિયારાનું–રાંધવાનું કામ (૨) રસોડું [લા.]. **–રો** પું૦ ભઠ્ઠી પર શેકનારો (૨) રાંધનારો

**ભઠોરું** ન૦ જમીનમાં પડતી ફાટ–ચીરો

**ભઠ્ઠ** અ૦ જુઓ ભઠ

**ભઠ્ઠી** સ્ત્રી૦ [પ્રા. भट्ठ (સં. भ्रष्ट)] નીચેથી અગ્નિ કે પવન દઈ શકાય એવો થાપી કરી કરેલો ચૂલો (જેમ કે ભાડભૂંજાની) (૨)ચૂનો, ઈંટ જેવું પકવવાની રચના(૩) દારૂ ગાળવાનું કુંડ (૪) ભઠ્ઠી પર રાખેલું વાસણ ને તેમાંની વસ્તુ (જેમ કે વૈદની, ધાતુ વગેરે મારવા માટે) **–ઠ્ઠો** પું૦ મોટી ભઠ્ઠી

**ભડ** વિ૦ [પ્રા. भड (સં. भट)] બળવાન (૨) સમૃદ્ધિમાન (૩) પું૦ યોદ્ધો (૪) શ્રીમંત

**ભડ** ન૦ કૂવામાંથી પાણી ખેંચવાની સવડ

ચગતર કે લાકડુ. [૦બાધવું=મથાળુ -મોટુ બાધવુ (જેમ કે વાનનુ)]

**ભડ** ન૦ સુકાઈ ગયેલી જમીનની ફાટ,ભડોકુ

**ભડ** સ્ત્રી૦ જુઓ ભેડ [૦**નીકળી જવી, ૦વેરાઈ જવી**=ભોપાળુ બહાર પડી જવુ]

**ભડક** સ્ત્રી૦ ['ભડકવુ' ઉપરથી] ચમક, બીક ૦ણ(-ણુ) વિ૦બીકણ ચમકનારુ ૦વું અ૦ક્રિ૦ ચમકવુ ઓચિતુ ડરવુ -કિયુ વિ૦ ભડકે એવુ, ભડકણ

**ભડકી** સ્ત્રી૦ [જુઓ ભરડકી] રાબડી કે કાંજી જેવી એક વાની -કું ન૦ ઘટ્ટ રાબ જેવી એક વાની, ભરડકુ

**ભડકુ** ન૦, -કો પુ૦ અગ્નિનો ભભૂકો (૨) ઝાળ લાય [(રી ગણવુ)

**ભડત** ન૦ ભડથાવીને તૈયાર કરેલુ શાક

**ભડથાવુ** અ૦ક્રિ૦ [જુઓ ભડથુ] ભડ સાગમા ચડવુ -બફાવુ -સીઝવુ

**ભડથિયુ, ભડથું** ન૦ [પ્રા ભડ્ડિત્ત=શૂળ ઉપર સેકેલું માસ] ભડથાયેલો પદાર્થ

**ભડદું** ન૦ [સર૦ ભડથુ]ખાળી પડી ગયેલી કાચી કેરી

**ભડભડ** અ૦ [રવ૦] એવા અવાજથી (૨) જોરથી, ઝટ ૦વું અ૦ક્રિ૦ વગર વિચાર્યું બોલવુ (૨) ભડભડ સળગવુ, ઓચિતુ સળગવુ (૩) ભભડવુ, ખાવાનુ મન થવુ -ડાટ પુ૦ ભડભડવુ તે (૨) ભડભડ એવો અવાજ(૩)અ૦ એવા અવાજથી -ડિયુ વિ૦ મનમા જે હોય તે કહી દેનારું ગુપ્ત ન રાખી શકે એવુ

**ભડભાદર** વિ૦ [ભડ (દ વડ્ડ)+ભાદર (સ ભદ્રક)] મોટુ ભર્યુંભાદર્યું (૨)આબરૂદાર

**ભડવીર** પુ૦ [ભડ+વીર] બહાદુર યોદ્ધો

**ભડવો** પુ૦ પોતાની સ્ત્રીના વ્યભિચાર ઉપર જીવનાર(૨)વેશ્યાનો સાથી(૩)સ્ત્રીવશ પતિ

**ભડસાળ** સ્ત્રી૦ ચૂના કે સગડીનો ઊની રાખવાળો ભાગ

**ભડાક** અ૦ [રવ૦]ભડાકા સાથે (૨)તરત

**ભડાકો** પુ૦ [જુઓ ભડાક] ધડાકો (૨) બદૂક ફૂટવાનો અવાજ (૩) ગપગોળો

**ભડાભડ** અ૦ [રવ૦] એવા અવાજ સાથે (૨) એકદમ -ડ(-ડી) સ્ત્રી૦ ભડાભડ અવાજ (૨) ધાધલ ધમપછાડા

**ભડાભૂટ** સ્ત્રી૦, ન૦ [રવ૦] ધાધલ (૨) વેરણછેરણ

**ભડુ** ન૦ [પ્રા ભિત્તગ (સ ભિત્તક)] ઘરની આગલી દીવાલ (૨) પડદા તરીકે કરાતી પાતળી દીવાલ

**ભડોભડ** અ૦ [રવ૦] જુઓ ભડાભડ

**ભણકાર(-રો), ભણકો** પુ૦ કથાના અવાજની આગાહી કે ગુજારવ

**ભણતર** ન૦ ભણેલુ તે, શિક્ષણ

**ભણવું** સ૦ક્રિ૦[સ ભણ્] શીખવુ(૨)બોલવુ, કહેવુ ઉદા૦ ભણે નરસૈયો (૩) વાચવુ

**ભણાવવું** સ૦ ક્રિ૦ ('ભણવુ'નુ પ્રેરક) શીખવવુ(૨)પાઠ કરાવવો, ઉચ્ચારાવવુ [**ભણાવી મૂકવું**=શીખવી-સમજાવી રાખવુ]

**ભણી** અ૦ તરફ બાજુએ

**ભતકું** ન૦, **ભતકો** પુ૦ લાકડીનો સપાટો -પ્રહાર (૨) ફાસ, આડખીલી [લા]

**ભત્તું** ન૦ [સ ભક્ત, પ્રા ભત્ત] ભાતુ કે તે બદલ અપાતા પૈસા (૨) ખાસ કામ માટે પગાર ઉપરાત અપાતુ મહેનતાણુ કે ખરચી

**ભત્રીજી** સ્ત્રી૦[પ્રા ભત્તિજ્જ(સ ભ્રાતૃક)પરથી] ભાઈની કે પતિ યા પત્નીના ભાઈની દીકરી -જો પુ૦ ભાઈનો કે પતિ યા પત્નીના ભાઈનો દીકરો

**ભથવારી** સ્ત્રી૦ખેતરમા ભાથુ લઈ જનારી (સ્ત્રી) -રું વિ૦ ખેતરમા ભાથુ લઈ જનારુ (માણસ)

**ભથ્થું** ન૦ ભત્તુ

**ભદવુ** ન૦ નાનો માટીનો ઘડો, દોચકુ

**ભદત** પુ૦[સ] માનવાચક સબોધન(બૌદ્ધ) (૨) બૌદ્ધ સાધુ

**ભદ્દર, ભદ્ર** ન૦ [સ ભદ્ર] મોટા કોટની અદરનો નાનો કોટ (૨) ટોલુ

**ભદ્ર** વિ૦ [સ] કલ્યાણકારી (૨) માગલિક (૩)ભાગ્યશાળી (૪)ન૦ કલ્યાણ ૦**કાલી** [સ], ૦**કાળી** સ્ત્રી૦ એક દેવી

**ભદ્રા** સ્ત્રી૦ [સં] દુર્ગા
**ભપકાદાર** વિ૦ ભભકાવાળુ
**ભપકાબંધ** વિ૦ ભભકાવાળુ (૨) અ૦ ભભકાથી
**ભપકાવવુ** સ૦ક્રિ૦ જોરથી કે ખૂબ રેડવુ ઉદા૦ દૂધમા પાણી ભપકાવી દેવુ
**ભપકી** સ્ત્રી૦ [ભપ રવ૦] (પતંગના પેચમા) એકદમ દોરની છૂટ મૂકવી
**ભપકો** પુ૦ ભભકો
**ભભક** સ્ત્રી૦ ચળકાટ, ઝળક ૦વુ અ૦ક્રિ૦ ભભૂકા મારવા (૨) શોભવુ (૩) ગુસ્સે થવુ [લા]
**ભભકાદાર** વિ૦ ભભકાવાળુ
**ભભકાબંધ** વિ૦ જુઓ ભપકાબંધ
**ભભકી** સ્ત્રી૦ જુઓ ભપકી [આડંબર
**ભભકો** પું૦ [ભભકવુ' ઉપરથી]ભપકો રોફ,
**ભભડવું** અ૦ ક્રિ૦ ખાક ખાક થવુ
**ભભડાટ** પું૦ ભભડવુ તે
**ભભરાવવું** સ૦ક્રિ૦['ભભરુ' ઉપરથી] ભૂકો છૂટો છૂટો નાખવો [રાંધેની દાળ
**ભભરી દાળ** સ્ત્રી૦ ભભરી રહે તેવી રીતે
**ભભરું** વિ૦ ભગરુ ચેરાઈ જાય એવુ
**ભભુકાવવું** સ૦ક્રિ૦ ભભૂકવુ નુ પ્રેરક
**ભભૂકવુ** અ૦ ક્રિ૦ ભભૂકો થવો
**ભભૂકો** પુ૦ ભડકો (૨) પ્રકાશ
**ભભૂત(-તી)** સ્ત્રી૦ [સં વિભૂતિ] ભસ્મ
**ભમ** [રવ૦] જાડાપણાનુ કે પોનાપણાનું વધારાપણુ બતાવવા શબ્દની આગળ કે પાછળ વપરાતો શબ્દ ઉદા૦ 'જાડુ ભમ' 'ભમપોલ' [માણસ
**ભમતારામ** પું૦ ભમતો ફરનાર-રખડેલ
**ભમર** પુ૦ [સં ભ્રમર] ભમરો
**ભમર** સ્ત્રી૦[પ્રા ભમયા (સં ભ્રૂ)]ભ્રૂકુટિ ભવુ
**ભમર** સ્ત્રી૦ [સં ભ્રમિ] વમળ (૨) અ૦ ગોળ ગોળ-ચક્કર ફરે તેમ ૦ડી સ્ત્રી૦ નાનો ભમરડો(૨) ચકરડી ૦ડો પું૦ એક રમકડુ-ગરિયો (૨) કાંઈ નહિ! ઉદા૦ ભમરડો આવડે છે! [ના] -રાળુ વિ૦ ભમર ભમર ફરતા ચક્રોવાળુ-ભીષણ

**ભમરાળુ** વિ૦ સુંદર ભમ્મરવાળુ
**ભમરિયુ** વિ૦ ગોળ ગોળ ફરતુ (૨) ન૦ ભમરી ભાતનુ સ્ત્રીઓનુ એક વસ્ત્ર (૩) ચમરીનો રોગ
**ભમરિયુ** વિ૦ ભમરી માખીનુ -ને લગતુ
**ભમરી** સ્ત્રી૦ [સં ભ્રમરી] ભમરાની માદા, કરડે એવી એક માખી
**ભમરી** સ્ત્રી૦ [સં ભ્રમિ] ઘૂમરી ચકરી -રો પું૦ વમળ (૨) વાળનુ ગૂંચળુ
**ભમરો** પું૦ભ્રમર છ પગવાળી એક નરમાખી
**ભમવુ** અ૦ક્રિ૦ [પ્રા ભમ (સં ભ્રમ્)]ચકરાકારે ફરવુ (૨) રખડવુ (૩) તમ્મર આવવા
**ભમાડ(-વ)વુ** સ૦ ક્રિ૦ [પ્રા ભમાડ (સં ભ્રમય)] ભમવુ નુ પ્રેરક (૨) ભુલાવામા નાખવુ
**ભમ્મર** સ્ત્રી૦ ભમર, ભવુ
**ભય** પું૦, ન૦ [સં] બીક ૦ભીત વિ૦ [સં] બીધેલુ -યંકર વિ૦ [સં] ભય ઉપજાવે એવુ -યાનક વિ૦[સં]ભયંકર -યાવહ વિ૦ [સં] ભયંકર
**ભયુ** [સં ભૂત, પ્રા ભૂઅ] થયુ બન્યું (ભૂ૦ કા૦નુ રૂપ) [પ]
**ભયો** પું૦ [જુઓ ભયુ] માનતા પૂરી કર્યા પછી પૂજારીની આશિષ મેળવવી તે (૨) અ૦ કૃતાર્થતાનો સંતોષ થયો હોય એમ ૦ભયો અ૦ સારી પેઠે ભયો
**ભર** [સં ભૃ પ્રા ભર ઉપરથી] નામને અંતે લાગતા 'તેના જેટલુ તે બધુ-આખુ' એવો અર્થ થાય છે ઉદા૦ ક્ષણભર દિવસભર (૨) વિ૦ બરોબર જામેલ ભરપૂર, પરિપૂર્ણ ઉદા૦ ભર જુવાની
**ભરકૂચ(-શ,-સ)** સ્ત્રી૦ [ભર+સં કૂર્ચ તથા કુશ] પરચૂરણ નકામી વસ્તુઓ કે છોકરા ને માણસોનો સમૂહ
**ભરખવુ** સ૦ક્રિ૦[સં ભક્ષ્] ખાવુ (૨) કરડવુ
**ભરચક** વિ૦ [ભર+ચક] પુષ્કળ (૨) ખીચોખીચ
**ભરડકી** સ્ત્રી૦, -કુ ન૦ જુઓ ભરડિયું
**ભરડવુ** સ૦ક્રિ૦ [રવ૦] અનાજને જાડ

જાડું દળવું; એ ફાડ પડે એમ દળવું (૨) ગમે તેમ બકવું [લા.]

**ભરડિયું** ન૦ ભરડેલા અનાજની એક વાની

**ભરડો** પું૦ ભરડવું તે (૨) ભરડાઈ જાય એમ આજુબાજુ જોરથી વીંટવું–વીંટાવું તે (અજગરનું)

**ભરણ** ન૦ [સં.] ગુજરાન (૨) આંખમાં ખાપરિયું ભરવું તે. ૦પોષણ ન૦ ગુજરાન

**ભરણી** સ્ત્રી૦ [સં.] બીજું નક્ષત્ર; ગાડલી

**ભરણી** સ્ત્રી૦ ભરવું તે (૨) ઉમેરો. –ણું ન૦ ભરાણી; ઉમેરો, ભરવું તે (૨) ભરેલું નાણું

**ભરત** પું૦ [સં.] રામનો ભાઈ–કૈકેયીનો પુત્ર (૨) દુષ્યંતનો પુત્ર–જેના પરથી ભારતદેશ કહેવાય છે (૩) જડભરત (૪) ભારતીય નાટ્યશાસ્ત્રના કર્તા

**ભરત** ન૦ ['ભરવું' ઉપરથી] માપ, પ્રમાણ (૨) લૂગડા ઉપર વેલ, બુટ્ટી વગેરે ભરવી તે (૩) બીબાંમાં રસ રેડી ઘાટ બનાવવો તે (૪) મસાલો ભરી કરેલું શાક. ૦કામ ન૦ ભરત ભરવું તે

**ભરતખંડ** પું૦ હિંદુસ્તાન

**ભરતગૂંથણ** ભરતકામ અને ગૂંથણકામ

**ભરતભૂમિ** સ્ત્રી૦ જુઓ ભરતખંડ

**ભરતર(–લ)** વિ૦ ભરતનું; ઢાળેલું

**ભરતવાક્ય** ન૦ [સં.] સંસ્કૃત નાટકમાં અંતે મુકાતો આશીર્વાદનો શ્લોક

**ભરતાર** પું૦ [પ્રા ભત્તાર (સં. ભર્તૃ)] પતિ, ભર્તા

**ભરતિયું** ન૦ ['ભરવું' ઉપરથી] માલની કિંમતની વિગતવાર યાદી; બિલ (૨) કોઈમાં માય તેટલું માપ (૩) એક વાસણ

**ભરતી** સ્ત્રી૦ ભરવું કે ભરાવું તે; ઉમેરણ (૨) જુવાળ (૩) પુષ્કળતા; આવરો [લા.]

**ભરથરી** પું૦ [સં. ભર્તૃહરિ] ભર્તૃહરિ (૨) એકતારો વગાડી માગનાર જોગીની એક જાત

**ભરથાર** પું૦ [જુઓ ભરતાર] પતિ

**ભરનીંગળ** ન૦ [ભરાવું+નીંગળવું] ભરાવું ને દ્રવવાનું તે (૨) ગૂમડાનો એક રોગ

**ભરપટ્ટે** અ૦ જોઈએ તેટલું; ખૂબ

**ભરપાઈ** સ્ત્રી૦ સંપૂર્ણ પતાવટ (લેણ, ખાતું હૂંડી વગેરેની) [અ૦ પૂરેપૂરી રીતે

**ભરપૂર** વિ૦ પુષ્કળ (૨) પૂરેપૂરું ભરેલું (૩)

**ભરભાંડું** વિ૦ [ભગરું જુઓ] કાંડું; ચીકટ વગેરેનું (૨) કરકરું; કાણદાર

**ભરભાંખળું** ન૦ પરોઢિયું; મળસકું

**ભરમ** પું૦ [સં. ભ્રમ] ભ્રમ; ભ્રાંતિ; વહેમ (૨) ભેદ; રહસ્ય

**ભરમાર** સ્ત્રી૦ ખૂબ હોવું તે; અતિશયતા

**ભરમાવું** અ૦ક્રિ૦ છેતરાવું (૨) વહેમાવું

**ભરવવું** સ૦ક્રિ૦ ટંગાડવું; લટકાવવું (૨) જોડવું (૩) ભંભેરણી કરવી [લા.]

**ભરવાડ** પું૦ [સં. ભરટ્ટક] ઢોર રાખી ગુજરાન ચલાવનારી એક જાતનો માણસ. ૦ણ (–ણી) સ્ત્રી૦ ભરવાડ જાતની કે ભરવાડની સ્ત્રી

**ભરવું** સ૦ક્રિ૦ [પ્રા. ભર (સં. ભૃ)] ખાલી હોય તેમાં મૂકવું, રેડવું વગેરે (વાસણમાં પાણી, પાનામાં લખાણ ઇ.) (૨) સંઘરવું (અનાજ) (૩) ભરપાઈ કરવું (નુકસાની ભરવી) (૪) ફળરૂપે મળવું; લણવું (કરશો તેવું ભરશો) (૫) જમે કરાવવું કે માગતા પેટે આપવું (વેરો, ભાડું, વીમો ઇ૦) (૬) ટીપ કે ફાળામાં આપવું–લખાવવું (પાંચ રૂપિયા ભર્યા) (૭) મેળવવું–એકઠું કરવું–ભેગું કરવું (સભા, બજાર ઇ૦) (૮) ગૂંથવું (ખાટલાની પાટી ભરવી) (૯) ભરતકામ કરવું (૧૦) માપવું (માપિયા કે પળી વગેરેથી) (૧૧) પૂરવું; ચોપડવું (ચિત્રમાં રંગ ભર્યો) (૧૨) પૂર્ણ–સમૃદ્ધ–છતવાળું કરવું (બાપનું ઘર ભરે છે.) (૧૩) લાદવું; ગોઠવવું (ભાર ભરવો) (૧૪) ખાલી પદ કે નોકરી ઉપર સ્થાપવું; નીમવું (જગાઓ ભરવી) (૧૫) જુદા જુદા શબ્દો સાથે વપરાઈને જુદા જુદા અર્થ થાય છે; તે તે શબ્દોમાં જુઓ. (ઉદા૦ ડગલું ભરવું = પગલું માંડવું; ચાલવું; દોરો ભરવો = સાંધવું; સીવવું. બચકું ભરવું = કરડવું. મોં ભરવું = લાંચ આપવી. દિવસ ભરવા = રોજીએ કામ કરવું)

**ભરસાડ** સ્ત્રી૰ જુઓ ભડસાળ
**ભરાઉ** વિ૰ ભરેલું; પુષ્ટ
**ભરાડી** વિ૰ [ 'ભરાવવું' ઉપરથી ] ઊંધાંચત્તા કરનારું (૨) ચોર, ઉઠાઉગીર
**ભરાવ** પું૰ ભરાવું – જમા જવું તે; જથો; જમાવ (૨) પૂર્ણતા; ભરપૂરતા. ૰દાર વિ૰ ભરાવવાળું
**ભરાવવું** સ૰ક્રિ૰ 'ભરવું' 'ભરવવું'નું પ્રેરક
**ભરાવું** અ૰ક્રિ૰ 'ભરવું'નું કર્મણિ (૨) સંતાવું (૩) તાવ દાખલ થવો; તપવું (શરીર ભરાવું) (૪) થાકથી અકડાવું (ચાલીને પગ ભરાવા) (૫) પકડાવું; ઝલાવું (કાંટામાં છેડો ભરાવો) (૬) સપડાવું; ફસાવું(૭)વ્યાપવું (મોં ફોલ્લાથી ભરાઈ ગયું) (૮) પુરાવું; રૂઝ આવવી (ઘા ભરાયો છે) (૯) પુષ્ટ થવું (ગાલ ભરાવા) (૧૦) પૂરું થવું; અંત આવવો (દિવસ ભરાઈ ચૂક્યો) (૧૧) જામવું; એકઠું થવું (મેળો ભરાવો)
**ભરાવો** પું૰ જુઓ ભરાવ
**ભરૂચ** ન૰ [સં. भृगुकच्छ] નર્મદા નદીના મુખ આગળ આવેલું શહેર
**ભરૂંસાદાર, ભરૂંસાપાત્ર** વિ૰ ભરોસો કરવા લાયક; વિશ્વાસુ
**ભરૂંસો** પું૰ વિશ્વાસ; ખાતરી [દાર ઇ૰
**ભરોસાદાર, ભરોસાપાત્ર** જુઓ ભરૂંસા-
**ભરોસો** પું૰ વિશ્વાસ; ખાતરી
**ભરોંસાદાર, ભરોંસાપાત્ર** જુઓ ભરૂંસાદાર ઇ૰
**ભરોંસો** પું૰ ભરૂંસો
**ભર્ગ** ન૰ [સં] તેજ [કરનાર
**ભર્તા(–ર્ત્તા)** પું૰[સં.] સ્વામી (૨) પોષણ
**ભર્ત્રી** સ્ત્રી૰ [સં.] પોષણ કરનારી
**ભર્યુંપૂર્યું** વિ૰ ભરેલું; પૂરેપૂરું
**ભર્યુંભાદર્યું** વિ૰ સમૃદ્ધ; આબાદ
**ભલતું** વિ૰ ગમે તેવું, ઠામઠેકાણા વગરનું (૨) ફાલતુ; અચોક્કસ; અપ્રસ્તુત
**ભલપણ** ન૰ ભલાઈ
**ભલભલું** વિ૰ કંઈ કંઈ ભલાઈ કે મોટાઈવાળું કે મહત્ત્વનું; ભારેવજનવકરવાળું. ઉદા૰ ભલભલા હારી જાય છે
**ભલમનસાઈ** સ્ત્રી૰ ભલાઈ
**ભલા** અ૰ 'ભલા ભાઈ' કે 'ભાઈલા' એવો સંબોધનનો ઉદ્ગાર
**ભલાઈ** સ્ત્રી૰ સારાપણું; સુજનતા (૨) નેકી, સાલસાઈ (૩)ભલાતરીકેની પ્રશંસા
**ભલાભલી** સ્ત્રી૰ સારાસારી. **–લું** વિ૰ જુઓ ભલભલું
**ભલામણ(–ણી)** સ્ત્રી૰[જુઓ ભળામણ] સિફારસ (૨) સોંપણ; ભળાવણી. ૰પત્ર પું૰; ન૰ ભલામણનો કાગળ
**ભલાશ** પું૰ ભલાઈ; સારાપણું
**ભલીભૂંડી** સ્ત્રી૰ સારી અથવા ખરાબ વાત, ટીકા [(૨) આવડત; હોશિયારી
**ભલીવાર** પું૰; સ્ત્રી૰ સત્ત્વ; સાર; બરકત
**ભલું** વિ૰ [પ્રા. भल्ल (સં. भद्र)] સારું (૨) માયાળુ (૩) સભ્ય (૪) પ્રામાણિક. [**ભલે આવ્યો**=ઠીક આવ્યો; આવશે એમ નહોતું માન્યું]
**ભલે** અ૰ ઠીક; સારું; અસ્તુ. [**૰પધાર્યા**= ઠીક થયું જે આવ્યા. (સ્વાગત કરતાં વપરાય છે)]. **૰ડું** વિ૰ ભલું [પ.]
**ભલ્લુ(–લ્લૂ)ક** પું૰; ન૰ [સં.] રીંછ
**ભવ** પું૰ [સં] સંસાર (૨) જન્મ (૩) જન્મારો (૪) મહાદેવ. [**એક ભવમાં બે ભવ કરવા**=બીજું લગ્ન કરવું (સ્ત્રીએ)]. **૰ચક્ર** ન૰ સંસારરૂપી ચક્ર
**ભવતી** સ્ત્રી૰ [સં.] આપ; તમે
**ભવદીય** વિ૰ [સં.] આપનું
**ભવન** ન૰ [સં.] રહેઠાણ; મકાન
**ભવભૂતિ** પું૰ [સં.] એક સંસ્કૃત કવિ
**ભવસાગર, ભવસિંધુ** પું૰ સંસારરૂપી સમુદ્ર; સાગર જેવો આ સંસાર
**ભવાઈ** સ્ત્રી૰[સં.भव=શંકર, भवा=પાર્વતી –ઉપરથી] હલકા પ્રકારનું એક જાતનું નાટક (૨) ફજેતી [લા.]
**ભવાટવિ(–વી)** સ્ત્રી૰[સં.]સંસારરૂપી વન
**ભવાડો** પું૰ [જુઓ ભવાઈ] ફજેતો

**ભવાની** સ્ત્રી૦ [સં.] પાર્વતી
**ભવાયો** પું૦ [જુઓ ભવાઈ] ભવાઈનો નટ (૨) નિર્લજ્જ ક ફજેતી કરે એવો માણસ [લા.]
**ભવિતવ્ય** વિ૦ [સં.] ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય. ૦તા સ્ત્રી૦ [સં.] નસીબ
**ભવિષ્ય** વિ૦ [સં.] આવતા કાળનું (૨) ન૦ નસીબ (૩) દોલત, વારસો (૪) ભવિષ્યકાળ. ૦કાલ [સં.], ૦કાળ પું૦ આવનાર સમય (૨) ક્રિ૦નો એક કાળ [વ્યા.]. ૦કૃદંત ન૦ ભવિષ્યકાળસૂચક કૃદંત [વ્યા.]. ૦વાણી સ્ત્રી૦ ભવિષ્ય ભાખતી વાણી. ૦વેત્તા પું૦ ભવિષ્ય જાણનાર
**ભવું** ન૦ [अप भउहा (સં. भ्रू)] ભમ્મર. [ભવાં ચડાવવાં = ગુસ્સે થવું]
**ભવૈયો** પુ૦ જુઓ ભવાયો
**ભવોભવ** અ૦ ભવે ભવે; દરેક જન્મમાં
**ભવ્ય** વિ૦ [સં.] પ્રૌઢ; ગૌરવશાળી; પ્રભાવશાળી (૨) મોક્ષનું અધિકારી [જૈન] (૩) ભવિષ્ય. ૦તા સ્ત્રી૦
**ભશ(-સ)કો** પું૦ [मागधी भुक्का; दे. भुक्खा (સં. बुभुक्षा)] ઇચ્છા; ભારે આતુરતા
**ભસવું** અ૦ક્રિ૦ [प्रा. भस (સં. भष्)] કૂતરાનું બોલવું (૨) નકામો બકવાટ કરવો [લા.]
**ભસ્મ** સ્ત્રી૦ [સં.] રાખોડી (૨) યજ્ઞની કે મંત્રેલી રાખ (૩) ધાતુની વૈદકીય રાખ; માત્રા. ૦ક વિ૦ [સં.] બાળીને ભસ્મ કરી દે એવું (૨) પું૦ ખાય તેટલું બળી જાય-ગુણ ન દે એવો પેટનો એક રોગ. ૦સાત્ અ૦ [સં.] રાખોડીરૂપ. -સ્મીભૂત વિ૦ [સં.] ભસ્મ બનેલું
**ભળ** સ્ત્રી૦ બળી જવું તે (૨) પ્રથમ બળતાં થતો સંકોચ. [૦ભાગવી = શરમ તડવી]
**ભળકડું** ન૦ જુઓ બરબાંખળું
**ભળકુ(-કૂ)ડું** વિ૦ ભોળું; નિખાલસ
**ભળતું** વિ૦ ભળી જાય-મળતું આવે એવું (૨) જુઓ ભલતું
**ભળભાંખળું** ન૦ જુઓ બરબાંખળું
**ભળવું** અ૦ક્રિ૦ [સં. मेलय्] ભેગું મળી જવું (૨) અમુકના જેવા હોવું; મળતું આવવું
**ભળામણ(-ણી)** સ્ત્રી૦ જુઓ ભલામણ (૨) ભળાવવું તે; સોંપણ
**ભળાવવું** સ૦ક્રિ૦ [प्रा. नल्लाविअ (સં. ग...)] ભલામણ કરવી (૨) સોંપવું
**ભંગ** પુ૦ [સં.] તૂટવું કે ભાગી પડવું તે (૨) તોડવું તે (૩) નાશ (૪) વિઘ્ન (૫) વળાંક [વ્યસની
**ભંગ** સ્ત્રી૦ [સં.] ભાંગ. ૦ડ વિ૦ ભાંગનો
**ભંગાણ** ન૦ ભંગ (૨) તૂટ [સરસામાન
**ભંગાર** પું૦ ભાગેલા વાસણ કે બીજો
**ભંગિ** સ્ત્રી૦ [સં.] વ્યંગ, વાચાની ચાતુરી (૨) રીત, ઢબ (૩) અંગોનો મરોડ (૪) પગથિયું [ભંગીની સ્ત્રી
**ભંગિયણ** સ્ત્રી૦ ભંગી જાતની કે
**ભંગિયો** પું૦ ખહોરવાનું કામ કરનાર જાતનો માણસ
**ભંગી** સ્ત્રી૦ જુઓ ભંગિ
**ભંગી** પું૦ ભંગિયો
**ભંગીજંગી** વિ૦ ભંગડ (૨) ઢંગધડા વગરનું
**ભંગુર** વિ૦ [સં.] ભાગી જાય એવું (૨) નાશવંત
**ભંજક** વિ૦ [સં.] ભાગનાર; ટાળનાર. -ન ન૦ [સં.] ભાંગવું તે (૨) નાશ (૩) વિ૦ ભંજક. (જેમ કે, પરદુઃખભંજન)
**ભંજવું** સ૦ક્રિ૦ [સં. भंज्] ભાંગવું [પ.]
**ભંડક** [प्रा. भंडग] ભોંયરું (૨) સ્ટીમરમાં ફાળકાની ફરતે આવેલા ત્રીજા વર્ગના મુસાફરોની જગા -કિયું ન૦ નાનું ભોંયરું
**ભંડાર** પું૦ [प्रा.; (સં. भाण्डागार)] ધનધાન્ય વગેરે ભરી રાખવાની જગા (૨) ખજાનો; સંગ્રહ (૩) વહાણના તૂતકની નીચેનો ભાગ (૪) દુકાન (જેમ કે, ખાદીભંડાર). ૦વું સ૦ક્રિ૦ ભંડારમાં મૂકવું (૨) છુપાવવું. -રિયું ન૦ ભીંતમાં બારણાવાળો ગોખલો (૨) ગારા નીચેની પેટી જેવી ગોઠવણ (૩) ઘરમાં ઓરડાની પાછળનો નાનો ખંડ. -રી પું૦ ખજાનચી (૨) કોઠારી (૩) એક અટક (૪) તાડી અને દારૂ ગાળવાનો

**૦શાળી** વિ૦ નસીબદાર ૦હીન વિ૦ કમનસીબ
**ભાગ્યુતૂટ્યું** વિ૦ ભાગેલુ તૂટેલુ(૨)સળંગ કે અટકયા વગર નહિ એવું, તૂટક
**ભાગ્યે** અ૦ [સ] કદાચ, ક્વચિત
**ભાજક** પુ૦[સ]ભાગનાર સખ્યા [ગ]
**ભાજન** ન૦ [સ] વાસણ, પાત્ર (૨) (સમાસને અંતે) આધારસ્થાન, અધિકારી, એવો અર્થ બતાવે છે (ઉદા૦ દયાભાજન)
**ભાજવુ** અ૦ક્રિ૦(૨)સ૦ક્રિ૦ જુઓ ભાજવુ
**ભાજી** સ્રી૦ [પ્રા ભજ્જિઆ] શાક લાયક કુમળા છોડ કે તેનુ શાક ૦ખાઉ વિ૦ ભાજી ખાનારુ(૨) તાકાત વગરનુ [લા] ૦પાલો પુ૦ ભાજી પાલો વગેરે ૦મૂળા પુંબ૦વ૦ મૂળો અને તેની ભાજી (૨) તુચ્છ-લેખામાં ન લેવા જેવી વસ્તુ [લા]
**ભાજ્ય** વિ૦ [સ] ભાગી શકાય તેવુ (૨) ન૦ ભાગવાની રકમ
**ભાટ** પું૦[સ, પ્રા भट्ट] રાજાઓના ગુણગાન ગાનાર એક જ્ઞાતિનો માણસ (૨) ખુશામતિયો [લા] **-ટાઈ** સ્રી૦ભાટનું કામ-પદ (૨) ભાટની પેઠે અતિશયોક્તિથી વખાણ કરવા તે
**ભાટિયણ** સ્રી૦ ભાટિયા કે ભાટિયાની સ્રી
**ભાટિયો** પું૦ [સ भट्ट ઉપરથી] એ નામની એક જ્ઞાતિનો માણસ (૨) દૂધ વેચનાર, ઘાંચી (૩) કાછિયો (ગામડામા)
**ભાઠ** સ્રી૦ [પ્રા भट्ठ (સ भृष्ट)] આમળી ઉકાળી પરેલ ચાદુ
**ભાઠું** ન૦ [દે भट्ठी=સપાટ જમીન] નદી કાંઠાની રેતાળ જમીન(૨)છીછરા પાણી વાળી જગા
**ભાઠું** ન૦ જુઓ ભાઠ (૨)કપડા પર પડેલો નીકરો કે સડેલાઈથી ન ધોવાય તેવો ડાઘ
**ભાડ** સ્રી૦ [દે] અનાજ શેકવાની ભઠ્ઠી (૨)ભાડભૂજાનુ કલેડુ ૦ભૂજણ સ્રી૦ ભાડભૂજાની સ્રી ૦ભૂંજો પુ૦ ભઠ્ઠીથી ધાણીચણા ઇ૦ શેકવાનો ધંધો કરનાર

**ભાડવાત** પું૦ જુઓ ભાડૂત
**ભાડાખત** ન૦, **ભાડાચિઠ્ઠી** સ્રી૦ ભાડા સબંધી દસ્તાવેજ
**ભાડિયો** પુ૦ ['ભાડ' ઉપરથી] અનાજ શેકવાનુ કાણાવાળુ હાંડુ
**ભાડું** ન૦[મ ભાડ, પ્રા भाडय] કોઈ પણ વસ્તુ વાપર્યા બદલ આપવાનું નાણું **-ડૂત** પુ૦ ભાડે રહેનાર **-ડૂતી** વિ૦ ભાડે રાખેલુ(૨)પૈસા ખાતર કામ કરતુ 'મર્સિનરી'
**ભાણ** પુ૦ [પ્રા (સ भानु)] સૂર્ય
**ભાણ** પુ૦ [સ] નાટકનો એક પ્રકાર,જેમા એક પાત્ર જ રંગભૂમિ પર આવે છે
**ભાણાવહેવાર** પુ૦ [ભાણુ+વહેવાર] સાથે બેસી જમવાનો સબંધ, રોટીવહેવાર
**ભાણિયો** પુ૦ જુઓ ભાણેજ(૨)વી ટાળવી પડે એવી વસ્તુ – સોગાત [લા]
**ભાણી** સ્રી૦ જુઓ ભાણેજી
**ભાણું** ન૦ [પ્રા भाण, भायण (સ भाजन)] પીરસેલી થાળી
**ભાણેજ** પુ૦ [પ્રા भाइणज्ज (સ भागिनेय)] ભાણો બહેનનો દીકરો ૦વહુ સ્રી૦ ભાણેજની વહુ **-જી** ન૦બ૦વ૦ બહેનના છોકરા **-જી** સ્રી૦ બહેનની છોકરી-ભાણી
**ભાણો** પું૦ [જુઓ ભાણેજ] ભાણિયો
**ભાત** સ્રી૦ [પ્રા भत्ति (સ भक्ति)] વેલબુટ્ટી વાળી છાપ (૨) રીત, પ્રકાર
**ભાત** પુ૦ [પ્રા भत्त (સ भक्त)] રાંધેલા ચોખા (૨)ભાતુ (કામગીરીની જગાઉપર લઈ જવાતુ)(૩)પુ૦, ન૦ ડાંગર ૦ખાઉ વિ૦ વધારે પ્રમાણમા ભાત ખાનારુ (૨) ઢીલુ પોચુ [લા]
**ભાતભાતનુ** વિ૦ રંગબેરંગી, તરેહવાર
**ભાતિયુ** ન૦ ભાત કાઢવાનો તાવેથો કે ઝારો (૨) ભાત ઓસાવવાનો કાણા વાળો ટોપનો [તરેહવાર
**ભાતીગર(-ળ)** **ભાતીલુ** વિ૦ રંગબેરંગી,
**ભાતુ** ન૦ મુસાફરીમા સાથે લીધેલુ ખાવાનુ
**ભાથી** પુ૦['ભાથો' પરથી] બહાદુર દ ઢેયો

જુઓ ભારટિયો. ૦ટી સ્ત્રી૦ લાકડાની ભારી. ૦ભાર અ૦ સરખે વજને (૨) પૂરેપૂરું; ભરપૂર

**ભાર્ગવ** પું૦ [સં.] પરશુરામ (૨) શુક્રાચાર્ય (૩) વિ૦ પું૦ ભૃગુના વંશમાં જન્મેલો

**ભાર્યા** સ્ત્રી૦ [સં.] પત્ની

**ભાલ** ન૦ [સં.] કપાળ

**ભાલ** ન૦ ભાઠાની જમીન (૨) પું૦,ન૦ મેળકાની આજુબાજુનો પ્રદેશ. **–લિયા** પું૦ બ૦ વ૦ (ભાલના) ઘઉંની એક જાત

**ભાલુ** ન૦ [સં.] રીંછ (૨) શિયાળ

**ભાલું** ન૦, **–લો** પું૦ [સં., પ્રા. મહ્ઙ] એક હથિયાર. **–લોડું** ન૦ [સર૦ કે. મહ્ઙોડ] તીર કે તેનું પાનું

**ભાવ** પું૦ કિંમત; દર

**ભાવ** પું૦ [સં.] અસ્તિત્વ; હોવાપણું (૨) પ્રકૃતિ; સ્વભાવ (૩) ઇરાદો, મતલબ (૪) વૃત્તિ; લાગણી (૫) તાત્પર્ય; અભિપ્રાય (૬) ચેષ્ટા; અભિનય (૭) હેત; પ્રીતિ; ગમો (૮) આસ્થા (૯) આર્ય! પૂજ્ય! (નાટકમાં સંબોધન) (૧૦) સ્થિતિ; સ્વરૂપ. ઉદા૦ શિષ્યભાવ, પુરુષભાવ. ૦ગીત ન૦ ભાવ વ્યક્ત કરતું –ભાવપ્રધાન ગીત [જંબાળ

**ભાવટ(–ઠ)** સ્ત્રી૦ [સં. મવાર્તી] ઉપાધિ;

**ભાવન** ન૦ [સં.] ભાવના; ધ્યાન. **–ના** સ્ત્રી૦ [સં] કલ્પના; ધારણા (૨) આસ્થા (૩) અભિલાષા; કામના; લાગણી (૪) પટ; પુટ (૫) અનુશીલન; ધ્યાન; ચિંતન. **–નાપ્રધાન, –નાશીલ** વિ૦ સ્વભાવે વિશેષ લાગણીવાળું કે લાગણી ભરેલું

**ભાવવું** અ૦ક્રિ૦ [સં. માવ ઉપરથી] ગમવું

**ભાવાત્મક** વિ૦[સં.] સત્ય (૨) અસ્તિવાચક

**ભાવાનુવાદ** પું૦ [સં.] શબ્દશઃ નહિ પરંતુ તાત્પર્યસૂચક અનુવાદ

**ભાવાર્થ** પું૦ [સં.] મતલબ; તાત્પર્ય

**ભાવાવેશ** પું૦[સં.]ભાવનો આવેશ-ઉમળકો

**ભાવિ** વિ૦ [સં.] ભવિષ્યનું કે ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય; નસીબ

**ભાવિક** વિ૦[સં.]આસ્થાવાળું (૨) મર્મજ્ઞ; ભાવુક

**ભાવિત** વિ૦ [સં.] ચિંતવેલું (૨) પાસ દીધેલું (૩) ભાવિક; ભાવનાવાળું (૪) શુદ્ધ; નિર્દોષ. **–તાત્મા** પું૦ [+આત્મા] સ્થિર પ્રજ્ઞાવાળો; સ્થિતપ્રજ્ઞ

**ભાવી** વિ૦ [સં.] જુઓ ભાવિ

**ભાવુક** વિ૦ [સં.] વિચારશીલ (૨) રસજ્ઞ; સહૃદય

**ભાવેપ્રયોગ** પું૦ [સં.] જેમાં ક્રિયાપદનો ભાવ એ જ કર્તા હોય તેવો પ્રયોગ [વ્યા.]

**ભાષણ** ન૦ [સં.] બોલવું તે (૨) વ્યાખ્યાન. **–ણિયું** વિ૦(ભાષણના ગુનાથી) સત્યાગ્રહમાં પકડાયેલું (જેલશબ્દ) (૨) ભાષણ કર્યા કરવાની ટેવવાળું

**ભાષા** સ્ત્રી૦ [સં.] બોલી; વાણી; જબાન (૨) વ્રજભાષા. ૦શાસ્ત્ર ન૦ ભાષાનું શાસ્ત્ર; 'ફાઇલોલૉજી'. ૦શાસ્ત્રી પું૦ ભાષાશાસ્ત્ર જાણનાર. **–ષાંતર** ન૦ [સં.] અનુવાદ; તરજુમો. **–ષાંતરકાર** પું૦ અનુવાદક.**–ષી** વિ૦બોલનાર (સમાસમાં ઉત્તરપદ તરીકે). ઉદા૦ 'પરભાષાભાષી'

**ભાષ્ય** ન૦ [સં.] વિસ્તૃત વિવરણ. ૦કાર પું૦ [સં.] ભાષ્ય કરનાર–રચનાર

**ભાસ** પું૦ [સં.] ખ્યાલ; છાપ (૨) આભાસ; ભ્રાંતિ (૩) સરખાપણું; –ના જેવું દેખાવું તે (૪) ઝાંખો પ્રકાશ (૫) એક સંસ્કૃત નાટકકાર. ૦માન વિ૦ [સં.] ભાસતું

**ભાસવું** અ૦ક્રિ૦ [સં. માસ્] દેખાવું (૨) સમજાવું; લાગવું (૩) પ્રકાશવું

**ભાસ્કર** પું૦ [સં.] સૂર્ય. **–રાચાર્ય** પું૦ [સં] પ્રસિદ્ધ ગણિતી અને ખગોળશાસ્ત્રી

**ભાળ** સ્ત્રી૦ [જુઓ ભાળવું] પત્તો; ખબર (૨) સંભાળ. ૦વણ(–ણી) સ્ત્રી૦ સુપરત. ૦વવું સ૦ક્રિ૦ ભાળ રાખવા સોંપવું (૨) સિફારસ કરવી. ૦વું સ૦ક્રિ૦[સં. મલ્] જોવું; અવલોકવું

**ભાંગ** સ્ત્રી૦ [સં. મઙ્ગા] ગાંજાની ડાળી તથા પાંદડાં (૨) તેનું બનાવેલું પીણું

ભાંગતોડ, ભાંગફોડ (૦) સ્ત્રી૦ ભાંગવું અને તોડવું ફોડવું તે [તેવું (ચોખા)
ભાંગરું (૦) વિ૦ ખાંડતાં ભાગી જાય
ભાંગરો(૦)પું૦ [સ. भृङ्गराज]એક વનસ્પતિ. [૦વાટવો=છૂપી વાત ખુલ્લી કરી દેવી; વાતચીતમાં બાફવું. (ભાંગરો જેમ વટાય તેમ ગંધ મારે છે તે ઉપરથી)]
ભાંગવું (૦) અ૦ક્રિ૦ [સ. भञ्ज ઉપરથી] કકડા થવા (૨) સ૦ ક્રિ૦ કકડા કરવા; તોડવું (૩)(ગામને) લૂંટી–બાળી પાયમાલ કરવું [કા.]
ભાંજગ(-ઘ)ડ (૦) સ્ત્રી૦ [ભાંગવું + ઘડવું] તકરાર(૨)પંચાત. -ડિયું વિ૦ ગૂંચવણભરેલું; ગોટાળાભરેલું(૨)ભાંજગડ કરનારું
ભાંજણી (૦) સ્ત્રી૦ ['ભાંજવું' ઉપરથી] વહેંચણી(૨)ભાગ, હિસ્સો (૩) મોટામાંથી નાના અને નાનામાંથી મોટા પરિમાણમાં 'રકમને ફેરવવાની રીત [ગ]
ભાંજવું (૦) સ૦ક્રિ૦[સં. भञ्ज]ભાંગવું,તોડવું
ભાંડ (૦) પું૦ [સ. भाण्ड=ચાળા; ચેષ્ટા ઉપરથી] મશ્કરો (૨) બીભત્સ બોલ, ચાળા વગેરેથી હસાવી ખેલ કરનારી જાતનો માણસ(૩)વિ૦અસભ્ય,નિર્લજ્જ
ભાંડ ન૦ [સ.] પાત્ર; વાસણ
ભાંડણ (૦) ન૦ ['ભાંડવું' ઉપરથી] ગાળાગાળ,ભાંડવું તે(૨)વિ૦ભાંડણવાળું;ભાંડણું
ભાંડરાં (૦) ન૦બ૦વ૦ ભાંડુઓ
ભાંડવું (૦) સ૦ક્રિ૦ [સ. भण्ड्] ગાળ દેવી (૨) બદગોઈ કરવી (૩)ઠપકો આપવો
ભાંડુ ન૦ [દે. भाइड (સ.भ्रातृभाण्ड)] ભાઈ બહેન વગેરે સ્વજન
ભાંડો પું૦ [સ. भाण्ड] ઓરસ્યું; પહોળા મોઢાનું તાબડી જેવું પાત્ર
ભાંભરવું (૦) અ૦ક્રિ૦ ગાયનું બરાડવું
ભાંભરું (-ણું) (૦) વિ૦ ખારસરું; ખારું (૨) સ્વાદ વગરનું
ભિક્ષા સ્ત્રી૦ [સં.] ભીખ (૨) ભિક્ષામાં મળેલી વસ્તુ. ૦ટન ન૦ [સં.] ભિક્ષા માટે ફરવું તે. ૦ન્ન ન૦ [સં.] ભીખી આણેલું અન્ન. ૦પાત્ર ન૦ [સં.] ભીખ માગવાનું વાસણ. ૦વૃત્તિ સ્ત્રી૦ [સં] ભિક્ષાથી ચલાવેલું ગુજરાન; ભિક્ષાનો ધંધો
ભિક્ષુ, ૦ક પું૦[સં] માગણ(૨)ભિક્ષા ઉપર નભનાર(૩)બૌદ્ધ સાધુ. ૦કી, ૦ણી સ્ત્રી૦ સ્ત્રી ભિક્ષુ
ભિખારચોટ વિ૦ભિખારી જેવું(૨)મૂખડું
ભિખારણ સ્ત્રી૦ [જુઓ ભિખારી] માગણ સ્ત્રી.–ણું વિ૦(૨)ન૦ભિખારી(તુચ્છકારમાં)
ભિખારવેડા પું૦ બ૦ વ૦ ભિખારીના જેવું વર્તન
ભિખારી વિ૦ (૨) પું૦ [અપ.; (સ. भिक्षाकारिन्)] ભીખ માગનાર. ૦વેડા પું૦બ૦વ૦ ભિખારવેડા. –રું વિ૦(૨)ન૦ ભિખારી (તુચ્છકારમાં)
ભિખ્ખુ પું૦ [પાલિ] બૌદ્ધ સાધુ–ભિક્ષુક
ભિજાવવું સ૦ ક્રિ૦, ભિજાવું અ૦ ક્રિ૦ 'ભીંજવું'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ
ભિડાવવું સ૦ક્રિ૦ 'ભીડવું'નું પ્રેરક(૨)કસવું, બાધવું. ઉદા૦ બટન ભિડાવ્યા નથી(૩) દબાવવું; ભેટવું (૪) ગૂંચવાડામાં નાખવું; ગભરાવવું(૫)અંટસ પડાવવો(૬)ધમમચવું
ભિડાવું અ૦ક્રિ૦ 'ભીડવું'નું કર્મણિ (૨) ભીડમાં આવવું (૩) સંકડાવું [illegible]
ભિત્તિ સ્ત્રી૦ [સં.] ભીંત. ૦ચિત્ર ન૦ ભીંત પરનું ચિત્ર; 'ફ્રેસ્કો' [ભીંજાવું
ભિનાવું અ૦ક્રિ૦ ['ભીનું' ઉપરથી] પલળવું;
ભિન્ન વિ૦ [સં.] જુદું; નોખું (૨)ભાંગેલું. ૦તા સ્ત્રી૦ જુદાપણું. ૦ભાવ પું૦ જુદાઈ. ૦રુચિ વિ૦[સં.]જુદી રુચિવાળું
ભિયા પું૦ [દે. [illegible] (સં. भ्रातृ)] ભાઈ (મુસ્લિમ માટે સંબોધન)
ભિલ્લુ પું૦ [illegible] સાથી
ભિષક(-ષજ, -ષગ્) પું૦ [સં.] વૈદ
ભિસ્તી પું૦ પખાલી
ભિંડુ ન૦ [સં. [illegible]] [illegible]
[illegible]
ભિંડ(-ડિ)માળ સ્ત્રી૦ [સં. [illegible]]
[illegible]

**ભીખ** સ્ત્રી૦ [પ્રા. ભિક્ખા (સં. ભિક્ષા)] ભીખવું તે (૨) ભીખીને મેળવેલી વસ્તુ. ૦વું સ૦ક્રિ૦ ખેરાત માગવી (૨) અ૦ક્રિ૦ ભિખારી થવું [પલાળવું

**ભીજવવું** સ૦ક્રિ૦ ભીંજવવું, ભીનું કરવું;

**ભીજવું** અ૦ક્રિ૦ [સં. અભ્યજ્]ભીંજવું,ભીનું થવું, પલળવું

**ભીડ** સ્ત્રી૦ [દે. ભિડ=ભીડવું] ગિરદી (૨) તંગી(૩)પું૦ ભીડો. ૦વું સ૦ક્રિ૦ વાસવું, બંધ કરવું(૨)કસવું,બાંધવું(૩)ચાંપવું, ભેટવું (૪) અ૦ક્રિ૦ + ભડવું, ઝૂઝવું —ડો પું૦ લાકડું ભીડવા માટેનું સુથારનું એક ઓજાર

**ભીત** વિ૦ [સં.] ભય પામેલું

**ભીતર** ન૦ [દે ભિત્તર]અંદરનો ભાગ(૨) દિલ ઊંડું (૩) અ૦ અંદર

**ભીતિ** સ્ત્રી૦ [સં.] બીક

**ભીનાશ** સ્ત્રી૦ ભીનાપણું

**ભીનું** વિ૦ [સં. ભિન્ન=ભીનું થયેલું]પલળેલું (૨)શ્યામ.ઉદા૦ભીનેવાન ૦ભદ્દક વિ૦ સાવ ભીનું [હોય એવું શ્યામ

**ભીનેવાન** વિ૦ [ભીનું+વાન] પાકે રંગે

**ભીમ** વિ૦ [સં] ભયંકર, વિકરાળ (૨) પું૦ પાંચ પાંડવોમાંનો બીજો.૦અગિયારશ(-સ) સ્ત્રી૦ જેઠ સુદ અગિયારસ; નિર્જળા એકાદશી

**ભીરુ** વિ૦ [સં.] બીકણ. ૦તા સ્ત્રી૦

**ભીરુ** પું૦ ભિરડું; બેરૂ

**ભીલ** પું૦ [સં. ભિલ્લ] એક રાની પ્રજાનો માણસ. ૦ડી સ્ત્રી૦ ભીલ જાતિની કે ભીલની સ્ત્રી

**ભીષણ** વિ૦ [સં.] ભયંકર

**ભીષ્મ** વિ૦ [સં.] ભયંકર (૨) પું૦શાંતનુ અને ગંગાના પુત્ર

**ભીંગડું** ન૦ ભિંગડું; છોડું

**ભીંછાં** ન૦બ૦વ૦ (કપાવવાના થયેલા) મોટા વાળ

**ભીંજવવું** સ૦ક્રિ૦ [જુઓ ભીજવું]પલાળવું

**ભીંજવું** અ૦ક્રિ૦ [જુઓ ભીજવું] પલળવું

**ભીંજાવવું** સ૦ક્રિ૦ ભીંજવવું

**ભીંજાવું** અ૦ક્રિ૦ ભીંજવું; પલળવું

**ભીંડી** સ્ત્રી૦ એક છોડ (૨) એની છાલના કઠાતા રેસા [તેનો છોડ

**ભીંડો** પું૦ [સં. ભિણ્ડ, ભેણ્ડા] એક શાક કે

**ભીંડો** પું૦ [ભીડો કે ભીડ પરથી] હૈયું, હરકત(૨)ગપ;તોપ[લા.] [૦મારવો= ગપ મારવી (૨) હરકત ઊભી કરવી.]

**ભીંત** સ્ત્રી૦ [સં. ભિત્તિ]દીવાલ. [૦ભૂલવી =છેક જ માર્ગ ચૂકવો, તદ્દન અવળે રસ્તે ચડી જવું]. ૦પત્ર ન૦ સમાચાર વગેરેની જાહેરાત માટે ભીંત પર કરાતું લખાણ —તિયું ન૦ નાની પાતળી ભીંત

**ભીંસ** સ્ત્રી૦ [સં. પિષ્ ઉપરથી] ભીંસાવું તે; દબાણ; ધક્કો. ૦વું સ૦ક્રિ૦દાબવું, પીસવું (૨) ભેટવું, ચાંપવું. —સાવવું સ૦ક્રિ૦ (પ્રેરક). —સાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

**ભુક્ત** વિ૦[સં] ખાધેલું,ભોગવેલું [ભોજન

**ભુક્તિ** સ્ત્રી૦ [સં] ભોગ, સંસારસુખ (૨)

**ભુખાળવું** વિ૦['ભૂખ' ઉપરથી] ખાઉધરું

**ભુજ** પું૦ [સં.] ખભાથી કોણી સુધીનો ભાગ (૨) હાથ (૩) બાજુ [ગ]

**ભુજંગ,(૦મ)** પું૦ [સં.] સાપ

**ભુજા** સ્ત્રી૦ [સં.] ભુજ; હાથ

**ભુટ્ટો(-ટ્ટો)** પું૦ [સં ભૃષ્ટ ઉપરથી] મકાઈ-ડોડો (૨) ગોળ વંતાક

**ભુલકણું** વિ૦ ભૂલી જવાની ટેવવાળું

**ભુલભુલામણી** સ્ત્રી૦ ભૂલા પડી જવાય તેવી અટપટી રચના

**ભુલવણ(-ણી)**સ્ત્રી૦ભુલાવવું-ભૂલવું તે;ભ્રમ

**ભુલામણું** વિ૦ ભુલકણું (૨) ભુલાવે તેવું

**ભુલાવવું** સ૦ક્રિ૦, ભુલાવું અ૦ક્રિ૦ 'ભૂલવું'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ

**ભુલાવો** પું૦ ભુલાવણી, ભ્રમ

**ભુવન** ન૦ [સં] જગત, લોક ૦ત્રય ન૦ [સં] ત્રણ લોક(સ્વર્ગ, મૃત્યુ, પાતાળ)

**ભુવર,(-ર્લોક)** પું૦ [સં.] ભૂલોક અને સૂર્ય વચ્ચેનો લોક

**ભુસાડવું** સ૦ક્રિ૦ જુઓ ભૂસાડવું

**ભુસાવવું** સ૦ક્રિ૦, **ભુસાવું** અ૦ક્રિ૦ ભૂસવું'નું પ્રેરક ને કર્મણિ
**ભુસ્કો** પું૦ [રવ૦] કૂદકો, ભૂસકો
**ભુંગળ,-ળી,-ળું** [દે મુંગલ] જુઓ 'ભૂંગળ'માં
**ભુંડ** ન૦ [દે] જુઓ ભૂંડ
**ભૂ** ન૦ (બાળભાષામાં) પાણી
**ભૂ** સ્ત્રી૦ [સ] પૃથ્વી
**ભૂકરી** સ્ત્રી૦, -રો પું૦ ભૂકો, જેરો
**ભૂકંપ** પું૦ [સ] ધરતીકંપ
**ભૂકી** સ્ત્રી૦[સ બુક્ક,પ્રા બુક્ક] બારીક ભૂકો **-કોભૂકા** પું૦બ૦વ૦ ચૂરેચૂરા
**ભૂખ** સ્ત્રી૦ [દે બુભુક્ષા (સ બુભુક્ષા)] ક્ષુધા (૨) ઇચ્છા [લા] **૦ડીબારશ(-સ)** વિ૦ (અગિયારસ પછીને દિવસે હોય તેમ) ખાઉં ખાઉં ની દાનતવાળું (૨) કંગાલ **૦લું** વિ૦ ભૂખ્યું (૨) કંગાલ તંગીમાં આવેલું **૦મરો** પું૦ ભૂખથી મરો થવો તે ભૂખથી ચીમળાવું કે મરવું પડે તે કે તેવી દશા
**ભૂખર** વિ૦ [સ ઊષર] ઊખર, વેરાન, ઉજ્જડ **-રું** વિ૦ રાખોડિયું, ફીકું
**ભૂખ્યું** વિ૦ જેને ભૂખ લાગી હોય તેવું (૨) લાલચુ (૩) ગરીબ **૦પાખ્યું** વિ૦ ભૂખ્યું સાવ ભૂખ્યું
**ભૂગર્ભવિદ્યા** સ્ત્રી૦ [સ] ભૂસ્તરવિદ્યા
**ભૂગોળ** પું૦ [સ ભૂગોલ] પૃથ્વીનો ગોળો (૨) સ્ત્રી૦ ભૂગોળવિદ્યા **૦વિદ્યા** સ્ત્રી૦ પૃથ્વીના તળ ઊપજ, પ્રાણી, લોક, કુદરતી કે રાજકીય વિભાગ, આબોહવા, વસ્તી વગેરે હકીકતનું શાસ્ત્ર **૦વેત્તા** પું૦ ભૂગોળનો ખાસ વિદ્વાન
**ભૂચર** વિ૦ [સ] પૃથ્વી ઉપર ફરનાર (૨) ન૦ પૃથ્વી પરનું પ્રાણી
**ભૂત** વિ૦ [સ] થઈ ગયેલ, વીતેલું (૨) 'થયેલું બનેલું' એ અર્થમાં સમાસને અંતે (ઉદા૦ અગમભૂત પ્રાણભૂત) (૩) ન૦ પંચમહાભૂતોમાંનું એક (૪) પ્રાણી (૫) પ્રેત, પિશાચ(૬)ભૂતની જેમ પાછળ ફરનાર માણસ (બાતમીદાર ઇ૦) (૭) વહેમ ધૂન **૦કાલ(-ળ)** પું૦ ગયેલો વખત(૨)ક્રિ૦નો ભૂતકાળ[વ્યા] **૦કાલીન** વિ૦ ભૂતકાળનું,-ને લગતું **૦કૃદંત** ન૦ ભૂતકાળના અર્થનું કૃદંત [વ્યા] **૦દયા** સ્ત્રી૦ [સ] સર્વ જીવો પ્રત્યેની દયા, જીવદયા **૦પતિ** પું૦ [સ] શિવ, મહાદેવ **૦પલીત** ન૦ પ્રેત(૨) બેડોળ માણસ **૦પૂર્વ** વિ૦ [સ] પહેલાં થયેલું(૨) માજી **૦પ્રેત** ન૦ ભૂત પિશાચ **૦ભાવન** વિ૦ [સ] પ્રાણીઓને સર્જનાર, પાળનાર. **૦બલિ** [સ],**૦બળિ** પું૦ પ્રાણીઓને નિત્ય આપવાનો બલિ **૦ભાઈ** પું૦ બનારાત ઉદ૦ ભૂતભાઈ જાણે **૦યજ્ઞ** પું૦ [સ] પાંચ યજ્ઞોમાંનો એક ભૂતબલિ **૦યોનિ** સ્ત્રી૦ [સ] ભૂતપ્રેતની જાતિ(૨)ભૂતમાત્રનું ઉત્પત્તિસ્થાન **૦વિદ્યા** સ્ત્રી૦ [સ] પ્રેત વિષેની વિદ્યા
**ભૂતલ** [સ] **-ળ** ન૦ પૃથ્વીની સપાટી **૦વિદ્યા** સ્ત્રી૦ ભૂતળની ભૌતિક સ્થિતિ સંબંધી વિદ્યા [ટોળું
**ભૂતાવળ(-ળી)** સ્ત્રી૦[સ ભૂતાવલિ] ભૂતોનું
**ભૂતિ** સ્ત્રી૦ [સ] ભસ્મ, સમૃદ્ધિ કલ્યાણ
**ભૂદાન** ન૦ ભૂમિદાન
**ભૂદેવ** પું૦ [સ] બ્રાહ્મણ, ભૂસુર
**ભૂધર** પું૦ [સ] પર્વત (૨) રાજા (૩) નાગ (૪) કૃષ્ણ (૫) શિવ
**ભૂપ** પું૦ [સ] રાજા **૦તિ, -પાલ** [સ], **-પાળ** પું૦ રાજા
**ભૂપૃષ્ઠ** ન૦ [સ] જુઓ ભૂતલ
**ભૂમધ્યરેખા(-ષા)** સ્ત્રી૦ [સ] વિષુવવૃત્ત
**ભૂમધ્યસમુદ્ર** પું૦ [સ] યુરોપ અમેરિકા વચ્ચેનો સમુદ્ર
**ભૂમંડલ** [સ] **-ળ** ન૦ આખી પૃથ્વી
**ભૂમિ** સ્ત્રી૦ [સ] પૃથ્વી (૨) જમીન(૩) દેશ પ્રદેશ **૦કા** સ્ત્રી૦ [સ] જમીન (૨) સ્થળ (૩) પાયરી (૪) મૂળ, ઊગમ (૫) નાટકનું પાત્ર કે તેનો ભાગ કે શણગાર (૬) પ્રસ્તાવના **૦ગત** વિ૦ ભૂમિમાં રહેલું-દાટેલું

ભૂમિતિ સ્ત્રી० [સં] રેખાગણિત
ભૂમિદાન ન० [સં] ભૂમિનું દાન કરવું તે
ભૂમિદાહ પું० (શબને) દફન કરવું તે
ભૂમિશય્યા સ્ત્રી० [સં] જમીન ઉપર (કશું પાથર્યા વિના) સૂવું તે
ભૂમી સ્ત્રી० [સં] જુઓ ભૂમિ
ભૂર વિ० મૂર્ખ (૨) લુચ્ચું
ભૂર વિ० [જુઓ ભૂરિ] ઘણું વધારે
ભૂરકી સ્ત્રી० ભસ્મ (૨) જાદુમંત્ર (૩) મોહિની [લાચ [લા]
ભૂરશી સ્ત્રી० બાધી રકમની દક્ષિણા (૨)
ભૂરાકોળું ન० જુઓ ભૂરુંકોળું
ભૂરાઈ,-શ સ્ત્રી० ભૂરાપણું
ભૂરિ વિ० [સં] ભૂર, ખૂબ, પુષ્કળ
ભૂરિયું વિ० આસમાની રંગનું (૨) ગોરું
ભૂરું વિ०જુઓ ભૂરિયું ०કોળું ન०કટાણું, કોળાના જેવું ધોળું ફળ
ભૂર્જ ન० [સં] એક વૃક્ષ ०પત્ર ન० કાગળ તરીકે વપરાતી ભૂર્જની છાલ
ભૂર્લોક પું० [સં] ભૂલોક
ભૂલ સ્ત્રી० [પ્રા भुल्ल] ચૂક, ખામી, ગફલત (૨) છેતરાવું તે (૩) વિસ્મૃતિ (૪) ગેરસમજ ०ચૂક સ્ત્રી० ભૂલ [**ભૂલચૂક લેવીદેવી**=ભૂલચૂક જ્યારે નજરે પડે ત્યારે એકબીજાને મજરે આપવી] ०થાપ સ્ત્રી० ભૂલ, ગફલત (૨) છેતરામણ ०વવું સ० ક્રિ० ભૂલમાં નાખવું, ભૂલ પાડવી, ભુલાવવું ०વું અ०ક્રિ० ભૂલ કરવી -લું વિ० ભૂલેલું (૨) આડે રસ્તે ચડેલું (૩) ભુલકણું
ભૂલોક પું० [સં] મૃત્યુલોક, પૃથ્વી
ભૂવેરો પું० પાણીથી પડેલો ઊંડો ખાડો
ભૂવો [પ્રા भूअवाद (સં भूतवादिन्)] ભૂત કાઢનાર [એક છોવડો
ભૂશો પું० [પ્રા भूअ (સં भूत)=જડ]
ભૂશિર સ્ત્રી० [સં] દરિયામાં ગયેલી જમીનની લાંબી પટી
ભૂષણ ન० શોભા(૨)ઘરેણું [ગારેલું
ભૂષા સ્ત્રી०[સં]ભૂષણ -ષિત વિ०[સં]શણ-
ભૂસકો પું० કૂદકો, ઉપરથી નીચે પડવું તે
ભૂંસવું સ०ક્રિ०[પ્રા पुछ (સં प्रोञ्छ)] ભૂંસી દેવું, ભૂસવું
ભૂસું ન० [સં પ્રા बुस] ચૂલું (૨) ચવાણાનું એક મિશ્રણ [०ભરવું=નકામી માહિતી (મગજમાં) ભરવી ०ભરાવું=તોર ચડવો (૨) ખોટો વહેમ ભરાવો (મગજમાં) **માથામાં ભૂસું ભર્યું છે!**=જરાય સમજણ કે યાદશક્તિ નથી]
ભૂસ્તરવિદ્યા સ્ત્રી० ભૂસ્તરશાસ્ત્ર ન० પૃથ્વીના પડ સંબંધી વિદ્યા
ભૂંકવું અ०ક્રિ० [પ્રા भुक्क (સં. बुक्क)] ગધેડાનું ભોંભોં કરવું (ભૂંકાવવું)
ભૂંગરા પું० બ०વ० ભૂંજેલા ઘઉં ચણા વગેરે
ભૂંગરેટ સ્ત્રી० ['ભૂંજવું' પરથી] ગરમ રાખ
ભૂંગળ સ્ત્રી० ગજ, બારણું બંધ રાખવાનો લાંબો આગળો
ભૂંગળ સ્ત્રી० [દે भुंगल] એક વાજિંત્ર. ०ભટિયું ન० ટીપણું (૨) લાંબું લખાણ ०ભટિયો પું० હાથ જોનાર બ્રાહ્મણ -ળિયો પું० ભૂંગળ વગાડનાર -ળી સ્ત્રી० પોલી નળી (૨) ફૂંકણી (૩) ભૂંગળી (૪) દરદીને તપાસવાની ડાક્ટરની નળી -ળું ન० નળાકાર કોઈ પણ ઘાટ (૨) નળાકાર ધુમાડિયું
ભૂંજર સ્ત્રી० ભૂંડણ ને તેનાં બચ્ચાં (૨) નાનાં છોકરાનું ધાડું ०વાડ સ્ત્રી०, ०વાડો પું० જુઓ ભૂંજર (૨) ગંદવાડ [લા]
ભૂંજવું સ०ક્રિ० [સર० દે भुज्जि=ભૂંજેલું ધાન] શેકવું (ભૂંજાવવું, ભૂંજાવું)
ભૂંડ,०ડું ન० [દે भुंड] ડુક્કર, સૂવર ०ણ (-ણી) સ્ત્રી० ભૂંડની માદા
ભૂંડાઈ સ્ત્રી० ભૂંડાપણું (૨) અણબનાવ. -પો પું० ભૂંડાપણું (૨) ભૂંડાપણાનું કલંક -શ સ્ત્રી० જુઓ ભૂંડાઈ
ભૂંડું વિ० ખરાબ (૨) દ્વેષી (૩) બીભત્સ
ભૂંસવું સ०ક્રિ० ભૂંસવું, કાઢી નાખવું (ભૂંસાવવું, ભૂંસાવું)
ભૃકુટિ(-ટી) સ્ત્રી० [સં] ભમ્મર

ભૃગુ પું૦ [સં] એક ઋષિ (૨) શુક્ર (૩) જમદગ્નિ (૪) પર્વતનું શિખર. ૦પાત પું૦ ઊંચેથી પડતું મૂકી આપઘાત કરવો. ૦લાંછન પું૦ કૃષ્ણ

ભૃત્ય પું૦ [સં.] નોકર [ભમરી

ભૃંગ પું૦ [સં.] ભમરો. –ગી સ્ત્રી૦ [સં.]

ભેં (ભે) પું૦ [સં. ભય] જુઓ ભય (૨) જોખમ. ૦કાર વિ૦ ભયંકર; બેકાર [૫]

ભેખ પું૦; સ્ત્રી૦ જુઓ વેષ (૨) સંન્યાસનો વેષ; સંન્યાસની દીક્ષા [ખૂણો; કરાડ

ભેખ(૦ડ) સ્ત્રી૦ ટેકું (૨) ઝૂમનો ટેકરાનો

ભેખધારી વિ૦ ભેખ ધારણ કરનાર

ભેગ પું૦ મિશ્રણ. –ગું એકઠું; સાથે (૨) મિશ્ર

ભેચો પું૦ જુઓ ભેચો

ભેજ પું૦ ['ભીજવું' ઉપરથી] ભીનાશ. ૦ચાડ્ડી વિ૦ ભેજ ચૂસી લે તેવું. ૦દ્રવી વિ૦ હવામાંથી ભેજ ચૂસી દ્રાવણ બની જનારું

ભેજવું સ૦ક્રિ૦ [હિં. भेजना] મોકલવું

ભેજાગેબ (ગે) વિ૦ ગેબ થયેલા ભેજાવાળું; ચસકેલું

ભેજું ન૦ [હિં. भेजा] મગજ

ભેટ સ્ત્રી૦ [દે. भिट्ट, भिट्टा] મેળાપ, મુલાકાત (૨) બક્ષિસ (૩) કમરે તાણી બાંધેલું કપડું. ૦વું સ૦ક્રિ૦ આલિંગન આપવું (૨) મુલાકાત થવી (૩) લડવા માટે ભેગા થવું. –ટો પું૦ મેળાપ (૨) આલિંગન [કાળ

ભેડ ન૦ [સં.] ઘેટું. –ડિયો પું૦ વરુ; ભેડનો

ભેણું (ભેં) ન૦ [પ્રા. भायण (સં. भाजन)] ઘી તાવવાનું માટીનું વાસણ

ભેદ પું૦ [સં.] તફાવત; જુદાપણું (૨) વર્ગ; વિભાગ; પ્રકાર (૩) છાની વાત (૪) છળભેદ (૫) ફૂટ પાડવી તે (૬) ચીરો; બાકું. ૦ક વિ૦ [સં] ભેદનારું (૨) રેચક. ૦દૃષ્ટિ સ્ત્રી૦ [સં.] ભેદભાવ; જુદાપણું. ૦ન ન૦ [સં.] ભેદવું તે. ૦બુદ્ધિ સ્ત્રી૦ [સં] જુઓ ભેદદૃષ્ટિ. ૦ભાવ પું૦ જુદાપણું; અંતર (૨) કપટ. ૦વું સ૦ક્રિ૦ છેદ પાડવો, તોડવું. –દી [સં] રહસ્યમય; ફાટ. –દુ પું૦ ભેદ–રહસ્ય જાણનાર (૨) જાસૂસ (૩) ફૂટ પડાવનાર. –દ્ય વિ૦ [સં.] ભેદી શકાય તેવું (૨) ભેદવા યોગ્ય

ભેર સ્ત્રી૦ ['ભેરુ' ઉપરથી] મદદ; વહાર

ભેર સ્ત્રી૦ [સં.] ભેરી

–ભેર (ભે) [પ્રા. भरिम (સં. भृत, भरित)] શબ્દને લાગતાં '–તે સાથે, સહિત' એ અર્થનું અ૦ બનાવે. ઉદા૦ હોંસભેર. કેટલીક જગાએ 'માત્ર તે સાથે' એવો અર્થ પણ થાય છે. ઉદા૦ પોતિયાભેર

ભેરવ (ભે) વિ૦ [પ્રા. भेरव (સં. भैरव)] ભૈરવ સંબંધી (૨) ભયંકર (૩) પું૦ શિવનું એક સ્વરૂપ. ૦જપ પું૦ [સં. झंपा = કૂદકો] મોક્ષ માટે જપ કરતાં કરતાં પર્વત ઉપરથી પડતું મૂકવું તે

ભેરવવું સ૦ક્રિ૦ ભરાવવું; વળગાડવું (૨) ભભેરવું; ભમાવવું

ભેરવાવું અ૦ક્રિ૦ 'ભેરવવું'નું કર્મણિ (૨) ગૂંચવાઈ જવું; સંડોવાવું

ભેરિ(–રી) સ્ત્રી૦ [સં.] નોબત; નગારું; ભેર

ભેરુ પું૦ સાથી; મિત્ર

ભેલાડ પું૦ [સં. भेल्लू ઉપરથી] બગાડ; નુકસાન. ૦વું સ૦ક્રિ૦ બગાડવું; વણસાડવું

ભેળ પું૦ [સં. भेलन् ઉપરથી] મિશ્રણ (૨) ભેલાડ; બગાડ (૩) ભંગાણ; લૂટ (૪) સ્ત્રી૦ એક ચવાણું (મુંબઈ). ૦વણ ન૦, ૦વણી સ્ત્રી૦ મેળવણી; મિશ્રણ. ૦વવું સ૦ક્રિ૦ મેળવવું; મિશ્ર કરવું (૨) સામેલ કરવું. ૦વું સ૦ક્રિ૦ સામેલ રાખવું (૨) મેળવવું; મિશ્રિત કરવું (૩) ભેળવવું. ૦સેળ વિ૦ એકઠું; મિશ્રિત (૨) સ્ત્રી૦ મિશ્રણ. ૦સેળિયું વિ૦ ભેળસેળવાળું. –ળાડ, –ળાડવું જુઓ 'ભેલાડ'માં. –ળું વિ૦ (૨) અ૦ ભેગું; સાથે

ભેં (ભેં૦) ન૦ (૨) અ૦ [રવ૦] રડવાનો અવાજ. ૦કડો પું૦ લાંબે સાદે રડવું તે (૨) તેનો સાદ. ૦કવું અ૦ક્રિ૦ ભેંકડો મૂકવો; ભેં ભેં કરવું. ૦કાર પું૦ ભેંકડો

ભેંકાર (ભેં૦) વિ૦+[જુઓ ભેકાર] ભયંકર

**ભેચો** (ભેં૦) પું૦ છૂંદાયેલો લોચો, માસનો લોચો (૨) છૂંદાયેલી વસ્તુ (૩) કસ, દમ [લા]

**ભેંશ(-સ)** (ભેં૦) સ્ત્રી૦ [સ महिषी, प्रा. महिसी] દૂધ દેનારું એક ઢોર, ડોબું. **-આસુર** પું૦ ભયંકર માણસ (૨) પાડાના આકારનો એક રાક્ષસ, મહિષાસુર. **-આસૂર** પું૦ ભેંસ જેવો જાડો સુર

**ભેસો** (ભેં૦) પું૦ [જુઓ ભીંસ] દબાણ, પડખાથી જોર દેવું તે

**ભૈડ** સ્ત્રી૦ [ ભીડવું' ઉપરથી ] મોસની વરત અને ઝૂંસરાના દોરડાને સાંધવાની લાકડાની મેખ [૦ની કળી જવી, ૦વેરાઈ જવી=ઓપાણું બહાર પડી જવું]

**ભૈયો** પું૦ [प्रा भाइअ (स भ्रातृ)] ભાઈ (૨) ઉત્તર હિંદનો વતની

**ભૈરવ** વિ૦(૨)પું૦[સ]જુઓ ભેરવ ૦**ઘાટી** સ્ત્રી૦ ઊંચા શિખરની ભયંકર કરાડનું સ્થાન ૦જપ પું૦જુઓ ભેરવજપ **-વી** વિ૦ સ્ત્રી૦ [સ] ભયંકર (૨) સ્ત્રી૦ દુર્ગા

**ભોઈ** પું૦ [दे भोई=મુખી નાયક]પાલખી ઉપાડવાનો ધંધો કરનાર

**ભોક** પું૦['ભોકવું' ઉપરથી]જુઓ ભોંક ૦વું સ૦ક્રિ૦ [સ भूक=છિદ્ર] ઘોંચવું, ભોંકવું

**ભોક્તા** પું૦ [સ] ભોગવનાર

**ભોગ** પું૦ [સ] ભોગવવું તે (૨) ભોગવવાની સામગ્રી (૩) દેવને ધરાવવાનો પ્રસાદ (૪) માઠી દશા (૫) બલિદાન. ૦જોગે અ૦ દૈવયોગે, સંજોગવશાત્, કદાચ ૦ભૂમિ સ્ત્રી૦(કર્મભૂમિથી ઊલટી) જ્યાં નવો પુરુષાર્થ નથી થઈ શકતો, પણ જૂના પુરુષાર્થના ફળ જ ભોગવવાના હોય છે, તેવી સ્વર્ગ વગેરે જગા ૦વટો પું૦ ઉપયોગ, માલિકી ૦વવું ઉપભોગ કરવો(૨)સહન કરવું. ૦વિલાસ પું૦ અમનચમન

**ભોગળ** સ્ત્રી૦ જુઓ ભૂંગળ ન ૧

**ભોગિયો** પું૦ ભોગી પુરુષ, ભોગવનાર

**ભોગી** વિ૦ [સ] ભોગવનાર (૨) પું૦ ભોગિયો (૩)આશક, પ્રીતમ (૪) ભમરો (૫) સાપ **-ગીંદ્ર** પું૦ [સ] શેષનાગ

**ભોગ્ય** વિ૦ [સ] ભોગવવા લાયક (૨) ન૦ ધન, પૂંજી

**ભોજ** પું૦ [સ] યાદવોની એક જાતનો માણસ (૨)એક દાનવીર પ્રાચીન રાજા

**ભોજક** પું૦ [સ] ભોગવનાર (૨) જૈન મંદિરનો ગવૈયો

**ભોજન** ન૦ [સ] જમણ ૦ગૃહ,**-નાલય** ન૦, ૦શાલા(-ળા) સ્ત્રી૦ જમવાનું સ્થાન (૨) વીશી

**ભોજપત્ર** જુઓ ભૂર્જપત્ર

**ભોજપુરી** સ્ત્રી૦ [હિં] બિહારના એક ભાગની બોલી

**ભોજાઈ** સ્ત્રી૦ [दे भाउज्जा] ભાભી

**-ભોજી** વિ૦ [સ] ખાનાર (સમાસમાં છેડે) ઉદા૦ 'માંસભોજી'

**ભોજ્ય** વિ૦ [સ] ખાવા કે ભોગવવા લાયક (૨) ન૦ ખાવા કે ભોગવવાની વસ્તુ

**ભોટ** વિ૦ પું૦ મૂઢ, બેવકૂફ

**ભોટવો** પું૦ માટીનો ચરુ

**ભોટીલું** ન૦ કુરકુરિયું [ભોંઠપ'માં

**ભોઠપ** સ્ત્રી૦, **ભોઠામણ** ન૦ જુઓ

**ભોઠું** (ભોં) વિ૦ જુઓ ભોંઠું

**ભોડ** વિ૦ [प्रा पाढ (स प्रौढ)] પાકવા પર આવેલી - સાખ જેવી (આમલી)

**ભોડું** ન૦[द बोड=મૂંડેલું માથું (स मुंड)] માથું [વગેરેનો)

**ભોથું** ન૦ મૂળિયાંનો ઝૂંડો (દાભ, શેરડી

**ભોદો** પું૦ પેટ (તિરસ્કારમાં)

**ભોપાળું** ન૦ પોલ, પોકળ (૨) ઢોંગ

**ભોપો** વિ૦ પું૦ બેવકૂફ, મૂર્ખ [૩, ૪

**ભોમ** પું૦ [प्रा (स भौम)] જુઓ ભૌમ

**ભોમ(૦કા)** સ્ત્રી૦ ભૂમિ

**ભોમવાર** પું૦ મંગળવાર

**ભોમિયણ** સ્ત્રી૦ જાણકાર સ્ત્રી

**ભોમિયું** વિ૦ જાણકાર **-યો** પું૦ જાણકાર માણસ (૨) વાટ બતાવનાર

**ભોર** પું૦, સ્ત્રી૦ પરોઢિયું

**ભોર** (ભો) પું૦ ઘાસના પૂળાથી ભરેલું ગાડું (૨) ગાડું ભરાય તેટલો જથ્થો. ઉદા૰ ભોર લાકડાં

**ભોરિંગ** પું૦ મોટો નાગ [જાડું ભોથ

**ભોલ** વિ૦ [द पोल] પોલું, ફૂલેલું ઉદા૰

**ભોલુ** પું૦ વાદળો

**ભોળપ** સ્ત્રી૦, ૦ણ નં૦ ભોળાપણું

**ભોળવવું** સ૦ક્રિ૦ ભરમાવવું

**ભોળાઈ** સ્ત્રી૦ ભોળાપણું

**ભોળાનાથ, ભોળાશંકર** પું૦ મહાદેવ

**ભોળિયું** વિ૦ ભોળું

**ભોળું** વિ૦ [द भाल] કપટમાં ન સમજે તેવું, સાલસ ૦ભટ, ૦ભટાક, ૦ભાભું વિ૦ સાવ ભોળું

**ભોં** (ભોં૦) સ્ત્રી૦ [स भूमि] ભોંય

**ભોંક** (ભોં૦) નં૦ [જુઓ ભોક] છિદ્ર, કાણું (૨)ભોંકાવાની અસર ૦વું સ૦ક્રિ૦ભોંકવું

**ભોંઠપ** (ભોં૦) સ્ત્રી૦, **ભોંઠામણ** (ભોં૦)નં૦ શરમ, શરમિંદાપણું; નીચાજોણું [વાળું

**ભોંઠું** (ભોં૦)વિ૦[प्रा गट्ठ (स भ्रष्ट)] ભોંઠપ-

**ભોંભ્રિયું** (ભોં૦) નં૦ [રવ૦] ભાખું

**ભોંય** (ભોં૦) સ્ત્રી૦ [स भूमि] જમીન (૨) નવી ચામડી, રૂઝ [ના] ૦તળિયું નં૦ ઘરનો છેક નીચેનો ભાગ ૦રસો પું૦ લીંપણના પોપડાનો રસ ૦રું નં૦ જમીનની અંદર કરેલું ઘર (૨) ભોંયની અંદર કરેલો રસ્તો ૦શિં(–શીં,–સિં, –સી)ગ સ્ત્રી૦ મગફળી

**ભૌગોલિક** વિ૦ [स] ભૂગોળ સંબંધી

**ભૌતિક** વિ૦ [स] પંચમહાભૂત સંબંધી–તેમનું બનેલું સ્થૂળ જડ (૨) ભૂતયોનિ સંબંધી ૦વિદ્યા સ્ત્રી૦ [स] ભૂતપ્રેત સંબંધી વિદ્યા (૨) ભૌતિકશાસ્ત્ર ૦શાસ્ત્ર નં૦ ભૌતિક પદાર્થોને લગતું શાસ્ત્ર, 'ફિઝીક્સ'

**ભૌમ** વિ૦ [स] પૃથ્વી સંબંધી (૨) મંગળનું (૩) પું૦ મંગળગ્રહ (૪) મંગળવાર (૫) સાટોડીનો છોડ ૦વા(૦સ)ર પું૦ [स] મંગળવાર

**ભ્રમ** પું૦ [स] સંદેહ (૨) ભ્રાન્તિ (૩) ગોળ ફરવું તે ૦ણ નં૦ [सं] ફરવું–રખડવું તે (૨) જુઓ ભ્રમ ૦ણા સ્ત્રી૦ ભ્રમ, ભ્રાંતિ

**ભ્રમર** પું૦ [स] ભમરો

**ભ્રમિત** વિ૦ [स] ભ્રમ પામેલું, ભ્રમમાં પડેલું

**ભ્રષ્ટ** વિ૦ [स] ઊંચેથી પડેલું (૨) પાપી, દુરાચારી (૩) અપવિત્ર થયેલું ૦તા સ્ત્રી૦. **–ષ્ટાચાર** પું૦ [+आचार] દુરાચાર પાપ

**ભ્રંશ**(–મ્શ) પું૦ [स] નીચે પડવું તે, અધઃપાત

**ભ્રાત**(–તા) [स] પું૦ ભાઈ **–તૃજાયા** સ્ત્રી૦ [स] ભાભી **–તૃતા** સ્ત્રી૦, **–તૃત્વ** નં૦ [स] **–તૃભાવ** પું૦ ભાઈચારો

**ભ્રામક** વિ૦ [स] ભ્રમમાં નાખે એવું

**ભ્રાંત** વિ૦ [स] ભ્રમિત, ભ્રાંતિવાળું **–ત** (–તિ) સ્ત્રી૦ [स भ्रान्ति] ભ્રમ, મોહ, ખોટો ખ્યાલ, ખોટું જ્ઞાન (૨) શક, અંદેશો **–તિકર** [स], **–તિકારક** વિ૦ ભ્રાંતિ ઉપજાવનારું [ભવું, ભમ્મર

**ભ્રૂ** સ્ત્રી૦, નં૦, ૦કુટિ(–ટી) સ્ત્રી૦ [स]

**ભ્રૂણ** પું૦ [स] કાચો ગર્ભ ૦હત્યા સ્ત્રી૦ [स] ગર્ભની હત્યા, ગર્ભપાત કે ગર્ભનાશ કરવો તે (એક મહાપાપ)

**ભ્રૂભંગ, ભ્રૂવિકાર** પું૦ [स] ભવાં ચડાવવાં તે

# મ

**મ** પું૦ [સ] પ વર્ગનો અનુનાસિક

**મ** પું૦ સંગીતના મધ્યમ સ્વરનો સંકેત

**મ** અ૦ [ના (સ મા)] મા, નહિ

**મઉ** વિ૦ [દ મઉઅ] ઘણા દિવસનું ભૂખ્યું, ભૂખથી ટળવળતું (૨) પોચું (૩) કંજૂસ (૪) પું૦ ભૂખ્યા અને દુ:ખી લોકોનું ટોળું

**મકદૂર** સ્ત્રી૦[અ]જુઓ મગદૂર [મનસ્વી

**મકનું** વિ૦ [સ મનાક્ષ – હાથણી] મસ્ત,

**મકબરો** પું૦ [અ] કબરસ્તાન (૨) રોજો

**મકર** પું૦ [સ] મગરમચ્છ (૨) જુઓ મગર પું૦ (૩) દશમી રાશિ

**મકરફેદી** સ્ત્રી૦ ચરબી, તોફાન

**મકરકેતુ, મકરધ્વજ** પું૦ [સ] કામદેવ

**મકરરાશિ** સ્ત્રી૦ મકર, દશમી રાશિ

**મકરસંક્રાંતિ** સ્ત્રી૦ સૂર્યનું મકર રાશિમાં જવું તે, ઉત્તરાયણ

**મકરંદ** પું૦ [સ] ફૂલનું મધ (૨) ફૂલની રજ (૩) ભમરો (૪) કોકિલ

**મકરાણી** પું૦ સિંધની વાયવ્યે આવેલા મકરાણ દેશનો રહેનારી

**મકલાવું** અ૦ક્રિ૦ મલકાવું સ્મિત કરવું

**મકસદ** સ્ત્રી૦ [અ] મુરાદ, ધારણા

**મકાઈ** સ્ત્રી૦, પું૦ એક અનાજ **૦ડોડો,** **૦દોડો** પું૦ મકાઈનો ડોડો

**મકાન** ન૦ [અ] ઘર, ઇમારત

**મકોડી** સ્ત્રી૦, **–ડો** પું૦ [દે મક્કોડ] જુઓ 'મંકોડી'માં

**મક્કમ** વિ૦ [અ મુહ્કમ] દૃઢ **૦તા** સ્ત્રી૦

**મક્કા** ન૦ [અ] એક નગર, મહંમદ પેગંબરનું જન્મસ્થાન (અરબસ્તાનમાં)

**મક્ષિ(–ક્ષી)કા** સ્ત્રી૦ [સ] માખ

**મખ** પું૦ [સ] યજ્ઞ [રેશમી કાપડ

**મખમલ** ન૦, સ્ત્રી૦ [અ] એક જાતનું

**મખાંતર** ન૦[સ મિષાંતર] નિમિત્ત, બહાનું

**મખ્ખીચૂસ** વિ૦ [હિં] કંજૂસ

**મગ** પું૦ [પ્રા મુગ્ગ (સ મુદ્ગ)] એક કઠોળ [૦નું નામ મરી (ન દેવું, પાડવું) = બોલવું નહિ (યુક્તિ ખાતર કે કંઈ રહસ્યથી) (મોમાં) મગ ઓરવા, ભરવા = (બોલવું ઘટે છતાં) ન બોલવું]

**મગ** પું૦ [પ્રા મગ્ગ (સ માર્ગ)] માર્ગ [૫] (૨) સ્ત્રી૦ બાજુ, તરફ (૩) અ૦ ભણી, તરફ [લોટની એક મીઠાઈ

**મગજ** પું૦ [સ મુદ્ગ = મગ] ચણાના

**મગજ** ન૦ [ફા મગ્ઝ] ખોપરીની અંદરનો નરમ ભાગ ભેજું (૨) પું૦ ફળની મીંજ **૦મારી** સ્ત્રી૦ માથાફોડ

**મગજી** સ્ત્રી૦ જુઓ મુગજી

**મગતરું** ન૦ મચ્છર, ગંસ

**મગતું** વિ૦ મોકળું, પહોળું, ઘૂંઘરાવાળું

**મગદળ** પું૦ મગના લોટનો લાડુ

**મગદળ** ન૦[સ મુદ્ગર] મગદળિયો **–ળિયો** પું૦ કસરત માટે હાથથી ફેરવવાની લાકડાની બનાવટ [હિંમત

**મગદૂર** સ્ત્રી૦ [જુઓ મકદૂર] તાકાત (૨)

**મગન** વિ૦ [જુઓ મગ્ન] રાજી

**મગન** પું૦ [પ્રા મગ્ગ (સ માર્ગ)] માગ, મગા

**મગફળી** સ્ત્રી૦ તેલી બીની એક શીંગ, ભોંયશીંગ [મણકાની માળા

**મગમાળા** સ્ત્રી૦ મગ જેવડા સોનાના

**મગર** અ૦ [ફા] પરંતુ

**મગર** પું૦ [પ્રા (સ મકર)] એક જલચર પ્રાણી **૦મચ્છ** પું૦ એક જાતનો મોટો મચ્છ – માછલું **૦મસ્ત** વિ૦ હૃષ્ટપુષ્ટ, જોરાવર **–ણી** સ્ત્રી૦ મગરની માદા

**મગરૂબ** વિ૦ મગરૂર, અભિમાની **–બી** સ્ત્રી૦ અભિમાન **–ર** વિ૦ [અ] અભિમાની **–રી** સ્ત્રી૦ અભિમાન

**મગા** સ્ત્રી૦ [પ્રા મગ્ગ (સ માર્ગ)] જગા

**મગાવવું** સ૦ક્રિ૦, 'માગવું'નું પ્રેરક (૨) મંગાવવું

**મગાવું** અ૦ક્રિ૦ 'માગવું'નું કર્મણિ

**મગિયું** વિ૰ ['મગ' ઉપરથી] મગ જેવડું (૨)ન૰સીંગોનું એક જાતનું સુતરાઉ લૂગડું
**મગિયો** પું૰ એક જાતનો પથ્થર
**મગ્ન** વિ૰ [સં] તલ્લીન, ગરક થયેલું (૨) મગન, રાજી [ફેલાવવી, મહેકવું
**મઘમઘવું** અ૰ક્રિ૰ [પ્રા મઘમઘ] ખુશબો
**મઘમઘાટ** પું૰ મઘમઘવું તે
**મઘવા** પું૰ [સં] ઇંદ્ર
**મઘા** સ્ત્રી૰ [સં] દસમું નક્ષત્ર
**મચક** સ્ત્રી૰ પાછું હઠવું-ડગવું તે
**મચકારવું** સ૰ક્રિ૰ જુઓ મીચકારવું
**મચકારો** પું૰ ['મચકારવું' ઉપરથી] આંખ મીચવી (ઉઘાડવી) તે
**મચકો** પું૰ [પ્રા મચ્ચ્ (સં મદ્)=ગર્વ કરવો ઉપરથી] લચકો, લહેકો
**મચકોડ** પું૰ [જુઓ મચકો] ઠેકો, હડસેલો (૨) તિરસ્કાર (૩) સ્ત્રી૰ મચકોડાવું; અમળાવું ૰વું સ૰ક્રિ૰ મરડવું, આમળવું –ડાવું અ૰ક્રિ૰ (કર્મણિ)
**મચડવું** સ૰ક્રિ૰ [પ્રા ચડ્ડ=મસળવું કે દે ચાડ (ચીમળાવું)] મરડવું, આમળવું (૨) મસળવું (મચડાવું)
**મચમચાવવું** સ૰ક્રિ૰ મચમચાવવું
**મચવું** અ૰ક્રિ૰ [સં મસ્જ્, પ્રા મચ્ચ] સમાઈ જવું (૨) તલ્લીન થઈ જવું, મંડવું(૩)જામવું, જોસમાં આવવું (જેમ કે તોફાન) [મચકોડવું, મરડવું
**મચે(–ચો)ડવું** સ૰ ક્રિ૰ [જુઓ મચડવું]
**મચ્છ** પું૰, ન૰ [સં] માછલું(૨) મેરુધનુષ (૩) જુઓ મત્સ્યાવતાર
**મચ્છર** પું૰ [સં મત્સર] ડાંસ (૨) મત્સર, ગુમાન ૰દાની સ્ત્રી૰ મચ્છરને અટકાવવા કરાતી જાળીદાર કાપડની બનાવટ
**મચ્છી** સ્ત્રી૰ માછલી ૰બજાર ન૰ માછલીઓનું બજાર (૨) ખૂબ કોલાહલવાળું સ્થાન [લા] ૰માર પું૰ માછી
**મચ્છુ** ન૰ મગતરું ડાંસ
**મછવો** પું૰ [સં મત્સ્યવાહ] હોડી
**મજ** સ૰ [જુઓ મુજ] મારું [પ]

**મજકૂર** વિ૰[અ] સદર, આગળ જણાવેલું (૨) પું૰ હેવાલ, બીના, હકીકત
**મજદૂર** પું૰ [ફા] જુઓ મજૂર
**મજનૂ** વિ૰ [અ મજ્નૂન] પ્રેમઘેલું (૨) પું૰ ફારસી સાહિત્યમાં આવતો એક પ્રખ્યાત પ્રેમઘેલો માણસ
**મજબૂત** વિ૰ [અ] દૃઢ, હાલે નહિ તેવું(૨) સબળું, શક્તિવાળું (૩) સજ્જડ, સકસ (૪) નક્કર સહેજે તૂટે નહી તેવું –તી સ્ત્રી૰ મજબૂતપણું
**મજબૂર** વિ૰ [અ] નિરુપાય, લાચાર
**મજમુ(–મૂ)** વિ૰ [અ મજ્મૂઅ] મજિયારું ૰દાર પું૰ પરગણાનો હિસાબ રાખનારો અમલદાર,હિસાબ તપાસનાર(૨)ભાગીદાર
**મજરે** અ૰ [અ મુજ્રા] પેટે, સાટે
**મજરો** પું૰ [અ મુજ્રા] સલામ (૨) બદલો
**મજલ** સ્ત્રી૰ [અ મન્ઝિલ] એક દિવસની મુસાફરી જેટલું અંતર (૨) મજલ પૂરી થાય તે ઠેકાણું મુકામ(૩)મુસાફરી,ટપ્પો
**મજલિસ** સ્ત્રી૰ મિજલસ(૨)સભા,મંડળી
**મજલો** પું૰ [અ મન્ઝિલ] માળ, મેડો
**મજહબ** પું૰ [અ] ધર્મ, પંથ –બી વિ૰ મજહબનું કે તેને લગતું
**મજા** સ્ત્રી૰ [ફા] આનંદ, લહેર [ખોર
**મજાક** સ્ત્રી૰[અ]મશ્કરી –કી વિ૰ મશ્કરી
**મજાગરું** ન૰ [જુઓ મિજાગરું] બારણું
**મજાનું** વિ૰આનંદ પડે એવું મનોહર,ખાસું
**મજાલ** સ્ત્રી૰ [અ] મગદૂર
**મજિયારું** વિ૰ [દે મ ઞ્ઞાર] સહિયારું, પતિયાળું (૨) ન૰ ભાગિયાભાગ, ભાગીદારી –રો પું૰ સંયુક્ત વહીવટ
**મજીઠ** સ્ત્રી૰ [સં મઞ્જિષ્ઠા, પ્રા મઞ્જિટ્ઠા] એક વનસ્પતિ –ઠિયું વિ૰ મજીઠના રંગનું, પાકા લાલ રંગનું
**મજૂર** પું૰ [ફા મઝ્દૂર] રોજિંદા દામ લઈ મહેનત કરનાર, શ્રમજીવી ૰ણ સ્ત્રી૰ મજૂરી કરનાર સ્ત્રી ૰મહાજન ન૰, ૰સંઘ પું૰ મજૂરોનું મંડળ, 'ટ્રેડ યુનિયન' –રી સ્ત્રી૰ વેતરું મહેનત (૨) તેના બદલામાં મળતું નાણું

મઝૂસ સ્ત્રી૰[દે. मञ्जूसा; प्रा. मंजूसा] લાકડાનો મોટો પટારો [૰નું વિ૰ મજનું
મઝે સ્ત્રી૰ જુઓ મજા. ૰દાર વિ૰ મજેનું.
મજ્જન ન૰ [સં.] ડૂબકી (૨) સ્નાન
મજ્જા સ્ત્રી૰ [સં.] હાડકામાંનો માવો
મઝધાર સ્ત્રી૰ [સં. मध्य + धारा] પ્રવાહની મધ્ય ધારા [વચનું; મધ્યનું
મઝલું વિ૰ [પ્રા. मज्झिल (સં. मध्यिक)]
મઝા સ્ત્રી૰ મજા. ૰નું મજાનું
મઝે, ૰દાર, ૰નું, જુઓ 'મજે'માં
મટક સ્ત્રી૰[દે. मट्ट]મટકો; ચાળો. –કાવવું સ૰ક્રિ૰ આંખ મટમટાવવી (વાત કરતાં)
મટકી સ્ત્રી૰, –કું ન૰ માટલી; હાંલ્લી
મટકું ન૰ આંખનો પલકારો. –કો પું૰ ચાળો; હાવભાવ; ચેષ્ટા
મટન ન૰ [ઇં.] માંસ (ઘેટાંબકરાંનું)
મટમટાવવું સ૰ક્રિ૰ આંખના પલકારા મારવા
મટવું અ૰ક્રિ૰ [સર૰ દે. मिट = મિટાવવું] દૂર થવું; ટળવું (૨) રોગમુક્ત થવું; સાજું થવું
મટુકી સ્ત્રી૰ જુઓ મટકી(લાલિત્યવાચક)
મટોડી સ્ત્રી૰[પ્રા. मट्टी (સં. मृत्तिका)]માટી. –ડું ન૰ માટી, કચરો વગેરે રહી–કચરું
મઠ પું૰ એક કઠોળ
મઠ પું૰ [સં.] સાધુનો આશ્રમ (૨) વિદ્યાનું મથક. –ઠાધિકારી પું૰ મઠનો વડો
મઠારવું સ૰ક્રિ૰[પ્રા. मट्ठ (સં. मृष્ટ ઉપરથી)] ઘૂંટવું (૨) ટીપીને કે રંદો ફેરવીને ઘાટદાર બનાવવું (૩) ટાપટીપ કરવી (૪) મારવું; ટીપવું (૫) તૃપ્તિથી સ્વાદપૂર્વક ખાવું
મઠિયું ન૰ મઠના લોટની વાની
મઠિયો પું૰ કપાસની એક જાત
મઠેરવું સ૰ક્રિ૰ જુઓ મઠારવું
મઠો પું૰[પ્રા. मट्ठ (સં. मृष्ट)] દહીં ભાંગીને બનાવેલી જાડી છાશ (૨) તેની એક વાની
મડદાલ વિ૰['મડદું' પરથી] જુઓ મુડદાલ
મડદું ન૰ [દે. मड; પ્રા. मडय (સં. मृतक); ફા. મુર્દહ] મુડદું; શબ

મડપો પું૰ [ફા. મંદિર] મોટો મડદું; જાડો હૃષ્ટપુષ્ટ માણસ
મડમ સ્ત્રી૰[ઇં. મૅડમ] યુરોપિયન–ગોરી સ્ત્રી
મડાગાંઠ સ્ત્રી૰ [મડું – ગાંઠ] છોડી છૂટે નહિ તેવી ગાંઠ [મડદું
મડું ન૰ [દે. मड; પ્રા. मडय (સં. मृतक)]
મઢવું સ૰ક્રિ૰[દે. मढि = મઢેલું] ઉપેરી કે આવરીને જડી દેવું
મઢી, –ઢૂડી(–લી) સ્ત્રી૰ [પ્રા. मढी (સં. मठिका) કુટિર; છાપરી
મણ પું૰ [અ. मन्न] ચાળીસ શેરનું તોલ
મણકો પું૰ (સં. मणि) વેહવાળા ગોળ દાણા (૨) અંકોડો
મણા સ્ત્રી૰ [પ્રા. मना (સં. मनाक्) = થોડું] ઊણપ; ખામી; ખોટ
મણારાજ પું૰ જુઓ માણારાજ
મણિ પું૰ [સં.] કીમતી પથરો; રત્ન. ૰કર્ણિકા, ૰કર્ણી સ્ત્રી૰ [સં.] કાશીનો એક મંગાઘાટ. ૰ધર પું૰ નાગ. ૰બંધ પું૰ [સં.] કાંડું. ૰મહોત્સવ પું૰ ૬૦ વર્ષે ઊજવાતો–હીરક મહોત્સવ. ૰મંડપ પું૰ [સં.] મણિ જડેલો મંડપ; અતિ સુશોભિત સ્થાન
મણિયાર પું૰[પ્રા. मणिआर (સં. मणिकार)] મનિયાર; બંગડીનો બનાવનાર એક જાતનો માણસ [વજનનું કાટલું
મણિયું વિ૰ મણ વજનનું. –યો પું૰ મણ
મણીકું ન૰, –કો પું૰ મણનું કાટલું કે માપ
–મત વિ૰[સં.]નામને લાગતાં 'વાળું' એવા અર્થમાં. ઉદા૰ 'નીતિમત્' (સ્ત્રી૰ -મતી)
મત સ્ત્રી૰ + [જુઓ મતિ] બુદ્ધિ
મત અ૰ [હિં.] મા; નહિ
મત પું૰; ન૰ [સં.] અભિપ્રાય(૨)સંપ્રદાય (૩) હક; મમત (૪) પું૰ ચૂંટણી અંગે બતાવવામાં આવતો અભિપ્રાય; 'વોટ'. ૰દાર પું૰મત આપવાના અધિકારવાળો. ૰દારમંડળ ન૰મતદારોનું મંડળ ચૂંટણી માટે મતદારોનો નક્કી કરાતો તડો–સમૂહ. ૰પત્ર પું૰; ન૰ મત લખવાનો કાગળ.

**૦પેટી** સ્ત્રી૦ચૂંટણીમાં મતપત્ર નાખવાની પેટી. **૦ભેદ** પું૦ મત ભિન્ન હોય તે. **૦મતાંતર** પું૦; ન૦ મતોની ભિન્નતા
**મતલબ** સ્ત્રી૦ [અ.] હેતુ;આશય(૨)ભાવ; તાત્પર્ય. **–બિયું; –બી** વિ૦ સ્વાર્થી; પોતાની મતલબ સાધનારું
**મતવાલું** વિ૦[દે.મત્તવાલ] માતેલું; મદમસ્ત (૨) નશામાં ચકચૂર; છાકટું
**મતંગ(૦જ)** પું૦ [સં.] માતંગ; હાથી
**મતા** સ્ત્રી૦ [અ.] માલ–મિલકત, દોલત. **૦દાર** પું૦ [ફા.] ગામમાંથી સરકારને ભરણું ભરાય તેની સહીસાખ કરનારો
**મતાધિકાર** પું૦ ચૂંટણીમાં મત આપવાનો અધિકાર [અભિમાન
**મતાભિમાન** ન૦[સં.] પોતાના મત માટેનું
**મતાંતર** ન૦; પું૦ [સં.] અન્ય મત–પંથ
**મતિ** સ્ત્રી૦ [સં.] બુદ્ધિ [તેવું; હઠીલું
**મતિયું** વિ૦ પોતાના મતને છોડે નહિ
**–મતી** વિ૦ સ્ત્રી૦ [સં] '-મત'નું સ્ત્રી૦ રૂપ (જુઓ 'મત')
**મતી** સ્ત્રી૦ વણાટમાં કપડાનો પનો સરખો તંગાઈને રહેવા માટે આરવાળી લાકડીની રખાતી યોજના
**મતીલું** વિ૦ મતિયું, હઠીલું
**મતું** ન૦ શાખ કે કબૂલાતની સહી. [**અત્ર મતું તત્ર સાખ**=દસ્તાવેજમાં દસ્તાવેજ કરનારે ને સાક્ષી રહેનારે સહીઓ કરવાનું સ્થાન જણાવતો પ્રયોગ
**મત્ત** વિ૦[સં.]મદ ચડયો હોય તેવું; ઉન્મત્ત; ગાંડું; મસ્ત
**મત્સર** પું૦ [સં.] અદેખાઈ (૨) ગુમાન
**મત્સ્ય** ન૦ [સં.] માછલું. **૦ગંધા** સ્ત્રી૦ [સં.]સત્યવતી; શાંતનુની પત્ની. **–ત્સ્યાવતાર** પું૦[સં.] વિષ્ણુનો પહેલો અવતાર
**મથક** ન૦[પ્રા. મત્થગ(સં.મસ્તક)]મુખ્ય સ્થાન
**મથન** ન૦ [સં] વલોવવું તે (૨) મારામારી; ગડમથલ; મહેનત
**મથવું** સ૦ક્રિ૦ [સં. મથ્] વલોવવું (૨) અ૦ક્રિ૦ મહેનત કરવી
**મથામણ** સ્ત્રી૦ મથવું તે (૨) મહેનત
**મથાળું** ન૦લખાણનું માથું–શીર્ષક(૨)ટોચ
**મથિત** વિ૦ [સં.] વલોવેલું [તીર્થ
**મથુ(–થૂ)રા** સ્ત્રી૦;ન૦ [સં.] હિંદુઓનું એક
**મથોટી** સ્ત્રી૦ ['માથું' ઉપરથી] ઢોરના શિંગડાનો મૂળમાંનો ભાગ (૨) સાલ્લાના માથા આગળના ભાગ ઉપર ચીકટનો કે વપરાશનો ડાઘ પડે તે; માથાવટી. **–ડું** ન૦ માણસની ઊંચાઈ જેટલું (ઊંડાણ) (૨) તેટલું માપ
**મદ** પું૦[સં.] કેફ; કેફની ખુમારી (૨) ગર્વ; તોર(૩)હાથીના ગંડસ્થળમાથી ઝરતો રસ. **૦ગળ** પું૦ હાથી. **૦ગળતો** વિ૦ પું૦ ગંડસ્થળમાંથી મદ ઝરતો હોય તેવો(હાથી)
**મદદ** સ્ત્રી૦ [અ.] સહાયતા. **૦ગાર,૦નીશ, –દિયું** વિ૦ મદદ કરનાર [મીંઢળ
**મદન** પું૦ [સં.] કામ; કામદેવ. **૦ફળ** ન૦
**મદનિયું** ન૦ હાથીનું બચ્ચું
**મદમત્ત,મદમસ્ત,મદમાતું** વિ૦ મદથી મસ્ત બનેલું [(મુસલમાની)
**મદરેસા** સ્ત્રી૦ [અ. મદ્રસા] નિશાળ
**મદાર** પું૦ સ્ત્રી૦ [અ.] આધાર; ભરોસો
**મદારી** પું૦ રીંછ; માંકડાં કે સાપ કેળવી ખેલ કરી બતાવનાર
**મદાંધ** વિ૦ [સં] મદથી અંધ બનેલું
**મદિયો** પું૦ આંબા કે કપાસને મધ જેવો પદાર્થ લાગવાનો રોગ
**મદિરા** સ્ત્રી૦ [સં] દારૂ
**મદીના** ન૦ [અ.]અરબસ્તાનનું એક શહેર, જ્યાં મહમદ પેગંબરની કબર છે
**મદોન્મત્ત** વિ૦ [સં.] મદથી ઉન્મત્ત બનેલું
**મદ્ય** ન૦ [સં.] મદિરા; દારૂ. **૦નિષેધ** પું૦ દારૂનિષેધ. **૦પ** પું૦[સં.] દારૂડિયો. **૦પાન** ન૦ [સં.] દારૂ પીવો તે. **–દ્યાર્ક** પું૦ [+અર્ક] મદ્યનો અર્ક; 'આલ્કોહૉલ'
**મધ** અ૦ 'મધ્ય' ઉપરથી વચ્ચે [પ]
**મધ** ન૦ [સં. મધુ] મધમાખીઓએ એકઠો કરેલો ફૂલનો રસ (૨) મધ જેવી મીઠાશ. ઉદા૦ મધવાળી જીભ. **૦પૂડો** પું૦ મધ-

માખીઓનુ ઘર ૦માખ(-ખી) સ્ત્રી૦ મધ બનાવનારી માખી

**મધરાત** સ્ત્રી૦ અરધી રાત

**મધવાળ** સ્ત્રી૦ લાન્ચ

**મધુ** વિ૦ [સ] મીઠુ ગળ્યુ (૨) ન૦ મધ (૩) પુ૦ દારૂ (૪) વસંત (૫) ચૈત્રમાસ ૦કર પું૦ [સ] ભમરો (૨) મધમાખ ૦કરવૃત્તિ સ્ત્રી૦ મધુકરના જેવી સારુ સારુ વીણી સંગ્રહ કરવાની વૃત્તિ ૦કરી સ્ત્રી૦ [સ] ભમરી મધમાખ (૨) જુઓ માધુકરી ૦પર્ક પુ૦ [સ] દહીં ઘી પાણી મધ અને ખાંડ એ પાંચ [મિશ્રણ (સત્કાર પૂજનમા વપરાતુ) ૦પ્રમેહ પુ૦ [સ] પેશાબમા સાકર જવાનો રોગ ૦મક્ષિકા સ્ત્રી૦ [સ] મધમાખી ૦માલતી સ્ત્રી૦ [સ] એક ફૂલવેલ ૦માસ પુ૦ ચૈત્ર મહિનો

**મધુર** વિ૦ [સ] મધુરું, ગળ્યુ (૨) મીઠુ, પ્રિય (૩) સુંદર, મનોરંજક (૪) શાંત સૌમ્ય ૦તા સ્ત્રી૦ -રું વિ૦ મધુર

**મધુવન** ન૦ [સ] વૃંદાવન

**મધુસૂદન** પું૦ [સ] મધુ દૈત્યને મારનાર કૃષ્ણ

**મધે** અ૦ + મધ્યે -ધોમધ સં૦ વચ્ચોવચ

**મધ્ય** વિ૦ [સ] વચ્ચેનુ (૨) ન૦ વચલો ભાગ (૩) પુ૦ મધ્યમસૂર અવાજ કે સ્વર (સંગીત જુઓ મંદ્ર) ૦કાલ પુ૦ [સ] મધ્યયુગ ૦કાલીન વિ૦ મધ્યયુગનુ ૦ગા સ્ત્રી૦ 'મીડિયન' [ગ] ૦બિંદુ ન૦ કેન્દ્ર ૦મ વિ૦ [સ] વચલુ (૨) મધ્યમસૂરનુ (૩) પુ૦ સંગીતના સ્વર સપ્તકમાનો ચોથો સૂર — મ (૪) ન૦ 'મીન' [ગ] ૦મપદ ન૦ વચલુ પદ [ગ] ૦મમાર્ગ પું૦ બુદ્ધે બતાવેલો સાધનાનો મધ્યમ માર્ગ (૨) કોઈ બાજુના અતિ પણા વગેરેનો—વચ્ચેનો સોનેરી માર્ગ ૦મસર અ૦ મધ્યમ રીતે મર્યાદિત પ્રમાણમા ૦મા સ્ત્રી૦ [સ] વચલી આંગળી (૨) મધ્યમિકા (૩) વાણીની ત્રીજી સ્થિતિ (જુઓ પરા) ૦રાત્ર(-ત્રિ, -ત્રી) સ્ત્રી૦ મધરાત ૦રેખા(-ષા) સ્ત્રી૦ વિષુવવૃત્ત ૦વર્તી, ૦સ્થ [મ] વિ૦ વચમા આવેલુ (૨) તટસ્થ (૩) બે પક્ષનુ સમાધાન કરનાર કે ન્યાય તોળનાર ૦સ્થી સ્ત્રી૦ મધ્યસ્થ હોવુ તે —ચાન(-હ્ન) પુ૦ [સ મધ્યાહ્ન] બપોર —ધ્યે અ૦ વચ્ચે મધ્યમા (૨) મા અંદર

**મન** ન૦ [સ] સંકલ્પવિકલ્પ વગેરે કરનારી ઇંદ્રિય (૨) દિલ (૩) ઇચ્છા

**મનખાદેહ** પુ૦ સ્ત્રી૦ મનુષ્યનુ શરીર

**મનખો** પુ૦ મનુષ્ય તરીકેની જિંદગી

**મનગમતુ** વિ૦ મનને ગમતુ

**મનન** ન૦ ચિંતન (૨) તર્કવિતર્ક ૦શીલ વિ ચિંતન કરવાના સ્વભાવવાળુ —નીય વિ૦ મનન કરવા જેવુ

**મનપસંદ** વિ૦ મનને ગમતુ

**મનફેર** વિ૦ જરાક ફેરવાળુ (૨) પુ૦ અકળાયેલુ થાકેલુ મન બીજે ફેરવવુ તે

**મનભંગ** વિ૦ નિરાશ (૨) પું૦ નિરાશા

**મનભાવતુ, મનભાવિત** વિ૦ મનપસંદ

**મનમાનતુ, મનમાન્યુ** વિ૦ મન માને તેવુ કે તેટલુ યથેચ્છ

**મનમોજી** વિ૦ મનસ્વી તરંગી

**મનમોહન** વિ૦ મોહ પમાડે તેવુ

**મનરંજન** વિ૦ મનને આનંદ આપનાર (૨) ન૦ મનોરંજન [કરવુ

**મનવવુ** સ૦ક્રિ૦ [સ મન્ પરથી] મનાવવુ, મને તેમ

**મનવાર** સ્ત્રી૦ [ઇ મૅન ઑફ વૉર] લશ્કરી વહાણ

**મનવાંછિત** વિ૦ મનથી ઇચ્છેલુ

**મનવો** પુ૦ મન [[પ]

**મનવો** પુ૦ [પ્રા મણુઅ (સ મનુજ)] મનુષ્ય

**મનસા** અ૦ [સ] મનથી [૦વાચા કર્મણા = મન વચન ને કર્મથી]

**મનસૂબો** પુ૦ [અ] વિચાર, ધારણા, ઇરાદો

**મનસૂર** પુ૦ [અ] અનલહક બોલવા માટે દેહાંતદંડ પામનાર મુસલમાન સંત

**મનસ્વિતા** સ્ત્રી૦ [સ] મનસ્વીપણુ

**મનસ્વિની**, વિ૦ સ્ત્રી૦ [સ] મનસ્વી સ્ત્રી

**મનસ્વી** વિ૦ [સં.] સ્વચ્છંદી; તરંગી (૨) ઉદાર – શ્રેષ્ઠ ચિત્તવાળું (૩) ધીર – સ્થિર ચિત્તવાળું (૪) માની
**મનહર** વિ૦ મનોહર
**મનઃપૂત** વિ૦[સં.] મન વડે વિચારી જોયેલું; અંતઃકરણે કબૂલ રાખેલું
**મનઃશિલ** પું૦ [સં.] એક ખનિજ પદાર્થ
**મના** [અ.], ૦ઈ સ્ત્રી૦ બંધી; નિષેધ. ૦ઈ-હુકમ પું૦ મનાઈ કરતો કે જણાવનારો હુકમ
**મનામ(-વ)ણું** ન૦ મનાવવું તે
**મનાવવું** સ૦ક્રિ૦, **મનાવું** અ૦ક્રિ૦ 'માનવું' નું પ્રેરક અને કર્મણિ
**મનિયાર** પું૦ જુઓ મણિયાર
**મનીઑર્ડર** પું૦ [ઇં.] ટપાલઑફિસ મારફતે મોકલાતાં નાણાંની હૂંડી
**મનીષા** સ્ત્રી૦[સં.] ઇચ્છા (૨) બુદ્ધિ; જ્ઞાન. **-ષી** વિ૦ [સં.] બુદ્ધિમાન (૨) પું૦ ડાહ્યો પુરુષ; વિદ્વાન
**મનુ** પું૦ [સં.] વિવસ્વતના પુત્ર આદિ-માનવ; માનવકુળના ઉત્પાદક (૨) બ્રહ્માના ૧૪ પુત્રમાંના દરેક, જેમનાથી મન્વંતર ગણાય છે. ૦કુલ ન૦ માનવકુટુંબ; મનુષ્યજાતિ. ૦જ પું૦ [સં.] મનુષ્ય
**મનુષ્ય** પું૦;ન૦ [સં.] માણસ. ૦જાતિ સ્ત્રી૦ [સં.] માણસજાત. ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦ [સં.] માણસાઈ ૦લોક પું૦ [સં.] મૃત્યુલોક; પૃથ્વી. ૦વિજ્ઞાન ન૦ મનુષ્ય વિષેનું વિજ્ઞાન; 'ઍન્થ્રોપૉલોજી'. **-ષ્યાહારી** વિ૦ [+આહારી] મનુષ્યનો આહાર કરનારું. **-ષ્યેતર** વિ૦ [+ઇતર] મનુષ્યથી જુદું
**મનુસંહિતા, મનુસ્મૃતિ** સ્ત્રી૦ [સં.] [મનુએ રચેલી સ્મૃતિ
**મને** (મ') સ૦ 'હું'નું બીજી કે ચોથી વિભક્તિનું એકવચન
**મનો-** [સં.] સમાસમાં ઘોષ વ્યંજન પૂર્વેનું 'મનસ્ (મન)'નું રૂપ. ૦ગત વિ૦ [સં.] મનમાં રહેલું (૨) ન૦ વિચાર; અભિપ્રાય. ૦જ વિ૦ [સં.] મનમાં ઉત્પન્ન થયેલું (૨) પું૦ કામદેવ ૦જ્ઞ વિ૦ [સં.] મનપસંદ; સુંદર. ૦નિગ્રહ પું૦ [સં.] મનનો સંયમ. ૦બળ ન૦ માનસિક બળ; મનનું બળ. ૦મય વિ૦ [સં.] માનસિક; મન સંબંધી. ૦મંથન ન૦ મનમાં ચાલતું મંથન. ૦યત્ન પું૦;ન૦ મનની મહેનત (૨) અભ્યાસપાઠ (ખાસ કરીને ગણિતમાં). ૦રથ પું૦ [સં.] મનની ધારણા; મુરાદ
**મનોરદા** પું૦ [સં. મનોહર] દિવાળી બાદ દીવાલ ઉપર છાણથી કરાતું ચિત્ર, જેને સ્ત્રીઓ અને કન્યાઓ રંગબેરંગી ફૂલપાનથી શણગારી રોજ સાંજે દીવો સળગાવી પૂજે છે અને ગીત ગાય છે [સુંદર સ્ત્રી
**મનોરમ** વિ૦ મનોરંજક. **-મા** સ્ત્રી૦
**મનોરંજક** વિ૦ મનને આનંદ આપનાર. **-ન** ન૦ [સં.] મજા, આનંદ
**મનોરાજ્ય** ન૦ [સં.]કલ્પનાવિહાર, શેખચલ્લીના તરંગ
**મનોવાંછિત** વિ૦ [સં.] મનથી ઇચ્છેલું
**મનોવિકાર** પું૦ [સં.] ભાવ; લાગણી
**મનોવિજ્ઞાન** પું૦ મનની ક્રિયા પ્રક્રિયા નિરૂપતું શાસ્ત્ર; 'સાઇકૉલૉજી'
**મનોવૃત્તિ** સ્ત્રી૦ મનની વૃત્તિ
**મનોવેધક** વિ૦ મનને વીંધનારું; મન પર ભારે અસર કરનારું
**મનો૦વ્યથા** સ્ત્રી૦ [સં.] માનસિક વેદના
**મનો૦વ્યાપાર** પું૦ મનની ક્રિયા; સંકલ્પ-વિકલ્પ
**મનોહર** વિ૦ [સં.] મોહક, સુન્દર
**મનોહર** ન૦ માયાનો પહેરવેશ. ઉદા૦ 'માયા કરતાં મનોહર મોટું'
**મનોહારી** વિ૦ [સં.] મનોહર
**મન્મથ** પું૦ [સં.] કામદેવ
**મન્ય** વિ૦ [સં.] સમાસને અંતે,'આભાસવાળું' 'માનતું' એવા અર્થમાં. દા૦ત૦ 'પંડિતંમન્ય'
**મન્યુ** પું૦ [સં.] ગુસ્સો
**મન્વંતર** પું૦[સં.] એક મનુની કારકિર્દીનો સમય;૩૦,૬૭,૨૦,૦૦૦ વર્ષ (જુઓ મનુ)

**મપાવવું** સ૦ક્રિ૦, **મપાવું** અ૦ક્રિ૦ 'માપવું'નું પ્રેરક ને કર્મણિ

**મફત** અ૦ [अ मुफ्त] વગર પૈસે, કાંઈ ખર્ચ કે મહેનતર વિના, ફોગટ **–તિયું** વિ૦ ફોગટિયું, મફત લેનાર–વાપરનાર

**મફલર** ન૦ [इ] ગલપટા જેવું વિલાયતી ઢબનું વસ્ત્ર

**મબલક(–ગ)** વિ૦[अ] અતિશય પુષ્કળ

**મમ** પુ૦બ૦વ૦ ચાવણું (બાળભાષામાં)

**મમ** સ૦ [स] મારું **૦ત** પુ૦, ન૦ [प्रा ममत्त(स ममत्व)]હઠ દુરાગ્રહ(૨) ચડસ **૦તા** સ્ત્રી૦ જુઓ મમત્વ **૦તાળુ** વિ૦ હેતાળ, માયાળુ **૦તી(૦લું)** વિ૦ હઠીલુ, આગ્રહી **૦ત્વ** ન૦[स] મારાપણું હુંપદ (૨) હેત, સ્નેહ (૩) જુઓ મમત

**મમરી** સ્ત્રી૦ મમરા જેવા નાના કણ

**મમરો** પુ૦ [प्रा मम्मर (स मर्मर)]ચોખાની ધાણીનો દાણો (૨)તેના જેવા આકારની ઈંડાળ (જેમ કે આમની વોરીમાં) (૩) દિવેલનો સળગાવેલો મમરા જેવો ભાગ (૪) ઉશ્કેરણી, ફૂંદડું [લા]

**મમળાવવું** સ૦ક્રિ૦ઓગાળવા માટે મોમાં આમ તેમ ફેરવવું [(મિસર)

**મમી** સ્ત્રી૦, ન૦ [इ] સંઘરી રાખેલું મડદું

**મય** [स] નામને લાગતાં '–થી ભરપૂર', '–નું બનેલું', 'તે–રૂપ' એવા અર્થનું વિ૦ બનાવતો પ્રત્યય ઉદા૦ સુખમય (૨) પુ૦ દાનવોનો શિલ્પી [બની ડુમાન

**મય** પુ૦ [फा] શરાબ **૦ખાનું** ન૦ શરા

**મયગલ** પુ૦[प्रा (स मदकल)] જુઓ મેગળ

**મયંક** પુ૦ [प्रा (स मृगाङ्क)] મૃગ, ચંદ્ર

**મયા** સ્ત્રી૦ દયા (૨) માયા સ્નેહ

**મયૂર** પુ૦ [स] મોર **૦ધ્વજ** પુ૦ એક પૌરાણિક રાજા **–રાસન** ન૦ દિલ્હીનું મોગલોનું પ્રસિદ્ધ રાજ્યાસન **–રી** સ્ત્રી૦ ઢેલ

**મર** અ૦ ભલે હોને, ભલે

**મરક મરક** અ૦ [જુઓ મરકવું] મંદ મંદ હસતું હોય એમ [મંદ હાસ્ય

**મરકલડું, મરકલું** ન૦['મરકવું ઉપરથી]

**મરકવું** અ૦ક્રિ૦ જુઓ મલકવું

**મરકી** સ્ત્રી૦ મહામારી, ઘણા લોક મરે તેવો રોગ, કોગળિયું, પ્લેગ વગેરે

**મરઘી** સ્ત્રી૦ [फा मुर्गी] કૂકડી **–ઘું** ન૦ કૂકડું **–ઘો** પુ૦ કૂકડો

**મરચી** સ્ત્રી૦ [स, मरीच] મરચાનો છોડ (૨)કાનનું એક ઘરેણું (૩)એક દારૂખાનું **–ચું** ન૦ મરચીનું તીખું ફળ (૨) મરચા જેવું નાનું પણ તીખું માણસ[લા] [મરચાં લાગવાં = ખોટું લાગવું, રીસ ચડવી]

**મરજ** પુ૦ [अ] રોગ, વાવડ

**મરજાદ** સ્ત્રી૦ [જુઓ મર્યાદા] અદબ, સભ્યતા (૨) જુઓ મરજાદી **–દા** સ્ત્રી૦ મર્યાદા, સભ્યતા **–દી** વિ૦ પુષ્ટિમાર્ગના ખાસ આચાર પ્રમાણે ચાલનારું (૨) સ્ત્રી૦ પુષ્ટિમાર્ગની આચારપ્રણાલી

**મરજિયાત** વિ૦મરજી પર આધાર રાખતું, મરજી હોય તો કરવાનું

**મરજી** સ્ત્રી૦ [अ] ઇચ્છા, ખુશી

**મરજીવો** પુ૦ [दे मरजीवय] દરિયામાંથી મોતી કાઢનાર (૨) મરણિયો [લા]

**મરડ** પુ૦, સ્ત્રી૦ [फा मल्र] મરડિયો (૨) મરડિયા (પદાર્થવાચક નામ)

**મરડ** પું૦, સ્ત્રી૦ જુઓ મરડાટ **૦વું** સ૦ક્રિ૦ વાંકું વાળવું (૨) આમળવું **–ડાટ** પું૦ મરડાવું તે (૨) વક્રતા, રીસ (૩) ગર્વ (૪) લટકો, ચાળો **–ડાવું** અ૦ક્રિ૦ 'મરડવું'નું કર્મણિ (૨) વંકાવું, રિસાવું (૩) લટકા કરવા

**મરડિયો** પુ૦ એક જાતનો કાંકરો, જેને પકવ્યાથી ચૂનો બને છે

**મરડો** પુ૦ એક રોગ જેમાં ઝાડા વાટે આમ તથા લોહી પડે છે

**મરણ** ન૦ [स] મોત, મૃત્યુ (૨) નાશ, ખુવારી, અંત **૦તોલ** વિ૦ મરી જાય તેવું–તેટલું **૦પથારી** સ્ત્રી૦ મરણની દહેશતવાળો મંદવાડ કે તેવી દશા **–ણાંત** વિ૦(૨) અ૦[स] મરણ સુધીનું **–ણિયું** વિ૦ જીવ પર આવ્યું હોય એવું, મોતની પરવા વિનાનું **–ણું** ન૦ મરણ

**મરતબો** પું૦ [અ] દરજ્જો, મોભો
**મરદ** પું૦ [જુઓ મ`] પુરુષ (૨) વીર પુરુષ (૩) વિ૦ બહાદુર, વીર -**દાઈ**, -**દાનગી** સ્ત્રી૦ પુરુષાતન (૨) વીરતા -**દાના**, -**દાની** વિ૦ મરદને લગતું, મરદ માટેનું, મરદને છાજે એવું
**મરને** અ૦ જુઓ મર [મર્મ જાણનાર
**મરમ** પું૦ જુઓ મર્મ [પ] -**મી** વિ૦
**મરમ્મત** સ્ત્રી૦ [અ] મરામત, જીર્ણોદ્ધાર, સમારકામ (૨) મારપીટ [લા]
**મરવું** અ૦ક્રિ૦[પ્રા મર (સ મૃ)] મરણ પામવું, નાશ પામવું(૨)ખુવાર થવું, હાનિ ભોગવવી (૩) (ધાતુની) ભસ્મ થવી (૪) (પ્રવાહી કે ફીણનું દૂધ) અંદર ઊતરી કે શોષાઈ કે સુંમાઈ જવું (૫) ટળવું, દૂર ખસવું કે જવું (તુચ્છકારમાં)(૬)ઠેકાણેથી ચીડી જવું. ઉદા૦ સોગઠી મરી ગઈ (૭) અન્ય ક્રિયાપદ સાથે 'થાકી જવું' એવા અર્થમાં વપરાય છે ઉદા૦ આખો દહાડો નાહક ચાલી મર્યા અથવા ગુસ્સામાં 'કરી ફરવું' એવા અર્થમાં વપરાય છે ઉદા૦ બસી મર। [**મરી મથીને**=જેમ તેમ કરીને, મહામુશ્કેલીએ]
**મરવો** પું૦ નાની કાચી કેરી
**મરસિયો** પું૦ [અ] રાજિયો
**મરહૂમ** વિ૦ [અ] મરણ પામેલ, સ્વર્ગસ્થ
**મરાઠણ** સ્ત્રી૦ [જુઓ મરાઠી] મરાઠા સ્ત્રી
**મરાઠી** વિ૦ [પ્રા मरहट्ट (સ महाराष्ट्र)] મહારાષ્ટ્રનું (૨) સ્ત્રી૦ મહારાષ્ટ્રની ભાષા -**ઠો** પું૦ મહારાષ્ટ્રનો રહેવાસી
**મરામત** સ્ત્રી૦ જુઓ મરમ્મત -**તી** વિ૦ મરામત કરાવવી પડે તેવું
**મરાલ** પું૦[સ] હંસ -**લી** સ્ત્રી૦[સ] હંસી
**મરિયું** ન૦ મરી(૨)મરી જેવું તીખું-ક્રોધી માણસ [લા]
**મરી** ન૦ [સ मरिच, मरीच] એક તેજાનો
**મરીચિ** પું૦ [સ] દશ પ્રજાપતિમાંના એક
**મરીચિ** સ્ત્રી૦ [સ] કિરણ -**કા** સ્ત્રી૦ [સ] મૃગજળ -**ચી** પું૦ [સ] સૂર્ય
**મરીનો** પું૦ [સ્પૅ૦ मेरिनो] એક જાતના ઊનનું કાપડ (૨) એ ઊન પેદા કરનાર ઘેટાની જાત [રાયોન્નિ [લા]
**મરીમસાલો** પું૦ ગરમ મસાલો(૨) અતિ-
**મરુત** પું૦ [સ] પવન
**મરુદેશ** પું૦,**મરુભૂમિ**(-**મી**),**મરુસ્થલી** સ્ત્રી૦ [સ] રણ (૨) મારવાડ
**મરે** અ૦ મર, ભલે, છોને [પ]
**મરેઠણ, મરેઠી** સ્ત્રી૦ મરાઠણ
**મરેઠો** પું૦ મરાઠો
**મરો** પું૦ ['મરવું' ઉપરથી] મોત(૨)મોતના જેવું દુઃખ, હેરાનગતિ
**મરોડ** પું૦ [ 'મરડવું' ઉપરથી] વાંક, વળણ, (અક્ષરનો) આકાર (૨) જુઓ મરાટ -**દાર** વિ૦ મરોડવાળો (અક્ષર). -**વું** સ૦ક્રિ૦ જુઓ મરડવું
**મર્કટ** પું૦ [સ] વાંદરો
**મર્ત્ય** વિ૦ [સ] નાશવંત, મરવાના નસીબવાળું (૨) પું૦ માણસ -**લોક** પું૦ [સ] મૃત્યુલોક
**મર્દ** પું૦ [ફા] જુઓ મરદ
**મર્દન** ન૦ [સ] ચોળવું તે (૨) દમન, નાશ
**મર્દવું** સ૦ક્રિ૦ [સ मृद्, मर्दय] મર્દન -**વું**
**મર્દાઈ**, -**નગી**, -**ના**, -**ની** [ફા] જુઓ 'મરદ'માં
**મર્મ** પું૦ [સ] છૂપી વાત, ભેદ (૨) રહસ્ય, તાત્પર્ય (૩) [illegible] -**ગ્રાહી** વિ૦ [illegible] [સ] [illegible] વિ૦ [સ] [illegible] -**ભેદી** વિ૦ [સ] [illegible] ન૦ [illegible] -**વેધક**, -**વેધી** વિ૦ મર્મભેદી -**સ્થળ** [સ] -**સ્થાન** ન૦ [સ] [illegible]
[illegible]
**મર્યાદ**(-**દા**) વિ૦ [illegible]
**મર્યાદા**(-**દા**) [સ] [illegible] સ્ત્રી૦ [illegible]
[illegible] -**ના** પુરુષોત્તમ [illegible]
-**હીન** વિ૦ [સ] [illegible]
**મલ** પું૦ [સ] [illegible]
**મલ** પું૦ [સ] [illegible]

મલક મલક અ૰ મંદ મંદ હસતું હોય એમ ઉદા૰ મોં મલક મલક થાય છે
મલકવું અ૰ક્રિ૰ મલકાવું મંદ મંદ હસવું
મલકાટ પું૰ [મલકવું ઉપરથી] મંદ સ્મિત (૨) હર્ષ, આનંદ –વું અ૰ક્રિ૰ મલકવું
મલકેડું વિ૰ સહેજમાં મલકાઈ જાય તેવું
મલખમ, મલખંભ પું૰ કસરત માટેનો લાકડાનો લીસો એક ખાસ થાંભલો
મલત્યાગ પું૰ [सं] ઝાડે ફરવું તે
મલપતું વિ૰ [दे म पिअ] ઉમંગમાં હાથી ધીમે ધીમે ચાલતું
મલમ પું૰ [अ मह्‌रम] ગૂમડા ઉપર ચોપડવાનું ઔષધ –પટ્ટી(–ટ્ટી) સ્ત્રી૰ –પટો(–ટ્ટો) પું૰ મલમવાળી લૂગડાની પટ્ટી કે પટો
મલમલ ન૰ સ્ત્રી૰ એક જાતનું બારીક કાપડ
મલય, –ગિરિ, –પર્વત પું૰ [सं] દક્ષિણમાં આવેલો ચંદનનાં જંગલવાળો પર્વત –યાગરુ ન૰ [+अगरु] સારામાં સારી સુખડ –યાચલ [सं] –યાચળ, –યાદ્રિ [सं] પું૰ મલયગિરિ. –યાનિલ પું૰ [सं] મલય પર્વતમાંથી આવતો પવન
મલવું સ૰ક્રિ૰ [सं मिल्] મળવું
મલવું સ૰ક્રિ૰ [प्रा मल (सं मृद्)] મસળવું, દબાવવું
મલશુદ્ધિ સ્ત્રી૰ [सं] ઝાડે ફરવા જવું કે ઝાડો સાફ આવવો તે
મલાઈ સ્ત્રી૰ [फा बालाइ] દૂધની તર (૨) વધારે ઘી-તત્ત્વવાળો, દૂધનો જુદો કરાતો ભાગ 'ક્રીમ'
મલાજો પું૰ [જુઓ મુલાજો] મર્યાદા અદબ (૨) એ ખાતર પળાતી લાજ કાઢવાની કે પડદો રાખવાની ક્રિયા
મલાર (લા') પું૰ એક રાગ
મલાવડાં ન૰બ૰વ૰ [જુઓ મલાવવું] મીઠું મીઠું બોલી, સારું લગાડવું તે
મલાવવું સ૰ક્રિ૰ બહેલાવવું દીપાવવું (૨) લંબાવવું અતિશયોક્તિ કરવી
મલાવો પું૰ મલાવવું તે
મલાશય ન૰ [सं] શરીરમાં મળને રહેવાનું સ્થાન
મલિક પું૰ [अ] રાજા –કા સ્ત્રી૰ રાણી
મલિન વિ૰ [सं] મેલું –તા સ્ત્રી૰
મલીદો પું૰ [फा मलीदह] ચૂરમું (૨) સત્ત્વવાળો ખોરાક (૩) માર [લા]
મલેરિયા પું૰ [इं] મચ્છર કરડવાથી આવતો ટાઢિયો તાવ
મલોખું ન૰ [મા+રખું] રેંટિયાની માળ ન ખસી જાય માટે બે ચીંગીની વચ્ચે ઘલાતી સળીઓમાંની દરેક
મલોત્સર્ગ પું૰ [सं] મળત્યાગ
મલ્લ વિ૰ [सं] મજબૂત અને કસવાળી (૨) પું૰ પહેલવાન (૩) બૌદ્ધકાલીન એક પ્રજા –યુદ્ધ ન૰ [सं] કુસ્તી –વિદ્યા સ્ત્રી૰ [सं] કુસ્તીની કળા અને શાસ્ત્ર
મલ્લિકા સ્ત્રી૰ [सं] એક વેલ અને તેનું ફૂલ
મવડાવવું, મવાડવું સ૰ક્રિ૰ [માવું ઉપરથી] માય તેમ કરવું, સમાવવું
મવાલ વિ૰ [म मवाळ (सं मृदुल)] (જહાલથી ઊલટું) મોળું, નરમ, 'મૉડરેટ' –પક્ષ પું૰ નરમ 'મૉડરેટ' લોકનો પક્ષ
મવાલી પું૰ [फा] કંગાળ ભિખારી (૨) ગુંડો
મવાળ વિ૰ જુઓ મવાલ
મશ ન૰ [જુઓ મિષ] બહાનું
મશક સ્ત્રી૰ [सं फा] પાણી ભરવાની ચામડાની કોથળી
મશગૂલ વિ૰ [अ] નિમગ્ન લીન
મશરૂ પું૰ [अ मश्रू] રેશમ તથા સૂતરનું ઘણા રંગના પટાવાળું કપડું
મશહૂર વિ૰ [अ] પ્રખ્યાત જાણીતું
મશાલ સ્ત્રી૰ [अ] લાકડી ઉપર ચીંથરાં વીંટેલો સળગાવવાનો કાકડો –ચી, –લી પું૰ મશાલ ધરનારો
મશિયાઈ વિ૰ માસીનું કે માસી તરફનું
મશી સ્ત્રી૰ [सं] કાજળ, મેશ (૨) દાંત ઘસવાનો કે કાળા કરવાનો ભૂકો
મશી સ્ત્રી૰ [सं मशक मश] મચ્છર જેવું કરડતું નાનું જંતુ
મશીનગન સ્ત્રી૰ [इं] યંત્રથી ઝપાઝપ ગોળીઓ વરસાવતી એક ખાસ બંદૂક
મશ્કરી સ્ત્રી૰ [फा मस्ख़री] મજાક, ઠઠ્ઠો,

ટોળ –રો પુ૦ મશ્કરી કરનારો (૨) વિદૂષક, રંગલો

મશ્ત વિ૦ [फा मस्त] પુષ્કળ

મષ ન૦ મિષ બહાનું

મષ પુ૦ મસો

મસકો પુ૦ [फा] માખણ (૨) શિખંડ માટે દહીંનુ પાણી કાઢી નાખી તૈયાર કરેલો લોંદો (૩) ખુશામત [લા]

મસલત સ્ત્રી૦ [अ मस्लहत] સાથે મળીને થતી વિચારણા, સતલસ, સલાહ

મસવાડુ ન૦ [अ मवाश = ઢોર + વાડો] ઘરની પાછળનો ભાગ –ડો પુ૦ ભાગોળ

મસળવું સ૦ક્રિ૦ [दे मसार = સુંવાળુ કરવાનો પથ્થર] ઘસીને ચોળવુ, ગદડવુ, મર્દન કરવુ

મસાણ ન૦ [प्रा (स श्मशान)] સ્મશાન –ણિયુ વિ૦ મસાણનુ (૨) સ્મશાનમા જઈ આવેલુ (૩) કંગાળ અપશુકનિયું [લા] –ણિયો પુ૦ મડદા સાથે સ્મશાનમા ગયેલો માણસ (૨) મસાણનો ભંગી –ણી વિ૦ મસાણિયુ, કંગાળ (૨) પુ૦ બાળતી કે દાટતી વખતે ધાર્મિક ક્રિયા કરાવનાર (૩) મરણક્રિયા માટેનો સામાન વેચનાર

મસાલો પુ૦ [अ मसाल्ह] રસોઈ ઘમઘમાટવાળી કે સ્વાદિષ્ટ કરવા નાખવાનો તેજાનો (૨) કોઈ ચીજ બનાવવા જોઈતી સામગ્રી (૩) ચણવા માટે રેતી ચૂનો વગેરેનો કાલવેલો માલ

મસિ સ્ત્રી૦ [स] જુઓ મશી

મસિયાઈ, મસિયેણુ વિ૦ જુઓ મશિયાઈ

મસી સ્ત્રી૦ [स] જુઓ મશી (૨) શેરડીનો એક રોગ

મસીદ સ્ત્રી૦ [अ मस्जिद] મુસલમાનોનુ બંદગી કરવાનુ જાહેર મકાન નિમાજ પઢવાનુ સ્થાન

મસીહ(–હા) પું૦ [अ] ઈસા મસીહ

મસુર સ્ત્રી૦ [स] એક જાતની દાળ

મસૂદો પું૦ ખરડો, 'ડ્રાફ્ટ'

મસૂર સ્ત્રી૦ જુઓ મસુર

મસૂરિયુ ન૦ [प्रा मसूरय (स मसूरक)] ગોળ ઓશીકુ ઉદા૦ ગાલમસૂરિયુ

મસો પુ૦ [प्रा मस (स मश)] ચામડી ઉપર બાઝેલી નાની ગાંઠ (૨) અર્શ

મસોડુ ન૦ દાંતનુ પેઢુ અવાળુ

મસોતુ ન૦ [स मश+પોતુ] ચૂલા ઉપરના ગરમ વાસણ પકડવા વપરાતુ ચીંથરુ

મસ્જિદ સ્ત્રી૦ [अ] જુઓ મસીદ

મસ્ત વિ૦ [फा] મદમાતુ, ઉન્મત્ત

મસ્તક ન૦ [स] માથુ

મસ્તાન(–નુ) વિ૦ [फा] મસ્ત

મસ્તિક(–ષ્ક) ન૦ [स] માથુ (૨) મગજ ૦વિદ્યા સ્ત્રી૦ માથાના ઘાટ પરથી માનસિક શક્તિઓ પારખવાની વિદ્યા 'ફ્રેનોલૉજી'

મસ્તી સ્ત્રી૦ [फा] તોફાન (૨) મસ્ત હાલત ૦ખોર વિ૦ તોફાની

મહત વિ૦ [स] મોટુ –તી વિ૦ સ્ત્રી૦ [स] મોટી (૨) સ્ત્રી૦ મહત્તા (૩) એક જાતની વીણા –ત્તા સ્ત્રી૦, –ત્ત્વ ન૦ [स] મોટાપણ, મહિમા (૨) અગત્ય પ્રતિષ્ઠા –ત્ત્વાકાંક્ષા સ્ત્રી૦ [+आकांक्षा] મોટાઈ મેળવવાની આકાંક્ષા –ત્ત્વાકાંક્ષી વિ૦ મહત્ત્વાકાંક્ષાવાળુ

મહમદ પુ૦ મહંમદ, ઇસ્લામના પેગંબર –દી વિ૦ મહંમદનુ તેમનુ અનુયાયી

મહર્ષિ પુ૦ [स] મોટો ઋષિ

મહંત પુ૦ [स महत् પરથી] મોટો સાધુ, મઠાધિકારી

મહંમદ પુ૦ [अ] જુઓ મહમદ –દી વિ૦ [अ] જુઓ 'મહમદ'મા [મહિનો

મહા પુ૦ [प्रा माह (स माघ)] માઘ–માહ

મહા વિ૦ [स] (સમાસમા) મોટુ (કર્મધારય અને બહુવ્રીહિ સમાસ તથા કેટલાક અનિયમિત શબ્દોના આદિમા આવતુ 'મહત્'નુ રૂપ) ૦કવિ પુ૦ [स] મોટો કવિ ૦કાય વિ૦ [स] મોટા શરીરવાળુ ૦કાલ પુ૦ [स] મહાદેવ ૦કાલી સ્ત્રી૦ [स] ભયંકર સ્વરૂપવાળી દુર્ગા ૦કાલેશ્વર

પુંબાર જ્યોતિર્લિંગમાનુ એક ૰કાવ્ય ન૰ [સ] મોટું કે મહાન કાવ્ય ૰કાળ પુ૰ મહાદેવ ૰કાળી સ્ત્રી૰ મહાકાલી. ૰કાળેશ્વર પુ૰ જુઓ મહાકાલેશ્વર ૰જન ન૰ [સ] મોટો પ્રતિષ્ઠિત માણસ કે ગામના તેવાઓનુ મડળ (૨) સરખા ધધાદારીઓનુ મડળ કે સઘ ૰જનિયુ વિ૰ મહાજનને લગતુ (૨) ધણી વગરનુ, રખડાઉ ૰ત્મા વિ૰ [સ] મહાન આત્માવાળુ (૨) પુ૰ તેવો પુરુષ, સત ૰દેવ પુ૰ [સ] શિવ ૰દ્વાર ન૰ [સ] મુખ્ય દરવાજો ૰ન વિ૰ [સ] મોટુ મહત. ૰નુભાવ વિ૰ [સ] મોટા મનનુ, ઉદાર, મહાશય (૨) પુ૰ મોટા મનવાળો પુરુષ ૰પદ્મ ન૰ [સ] સો અબજ. ૰પાતક ન૰ [સ] મોટું પાપ (બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી ગુરુપત્ની સાથે વ્યભિચાર, અને એ ચાર કરનાર સાથે સગ – એ પાચ) ૰પુરુષ પુ૰ [સ] સજ્જન, સત પુરુષ ૰પ્રજ્ઞ વિ૰ મહાન પ્રજ્ઞાશક્તિવાળુ, 'જીનિયસ' ૰પ્રભુ [સ], ૰પ્રભુજી પુ૰ વલ્લભાચાર્ય ૰પ્રલય પુ૰ [સ] ચારસો બત્રીસ કરોડ વર્ષોને અતે થતો મનાતો સૃષ્ટિનો સમૂળગો નાશ ૰પ્રાણ વિ૰ [સ] જેનો ઉચ્ચાર કરતા વધારે પ્રાણ વપરાય છે તે – ક વર્ગ વગેરે દરેક વર્ગનો બીજો અને ચોથો વ્યજન, તથા શ, ષ, સ અને હ [વ્યા] ૰બાહુ વિ૰ [સ] મોટી ભુજાવાળુ (૨) શૂરવીર, બળવાન ૰બોધિ પુ૰ [સ] ભગવાન બુદ્ધ (૨) શ્રેષ્ઠ જ્ઞાન ૰ભાગ વિ૰ [સ] ભાગ્યશાળી (૨) સદાચારી ૰ભારત ન૰ [સ] તે નામનુ પ્રસિદ્ધ મહાકાવ્ય (૨) વિ૰ બહુ મોટુ અને મુશ્કેલ ૰ભિનિષ્ક્રમણ ન૰ [+ अभिनिष्क्रमण] મહાન ત્યાગ કે સન્યાસ (બુદ્ધનો) ૰ભૂત ન૰ [સ] મૂળતત્ત્વ, પચમહાભૂતમાનુ દરેક. ૰મંત્રી પું૰ [સ] પ્રધાન મંત્રી ૰માત્ર પું૰ [સં] વડો અમાત્ય (૨) વિદ્યાપીઠનો મત્રી, 'રજિસ્ટ્રાર'. ૰માયા સ્ત્રી૰ [સ] જગતની કારણભૂત અવિદ્યાની અધિષ્ઠાત્રી, દુર્ગા (૨) બુદ્ધ ભગવાનની માતાનું નામ (૩) લક્ષ્મી (૪) જેનાથી ભૌતિક જગત સત્ય જણાય છે તે માયા. ૰મારી સ્ત્રી૰ [સ] મરકી, કૉલેરા (૨) કોઈ પણ રોગચાળો, 'એપિડેમિ-' ૰યજ્ઞ પુ૰ [સ] નિત્ય કરવાના પાચ યજ્ઞ (બ્રહ્મ દેવ પિતૃ ભત નૃ૰) માનો દરેક ૰યાન પુ૰ [સ] એક બૌદ્ધ સપ્રદાય

મહાર પુ૰ [મ] એક અત્યજ જાતનો માણસ, ભગી

મહારથી પુ૰ [સ] એકલો દશ હજાર યોદ્ધા ઓ સામે લડી શકે તેવો પરાક્રમી લડવૈયો

મહારાજ પુ૰ [સ] મોટો રાજા, સમ્રાટ (૨) વૈષ્ણવોના આચાર્ય (૩) બ્રાહ્મણ, સત, રાજા વગેરેના સંબોધન તરીકે વપરાય છે (૪) બ્રાહ્મણ રસોઇયો

મહારાજા પુ૰ સમ્રાટ

મહારાજાધિરાજ પુ૰ [સ] સર્વોપરી સમ્રાટ

મહારાણી સ્ત્રી૰ વડી રાણી

મહારાત્રિ(–ત્રી) સ્ત્રી૰ [સ] શિવરાત્રી, મહા વદ ૧૪ની રાત્રી (૨) મહાપ્રલયની રાત્રી, કાળરાત્રી

મહારાષ્ટ્ર પુ૰ન૰ [સ] ગુજરાતની દક્ષિણે અને કર્ણાટકની ઉત્તરે આવેલો અરબી સમુદ્રના કિનારા પરનો પ્રદેશ –ષ્ટ્રી વિ૰ [સ] મહારાષ્ટ્રનુ, -ને લગતુ (૨) પુ૰ મહારાષ્ટ્રનો રહેવાસી (૩) સ્ત્રી૰ મહારાષ્ટ્રની પ્રાકૃત

મહાલક્ષ્મી સ્ત્રી૰ [સ] નારાયણની શક્તિ (૨) અપાર સપત્તિ [મદિર

મહાલય ન૰ [સ] મહેલ (૨) પવિત્ર ધામ,

મહાલવું અ૰ક્રિ૰ [દે મલ્હ] ઠાઠમાઠથી ને આનદમા અટી તટી ફરવુ (૨) મોજ કરવી લહેર કરવી

મહાવત પુ૰ [સ મહામાત્ર] હાથીનો હાકનાર

મહાવરો પુ૰ [અ] અભ્યાસ, ટેવ (૨) શિરસ્તો, ચાલુ વહીવટ

**મહાવિદ્યાલય** નં૦ ઊંચો અભ્યાસ કરવાની વડી શાળા; કૉલેજ
**મહાવિરામ** ન૦ (:) આવું મહાવિરામનું ચિહ્ન; 'કોલન' [વ્યા.]
**મહાવીર** પું૦ [સં.] મોટો પરાક્રમી પુરુષ (૨) ચોવીસમા જૈન તીર્થંકર (૩) હનુમાન
**મહાવ્રત** ન૦ મોટું ખૂબ કઠણ વ્રત (૨) પાંચ મોટાં વ્રત(અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ) તેમાંનું દરેક (૩) જીવનની અનિવાર્ય ફરજ
**મહાશય** વિ૦ [સં.] ઉચ્ચ આશયવાળું; સજ્જન (૨) પું૦ તેવો માણસ (૩) 'જી' જેવું એક માનવાચક. ઉદા૦ માસ્તર મહાશય
**મહાશંકુ** ન૦ [સં.] દસ મહાપદ્મ (સંખ્યા)
**મહાસભા** સ્ત્રી૦ મોટી વિશાળ સભા (૨) 'કૉંગ્રેસ' [ઇંડિયા કૉંગ્રેસ કમિટી'
**મહાસમિતિ** સ્ત્રી૦ મોટી સમિતિ (૨) 'ઑલ
**મહાસાગર** પું૦ મોટો સમુદ્ર
**મહાંત** વિ૦ [સં. महत्] + મોટું; મહાન
**મહિ** સ્ત્રી૦ [સં.] પૃથ્વી. ૦તલ [સં.], ૦તળ ન૦ પૃથ્વીની સપાટી. ૦ધર પું૦ [સં.] પર્વત. ૦પતિ [સં.], ૦પાલ [સં.] ૦પાળ પું૦ રાજા
**મહિનો** પું૦ [ફા. माह; સ. मास] માસ; વરસના બાર ભાગમાંનો એક કે તેટલો સમય (૨) માસિક પગાર. [મહિના રહેવા=ગર્ભ રહેવો તે]. ૦માસ પું૦ લગભગ એક માસ જેટલો સમય
**મહિમા** પું૦ [સં.] પ્રતાપ; યશ (૨) સ્ત્રી૦ મોટું સ્વરૂપ લેવાની યોગની એક સિદ્ધિ. ૦વાન વિ૦ મહિમાવાળું [પિયર
**મહિયર** ન૦ [સં. मातृ + गृह; પ્રા. माइ + हर]
**મહિયારી** સ્ત્રી૦ ['મહી' ઉપરથી] ગરવાલણ; ગોપી (૨) ગોત્રજની પૂજા કરનાર સ્ત્રી
**મહિલા** સ્ત્રી૦ [સં.] સ્ત્રી (૨) રાણી. ૦પાઠશાળા, ૦વિદ્યાલય ન૦ સ્ત્રીઓની પાઠશાળા. ૦શ્રમ પું૦; ન૦ [+આશ્રમ] સ્ત્રીઓ માટેની આશ્રમસંસ્થા
**મહિષ** પું૦ [સં.] પાડો. –ષાસુર પું૦ [સં.] એક રાક્ષસ; ભેંસાસુર. –ષી સ્ત્રી૦ [સં.] ભેંસ (૨) પટરાણી; રાણી
**મહી** સ્ત્રી૦ [સં.] ગુજરાતની એક મોટી નદી (૨) જુઓ મહિ
**મહી** ન૦ [પ્રા. महिअ (સં. मथित)= વલોવેલું] દહીં; મહીડું. ૦ડું ન૦ દહીં
**મહીતલ(–ળ)**; **મહીધર**, **મહીપતિ**, **મહીપાલ(–ળ)** જુઓ 'મહિ'માં
**મહીમાટલું** ન૦ જુઓ માહ્યામાટલું
**મહીસાગર** પું૦ મહી નદી
**મહીં** અ૦ અંદર. ૦મહીં અ૦ વચ્ચે વચ્ચે; કયાંક કયાંક (૨) કોક કોક વાર
**મહુડી** સ્ત્રી૦ [પ્રા. महुअ (સં. मधुक)] નાનો મહુડો (૨) દારૂ. –ડું ન૦ મહુડાનું ફૂલ. –ડો પું૦ એક ઝાડ
**મહુરત** ન૦ જુઓ મુહૂર્ત
**મહુવર** સ્ત્રી૦ [પ્રા. महुअर] મદારીની વાંસળી
**મહેક** (હે) સ્ત્રી૦ [સં. मह्क] ફોરમ; સુગંધ. ૦વું અ૦ક્રિ૦ ફોરવું. –કાટ પું૦ મહેક
**મહેચ્છા** સ્ત્રી૦, મોટી ઇચ્છા; મહાકાંક્ષા
**મહેણાંટૂ(–ટો)ણાં** (હે; ટો) ન૦ બ૦ વ૦ મહેણાં; મર્મવચન
**મહેણું** (હે) ન૦ ટોણો; મર્મવચન
**મહેતર** (હે) પું૦ [હિં.] ઢેડનો મુખી (૨) ઝાડુ મારનાર ભંગી. ૦ણ, –રાણી સ્ત્રી૦ મહેતરની કે તે જાતિની સ્ત્રી
**મહેતલ** (હે) સ્ત્રી૦ [અ. मुह्लत] મુદત; સમય
**મહેતાગીરી** (હે) સ્ત્રી૦ મહેતાનું કામ
**મહેતાજી** (હે) પું૦ મહેતો (માનાર્થે)
**મહેતાબ** (હે) પું૦ [ફા. महताब] ચંદ્ર
**મહેતી** (હે) સ્ત્રી૦ શિક્ષિકા (૨) મહેતાજીની સ્ત્રી
**મહેતો** (હે) પું૦ [સં. महत्तर] શિક્ષક (૨) કારકુન; ગુમાસ્તો; વાણોતર
**મહેનત** (હે) સ્ત્રી૦ [અ. मिहनत, मेहनत] શ્રમ. –તાણું ન૦ મહેનતનો બદલો; રોજી, પગાર. –તુ વિ૦ ઉદ્યમી; ઉદ્યોગી
**મહેફિલ** (હે) સ્ત્રી૦ [અ. महफिल] મિજલસ (૨) ઉજાણી
**મહેબૂબ** (હે) વિ૦ [અ. महबूब] પ્રિય

મહેમાન (હે)પુ૦ [फा मिह्मान] પરોણો ૦ગત(-તિ), ૦ગીરી ૦દારી, -ની સ્ત્રી૦ પરોણાચાકરી
મહેર (હે) સ્ત્રી૦ [फा मिह्र] કૃપા, દયા ૦બાન વિ૦ કૃપાળુ માયાળુ ૦બાની સ્ત્રી૦ મહેર કૃપા [આકારનુ ચપ્પુતર
મહેરાબ (હે) પુ૦ [अ मह्‍राब] કમાનના
મહેરામણ (હે) પુ૦ [સર૦ हिंगळ महराग (स महार्णव)] સમુદ્ર
મહેરો (હે) પુ૦ પાલખી ઊચકનાર ભોઈ
મહેલ (હે) પુ૦ [अ महल] -લાત સ્ત્રી૦ [अ] રાજમહેલ
મહેલ્લો (હે) પુ૦ [अ महल्ल] ફળિયું
મહેશ(-શ્વર) પુ૦ [स] મહાદેવ
મહેસૂલ (હે) સ્ત્રી૦,ન૦ [अ महसूल] જમીન ઉપરનો કર (૨) જકાત દાણ (૩) રાજ્યની કુલ આવક -લી વિ૦ મહેસૂલને લગતુ
મહેંદ્ર પુ૦ [स] ઇંદ્ર [ઉત્સવ
મહોચ્છવ, મહોત્સવ [स] પુ૦ મોટો
મહોદધિ પુ૦ [स] મહાસાગર
મહોદય વિ૦ (૨) પુ૦ [स] મહાનુભાવ, મહાશય [(૨) પ્રેમ પ્યાર
મહોબત (હો) સ્ત્રી૦ [अ महब्बत] દોસ્તી
મહોર (હો) સ્ત્રી૦ [फा मुह्र] ગીની (૨) છાપ સિક્કો ૦દાર સ્ત્રી૦ બેગમ સ્ત્રી
મહોરું (હો) ન૦ [फा मुह्रह] શેતરંજનું મોગરું -રો પુ૦ સાપના તાળવામા થતો મનાતો ગોળ ચપટો પદાર્થ (૨) ઘસીને ચળકાટ આપવો તે
મહોલ, -લાત (હો) જુઓ 'મહેલ'મા
મહોલ્લો (હો) પુ૦ જુઓ મહેલ્લો
મળ પુ૦ [स मल] મેલ, કચરો, વિષ્ટા
મળતર ન૦ ['મળવુ' ઉપરથી] નફો, કમાણી
મળતાવડું વિ૦ મિલનસાર
મળતિયુ વિ૦ સાથે મળીને કામ કરનાર, સાથી (૨) અમુક પક્ષમા મળી ગયેલ, પક્ષકાર
મળવું અ૦ક્રિ૦ [स मिल] જોડાવુ, ભેગુ થવુ ભળવુ (૨) એકરૂપ બનવુ, સપ કરવો (૩) મુલાકાત થવી, એકઠા થવુ (૪) સમાન હોવુ (૫) મેળ હોવો (૬) પ્રાપ્ત થવુ (૭) જડવુ, હાથ લાગવુ
મળસકું ન૦ પરોઢિયું
મળાશય ન૦ જુઓ મલાશય
મળોત્સર્ગ પુ૦ જુઓ મલોત્સર્ગ
મળી સ્ત્રી૦ [प्रा मल्लिअ (स मृदित)= પિનાયેલુ)] પ ભમા ઉજેલા ડિવેલ તથા ચીથરાનો થતો મેલ (૨) હનુમાનની મૂર્તિ ઉપરનો તેલ અને સિંદૂરનો મેલ
મંકોડો પુ૦ બ૦વ૦ [स मत्कि, मत्कुण] મોડના અંકોડા - મણકા .
મંકોડી સ્ત્રી૦ [दे मघोड] નાનો મંકોડો -ડો પુ૦ એક જતુ
મંગરો પુ૦ ડુંગરો ટેકરો
મંગલ વિ૦ [स] શુભ કલ્યાણકારક (૨) પુ૦ એ નામનો ગ્રહ (૩) મંગળવાર (૪) ન૦ કલ્યાણ સુખ (૫) ખુશાલીનો અવસર (૬) આશીર્વાદ કે ખુશાલીનુ ગીત (૭) ગ્રંથને આરંભે કરાતી સ્તુતિ ૦કારક, ૦કારી વિ૦ [स] મંગળ કરનારું શુભ -લાચરણ ન૦ [स] ગ્રંથ કે કોઈ કામને આરંભે કરાતી ઈશ્વરસ્તુતિ (૨) શરૂઆત [લા] -લાષ્ટક ન૦ [स] લગ્નવગેરે પ્રસંગે અંતે બોલાતા આઠ શ્લોક -ળ, -ળકારક ૦ળકારી જુઓ 'મંગલ' ઇ૦ -ળફેરો પુ૦બ૦વ૦ પરણી રહી વરવહુ ચોરીની આસપાસ ચાર વાર ફરે છે તે -ળમય વિ૦ મંગળકારી, કલ્યાણકારી -ળમૂર્તિ (-ર્તિ) સ્ત્રી૦ જેનુ દર્શનસ્મરણાદિ મંગળકારી છે તે (૨) ગણપતિ -ળવાર પુ૦ અઠવાડિયાનો ત્રીજો વાર -ળસૂત્ર ન૦ લગ્ન વખતે વર તરફથી કન્યાના ગળામા દોરો પહેરાવાય છે તે જેને કન્યા ધણીની હયાતી સુધી પહેરી રાખે છે (૨) સ્ત્રીના ગળાનુ એક ઘરેણુ -ળા વૈષ્ણવ મંદિરમા ઠાકોરજીના પ્રભાતના પહેલા દર્શન (૨) દુર્ગા

**મંગાવવું** સ૰ ક્રિ૰ ['માગવું' ઉપરથી] લાવવાને કહેવું, લખવું ઇ૰
**મંચ(૰ક)** પુ૰ [સં.] પલંગ (૨) માંચડો; વ્યાસપીઠ (૩) ખેતરમાં બાંધેલો માળો
**મંછા** સ્ત્રી૰ [પ્ર. મર્નાષા, અ. મશા, મનશા] ઇચ્છા, ઉમેદ, વિચાર. [૦ભૂત ને શંકા ડાકણ=ભૂત અને ડાકણ એ આપણી જ મનીષાઓ અને શંકાઓ છે]
**મંજન** ન૰ [સં.] માંજવું તે (૨) દાંત ઘસવાની ભૂકી (૩) દાંતે પીડ–રંગની લૂગદી મૂકવી તે
**મંજરિ(–રી)** સ્ત્રી૰ [સં] મોર, ફૂલની કળીઓનું ઝૂમખું–ડાળખી(૨) કૂંપળ
**મંજાર** પુ૰[પ્રા (મ. માર્જાર)]માંજર,બિલાડો
**મંજિલ** સ્ત્રી૰ [અ] મકાન
**મંજીરા** પુ૰ બ૰ વ૰ [સં. મંજીર ઉપરથી] કાંસીજોડા, કરતાલ
**મંજુ(૰લ)** વિ૰ [સં.] કોમળ; મધુર
**મંજૂર** વિ૰ [અ.] કબૂલ, માન્ય, સંમત; બહાલ. –રી સ્ત્રી૰ બહાલી, હા પાડવી તે; સંમતિ
**મંજૂષા** સ્ત્રી૰ [સં] પેટી, મંજૂસ [સ્થાપન
**મંડન** ન૰ [સં] શણગાર (૨) (મતનું)
**મંડપ** પું૰ [સં] માંડવો
**મંડલ** ન૰ [સં.] ગોળ ઘેરાવ, કૂંડાળું (૨) ટોળું; સંઘ (૩) પ્રદેશ, પ્રાંત (૪) બાર રાજ્યોનો સમૂહ(૫)ઋગ્વેદના ખંડમાંનો દરેક. –લાકાર વિ૰ ચક્રાકાર; ગોળ. –લિક પુ૰ સામંત, ખંડિયો રાજા. –લી સ્ત્રી૰ ટોળી, મંડળ –લીક પું૰ [સં.] મંડલિક. –લેશ(–શ્વર) પુ૰[સં.] ૧૨ રાજ્યોના મંડળનો અધિપતિ
**મંડવું** અ૰ક્રિ૰ [દે. મડ] ખંતથી વળગવું; લાગવું; મચવું
**મંડળ, –ળાકાર, –ળિક, –ળી, –ળીક, –ળેશ(–શ્વર)** જુઓ 'મંડલ'માં
**મંડાણ** ન૰ આરંભ.પાયો (૨) કૂવા પરનાં જે લાકડાં સાથે ચાક હોય છે તે
**મંડામણ** ન૰ ['માંડવું' ઉપરથી] નાણું ધીરનાર વ્યાજ ઉપરાંત ચોપડામાં ખાતું પાડવા બદલ બક્ષિસ લે છે તે
**મંડાવવું** સ૰ક્રિ૰, **મંડાવું** અ૰ક્રિ૰ 'માંડવું'નું પ્રેરક ને કર્મણિ
**મંડિત** વિ૰ [સં] શણગારેલું
**મંડીલ** ન૰ જુઓ મદીલ
**મંડૂક** પું૰ [સં] દેડકો [રસાયણ
**મંડૂર** ન૰ [સં.] લોઢાનો કાટ (૨) તેનું
**મંતર** પુ૰ જુઓ મંત્ર. ૦વું સ૰ક્રિ૰ મંત્રથી કાબૂમાં લેવું કે અસર કરવી(૨) ભરમાવવું; શીખવી રાખવું [લા.]
**મંતવ્ય** વિ૰ [સં] મનન કરવા યોગ્ય(૨) ન૰ મત, માન્યતા
**મંત્ર** પુ૰ [સં.] દેવ કે કોઈ શક્તિ સાધ્ય કરવાનો ગૂઢ શબ્દ કે શબ્દો (૨) મંત્રણા. ૦ણા સ્ત્રી૰[સં.]ખાનગી મસલત. ૦મુગ્ધ વિ૰ મંત્રથી મોહ પામેલું કે બીજા કશાથી તેના જેવી અસર પામેલું ૦સિદ્ધિ સ્ત્રી૰ મંત્ર સિદ્ધ થવો–મંત્રની કાર્યસાધક શક્તિ પ્રાપ્ત કરવી તે. –ત્રી પું૰ [સં] સલાહકાર, પ્રધાન (૨) પ્રધાન કાર્યકર્તા, સંસ્થાનું તંત્ર સંભાળનાર; 'સેક્રેટરી'
**મંથન** ન૰ [સં.] વલોવવું કે વલોવાવું તે (૨) ઊથલપાથલ; ગડમથલ [લા.]
**મંથર** વિ૰ [સં.] મંદ, સુસ્ત, જડ
**–મંદ** [ફા.] નામને લાગતા 'વાળું' એવો અર્થ બતાવનારો પ્રત્યય. ઉદા૰ અક્કલમંદ
**મંદ** વિ૰ [સં] ધીમું; ધીરું; થોડું. ૦ગતિ વિ૰ [સં.] ધીમી ગતિવાળું (૨) સ્ત્રી૰ ધીમી ગતિ. ૦તા સ્ત્રી૰ [સં.]. ૦બુદ્ધિ વિ૰ [સં.] કમઅક્કલ. મૂર્ખ (૨) સ્ત્રી૰ જડતા, મૂર્ખતા ૦ભાગી વિ૰ [સં.] કમનસીબ. ૦ભાગ્ય વિ૰ મંદભાગી(૨) ન૰ દુર્ભાગ્ય. ૦મતિ વિ૰(૨) સ્ત્રી૰જુઓ મંદબુદ્ધિ
**મંદરાચલ** [સં], –ળ પું૰ એક પૌરાણિક પર્વત (સમુદ્રમંથનનો રવૈયો)
**મંદવાડ** પું૰ બીમારી, રોગ

મંદહાસ્ય ન૰ સ્મિત; જરાક મલકાઈને હસવું તે
મંદાકિની સ્ત્રી૰[સં.] ગંગા(૨)આકાશગંગા
મંદાક્રાંતા પું૰ [સં] એક છંદ
મંદાગ્નિ પું૰ [સં.] પાચનશક્તિની મંદતા
મંદાર ન૰ [સં.] સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું એક (૨) તેનું ફૂલ
મંદિર ન૰ [સં.] દેવાલય(૨) ઘર(૩)વિદ્યાનું ધામ. ૰પ્રવેશ પું૰ મંદિરમાં પ્રવેશવાની છૂટ (હરિજન વગેરે અસ્પૃશ્યોને). –રિયું ન૰ મંદિર [પ.](૨) વિ૰મંદિરનું, મંદિરની માલિકીનું
મંદી સ્ત્રી૰ કમીપણું (૨) ભાવની પડતી
મંદીલ ન૰ [અ.] કસબી બારીક વણાટની પાઘડી કે ફેંટો
મંદુ વિ૰ જુઓ મંદ
મંદ્ર વિ૰ [સં.] ધીમો; ગંભીર(સૂર) (૨) સંગીતના ત્રણ પ્રકારના સ્વરોમાંનો એક
મા અ૰ [સં.] ના; નહિ
મા સ્ત્રી૰ [સં] માતા, બા. ૰ઈ સ્ત્રી૰ મા
માઈક ન૰; પું૰ [ઇં.] ધ્વનિવર્ધક યંત્ર દ્વારા બોલવા માટેનું સાધન [નબળું
માઈકાંગલું વિ૰ માવડિયું (૨) બાયલું;
માઈક્રોફોન પું૰; ન૰ [ઇં.] જુઓ માઈક
માઈક્રોસ્કોપ ન૰ [ઇં.] સૂક્ષ્મદર્શક યંત્ર
માઈલ પું૰ [ઇં.] બાવનસો એંશી ફૂટ જેટલું અંતર
માકડ પું૰ [પ્રા. मंकुण (સં. मत्कुण)] એક જીવડું; માંકડ. –ડિયું વિ૰ માકણવાળું (૨)ન૰ માકણ ભરાઈ રહે તેવું કાણાંવાળું પાટિયું (૩) માકણ જેવી ગંધવાળું એક જીવડું. –ણ પું૰ માકડ. –ણિયું વિ૰ માકડિયું [ઊડતું જીવડું; માખી
માખ સ્ત્રી૰[પ્રા.मक्खिआ (સં. मक्षिका)] એક
માખણ ન૰ [પ્રા. मक्खण (સં. म्रक्षण)] દહીં વલોવવાથી નીકળતું સત્ત્વ; નવનીત. (૨) ખુશામત [લા.]. ૰ચોર પું૰ શ્રીકૃષ્ણ. –ણિયું વિ૰ માખણ જેવું નરમ (૨) ખુશામતિયું [લા.]
માખી સ્ત્રી૰ જુઓ માખ
માગ પું૰ [સં. मार्ग; પ્રા. मग्ग] રસ્તો (૨) જગા; આસન (૩) અંતર; મોકળાશ. [૰મુકાવવો = ચડિયાતાપણું કબૂલ કરાવવું]
માગ સ્ત્રી૰['માગવું'ઉપરથી] માંગ; માગણી; ખપત (૨) ઉઘરાણી. ૰ણ પું૰ માગનાર; ભિખારી (૨) ન૰ માગવું તે. ૰ણિયાત વિ૰ ભિખારી. ૰ણી સ્ત્રી૰ માગવું તે (૨) ખપત. ૰ણું ન૰ માગણી; માગવું તે (૨) લેણું (૩) પર હદમાંથી આરોપી કે ગુનેગારને કોર્ટમાં હાજર કરવાની માગણી; 'એકસ્ટ્રેડિશન'. ૰તું વિ૰ માગણી કરતું (૨) ન૰ લેણું [વટીવચો
માગધ પું૰ [સં.] વંશની કીર્તિ ગાનાર;
માગધી વિ૰ [સં.] મગધ દેશનું (૨) સ્ત્રી૰ એની ભાષા (ચારમાંની એક પ્રાકૃત)
માગવું સ૰ ક્રિ૰ [સં. मार्गय्, પ્રા. मग्ग] આપવા માટે કહેવું (૨) પાછું આપવા કહેવું [નો બીજો મહિનો
માગશર પું૰ [સં. मार्गशिर] વિક્રમ સંવત-
માગી તાગી(ને) અ૰ [માગવું + તાગવું] આમથી તેમથી – ગમે તેમ કરીને મેળવીને
માગું ન૰ માગણી (બહુધા લગ્નવિષયક)
માઘ પું૰ [સં.] માહ; વિક્રમ સંવતનો ચોથો મહિનો
માઘેલું વિ૰ મા પાછળ ઘેલું ઘેલું થાય એવું
માછણ સ્ત્રી૰ માછીની કે માછી સ્ત્રી
માછલી સ્ત્રી૰, –લું ન૰ [સં. मत्स्य; પ્રા. मच्छ; માગધી–मश्चली] એક જળચર પ્રાણી
માછી પું૰ [પ્રા. मच्छिअ (સં. मात्स्यिक)] માછીમાર (૨) ખલાસી. ૰માર પું૰ માછલાં પકડવાનો ધંધો કરનાર
માજણ્યું એક માનું; સહોદર
માજન ન૰ હદ; અંકુશ
માજાઈ સ્ત્રી૰ [મા + જાયું] બહેન. –યું વિ૰ માજણ્યું. –યો પું૰ ભાઈ
માજિસ્ટ્રેટ પું૰જુઓ મૅજિસ્ટ્રેટ [મરહૂમ
માજી વિ૰[અ.]પૂર્વનું,અગાઉ થઈ ગયેલ(૨)

**માજી** સ્ત્રી૦ [મા+જી] દાદી (૨) અંબા માતા કે કોઈ દેવી (૩) વૃદ્ધ સ્ત્રીનું માનવાચક સંબોધન

**માઝમ** વિ૦ [प्रा. मज्झिम (सं. मध्यम)] મધ્યમ

**માઝા** સ્ત્રી૦ [दे. मज्जा; प्रा. मज्जाया (सं. मर्यादा)] મર્યાદા

**માટ** અ૦ માટે [પ.]

**માટ** ન૦ [प्रा. मट्टिआ (सं. मृत्तिका) ઉપરથી] માટલું. ૦લી સ્ત્રી૦ નાનું માટલું. ૦લું ન૦ માટીનું એક વાસણ

**માટી** સ્ત્રી૦ [प्रा. मट्टिआ (सं. मृत्तिका)] મટોડી (૨) માંસ

**માટી** વિ૦ જોરાવર (૨) પું૦ માટી, ધણી (૩) મરદ. ૦ડો પુ૦ પુરુષ (૨) ધણી

**માટે,** ૦કરી (૦ને) અ૦ વાસ્તે, સારુ (૨) તેથી; તે કારણે

**માઠું** વિ૦ ખરાબ; ભૂંડું; અશુભ

**માડ** (મા') ન૦ [જુઓ માઢ] બાજઠ ઉપર કેળ બાંધી બનાવેલું રત્નાદેનું સ્થાન; કેળોનો મંડપ (૨) પું૦ જુઓ માઢ

**માડણ** ન૦ [सं. मण्ड्=શણગારવું] તારા ટપકીની પિયળ

**માડણ** ન૦ ગામને પાદરે પાણી ભરાયેલો ખાડો (જેમાં ભેંસો પડી રહે છે)

**માડી** સ્ત્રી૦ [प्रा. माइ (सं. मातृ)] મા (૨) માતા; દેવી (ભક્તિમાં). ૦જાયો પું૦ માનો બેટો, બચ્ચો; બહાદુર માણસ

**માઢ** પુ૦ [सं. माडि; दे. माडिअ] મહેલ; મેડીવાળું સુંદર મકાન (૨) મહોલ્લો. ૦મેડી સ્ત્રી૦ દરવાજા પર બાંધેલી મેડી

**માણ** સ્ત્રી૦ [सं. मणि=પાણી ભરવાનું વાસણ] ગાગર (૨) ઉતરડ [મેળવણ

**માણ** સ્ત્રી૦ [सं. मंट] ખમીર; ખટાશ (૨) ન૦

**માણ** અ૦ જુઓ માણ માણ

**માણભટ** (-ટ્ટ) પું૦ માણ ખખડાવી કથા કહેનાર વ્યાસ

**માણ માણ** (-ણે) અ૦ [प्रा. मणा मणा (सं मनाक् मनाक्)] + માંડ માંડ; જેમ તેમ કરીને; પરાણે (૨) મંદ મંદ; ધીરે ધીરે

**માણવું** સ૦ક્રિ૦ [प्रा. माण (सं. मानय्)=અનુભવવું] અનુભવવું; ભોગવવું (૨) અ૦ક્રિ૦ રાજી થવું; મજા કરવી

**માણસ** પું૦; ન૦ [प्रा. माणुस (सं. मानुष)] મનુષ્ય.–સાઈ સ્ત્રી૦ માણસને યોગ્ય ગુણ કે વર્તન . [માણસ (લોકગીતમાં)

**માણારાજ** પું૦ મોટું માણસ; વહાલું

**માણિક્ય** ન૦ [सं.] માણેક

**માણિયો** પું૦ ['માણ' ઉપરથી] ગાડવો; ઘડો

**માણી** સ્ત્રી૦ [સર૦ सं. माणिका] બાર મણનું તોલ

**માણેક** ન૦ [सं. माणिक्य] રાતો મણિ. ૦ચોક પું૦ દરબારી લોકોના મકાનો વચ્ચેનું મેદાન (૨) અમદાવાદમાં માણેકનાથના સ્થાનક પાસેનું બજારનું સ્થાન. ૦ઠારી સ્ત્રી૦ શરદપૂનમ. ૦થંભ પું૦ વિજય સ્તંભ (૨) લગ્ન વખતે મંડપ માટે રોપાતો થંભ [વિનાનું થયેલું

**માત** (મા') વિ૦ [अ.] હારી ગયેલું; જોર

**માત** સ્ત્રી૦ [सं. मातृ] માતા [પ.]. ૦પિતા ન૦ બ૦ વ૦ માબાપ

**માતબર** વિ૦ [अ. मुअतबर] સમૃદ્ધ, તાલેવાન

**માતરિશ્વા** પુ૦ [सं.] પવન

**માતલિ** પુ૦ [सं.] ઇંદ્રનો સારથિ

**માતવું** અ૦ ક્રિ૦ [सं. मत्त પરથી] ફાલવું; હૃષ્ટપુષ્ટ થવું (૨) મસ્તીમાં આવવું

**માતંગ** પું૦ [सं.] હાથી. –ગી સ્ત્રી૦ [सं.] હાથણી (૨) હાથીના વાહનવાળી દેવી

**માતા** સ્ત્રી૦ [सं.] જનની (૨) દેવી (૩) શીતળામાતા. ૦જી સ્ત્રી૦ માતા (માનવાચક). ૦પિતા ન૦ બ૦ વ૦ માતપિતા. ૦મહ પું૦ [सं.] માનો બાપ. ૦મહી સ્ત્રી૦ [सं.] માની મા

**માતુ** સ્ત્રી૦ [सं. मातृ] મા. ૦લ પુ૦ [सं.] મામો. ૦શ્રી સ્ત્રી૦ મા (માનસૂચક)

**માતું** (૦તાવું) વિ૦ ['માતવું' ઉપરથી] માતેલું

**માતૃ** સ્ત્રી૦ [सं.] માતા. ૦ક વિ૦ [सं.] મા સંબંધી. ૦કા સ્ત્રી૦ [सं.] મા (૨) દાઈ (૩) વર્ણમાળા; બારાખડી (૪) માંગલિક કૃત્યો

વખતે બ્રાહ્મી, માહેશ્વરી વૈષ્ણવી, વગેરે (સાત કે આઠ) દેવીઓનું પૂજન થાય છે તેમાની દરેક ૦ત્વ ન૦ માતા તરીકેનો ધર્મ, માતાપણુ ૦દેવ વિ૦ [સ] માતાને દેવ તરીકે પૂજનાર ૦દેશ પુ૦ જન્મભૂમિ ૦પક્ષ પુ૦[સ] મા તરફના સગાવહાલા ૦પદ ન૦ માતા થવુ તે (૨) માતા તરીકેનુ સ્થાન – ગૌરવ (૩) માતા તરીકેનો ધર્મ, માતાપણુ ૦ભાષા સ્રી૦ સ્વભાષા ૦ભૂમિ(-મી) સ્રી૦ જન્મભૂમિ

માત્ર [સ] નામને લાગતા તે બધુ, સઘળુ' એવો સમગ્રતાવાચક અર્થ બનાવે છે ઉદા૦ માણસમાત્ર (૨) અ૦ ફક્ત, કેવળ (૩) વિ૦ [સ] બહુવ્રીહિ સમાસમા ઉત્તરપદ તરીકે '-માપ કે પ્રમાણનુ'એ અર્થમા ઉદા૦ અંગુલીમાત્ર, રજમાત્ર

માત્રા સ્રી૦ [સ] બારાખડીમા ઉપર મુકાતુ ( ે ) આવુ ચિહ્ન (૨) કાવ્ય કે સંગીતમા સમયની ગણતરીનો એકમ (૩) ધાતુની ભસ્મ રસાયણ (૪) માપ પ્રમાણ ૦મેળ છંદ પુ૦ જેમા ઓછી વધારે માત્રા ઉપર પદબંધનો આધાર હોય તેવો છંદ

માત્સર્ય ન૦ [સ] બીજાનું સુખ દેખી બળવુ તે, ઈર્ષા

માથાકૂટ સ્રી૦ ભાંજગડ, પંચાત (૨) નકામી મહેનત, પીડા -ટિયુ વિ૦ માથાકૂટ કરાવે તેવુ

માથાઝીક સ્રી૦ માથાકૂટ

માથાફરેલ વિ૦ મિજાજી, ક્રોધી

માથાફોડ સ્રી૦ માથાકૂટ

માથાબોળ અ૦ માથુ અને શરીર પલાળીને

માથાભારે વિ૦ મિજાજી, તુમાખીવાળુ

માથાવટી સ્રી૦ સાલ્લો ન બગડે માટે તેના માથા ઉપરના ભાગ નીચે સીવેલો અસ્તરનો કકડો (૨) માથાના કપડા પર પડેલા તેલના ડાઘા (૩) માથાનો ભાગ (૪) આબરૂ [લા] [વાઢે એવુ, કારમું

માથાવાઢ વિ૦ [માથુ + વાઢવુ] માથુ

માથાવેરો પુ૦ માથાદીઠ લેવાતો કર

માથુ' ન૦ શરીરનો ખોપરીવાળો ભાગ (૨) ધડની ઉપરનો ભાગ, ટોચ (૩) કોઈ પણ વસ્તુના મથાળાનો ભાગ, ટોચ (૪) મગજ, બુદ્ધિ [લા] -થે અ૦ ઉપર ઉદા૦ ઘા માથે પાટો બાંધે [લા] (૨) 'માથુ'નું સપ્તમીનુ રૂપ -થોડું ન૦ માથુ ડૂબે તેટલું ઊંડાણ

માદ પુ૦ [સ] કેફ (૨) મદ, અહંકાર ૦ક વિ૦ [સ] કેફી [સ્રી૦ માતૃભાષા

માદર સ્રી૦ [ફા] મા ૦જબાન, ૦જબા

માદરપાટ પુ૦ [મદ્રાપોલ્ર્ સ્થાને તૈયાર થતુ] એક જાતનુ સુતરાઉ કાપડ

માદરી વિ૦ [ફા] માનુ, -ને લગતુ

માદરે વતન ન૦ [ફા] માતૃભૂમિ

માદળિયુ ન૦ દોરો ચિઠ્ઠી કે તાવીજવાળો ધાતુનો નળી જેવો કે ચપટો ઘાટ

માદા સ્રી૦ [ફા] પશુ કે પંખીમા સ્રીજાત (૨) બરડવાની જોડમા ખાડાવાળુ બરડવુ

માધવ પુ૦ [સ] વિષ્ણુ શ્રીકૃષ્ણ (૨) વૈશાખ માસ -વી સ્રી૦[સ] એક ફૂલવેલ (૨) વિ૦ વૈશાખ માસનુ વસંતઋતુનુ [માગવી તે

માધુકરી સ્રી૦ [સ] ઘેર ઘેર ફરી ભિક્ષા

માધુરી સ્રી૦[સ] માધુર્ય, મીઠાશ (૨) મઝાઈ

માધુર્ય ન૦ [સ] મધુરતા

માધ્યમ વિ૦ [સ] વચલુ (૨) ન૦ સંચાર કે વિનિમય વગેરે માટે વચ્ચે વાપરવાનુ સાધન કે વાહન, 'મીડિયમ' -મિક વિ૦ [સ] વચલુ મધ્યમા આવેલુ (૨) પ્રાથમિકથી આગળનુ, 'સેકંડરી' -મિક શાળા સ્રી૦ પ્રાથમિક પછીની શાળા, વિનયમંદિર, 'હાઈસ્કૂલ'

માન ન૦ [સ] આબરૂ પ્રતિષ્ઠા (૨) સદ્ભાવ આદર (૩) અભિમાન (૪) તોલ, માપ (૫) પરિમેય, 'મૅગ્નિટ્યુડ' [ગ]

માનત(-તા) સ્રી૦ ['માનવુ' પરથી] બાધા, આખડી

માનદ વિ૦ [સ] માનપ્રદ, માન આપનાર (૨) વેતન લીધા વગર કામ કરનારુ, 'ઑનરરી'

ક્રિયા કરાવનાર (૩) આશ્રય આપનાર; દાતા. ૦વૃત્તિ સ્ત્રી૦ યજમાનનાં દાન-દક્ષિણા વડે આજીવિકા કરવી તે
યજવું સ૦ક્રિ૦ [સં. યજ્] પૂજા કરવી (૨) યજ્ઞ કરવો
યજુર(-ર્વેદ) પું૦[સં.] ચાર વેદમાંનો એક
યજ્ઞ પું૦ [સં.] એક વેદોક્ત કર્મ; યાગ(૨) લોકસંગ્રહ કે સેવા અર્થે કરેલું કર્મ. ૦કુંડ પું૦ [સં.] યજ્ઞની વેદી. ૦ક્રિયા સ્ત્રી૦ [સં] યજ્ઞનો વિધિ. ૦પુરુષ પું૦ [સં.] વિષ્ણુ. ૦યાગ પું૦ હોમહવન. ૦વેદિ(-દી) સ્ત્રી૦ [સં.] યજ્ઞની વેદી. ૦શાલા [સં.], ૦શાળા સ્ત્રી૦ યજ્ઞ કરવાનો ઓરડો. -જ્ઞોપવીત ન૦ [સં.] જનોઈ
યતિ પું૦ [સં.] જિતેંદ્રિય પુરુષ; સંન્યાસી (૨) જૈન સાધુ (૩) સ્ત્રી૦ છંદમાં આવતો વિરામ (૪) વાક્યમાં આવતી ટાપ
યતી પું૦ [સં.] યતિ; સંયમી
યતીમ ન૦ [અ.] અનાથ બાળક. ૦ખાનું ન૦ અનાથાશ્રમ
યત્કિંચિત્ અ૦ [સં.] જરા પણ
યત્ન પું૦ [સં] યત્ન; મહેનત; ઉદ્યોગ
યત્ર અ૦ [સં] જ્યાં. ૦તત્ર અ૦ જ્યાં ત્યાં; ઠેકઠેકાણે
-યથા અ૦ [સં.] જેવી રીતે; જે પ્રમાણે (૨) અવ્યયીભાવ સમાસમાં '-ની પ્રમાણે', 'અનુસાર' એવા અર્થમાં. ૦કાલ [સં.], ૦કાળ અ૦ સમય અનુસાર; યોગ્ય વખતે. ૦તથ અ૦ [સં.] જેમ હોય તેમ; સાથેસાથું. ૦યોગ્ય અ૦ [સં.] હોય તેમ. ૦ર્થ વિ૦ [સં.] સાચું; ખરું; વાસ્તવિક (૨) અ૦ વાસ્તવિક રીતે. ૦ર્થતા સ્ત્રી૦ સાચાપણું; ખરાપણું. ૦વત્ અ૦ [સં.] જેમ હોય તેમ. ૦વિધિ અ૦ [સં.] વિધિ પ્રમાણે. ૦શક્તિ અ૦ [સં.] શક્તિ પ્રમાણે. -થેચ્છ(-ષ્ટ) વિ૦ [સં.] મરજી મુજબનું (૨) અ૦ ઇચ્છા પ્રમાણે
-યદપિ અ૦ [સં.] જોકે; યદ્યપિ
-યદા અ૦ [સં.] જ્યારે
યદિ અ૦ [સં.] જો
યદુ પું૦ [સં.] યયાતિ અને દેવયાનીનો પુત્ર અને યાદવોનો પૂર્વજ. ૦નંદન [સં.], ૦વર પું૦ કૃષ્ણ
યદચ્છા સ્ત્રી૦ [સં.] સ્વેચ્છા (૨) અકસ્માત્
યદ્યપિ અ૦ [સં.] જોકે; યદપિ
યદ્વાતદ્વા અ૦ [સં] ગમે તેમ; એલફેલ
યમ પું૦ [સં.] નિગ્રહ; સંયમ (૨) અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને અસ્તેય એ પાંચ (૩) મૃત્યુનો દેવ
યમક પું૦ જોડકું (૨)[કા શા.] ભિન્ન અર્થના સમાન શબ્દોની પુનરાવૃત્તિ-શબ્દાલંકાર (૩) પ્રાસ; 'રાઈમ'
યમદૂત પું૦ [સં.] યમનો નોકર
યમનિયમ પું૦બ૦વ૦ [સં.] અષ્ટાંગ યોગનાં પહેલાં બે અંગ (પાંચ મહાવ્રતરૂપી યમ; તથા શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ)
યમપાશ પું૦ [સં.] જે ફાંસા વડે જીવને યમ લઈ જાય છે તે
યમપુરી સ્ત્રી૦ યમરાજાની નગરી (૨) નરક
યમલ ન૦ [સં] જોડકું
યમલોક પું૦, યમસદન ન૦ યમનું સ્થાન
યમી વિ૦ (૨) પું૦ [સં.] સંયમી (૩) સ્ત્રી૦ યમુના નદી
યયાતિ પું૦ [સં.] એક ચંદ્રવંશી રાજા
યરવડાચક્ર ન૦ ગાંધીજીએ યરવડા જેલમાં સુધારેલો પેટી-રેંટિયો
યવ પું૦ [સં.] જવ
યવન પું૦ [સં.] (પ્રાચીન) યુનાન દેશનો રહેવાસી (૨) આર્યસંસ્કૃતિ બહારનો માણસ; મ્લેચ્છ. -નિકા સ્ત્રી૦ [સં] જવનિકા; પડદો (૨) યવની. -ની સ્ત્રી૦ [સં.] યવનની કે યવન સ્ત્રી
યશ પું૦ [સં.] કીર્તિ (૨) ફતેહ; સિદ્ધિ [લા.]. ૦સ્વતી, ૦સ્વિની વિ૦ સ્ત્રી૦, ૦સ્વી વિ૦ [સં.] નામાંકિત (૨) ફતેહમંદ. -શોગાન ન૦ યશનું ગાન; યશ ગાવો તે. -શોદા સ્ત્રી૦ [સં.]

શ્રીકૃષ્ણને ઉછેરનાર નંદની પત્ની **-શોધન** ન૰ [સં] યશરૂપી ધન (૨) વિ૰ યશસ્વી **-શોધરા** સ્ત્રી૰ [સં] ભગવાન બુદ્ધના પૂર્વાશ્રમના પત્ની
**યષ્ટિ, ૦કા, -ષ્ટી** સ્ત્રી૰ [સં] લાકડી
**યહૂદી** વિ૰ (૨) પુ૰ [ફા] પેલેસ્ટાઈનનો મૂળ વતની, મૂસા પેગંબરનો અનુયાયી
**યંત્ર** ન૰ [સં] સંચો (૨) જુઓ જંતર. **૦ણા** સ્ત્રી૰ [સં] કલેશ, વેદના (૨) નિયંત્રણ **૦રચના** સ્ત્રી૰ યંત્રની રચના, યંત્રની ગોઠવણી **૦વત્** અ૰ યંત્રની પેઠે, એકધારું **૦વિદ્યા** સ્ત્રી૰ યંત્રોની વિદ્યા **૦શાસ્ત્ર** ન૰ યંત્રોનું શાસ્ત્ર, 'મિકેનિક્સ' **-ન્ત્રિત** વિ૰ [સં] નિયંત્રિત **-ત્રોદ્યોગ** પુ૰ [+ उद्योग] યંત્રો દ્વારા થતો કારખાનાને ઘરેરોજગાર **-ત્રોદ્યોગવાદ** પુ૰ યંત્રોદ્યોગો વધવાથી દેશની આબાદી છે એવો વાદ 'ઇન્ડસ્ટ્રિયલિઝમ'
**યા** અ૰ [ફા] હે! (૨) અથવા, યાને [૦અલ્લા! શ૰ પ્ર૰ હે પ્રભુ!]
**યાકૂત** ન૰ [અ] માણેક એક રત્ન **-તી** સ્ત્રી૰ ભાગના ધીમા મસાના મેળવી બનાવેલો એક માદક પાક
**યાગ** પુ૰ [સં] યજ્ઞ
**યાચક** પું૰ [સં] માગણ **-ના** સ્ત્રી૰ [સં] વિનંતિ, પ્રાર્થના (૨) માગણી, ભીખ
**યાચવું** સ૰ક્રિ૰ [સં याच्] યાચના કરવી
**યાચિત** વિ૰ [સં] માગેલું
**યાજક** પુ૰ [સં] યજ્ઞવિધિ કરાવનાર ઋત્વિજ
**યાજન** ન૰ [સં] યજ્ઞ કરાવવો તે
**યાજ્ઞવલ્ક્ય** પુ૰ [સં] એક પ્રાચીન ઋષિ
**યાજ્ઞસેની** સ્ત્રી૰ [સં] દ્રૌપદી
**યાજ્ઞિક** વિ૰ [સં] યજ્ઞ સંબંધી (૨) પુ૰ યજ્ઞ કરનાર કે કરાવનાર (૩) એક અટક
**યાજ્ય** વિ૰ [સં] યજ્ઞમાં હોમવાનું
**યાતના** સ્ત્રી૰ [સં] દુઃખ, કષ્ટ, પીડા
**યાતાયાત** સ્ત્રી૰ [સં] જવું ને આવવું તે, ફેરાફેરા (૨) જન્મમરણનું દુઃખ
**યાત્રા** સ્ત્રી૰ [સં] જુઓ જાત્રા **૦ળુ** પુ૰ યાત્રા કરનારો **-ત્રિક** [સં], **-ત્રી** વિ૰ યાત્રા કરનારું (૨) પું૰ યાત્રાળુ
**યાદ** સ્ત્રી૰ [ફા] સ્મરણ (૨) યાદી, ટાંચણ **૦ગાર** વિ૰ યાદ કરાવે તેવું (સ્મારક) (૨) યાદ રહી જાય તેવું **૦ગીરી** સ્ત્રી૰ યાદદાસ્ત, સ્મરણ (૨) સંભારણું સ્મારક **૦દાસ્ત(-સ્તી)** સ્ત્રી૰ [ફા + दाश्तन] સ્મરણશક્તિ
**યાદવ** પુ૰ [સં] યદુનો વંશજ (૨) કૃષ્ણ **-વાસ્થળી, -વી** સ્ત્રી૰ યાદવોની અંદર અંદરની લડાઈ અને કતલ (૨) અંદર અંદરની લડાઈ [લા]
**યાદી** સ્ત્રી૰ [ફા] ટીપ, વિગતવાર ટાંચણ (૨) તે નોંધવાની ચોપડી (૩) યાદ, સ્મરણ
**યાદશ** વિ૰ [સં] જેવું, જેના જેવું
**યાન** ન૰ [સં] વાહન (૨) શત્રુ સામે આક્રમણ
**યાને** અ૰ [अ यानी] અથવા યા
**યામ** પુ૰ [સં] ત્રણ કલાક, પહોર
**યામિની** સ્ત્રી૰ [સં] રાત્રી
**યામ્ય** વિ૰ [સં] યમ સંબંધી (૨) દક્ષિણ દિશાનું **-મ્યોત્તર** વિ૰ દક્ષિણમાંથી ઉત્તરમાં જતું
**યાર** પું૰ [ફા] દોસ્ત (૨) આશક, જાર **-રી** સ્ત્રી૰ દોસ્તી, પ્યાર (૨) સ્ત્રીપુરુષનો અનુચિત પ્રેમ કે સંબંધ (૩) સઢ છૂટો મૂકવાનો દોર (૪) મદદ [યારી આપવી (નસીબે) = નસીબ પાધરું ઊતરવું પ્રયત્ન સફળ થવો]
**યાર્ડ** પુ૰ [ઇં] વાર, ત્રણ ફૂટનું માપ (૨) વારો વાડા જેવી જગા ઉદા૰ રેલવે યાર્ડ
**યાલ** સ્ત્રી૰ [તુર્કી] સિંહની ગરદન પરના વાળ
**યાવચ્ચંદ્રદિવાકરૌ** અ૰ [સં] સૂર્ય અને ચંદ્ર હોય ત્યાં સુધી, હમેશને માટે
**યાવજ્જીવન** અ૰ [સં] આખી જિંદગી સુધી
**યાવત્** અ૰ [સં] જ્યાં સુધી
**યાહોમ** અ૰ [अवस्ता ओहाम] કુરબાનીનો પોકાર [૦કરવું = મરણિયા થઈને પડવું]
**યાળ** સ્ત્રી૰ જુઓ યાલ

**યાંત્રિક** વિ૦ [સં.] યંત્રનું; યંત્ર સંબંધી; યંત્ર જેવું (૨) પું૦ યંત્રશાસ્ત્રી
**યુક્ત** વિ૦[સં.] જોડાયેલું (૨) યોગ્ય; ઘટતું (૩) (સમાસને અંતે) 'વાળું' અર્થમાં. ઉદા૦ અપમાનયુક્ત. **–ક્તાયુક્ત** વિ૦ [+અયુક્ત] સારુંનરસું; યોગ્યાયોગ્ય
**યુક્તિ** સ્ત્રી૦ [સં.] તદબીર; કરામત (૨) ન્યાય; તર્ક. **૦પ્રયુક્તિ** સ્ત્રી૦ સારાનરસા ઉપાય કરવા તે; વિવિધ યુક્તિઓ અજમાવવી તે. **૦બાજ** વિ૦ ચતુર; હોશિયાર (૨) શોધક, કરામતી
**યુગ** પું૦ [સં.] પૌરાણિક રીતે પાડેલા કાળના લાંબા ચાર વિભાગોમાંનો દરેક (સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ) (૨) જમાનો [લા.] (૩) યુગલ; યુગ્મ. **૦ધર્મ** પું૦ યુગનો પ્રધાન ધર્મ. **૦પ્રવર્તક** વિ૦ યુગ પ્રવર્તાવનાર; યુગ બદલનાર (૨) પું૦ જેના મહાન પુરુષાર્થથી જગતમાં યુગાંતર થાય તે (પુરુષ). **૦લ** ન૦ જોડું. **–ગંધર** પું૦ [સં.] યુગપ્રવર્તક
**યુગ્મ** ન૦ [સં.] જોડું. **૦ક** ન૦ [સં.] યુગ્મ; જોડું. **૦કોણ** પું૦ 'ઑલ્ટર્નેટ ઍન્ગલ' [ગ.]
**યુટોપિયા** પું૦ [ઇં.] આદર્શ સમાજવ્યવસ્થા અને સુખસંપત્તિવાળો કાલ્પનિક બેટ કે તેવો પ્રદેશ યા સ્થિતિ
**યુત** વિ૦ [સં.] યુક્ત; સહિત. **–તિ** સ્ત્રી૦ [સં.] યોગ; મિલન; મેલાપ [મોટો
**યુધિષ્ઠિર** પું૦ [સં.] પાંચ પાંડવોમાં સૌથી
**યુદ્ધ** ન૦ [સં.] લડાઈ; સંગ્રામ. **૦નિષેધ** પું૦ યુદ્ધનો સર્વથા નિષેધ. **૦મોકૂફી** સ્ત્રી૦ થોડા સમય માટે યુદ્ધ બંધ રાખવું તે; 'આર્મિસ્ટીસ'. **૦દ્ધોત્તર** વિ૦[+ઉત્તર] યુદ્ધ પછીનું; યુદ્ધ પત્યા પછીના શાંતિના કાળમાં કરવાનું–હાથ ધરવાનું; જેમ કે યુદ્ધોત્તર યોજનાઓ
**યુનાન** પું૦ [ફા.] ગ્રીસ. **–ની** વિ૦ યુનાનનું કે તેને લગતું (૨) મુસલમાનોનું–તેમણે ખીલવેલું (વૈદું) [જાતનો જથો
**યુનિટ** પું૦ [ઇં.] એકમ; મૂળ ઘટક (૨) એક
**યુનિવર્સિટી** સ્ત્રી૦ [ઇં.] વિદ્યાપીઠ; વિશ્વવિદ્યાલય [[ર. વિ.]
**યુરેનિયમ** ન૦[ઇં.] એક ધાતુ (મૂળ તત્ત્વ)
**યુવક** પું૦ યુવાન. **૦પ્રવૃત્તિ** સ્ત્રી૦યુવાનોના સંગઠનની કે તે વડે ચલાવાતી પ્રવૃત્તિ. **૦મંડળ** ન૦, **૦સંઘ** પું૦ યુવકોનો સંગઠિત સમૂહ કે સંસ્થા
**યુવતી** સ્ત્રી૦ [સં.] જુવાન સ્ત્રી
**યુવરાજ** પું૦ [સં.] પાટવી કુંવર. **–જ્ઞી** સ્ત્રી૦ પાટવી કુંવરની સ્ત્રી
**યુવા** પું૦[સં.]યુવાન. **૦ન** વિ૦ યુવાવસ્થામાં આવેલું, જુવાન (૨) પું૦ તેવો પુરુષ. **૦વસ્થા** સ્ત્રી૦ [+અવસ્થા] જુવાની
**યૂકા** સ્ત્રી૦ [સં.] જૂ
**યૂથ** ન૦ [સં] ટોળું
**યૂપ** પું૦[સં.]યજ્ઞના પશુને બાંધવાનો થાંભલો
**યે** 'ય' જેમ જ અર્થ સૂચવે (કાંઈક વિશેષ માત્રામાં) [પ્રકારે;ગમે તેમ કરીને
**યેન કેન પ્રકારેણ** શ૦પ્ર૦ [સં.] ગમે તે
**યોગ** પું૦ [સં.] મેળાપ; સંગમ (૨) ઉપાય; ઇલાજ (૩) પરમાત્મા સાથે સંબંધ કરવાનો ઉપાય (૪) ચિત્તવૃત્તિનો નિરોધ (૫) યોગદર્શન (૬) અવસર; પ્રસંગ; લાગ (૭)સૂર્ય કે ચંદ્રના અમુક સ્થાનમાં આવવાથી થતા ૨૭ વિશિષ્ટ અવસરમાંનો દરેક [જ્યો.](૮) વ્યુત્પત્તિ [વ્યા.]. **૦ક્ષેમ** પું૦;ન૦[સં.]જે વસ્તુ ન હોય તે મેળવવી અને હોય તેનું રક્ષણ કરવું તે (૨) કુશળતા, આબાદી. **૦દર્શન** ન૦ [સં.] પતંજલિપ્રણીત યોગશાસ્ત્ર. **૦નિદ્રા** સ્ત્રી૦ [સં.]અર્ધી નિદ્રા અને અર્ધી સમાધિની સ્થિતિ (૨) યુગના અંતમાં વિષ્ણુની નિદ્રા. **૦બલ** [સં.], **૦બળ** ન૦ યોગથી પ્રાપ્ત થતી શક્તિ. **૦ભ્રષ્ટ** વિ૦ [સં.] યોગમાંથી ચળેલું. **૦માયા** સ્ત્રી૦ [સં.] યોગની અદ્ભુત શક્તિ (૨)સૃષ્ટિની ઉત્પત્તિ કરનારી ઈશ્વરની શક્તિ(૩) દુર્ગા. **૦મુદ્રા** સ્ત્રી૦ ખેચરી વગેરે પાંચ મુદ્રાઓમાંની દરેક; યોગની વિશિષ્ટ ક્રિયા. **૦રૂઢિ** સ્ત્રી૦

શબ્દની ત્રણ પ્રકારની અર્થબોધક વૃત્તિ-શક્તિમાંની એક (યોગ, રૂઢિ અને યોગરૂઢિ), જેમાં યોગ-વ્યુત્પત્તિ-તેમ જ રૂઢિ બંનેથી શબ્દનો અર્થ નક્કી થાય છે ઉદા૦ પ જ[ન્યા] ૦શાસ્ત્ર ન૦ [સ] યોગનું નિરૂપણ કરનારું શાસ્ત્ર ૦સમાધિ સ્ત્રી૦[સ] પૂર્ણ ધ્યાનમાં જીવનું લીન થઈ જવું તે ૦સાધના સ્ત્રી૦ યોગની સાધના ૦સિદ્ધ પું૦ યોગની સિદ્ધિ પ્રાપ્ત કરનારો, યોગી ૦સૂત્ર ન૦ [સ] પતંજલિએ રચેલો યોગશાસ્ત્રનો પ્રસિદ્ધ ગ્રંથ -ગાનુયોગે અ૦ [+અનુયોગ] જુઓ જોગાનજોગ -ગાભ્યાસ પું૦ [+અભ્યાસ] યોગનો અભ્યાસ -ગાયોગ પું૦ [+અયોગ] અનુકૂળ અને પ્રતિકૂળ સંજોગ -ગિની સ્ત્રી૦ [સ] યોગાભ્યાસ કરનારી સ્ત્રી, તાપસી (૨) દુર્ગા અને શિવની તહેનાતમાં રહેતી આઠ ઉપદેવીઓમાંની દરેક -ગી પું૦ [સ] યોગ સાધન કરનાર, તપસ્વી -ગીરાજ, -ગીશ્વર -ગીંદ્ર, -ગેન્દ્ર, -ગેશ્વર પું૦ [સ] યોગીઓમાં શ્રેષ્ઠ (૨) મહાદેવ

**યોગ્ય** વિ૦ [સ] છાજતું ઘટતું લાયક ૦તા સ્ત્રી૦ [સ] યોગ્ય હોવું તે -ગ્યાયોગ્ય વિ૦ [+અયોગ્ય] યોગ્ય અને અયોગ્ય

**યોજક** વિ૦ (૨) પું૦[સ] યોજના કરનાર. ૦તા સ્ત્રી૦ યોજવાની શક્તિ

**યોજન** પું૦ [સ] ચાર ગાઉ

**યોજના** સ્ત્રી૦ [સ] ગોઠવણ, વ્યવસ્થા (૨) કાર્ય પરત્વે રીત, વસ્તુ, ઉદ્દેશ વગેરેનો પહેલેથી કરેલો વિચાર, સંકલના વગેરે તે

**યોજવું** સ૦ક્રિ૦ [સ યુજ્] જોડે સાધવું, જોડવું (૨) યોજના કરવી, રચવું ગોઠવવું (૩) નીમવું, મૂકવું, -માં પ્રવૃત્ત કરવું

**યોદ્ધો** યોધ [સ] પું૦ લડવૈયો

**યોનિ(-ની)** સ્ત્રી૦ [સ] સ્ત્રીની જનનેંદ્રિય (૨) ઉત્પત્તિસ્થાન, આદિ કારણ (૩) દેવ, મનુષ્ય, પશુ વગેરે જેવી જીવની જાત

**યૌગિક** વિ૦ [સ] યોગ સંબંધી

**યૌન** વિ૦ [સ] યોનિ સંબંધી યોનિમાંથી જન્મેલું (૨) લોહીના સંબંધવાળું, લગ્ન સંબંધમાંથી થતું

**યૌવન** ન૦ [સ] જુવાની ૦વેશ(-ષ) વિ૦ જુવાન -ના સ્ત્રી૦ યુવતી (અશુદ્ધ શબ્દ રચના)

## ર

**ર** પું૦ [સ] ચાર અર્ધસ્વરોમાંનો બીજો

**રકઝક** સ્ત્રી૦[જક નો દ્વિર્ભાવ] ખેંચાખેંચી, તકરાર

**રકમ** સ્ત્રી૦[અ નીજ(૨)દાગીનો ઘરેણું(૩) મોટી સંખ્યામાં નાણું (૪) સંખ્યા [ગ] (૫) ગણિતનો હિસાબ મંડાવે છે તે લખાણ [એક પાત્ર

**રકા(-કે)બી** સ્ત્રી૦ [ફા] નાનું, છીછરું

**રક્ત** વિ૦ [સ] રાતું, લાલ (૨) રાગવાળું (૩) ન૦ લોહી ૦કણ પું૦ લોહીમાં હોતો (રાતો ને ધોળો) સૂક્ષ્મ અણુ, 'કૉર્પસ્કલ' ૦પાત પું૦ [સ] લોહીનું પડવું વહેવું તે. ૦પિત્ત ન૦ [સ] લોહીવાળી રસી ગર્યા કરે તેવો એક કોઢ (૨) જેમાં નાક-મોં ઇત્યાદિમાંથી લોહી પડે છે અથવા લોહીમિશ્રિત કાંઈ પડે છે એવો એક રોગ ૦વાહિની સ્ત્રી૦ રક્ત વહેનારી નસ ૦સ્રાવ પું૦ લોહીનું વહેવું તે (૨) ઝાડા વાટે લોહીનું જવું તે - એક રોગ

**રક્ષક** વિ૦ (૨) પું૦ [સ] રક્ષણ કરનાર. -ણ ન૦[સ] રખવાળી, બચાવ, પાલન. -ણાત્મક વિ૦ રક્ષણ પર ધ્યાનવાળું, 'ડિફેન્સિવ, 'પ્રોટેક્ટિવ'

**રક્ષવું** સ૦ ક્રિ૦ [સ રક્ષ્] રક્ષણ કરવું

**રક્ષા** સ્ત્રી૦ [સ] રક્ષણ (૨) રાખડી (૩)

રાખડી બાંધવાની ક્રિયા (શ્રાવણી પૂર્ણિમાને દિવસે) ૦બંધન ન૦ રાખડી બાંધવાની ક્રિયા (શ્રાવણી પૂર્ણિમાને દિવસે)

**રક્ષિત** વિ૦ [સં] રક્ષાયેલું

**રખડપટ્ટી** સ્ત્રી૦ રખડવું તે, ફેરા, ધક્કા

**રખડવું** અ૦ક્રિ૦ રઝળવું, નકામા ફેરા ખાવા (૨) [લા] ઠેકાણે ન પડવું (૩) અધવચથી વણસી જવું

**રખડાઉ** વિ૦ રખડતું, ભટકતું (૨) હરાયું

**રખડામણ** ન૦, **–ણી** સ્ત્રી૦ નકામી રખડપટ્ટી

**રખડુ(–ડેલ)** વિ૦ જુઓ રખડાઉ

**રખપત** સ્ત્રી૦ પત–આબરૂ રાખવી તે

**રખરખ** ન૦ [રવ૦] તલપવું–તલસવું તે (૨) (માંદગીમાંથી) ચેન ન પડવું તે ૦વું અ૦ક્રિ૦ રખરખ કરવું (૨) અ૦ક્રિ૦ ધીકવું

**રખવાળ** પું૦ [દે રક્ખવાલ (સં રક્ષ, પ્રા રક્ખ ઉપરથી)] રક્ષક, ચોકીદાર **–ળી** સ્ત્રી૦, **–ળું** ન૦ રક્ષણ ચોકી (૨) તે બદલ અપાતું મહેનતાણું

**રખાત** સ્ત્રી૦ વગર પરણ્યે રાખેલી સ્ત્રી

**રખાપત** સ્ત્રી૦ જુઓ રખપત

**–રખુ** વિ૦ રાખનાર, રક્ષનાર, સાચવનાર, સંભાળનાર એવા અર્થમાં નામને અંતે ઉદા૦ ઘરરખુ

**રખે(૦ને)** અ૦ કદાચ કદાપિ

**રખેવાળ, –ળી, –ળું** જુઓ 'રખવાળ'માં

**રખોળવું** સ૦ક્રિ૦ રાખવાળું કરવું, રાખ ભેગવવી

**રખો(૦પિયો)** પું૦ [સં રક્ષ્ ઉપરથી] ગામ કે ખેતરની ચોકી કરનાર ૦પું ન૦ જુઓ રખવાળું    [ભસ્મ

**રખ્યા** સ્ત્રી૦ [પ્રા રક્ખા (સં રક્ષા)] રાખ,

**રગ** સ્ત્રી૦ [ફા] નસ (૨) [લા] મનોવૃત્તિ, વલણ (૩) હઠ

**રગ** પું૦, ન૦ [ફ] અનુસ

**રગડ** સ્ત્રી૦ ખાનિસ રગડવું તે (૨) સખત મહેનત ૦દગડ અ૦ જેમ તેમ કરીને, જેમ તેમ ૦પટ્ટી સ્ત્રી૦ ખૂબ રગડવું તે ૦ભુઝારું ન૦ જાડી બુદ્ધિનું કે અક્કલ વિનાનું માણસ

**રગડવું** સ૦ક્રિ૦ ઘૂંટવું (૨) ચાગવું (૩) ખૂબ મહેનત કરાવવી, હેરાન કરવું

**રગડો** પું૦ ['રગડવું' પરથી] જાડો પ્રવાહી પદાર્થ (૨) પ્રવાહી નીચે ઠરતો કચરો (૩) ખટપટ, ઝઘડો, પંચાત

**રગતપીતિયું** વિ૦ પતનું રોગી

**રગદોળવું** સ૦ક્રિ૦ ધૂળમાં રગડવું, ખરડાય એમ કરવું

**રગરગ** સ્ત્રી૦ [સર૦ રખરખ] કાલાવાલા ૦વું અ૦ક્રિ૦ કરગરવું, કાલાવાલા કરવા **–ાવવું** સ૦ક્રિ૦ 'રગરગવું'નું પ્રેરક (૨) ત્રાસ આપી દુખી કરવું (૩) ટટળાવવું, વલખાં મરાવવાં

**રગશિયું** વિ૦ ધીરું, ધીમું સુસ્ત [૦ગાડું રૂ૦પ્ર૦ અત્યંત ધીમે ને મુશ્કેલીથી ચાલતું કામ]

**રગિયું, રગીલું** વિ૦ ['રગ' ઉપરથી] હઠીલું (૨) અમુક રગ–મનના વલણવાળું

**રઘવાટ** પું૦ ઉતાવળનો ગભરાટ, બાવરાપણું **–ટિયાપણું** ન૦ રઘવાટ કરવો તે. **–ટિયું, –યું** વિ૦ રઘવાટ કરનારું

**રઘુ** પું૦ [સં] એક સૂર્યવંશી રાજા–રામના પ્રપિતામહ ૦નંદન, ૦નાથ, ૦પતિ, ૦વીર પું૦ [સં] રામચંદ્ર

**રચન** ન૦, **–ના** સ્ત્રી૦[સં] રચવું–બનાવવું તે (૨) ગોઠવણ, વ્યવસ્થા **–નાત્મક** વિ૦ [+આત્મક] જેમાં કાંઈક નવું રચવાનું હોય તેવું [રચનાત્મક કાર્યક્રમ પું૦ રચનાત્મક કામોની યોજના જેમ કે ગાંધીજીએ બતાવેલી]

**રચયિતા** પું૦ [સં] રચનાર

**રચવું** સ૦ક્રિ૦[સં રચ્]રચના કરવી, બનાવવું

**રચવું** અ૦ક્રિ૦[દે રચ્ચ] (પ્રવાહીનું) જમીનમાં ઊતરવું–પચવું (૨) રાચવું, આસક્ત થવું

**રચિત** વિ૦ [સં] રચેલું

**રચ્યુંપચ્યું, રચ્યુંપચ્યું** વિ૦ [રચવું + પચવું] રત, તલ્લીન

**રજ** સ્ત્રી૦ [સં] અણુ, ધૂળનો કણ (૨) ધૂળ, કસતર (૩) ન૦ સ્ત્રીનો માસિક અટકાવ (૪) વિ૦ થોડું, જરાક

રજક પું૦ [સં.] ધોબી
રજકણ સ્ત્રી૦; પું૦ ધૂળનો કણ
રજકો પું૦ મેથીની જાતનું ઘાસ
રજકોશ પું૦ ફૂલનો અંડકોશ કે રજ [વ. વિ.]
રજત વિ૦ [સં.] રૂપાનું (૨) ધોળાશ પડતું (૩) ન૦ રૂપું. ૦મહોત્સવ પું૦ પચીસ વર્ષ પૂરાં થતાં ઊજવાતો ઉત્સવ; 'સિલ્વર જ્યુબિલી'
રજનિ(-ની) સ્ત્રી૦ [સં.] રાત્રી. ૦કર, ૦નાથ, ૦પતિ પું૦ [સં.] ચંદ્ર
રજપૂત વિ૦ (૨) પું૦ [સ. राजपुत्र] રજપૂતાનાના ક્ષત્રિય રાજવંશનો આદમી કે તેને લગતું. -તાઈ સ્ત્રી૦ રજપૂતપણું. -તાણી, સ્ત્રી૦ રજપૂત સ્ત્રી. -તાના પું૦ હિંદનો એ નામનો પ્રદેશ;રાજસ્થાન. -તી સ્ત્રી૦ રજપૂતપણું [મહિનો
રજબ પું૦ [અ.] હિજરી સનનો સાતમો
રજવાડી વિ૦[રાજ+વાડો]રજવાડાનું.-ડું ન૦ દેશી રાજ્ય. -ડો પું૦ દેશી રાજ્ય (૨) રજપૂતો રહેતા હોય તે પ્રાંત-સંસ્થાન (૩) રાજાનો મહેલ
રજસ પું૦[સં.]જુઓ રજોગુણ (૨) જુઓ રજ. -સ્વલા[સં.], -સ્વળા સ્ત્રી૦ અટકાવવાળી સ્ત્રી [છુટ્ટી (૩) રુખસદ
રજા સ્ત્રી૦[અ. रिज़ा] પરવાનગી; સંમતિ(૨)
રજાઈ સ્ત્રી૦ થોડા રૂની ઓઢવાની અમુક પ્રકારની ગોદડી
રજાકજા સ્ત્રી૦[અ. रिज़ाक़ज़ा] માંદગી (૨) અણધારી આફત (૩) મૃત્યુ
રજાચિઠ્ઠી સ્ત્રી૦ રજા આપતી કે માગતી ચિઠ્ઠી
રજિસ્ટર ન૦ [ઇં.] પત્રક; નોંધપત્રક (૨) [ઇં. रजिस्टर्ड ઉપરથી] પોસ્ટ ઑફિસમાં નોંધાવી પાવતી લઈને વિશેષ સુરક્ષિતપણે મોકલાતો કાગળપત્ર (૩) સરકારમાં નોંધવું – નોંધાવવું તે.
રજી સ્ત્રી૦ ['રજ' ઉપરથી] રેતી
રજૂ વિ૦ [અ. रजूअ] નજર સામે રાખેલું; હાજર કરેલું. ૦આત સ્ત્રી૦ રજૂ કરવું તે
રજોગુણ પું૦[સં.]પ્રકૃતિના ત્રણ ગુણોમાંનો બીજો (પ્રવૃત્તિનો હેતુભૂત ગુણ)(૨) ક્રોધ; તામસ [લા.]. -ણી વિ૦ રજોગુણવાળું કે તેને લગતું (૨) ક્રોધી; તામસી [થવું
રજોટાવું અ૰ક્રિ૰(કપડું)રોળાવું ને ધૂળથી મેલું
રજોટી સ્ત્રી૦ ['રજ' ઉપરથી] ઝીણી ધૂળ
રજોહરણ પું૦ [रजस् + हरण] જૈન સાધુની પૂંજણી – ઓઘો [થવું તે
રજોદર્શન ન૦ [સં.] પહેલી વાર રજસ્વલા
રજોયણો પું૦ જુઓ રજોહરણ
રજ્જુ સ્ત્રી૦ [સં.] દોરી; દોરડું
રઝળપટ્ટી, રઝળપાટ સ્ત્રી૦ રઝળ્યા કરવું તે (૨) રઝળવાની ધમાલ કે મહેનત
રઝળવું અ૦ક્રિ૦ નકામું કે કામધંધા વગર રખડવું – ભટકવું. [(કામ) રઝળી જવું = ગેરવલ્લે કે ખોરંભે પડી જવું]
રટણ ન૦,-ણા સ્ત્રી૦, -ન [સં.] ન૦, -ના [સં.]સ્ત્રી૦ રટવું તે. -વું સ૦ક્રિ૦ [સં. रट्] વારે વારે યાદ કરવું – બોલવું
રડકણ(-ણું), રડકું વિ૦ જરાકમાં કે વારંવાર રડ્યા કરતું; રોતલ
રડતી સૂરત વિ૦ રડતા – ઉદાસી ચહેરાનું
રડથડ પું૦ જુઓ રથડ
રડબડવું અ૦ ક્રિ૦ [રડ (દે. रड्ड=ખસી પડેલું) + ગબડવું] રખડવું, રઝળવું, રવડવું
રડવડ સ્ત્રી૦ રડવડવું તે. ૦વું અ૦ ક્રિ૦ [જુઓ રડબડવું] રખડવું; કુટાવું
રડવું અ૦ક્રિ૦ [પ્રા. रड (સં. रट्)]રુદન કરવું (૨) સ૦ક્રિ૦ -ને ઉદ્દેશીને દુ:ખી થવું (૩) દયા આવે તે રીતે વર્ણવવું
રડવું અ૦ક્રિ૦[દે. रड्ड=ગબડેલું] ગબડી જવું
રડાફૂટ સ્ત્રી૦, -ટો પું૦ રોવું કૂટવું તે (૨) બળાપો (૩) વ્યર્થ શ્રમ
રડારોળ સ્ત્રી૦ [રડવું + રોળ (દે. रोल= કોલાહલ)] પોકેપોક મૂકીને રડવું તે
રડયુંખડયું વિ૦[રડવું (દે. रड्ड) + ખડવું] વિખૂટું – ભૂલું પડેલું (૨) ભાગ્યે કોઈક (૩) વેરાયેલું; વીખરાયેલું
રઢ સ્ત્રી૦ [પ્રા. रढ (સં. रट्)] લગની(૨)હઠ

રઢિયાળું વિ૦[સં राग ઉપરથી]સુંદર,મોહક
રણ ન૦[પ્રા रण्ण(સં अरण्य)] રેતીનું મેદાન
રણ ન૦ [સ] યુદ્ધ (૨) લડાઈનું મેદાન
રણકવું અ૦ ક્રિ૦ [રવ૦, પ્રા रण्कार (સ रणत्कार)] રણકારો થવો-કરવો (૨) પાડાનું બોલવું [કા]
રણકાર(-રો), રણકો પું૦ [જુઓ રણકવું]ધાતુની વસ્તુ ખખડવાનો અવાજ (૨) તે અવાજ થઈ ગયા બાદ નીકળ્યા કરતો કંપતો-ધ્રૂજતો સૂર
રણક્ષેત્ર ન૦ [સ] રણભૂમિ
રણગાડી સ્ત્રી૦ લોઢાના બખ્તર વગેરેથી સુસજ્જ, તથા ખાડાખૈયા વટાવી શકે તેવા પૈડાની રચનાવાળી તોપ વગેરેવાળી યાન્ત્રિક ગાડી, 'ટૅન્ક'
રણગીત ન૦ લડાઈનું ગીત
રણછોડ પું૦[સ रण+છોડવું] શ્રીકૃષ્ણનું એક નામ(જરાસંધ સાથેના યુદ્ધમાંથી રણભૂમિ છોડીને દ્વારકા નાસી ગયા હોવાથી) ૦રાય પું૦ બ૦વ૦ ડાકોરના પ્રસિદ્ધ મંદિરમાં સ્થાપિત (ભગવત્-) સ્વરૂપનું નામ
રણજંગ પું૦ મોટું યુદ્ધ, સખત ઝપાઝપી
રણજિત વિ૦ યુદ્ધમાં જીતનાર
રણઝણવું અ૦ક્રિ૦ [રવ૦] (નૂપુર વગેરેનું) ઝણઝણવું-ખણખણવું
રણધીર(-રું) વિ૦ યુદ્ધમાં ધીર-અડગ
રણબંકો પું૦ રણશૂરો
રણભૂમિ(-મી) સ્ત્રી૦[સ] લડાઈનું મેદાન
રણરંગ પું૦ યુદ્ધ કે તેનું મેદાન (૨)લડાઈનો રસ, ઉત્સાહ
રણવાટ સ્ત્રી૦રણક્ષેત્રનો રસ્તો(૨)બહારવટું
રણવાસ પું૦ રાણીઓને રહેવાનો વાસ-સ્થાન, અંતઃપુર
રણશિંગડું, રણશિંગું ન૦ યુદ્ધમાં વગાડવાનું તડડૂ
રણશૂર(-રું) વિ૦ યુદ્ધમાં બહાદુર
રણસંગ્રામ પું૦ મોટું યુદ્ધ (૨) રણભૂમિ
રણહાક સ્ત્રી૦ લડાઈની કિકિયારી-હાકલ કે ગર્જના

રણાંગણ ન૦ [સં] રણભૂમિ
રણિત વિ૦ [સ] રણકાર કરતું
રણિયું,રણી વિ૦ (સ ऋण પરથી] દેવાદાર
રત વિ૦ [સં] લીન (૨) આસક્ત
રતન ન૦ જુઓ રત્ન (૨) આંખની કીકી ૦જોત સ્ત્રી૦ એક વનસ્પતિ
રતલ પું૦ [ग्री.रत्ल] લગભગ સાડી આડત્રીસ, રૂપિયાભાર જેટલું એક અમુક વજન. -લી વિ૦ રતલનું (૨) (સંખ્યાવાચક જોડે) અમુક રતલનું
રતવા પું૦ ચામડીનો એક રોગ
રતાશ સ્ત્રી૦ [રાતું' ઉપરથી] લાલાશ
રતાળુ ન૦ [સં रक्तालु=સક્કરકંદ ઉપરથી] એક કંદ
[રાતી સુખડ
રતાંજ(-ઝ)લી(-ળી) સ્ત્રી૦ [સ रक्तचन्दन]
રતાંધળું વિ૦ [પ્રા रत्तिंध(સં रात्र्यन्ध)]રાતે ન દેખે તેવું
રતિ સ્ત્રી૦ [સ] આસક્તિ, અનુરાગ (૨) પ્રીતિ, આનંદ (૩) કામક્રીડા, સંભોગ (૪) કામદેવની સ્ત્રી ૦નાથ, ૦પતિ પું૦ [સ] કામદેવ
રતી સ્ત્રી૦ [સ रक्तिका] ચણોઠી જેટલું કદ કે વજન (૨) વાલ, તોલાથી નાનું એક વજન ૦પૂર, ૦ભાર વિ૦ રતી જેટલું (૨) જરાક
[લાલાશ પડતું
રતુંબડું, રતૂમડું વિ૦ ['રાતું' ઉપરથી]
રતોવ(-વા)ઈ અ૦ રાતે ને રાતે
રત્ન ન૦ [સ] કીમતી પથ્થર(મણિ વગેરે) (૨) દરેક જાતિમાં ઉત્કૃષ્ટ વસ્તુ (૩) સમુદ્ર વલોવતાં નીકળેલી ૧૪ વસ્તુઓમાંની દરેક (લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વંતરિ, ચંદ્રમા, કામદુધા, ઐરાવત, રંભા વગેરે દેવાંગનાઓ, ઉચ્ચૈઃશ્રવા, હલાહલ, સારંગધનુષ, પાંચજન્ય શંખ અને અમૃત) ૦ચિંતામણિ પું૦ ચિંતામણિ. ૦જડિત વિ૦ રત્નોથી જડેલું ૦માળા સ્ત્રી૦ [સ ] મણિઓની માળા કે હાર. -ત્નાકર પું૦ [સ ] રત્નોની ખાણ, સમુદ્ર. -ત્નાવલી સ્ત્રી૦ [સ] રત્નમાળા

રથ પું૦ [સં.] ઉપર ઘુમ્મટ જેવા છત્રવાળું એક વાહન (૨) લડાઈની ગાડી. ૦જા (–યા)ત્રા સ્ત્રી૦ અષાડ સુદ બીજનો તહેવાર,જ્યારેદેવનેરથમાં બેસાડી ફેરવે છે
રથ્થડ પું૦ [સં. स्तर ઉપરથી] માટી અને છાણનું જાડું લીંપણ
રથ્યા સ્ત્રી૦ [સં.] શેરી (૨) રાજમાર્ગ
રદ વિ૦ [અ. रद्द] નકામું, બાતલ કરેલું
રદન પું૦ [સં.] દાંત
રદિયો પું૦ ['રદ'ઉપરથી]કહેલી વાતને રદ કરે તેવો સામો જવાબ
રદ્દી વિ૦ [જુઓ રદ] નકામું
રન્નાદે સ્ત્રી૦ [સં. रन्दला] સૂર્યની પત્ની (૨) ટોપલીમાં જવારા વાવીને દેવી બેસાડે છે તે (જનોઈ કે લગ્ન વખતે)
રપાટી સ્ત્રી૦,–ટો પું૦ આટો; ફેરો (૨) લાંબી દોડ; ગબરડી(૩) રપેટવું–થકવવું તે
રપેટવું સ૦ક્રિ૦ ખૂબ જોસથી દોડાવવું (૨) ખૂબ મહેનત કરાવી થકવવું
રપેટી સ્ત્રી૦, –ટો પું૦ જુઓ રપાટી
રફતે રફતે અ૦[फा.] ધીરે ધીરે; થોડે થોડે
રફુ વિ૦ [અ. रफ़अ] નાઠેલું; પલાયન કરી ગયેલું. ૦ચક્કર વિ૦ પલાયન કરી ગયેલું
રફૂ પું૦ [અ.] તૂણવાનું કામ. ૦ગર પું૦ તૂણનાર [અસ્તવ્યસ્ત
રફેદફે અ૦ [અ. रफ़अ्दफ़अ] ફનાફાતિયા;
રબ પું૦ [અ. रब्ब] પરમેશ્વર; પરવરદિગાર
રબડી સ્ત્રી૦ [હિં.] બાસૂદી
રબર ન૦ [इं.] એક પ્રકારના ઝાડના રસનો બનતો પદાર્થ
રબાબ ન૦ [અ.] એક તંતુવાદ્ય; રવાબ
રબારી પું૦ ભરવાડ જેવી એક નાતનો માણસ
રબી પું૦ [અ] વસંતઋતુ કે ત્યારનો રબી-પાક. ૦ઉલઅવલ પું૦ [+ उल्अव्वल (અ.)] હિજરી સનનો ત્રીજો મહિનો. ૦ઉલઆખર પું૦ [+ उल्आख़िर (અ.)] હિજરી સનનો ચોથો મહિનો. ૦પાક પું૦ શિયાળુ પાક

રબ્બડ(–ર) ન૦ જુઓ રબર
રમકઝમક સ્ત્રી૦ [રવ૦] ઝાંઝર રૂમઝૂમ ઠમકે તેમ લટકાથી ચાલવું તે
રમકડું ન૦ નાનાં છોકરાંને રમવાની વસ્તુ
રમખાણ ન૦ મારફાડ; તોફાન; ધિંગાણું
રમચી સ્ત્રી૦ સોનાગેરુ; એક જાતની લાલ માટી [માસ
રમજાન પું૦ [અ.] હિજરી સનનો નવમો
રમઝટ સ્ત્રી૦ તડામાર; ઝડી
રમઝમ સ્ત્રી૦ [રવ૦] નૂપુરનો અવાજ (૨) અ૦ રૂમઝૂમ
રમણ પું૦ [સં.] કાંત; પતિ (૨) ન૦ રમવું તે; વિલાસ; ક્રીડા. [રમણે ચડવું =રમતમાં ઘેલું થવું (૨) (ઘેલછા જેવું લાગે ત્યાં સુધી) જોશમાં આવવું; ઊડેલ કે વાયેલ તબિયતનું થવું]
રમણભુંઝારું ન૦ માટીનું જાડું ઢાંકણ (૨) તેના જેવું બેડોળ, ઢંગધડા વિનાનું કાંઈ પણ [લા.]
રમણભમણ અ૦[રમવું + ભમવું] અસ્ત-વ્યસ્ત; વેરણછેરણ
રમણા (–ણી) સ્ત્રી૦ [સં ]સ્ત્રી(૨) સુંદર સ્ત્રી
રમણીક,–ય [સં.]વિ૦મનોહર.–યતા સ્ત્રી૦
રમત સ્ત્રી૦ ['રમવું' ઉપરથી] ખેલ; ક્રીડા; ગમ્મત (૨) રમવાની રીત (ગિલ્લીદંડો; શેતરંજ વગેરે). ૦ગમત સ્ત્રી૦ જુદી જુદી જાતની રમતો; ખેલ; ક્રીડા. ૦વાત સ્ત્રી૦ સાવ સહેલી, રમત જેવી વસ્તુ કે કામ; રમતા રમતાં સધાય એવું તે. –તારામ પું૦ એક ઠેકાણે ટકીને ન રહેનાર; બધે રખડ્યા કરનાર –તિયાળ, –તીલું વિ૦ રમતમાં જ ચિત્તવાળું. –તું વિ૦ 'રમવું'નું વ૦કૃ૦ (૨) છૂટું; બંધનરહિત(૩) મોકળું; ખુલ્લું(૪) ઢીલું; તંગ નહિ એવું [માનવું; લીન
રમમાણ વિ૦ [સં] રમી રહેલું, આનંદ
રમરમ અ૦ એવો અવાજ થાય તેમ (૨) છૂબ ઉપર રવરવે તેમ. –માવવું સ૦ક્રિ૦ જોરથી મારવું

**રમલ** પું॰ [અ. रम्ल; સ. रम्ल] પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યા (૨) તેના પાંચ ધાતુના પાસા
**રમવું** અ॰ક્રિ॰[સ. रम्]ખેલવુ (૨)આનંદ માનવો (૩) મનમાં કે યાદદાસ્ત પર સતત હોવું–ત્યાંથી ન ખસવું કે ભુલાવું. જેમ કે, વાત રમ્યા કરવી, રમી રહેવી (૪) કામક્રીડા કરવી (૫) તમાશો – ખેલ કરવો (ભવૈયો) (૬) દાવ ખેલવો(પાસા, પત્તા) (૭) લાડ કરવુ (૮) તકાયુ રખડવું; રસળવું
**રમા** સ્ત્રી॰ [સં.] સુંદર સ્ત્રી (૨) લક્ષ્મી. ॰**કાંત** પું॰ [સં.] વિષ્ણુ; પ્રભુ
**રમાડવું** સ॰ક્રિ॰ 'રમવું'નુ પ્રેરક (૨) પટાવવું, ફોસલાવવું; છેતરવું
**રમાનાથ,રમાપતિ** પું॰[સં.]વિષ્ણુ, પ્રભુ
**રમૂજ** સ્ત્રી॰ [અ. रमूज] મન ખુશ થાય તેવી ગમ્મત (૨) મશ્કરી; વિનોદ. –**જી** વિ॰ ગમતી; વિનોદી
**રમેશ** પું॰ [સ] જુઓ રમાપતિ
**રમ્ય** વિ॰ [સં.] રમણીય
**રયણ(–ણી,–ની)** સ્ત્રી॰ [પ્રા. रयणी (સં. रजनी)] + રાત્રી
**રવ** પું॰ [સં.] અવાજ
**રવઈ** સ્ત્રી॰ [દે. रवय] નાનો રવૈયો
**રવડવું** અ॰ક્રિ॰[જુઓ રડવડવું] રખડવું
**રવરવ** અ॰ રવરવે તેમ ॰વું અ॰ક્રિ॰ ચચરવું (૨) અવાજ સાથે (જ્વાળાની જેમ) ગતિમાન દેખાવું. –**વાટ** પું॰ રવરવવું તે
**રવાનગી** સ્ત્રી॰ [ફા.] જવું–રવાના થવું તે; વિદાયગીરી (૨) તે વખતે આપેલી ભેટ (૩) પરગામ રવાના કરવું–મોકલવું તે
**રવાના** અ॰ [ફા.] મોકલેલું; વિદાય કરેલું
**રવાનુકારી** વિ॰[સં.]અવાજના અનુકરણથી થતો (શબ્દ)
**રવાને** અ॰ જુઓ રવાના
**રવાલ** સ્ત્રી॰ [ફા. रहवार] ઘોડા તથા બળદની (અમુક એકધારા વેગવાળી) એક પ્રકારની ચાલ
**રવિ** પું॰ [સં.] સૂર્ય (૨) રવિવાર. ॰**વાર** પું॰ [સં.] અઠવાડિયાનો એક દિવસ
**રવી** વિ॰ જુઓ રબી
**રવેશ** પું॰ [ફા. रविश] ભાજનો બહાર પડતો ભાગ; ઝરૂખો (૨) રિવાજ; ધારો. –**શી** સ્ત્રી॰ મકાનનો રવેશ જેવો પરસાળ પડેલાનો અડાળી જેવો ભાગ
**રવૈયું** ન॰ ઘણુ નાનુ વેંગણ(૨)ઉપરથી થોડું ચીરી, મસાલો ભરી કરાતું–બગતનું શાક
**રવૈયો** પુ॰ [જુઓ રવઈ] દહીં વલોવવાનો વાંસ
**રવૈયો** પું॰ [ફા. रविय्यह] દિ.રસ્તો
**રવો** પુ॰ દાણાદાર લોટ (૨) ધાતુનો રસ જામી જઈ બનેલો દાણો (૩) ગોળની ચાકી
**રશિયન** વિ॰ [સં.] રશિયાનું કે તેને લગતું (૨) પું॰ તેનો વતની(૩) સ્ત્રી॰તેની ભાષા
**રશિયા** પું॰ [ઇં.] યુરોપની પૂર્વે અને એશિયાની ઉત્તરે આવેલો દેશ
**રશ્મિ** પું; ન॰[સં.]કિરણ(૨)લગામ,રાશ
**રસ** પું॰ [સં] જીભથી માલુમ પડતો સ્વાદ (ખાટો, ખારો, ગળ્યો, તીખો, કડવો, તૂરો, એ છ) (૨) શરીરની સાત ધાતુઓમાંની પ્રથમ; અન્નનું પ્રથમ રૂપાંતર (જેમાંથી પછી માંસ, મેદ, વીર્ય વગેરે સાત બને છે) (૩) કાવ્ય જોવા સાંભળવાથી સ્થાયી ભાવોનો ઉદ્રેક થતાં થતો અલૌકિક આનંદ (શૃંગાર, હાસ્ય, કરુણ, વીર, રૌદ્ર, ભયાનક, અદ્ભુત, બીભત્સ, અને શાંત એ નવ પ્રકારનો) (૪) પ્રીતિ; આનંદ (૫) મમત; સરસાઈ (૬) દ્રવ; પ્રવાહી (૭) વનસ્પતિ કે ફળનું પ્રવાહી (૮) સાર; સત્ત્વ (૯) લાભ; નફો (૧૦) સોનું રૂપું વગેરે ધાતુને ઓગાળીને કરેલું પ્રવાહી (૧૧) પારો (૧૨) પારા, ધાતુઓ વગેરેની ભસ્મ ॰કપૂર ન॰સફેદ રંગની એક ઉપધાતુ(વૈદક)(૨) પારો મારીને કરેલું એક રસાયન, 'કેલોમલ'. ॰**કસ** પું॰ સાર; સત્ત્વ; કસ. ॰**ગુલ્લું** ન॰, **ગુલ્લો** પું॰ એક બંગાળી મીઠાઈ (૨) તેના જેવો

ગોળમટોળ માણસ [લા] ૰જ્ઞ વિ૰ રસ ઓળખનાર–સમજનાર (૨) પું૰ તેવો માણસ (૩) રસાયની વૈદ ૰નેંદ્રિય સ્ત્રી૰ [રસના+ઇંદ્રિય] જીભ. ૰ભગ્ન વિ૰ રસથી પરિપૂર્ણ. ૰ભેર અ૰ રસપૂર્વક, હોંશભેર
રસમ સ્ત્રી૰ [અ રસ્મ] રીત, રિવાજ
રસમય વિ૰ [સ] રસથી પરિપૂર્ણ
રસવું સ૰ક્રિ૰ [સ રસ્] ઢોળ–ઓપ૰ ચડાવવો (૨) સુશોભિત કરવું
રસળવું અ૰ક્રિ૰ [જુઓ રઝળવું] ઢીલ કરવા નકામા આમ તેમ ફર્યા કરવું
રસળાગી(–ટી) સ્ત્રી૰, –ટ પું૰ રસળવું તે, નકામો વખત કાઢવો તે
રસાકસી(–સ્સી) સ્ત્રી૰ [રસો (દોરડું)+કસવું (ખેંચવું)] ચડસપૂર્વક ખેંચાખેંચી, ગજગ્રાહ જેવી સ્પર્ધા
રસાતલ [સ], –ળ ન૰ પાચમું પાતાળ [૰જવું=વિનાશ થવો (૨) નિર્વંશ જવું]
રસાત્મક વિ૰ [સ] રસવાળું (૨) પ્રવાહી
રસાદાર વિ૰ [રસો+દાર] રસાવાળું
રસાબોળ સ્ત્રી૰ [સ રસા=પૃથ્વી+બોળ (બોળવું)] પૃથ્વી ડૂબે–રસાતળ જાય તેમ
રસાયણ,–ન [સ] ન૰ ધાતુ, પારા વગેરેની ભસ્મવાળી ઓષધિ (૨) જરા અને વ્યાધિ દૂર કરનાર ઔષધ (૩) રસાયનવિદ્યા ૰(–ન)વિદ્યા સ્ત્રી૰ ધાતુ, પારો વગેરે મારવાની કે તાંબુ વગેરે હલકી ધાતુઓનું સોનું બનાવવાની વિદ્યા (૨) રસાયણશાસ્ત્ર ૰(–ન)શાસ્ત્ર ન૰ભૌતિક પદાર્થોના તત્ત્વો તથા તેમના પરિવર્તનના પરિણામોની ચર્ચા કરતું શાસ્ત્ર, 'કેમિસ્ટ્રી' (૨) રસાયનવિદ્યા –ણી(–ની) વિ૰ રસાયણ સબંધી (૨) પું૰ રસાયનશાસ્ત્રી
રસાલ પું૰ [સ] આંબો
રસાલદાર પું૰ ઘોડેસવાર ટુકડીનો નાયક
રસાલો પું૰ [અ रिसालह्] ઘોડેસવાર પલટન (૨) અમલદાર કે શ્રીમતના પરિજન, પરિવાર વગેરે
રસાસ્વાદ પું૰ [સ] રસ ચાખવો તે
રસાળ(–ળુ) વિ૰ રસવાળું (૨) ફળદ્રુપ
રસિક વિ૰ [સ] રસવાળું, રસપૂર્ણ (૨) રસિયું, ભાવુક, રસજ્ઞ (૩) પું૰ તેવો માણસ. ૰તા સ્ત્રી૰. –કા સ્ત્રી૰ રસજ્ઞ કે રસીલી સ્ત્રી
રસિયણ વિ૰ સ્ત્રી૰ 'રસિયું'નું સ્ત્રીરૂપ
રસિયું વિ૰ [પ્રા रसिअ (સ रसिक)] રસે ઊભરાતું, રસ માણવાને ઉત્સુક (૨) રસ અનુભવનારું (૩) રસે ચડનારું, ચડસીલું
રસી સ્ત્રી૰ [દે रस्सिआ] પરુ, તેના જેવું પાણી (૨) રોગના જંતુઓની બનાવેલી દવા (જેને સોયવાળી પિચકારી વડે શરીરમાં દાખલ કરે છે)
રસી સ્ત્રી૰ [પ્રા रस्सि] દોરડી
રસીદ સ્ત્રી૰ [ફા] પહોંચ, પાવતી
રસીલું વિ૰ રસ ભોગવવા ઉત્સુક (૨) છબીલું, સુંદર (૩) રસથી ભરેલું
રસૂલ પું૰ [અ] પેગંબર –લેખુદા પું૰ ખુદાનો પેગંબર
રસેશ(–શ્વર) પું૰ [સ] શ્રીકૃષ્ણ
રસેંદ્રિય સ્ત્રી૰ [સ] જીભ
રસો પું૰ ['રસ' ઉપરથી] અથાણું શાક, મુરબ્બા વગેરેનો મસાલાવાળો જાડો રસ
રસો પું૰ [પ્રા रस्सि] જાડું દોરડું
રસોઇયણ સ્ત્રી૰ 'રસોઇયો'નું સ્ત્રીરૂપ
રસોઇયો પું૰રસોઈનો ધંધો કરનારો પુરુષ
રસોઈ સ્ત્રી૰ [અપ૰ रसोइ, પ્રા रसवई (સ रसवती)] રાંધણું (૨) રાંધેલું અન્ન, ભોજન. ૰પાણી ન૰ ભોજન કે તેનું લગતું કામ –ડું ન૰ રસોઈ કરવાની જગા
રસોળી સ્ત્રી૰શરીરની સપાટી ઉપર ઊપસી આવેલી ગાંઠ [ઉપાય, ઇલાજ
રસ્તો પું૰ [ફા राह्] માર્ગ, રાહ (૨)
રસ્સી સ્ત્રી૰ [પ્રા रस्सि (સં रश्मि)] રસી, દોરડી. –સ્સો પું૰ રસો, જાડું દોરડું
રહસ્ય ન૰ [સ] છૂપો ભેદ (૨) મર્મ, તત્ત્વ
રહિત વિ૰ [સ] વગરનું
રહીમ વિ૰ [અ] કૃપાળુ (૨) પું૰ પરમેશ્વર
રહીશ વિ૰ ['રહેવું' ઉપરથી] રહેવાસી

રહેઠાણ (રહે) ન૦ રહેવાનું સ્થાન; વાસ
રહેણી (રહે) સ્ત્રી૦ રહેવાની રીત. ૦કરણી સ્ત્રી૦ વર્તન; રીતભાત
રહેમ (રહે) [અ. રહ્‌મ], ૦ત સ્ત્રી૦ [અ. રહ્‌મત] દયા, કૃપા, મહેરબાની. ૦દિલ વિ૦ કૃપાળુ. ૦દિલી સ્ત્રી૦ કૃપાળુતા. ૦નજર સ્ત્રી૦ કૃપાદૃષ્ટિ. –માન પું૦ પરમ કૃપાળુ પરમેશ્વર. –મિયત સ્ત્રી૦ કૃપાદૃષ્ટિ
રહેવાવું (રહે) અ૦ક્રિ૦ રહી શકાવું (૨) ચેન પડવું. ઉદા૦ દુખે રહેવાતુ નથી
રહેવાસ (રહે) પું૦ રહેવું–વસવું તે (૨) રહેઠાણ. –સી વિ૦ રહેનારું; રહીશ
રહેવું (રહે) અ૦ક્રિ૦[દે.રહ]વસવું(૨) ટકવું; ઠરવું (૩) માવું; સમાવું (૪) અટકવું; થોભવું (૫) બાકી હોવું (૬) જીવવું; જીવતા રહેવું (૭) શાંત પડવું; સ્વસ્થ થવું (૮) નોકરીએ લાગવું (૯) ગર્ભ રહેવો (૧૦) હોવું (બીજા શબ્દો સાથે. ઉદા૦ ઢીલા રહેવું) (૧૧) બીજા ક્રિયાપદના ભૂત કૃદંત સાથે 'તે ક્રિયા પૂરી કરવી' એ અર્થમાં. ઉદા૦ તે બોલી રહ્યો (૧૨) ભૂત કૃદંત સાથે 'તે ક્રિયા ચાલુ હોવી' એ અર્થમાં. ઉદા૦ હું વિચારી રહ્યો છું કે હવે મારે શું કરવું (૧૩) વર્તમાન કૃદંત સાથે 'તે ક્રિયા ચાલતી રહે છે' એ અર્થમાં. ઉદા૦ તે પેર કાગળ લખતો રહે છે
રહેંટ (રહેં૦) પું૦ [સં. અરઘટ્ટ;પ્રા. અરહટ્ટ, રહટ્ટ] જુઓ રેંટ
રહેંસવું (રહેં૦) સ૦ક્રિ૦ [જુઓ રેંસવું] ચીરી નાખવું; કતલ કરવું
રહ્યું વિ૦(૨)અ૦('રહેવું'નું ભૂ૦કૃ૦) નકારવાચક વાક્ય પછી, 'તો ભલે એટલે થોભતું', 'ભલે એટલે વાત અટકે', 'ભલે એમ ન કરે' એવા ભાવનો ઉદ્‌ગાર. ઉદા૦ ન આવો તો રહ્યું. ન આવે તો રહ્યો,–હી. ૦સહ્યું વિ૦ બાકી બચેલું
રળતર ન૦ [રળવું પરથી] કમાણી
રળવું સ૦ક્રિ૦ કમાવું
રળાઉ વિ૦રળતું,કમાતું(૨)નફો થાય તેવું
રળિયાત વિ૦ [સં. લલિત ઉપરથી] ખુશી; પ્રસન્ન
રળિયામણું વિ૦ [જુઓ રળિયાત] સુંદર
રંક વિ૦ [સં.] ગરીબ
રંગ પું૦ [સં; ફા.] લાલ, પીળો વગેરે વર્ણ કે તેની ભૂકી કે તેનું પ્રવાહી (૨) પટ; અસર (૩) આનંદ; મસ્તી; તાન (૪) કેફ; નશો (૫) પ્રીતિ; સ્નેહ (૬) આબરૂ; વટ (૭) રંગભૂમિ (૮) રણાંગણ. ૦ઢંગ પું૦ (પ્રાયઃ બ૦વ૦) બાહ્ય દેખાવ; રીતભાત; ચાળા. ૦ત વિ૦ રંગેલું (૨) સુશોભિત (૩) સ્ત્રી૦ રંગની છટા. ઉદા૦ આ કપડાની રંગત સારી નથી (૪) મજા; આનંદ. ૦તાળી સ્ત્રી૦હરખના ઊભરાની તાળી. ૦દ્વેષ પું૦જુદા રંગના લોકો પ્રત્યેનો દ્વેષ. ૦પંચમી સ્ત્રી૦વસંતપંચમી.૦પાણી ન૦ કેફી પીણું. ૦બહાર સ્ત્રી૦ આનંદની રેલારેલ. ૦બાજી સ્ત્રી૦ [ફા.] મોજમજા (૨) ગંજીફાની એક રમત. ૦બેરંગી વિ૦ વિવિધ રંગનું. ૦ભૂમિ(–મી) સ્ત્રી૦ [સં.] જેના ઉપર નાટક થાય છે તે ઊંચી જગા (૨) નાટકશાળા. ૦ભેદ પું૦ જુદા વર્ણના લોકો પ્રત્યે ભેદભાવ. ૦ભેર અ૦ હરખભેર; ઉલ્લાસથી. ૦મંડપ પું૦ ઉત્સવ નિમિત્તે શણગારેલો મંડપ (૨) રંગભૂમિ (૩) દેવમંદિરનો ખુલ્લો ચોક. ૦રસ પું૦ ભોગવિલાસ; પ્રેમરસ (૨) કંકુનો રંગ. ૦રસિયું વિ૦ ભોગવિલાસ કરનારું; વિલાસી. ૦રાગ પું૦ ગાનતાન; મોજમજા. ૦રાતું વિ૦ રંગીલું; મોજી [વિનાર
રંગરૂટ પું૦ [ઇં. રિક્રૂટ]લશ્કરમાં નવો ભરતી
રંગરૂપ ન૦ ઘાટ; દેખાવ; સુન્દરતા
રંગરેજ પું૦ [ફા.] કપડાં રંગનાર
રંગરોગાન ન૦ (પ્રાયઃ બ૦વ૦) રંગ અને રોગાન (વગેરેની સુશોભિતતા)
રંગલો પું૦ મશ્કરો; વિદૂષક; હસાવનારો (ભવાઈ કે નાટકમાં)

**રંગવું** સ૦ક્રિ૦ રંગ ચડાવવો (ઉપર ચોપડીને કે તેમાં બોળીને)

**રંગાઈ** સ્ત્રી૦ રંગવાની મજૂરી (૨) રંગવાની સફાઈ કે કળા. **–ટ** પું૦ રંગવાનું કામ અને કળા. **–ટી** સ્ત્રી૦ રંગાટ (૨) રંગરેજ (૩) રંગવાનું કારખાનું. **–રો** રંગરેજ

**રંગિત** વિ૦ રંગેલું

**રંગી** વિ૦ [સ. रंगिन्] રંગનું શોખીન (૨) (સમાસમાં છેડે) રંગવાળું. ઉદા૦ 'બહુરંગી' (૩) સ્ત્રી૦ એક જાતની લાલ માટી

**રંગીન** વિ૦ [फा.] રંગેલું; રંગિત

**રંગીભંગી** વિ૦ [રંગ + ભાંગ] વ્યસની (૨) રંગરસિયું; વિલાસી

**રંગીલું** વિ૦ [પ્રા. रंगिल्ल] આનંદી, મોજી; રસિયું (૨) સુંદર; ખૂબસૂરત

**રંગોળી** સ્ત્રી૦ [રંગ + ઓળ] જમીન પર રંગ પૂરી પાડેલી ભાત કે તે પાડવાનું એક ઓજાર

**રંચ** વિ૦ રજ; જરા

**રંજ** સ્ત્રી૦ [फा.] દુઃખ; ખેદ; દિલગીરી

**રંજક** વિ૦ [સ.] ખુશ કરે તેવું (સમાસને છેડે). ઉદા૦ મનોરંજક. **–ન** ન૦ [સ.] ખુશ કરવું તે (૨) રંગવું તે (૩) વિ૦ મનોરંજક

**રંજવું** સ૦ક્રિ૦ પીડવું, કનડવું

**રંજાડ** પું૦; સ્ત્રી૦ ['રંજ' ઉપરથી] બગાડ; નુકસાન (૨) તોફાન; મસ્તી (૩) કનડગત; સંતાપ, કલેશ. ૦વું સ૦ક્રિ૦ રંજાડ કરવી

**રંજિત** વિ૦ [સ.] રંગિત (૨) પ્રસન્ન, આનંદિત (૩) આસક્ત; અનુરક્ત

**રંડા** સ્ત્રી૦ [સં.] રાંડ; રંડી (એક ગાળ). ૦પો પું૦ વિધવાપણું. ૦વવું સ૦ક્રિ૦, ૦વું અ૦ક્રિ૦ 'રાંડવું'નું પ્રેરક ને કર્મણિ. **–ડી** સ્ત્રી૦ નાચવા ગાવાનો ધંધો કરતી સ્ત્રી (૨) વેશ્યા (૩) ગંજીફાનું રાણીનું પત્તું. **–ડીબાજ** વિ૦ વેશ્યાના છંદમાં પડેલું; વ્યભિચારી. **–ડીબાજી** સ્ત્રી૦ રંડીબાજપણું

**રંતિદેવ** પું૦ [સ.] પ્રસિદ્ધ દાની ચંદ્રવંશી રાજા

**રંદો** પું૦ [फा.] લાકડું છોલી લીસું કરવાનું એક સુતારી ઓજાર

**રંધવારી** સ્ત્રી૦ ['રાંધવું' ઉપરથી] રસોઇયણ

**રંધાવું** અ૦ક્રિ૦ 'રાંધવું'નું કર્મણિ (૨) કામ સિદ્ધ થવું; ફાવવું; લાભવું [વા.]

**રંધો** પું૦ જુઓ રંદો

**રંધ્ર** ન૦ [સ.] છિદ્ર; કાણું (૨) દોષ [લા.]

**રંભા** સ્ત્રી૦ [સ.] એક અપ્સરા (૨) સુંદર સ્ત્રી (૩) કેળ. ૦ફળ ન૦ કેળું. **–ભોરુ** વિ૦ સ્ત્રી૦ [સ.] કેળ જેવા સાથળવાળી સુંદર સ્ત્રી

**રા** પું૦ [સ. राजन्] રાજા

**રાઇફલ** સ્ત્રી૦ [इं.] એક જાતની બંદૂક

**રાઈ** સ્ત્રી૦ [સ. रक्त = તાંબુ ઉપરથી] જુઓ રાવતી

**રાઈ** સ્ત્રી૦ [પ્રા. राइ (સ. राजि)] (સમાસમાં) શ્રેણી; પંક્તિ. ઉદા૦ વનરાઈ

**રાઈ** સ્ત્રી૦ [પ્રા. राइआ (સ. राजिका)] એક જાતના મસાલાનાં બી. ૦તું ન૦ રાઈ ચડાવેલા દહીંમાં ફળની બારીક કચુંબર નાખી બનાવેલી વાની. ૦મીઠું ન૦ નજર ઉતારવા રાઈમીઠું ઉતારી અગ્નિમાં નાખવાં તે

**રાઉત** પું૦ [પ્રા. राउत्त (સ. राजपुत्र)] વીર પુરુષ; બહાદુર

**રાક્ષસ** પું૦ [સ.] દાનવ; દૈત્ય; અસુર (૨) રાક્ષસ જેવા લક્ષણવાળો માણસ [લા.]. **–સી** વિ૦ રાક્ષસનું (૨) રાક્ષસના જેવું; ગંજાવર; વિકરાળ, ક્રૂર (૩) સ્ત્રી૦ રાક્ષસ સ્ત્રી, રાક્ષસની સ્ત્રી (૪) દૂતરિયો દાંત

**રાખ** સ્ત્રી૦ [પ્રા. रक्खा (સ. रक्षा)] રાખોડી

**રાખડી** સ્ત્રી૦ [સ. रक्षा] અનિષ્ટથી બચવા કાંડે બાંધવામાં આવતો દોરો (જેમ કે, બળેવને દિવસે)

**રાખવું** સ૦ક્રિ૦ [પ્રા. रक्ख (સ. रक्ष्)] રક્ષવું; પાળવું; બચાવવું (બોલ, માન) (૨) સંઘરવું (૩) ધારણ કરવું; બતાવવું (દયા, જોર) (૪) હોવા દેવું; રહેવા દેવું (કાયમ રાખવું) (૫) ખરીદવું; ઉપયોગ માટે પાસે રહે એમ કરવું (૬) આડા સંબંધ માટે પોતાનું કરવું (પરસ્ત્રી કે પરપુરુષને) (૭) અન્ય ક્રિયાપદના (ભૂત-

કાળના) રૂપ સાથે સાતત્યનો અર્થ બતાવે. ઉદા૦ ઝાલી રાખવું, લખ્યે રાખવું

**રાખોડિયું** વિ૦ રાખોડીના રંગનું

**રાખોડી** સ્ત્રી૦ ભસ્મ

**રાગ** પું૦ [સ.] મોહ; મમતા; આસક્તિ (૨) ગમો, મેળ; બનત (૩) ક્રોધ, ગુસ્સો (૪) લાલ રંગ (૫) મનોરંજન થાય તેવી ગાવાની રીત (૬) અવાજ, સૂર. ૦ડો પું૦ લાંબો સાદ (ગાવાનો કે રડવાનો). ૦(-ગિ)ણી સ્ત્રી૦[સ. रागिणी] રાગની સ્ત્રી (દરેક રાગની છ મનાય છે). -ગી વિ૦ [સ.] પ્રેમી, અનુરક્ત (૨) ક્રોધી

**રાઘવ** પું૦ [સ.] રઘુનો વંશજ (૨) રામ

**રાચ** ન૦ ઓજાર (૨) રાચરચીલું (૩) વાસણ (૪) પું૦ સાળમાં જેના વતી તાણો ઊંચોનીચો થાય છે તે, દોરીથી ગૂંથેલી બનાવટ. ૦રચીલું ન૦ ઘરનો સરસામાન [શોભવું

**રાચવું** અ૦ક્રિ૦ [દે. रच्च] રાજી થવું (૨)

**રાજ** પું૦ [સ. राजन्] રાજા (૨) સમાસમાં 'રાજા'નું પૂર્વ પદમાં થતું સંસ્કૃત રૂપ. ઉદા૦ રાજમહેલ (૩) ન૦ રાજ્ય. ૦કૈદેવક ન૦ રાજ્યનો તથા ઈશ્વરી કોપ; આસમાની સુલતાની. ૦કન્યા સ્ત્રી૦ [સ.] રાજકુંવરી. ૦કર્તા પું૦ [સ] રાજ્ય કરનાર; રાજા ૦કવિ પું૦ રાજાનો માનીતો આશ્રિત કવિ. ૦કાજ પું૦ રાજ્યને લગતું કામકાજ (૨) રાજનીતિ. ૦કારણ ન૦ રાજવહીવટ, 'પૉલિટિક્સ'. ૦કારણી વિ૦ રાજકારણને લગતું (૨) પું૦ રાજકારણમાં ભાગ લેનાર માણસ. ૦કારભાર પું૦ રાજકાજ. ૦કીય વિ૦ રાજા કે રાજ્ય સંબંધી. ૦કીયકેદી પું૦ રાજદ્રોહને કારણે કેદમાં પૂરવામાં આવેલો રાજકારણી પુરુષ. ૦કુમાર પું૦ [સ] રાજાનો દીકરો. ૦કુમારી સ્ત્રી૦ રાજાની દીકરી. ૦કુલ [સ], ૦કુળ ન૦ રાજાનું કુટુંબ. ૦કુંવર પું૦ રાજકુમાર. ૦કુંવરી સ્ત્રી૦ રાજકુમારી. ૦કેદી પું૦ જુઓ રાજકીય કેદી (૨) રાજા કે રાજાના જેવા વિધિથી પૂરવામાં આવેલો કેદી. ૦ક્રાંતિ સ્ત્રી૦ રાજસત્તાની ઊથલપાથલ – ફેરબદલી

**રાજગરો** પું૦ એક જાતનું ફરાળનું અનાજ

**રાજગાદી** સ્ત્રી૦ રાજાનું સિંહાસન

**રાજગુરુ** પું૦ [સ.] રાજાનો ગોર

**રાજગોર** પું૦ જુઓ રાજગુરુ

**રાજચિહ્ન** ન૦ [સ] મુગટ, છત્ર, ચામર, દંડ વગેરે રાજાનાં ચિહ્ન (૨) ભવિષ્યમાં રાજા થશે એવું સૂચવતાં કેટલાંક સામુદ્રિક ચિહ્ન (૩) રાજાના સિક્કાની છાપ

**રાજદરબાર** પું૦ રાજાને રહેવાનું અને દરબાર ભરવાનું મોટું મકાન

**રાજદંડ** પું૦ [સ.] રાજાનો દંડ; એક રાજચિહ્ન (૨) રાજાએ કરેલી શિક્ષા (૩) રાજાની સત્તા

**રાજદૂત** પું૦ [સ.] રાજાનો એલચી

**રાજદ્રોહ** પું૦ [સ.] રાજા કે રાજ્યનો દ્રોહ. -હી વિ૦(૨) પું૦ [સ] રાજદ્રોહ કરનાર

**રાજદ્વાર** ન૦ [સ.] રાજાના મહેલનો દરવાજો (૨) રાજદરબાર. -રી વિ૦ રાજા કે રાજ્ય સંબંધી; રાજકીય

**રાજધર્મ** પું૦ [સ.] રાજાનો ધર્મ

**રાજધાની** સ્ત્રી૦ [સ.] રાજા રહેતો હોય તે મુખ્ય શહેર; પાટનગર

**રાજન** પું૦ રાજા (સંબોધન) (૨) રાજા [પ]

**રાજન** પું૦ [ઇં. રેઝિન] એક ઝાડમાંથી નીકળતો રસ; બેરજો

**રાજનગર** ન૦ રાજધાની; મુખ્ય શહેર

**રાજનીતિ** સ્ત્રી૦ [સ.] રાજશાસનની નીતિ કે વિદ્યા

**રાજનૈતિક** વિ૦ રાજનીતિને લગતું

**રાજપાટ** ન૦ રાજગાદી

**રાજપુત્ર** પું૦ [સ.] રાજકુમાર. -ત્રી સ્ત્રી૦ [સ] રાજકુમારી [અમલદાર

**રાજપુરુષ** પું૦ [સ] રાજાનો નોકર કે

**રાજપ્રકરણ** ન૦ રાજકારણ

**રાજપ્રમુખ** પું૦ રાજ્યોના એકમનો બંધારણીય પ્રમુખ

**રાજબંધારણ** ન૦ રાજ્યનું બંધારણ
**રાજબીજ** વિ૦ રાજાના વંશમાં જન્મેલું
**રાજભક્ત** વિ૦ (૨) પું૦ રાજાનો ભક્ત. –**ક્તિ** સ્ત્રી૦ રાજા પ્રત્યેની ભક્તિ
**રાજભવન** ન૦ [સં.] રાજાનો મહેલ
**રાજભંડાર** પું૦ રાજા કે રાજ્યનો ખજાનો –ભંડાર
**રાજભાગ** પું૦ રાજા કે તાલુકદારે ખેડૂત પાસેથી લેવાનો ખેતીની ઊપજનો ભાગ
**રાજભોગ** પું૦ [સં.] વૈષ્ણવ મંદિરમાં બપોરનો એક ભોગ તથા દર્શન
**રાજમહેલ** પું૦ રાજાનો મહેલ
**રાજમાતા** સ્ત્રી૦ રાજાની મા
**રાજમાન, ૦રાજેશ્રી** વિ૦ (સંક્ષેપમાં રા. રા.) જે પુરુષને કાગળ લખાતો હોય તેને ઉદ્દેશીને વપરાતું વિશેષણ
**રાજમાન્ય** વિ૦ રાજાએ માનેલું, પ્રતિષ્ઠિત (૨) રાજ્યબંધારણથી માન્ય; 'કૉન્સ્ટિટ્યુશનલ'
**રાજમાર્ગ** પું૦ [સં.] ધોરી રસ્તો
**રાજયોગ** પું૦ [સં.] પતંજલિએ વર્ણવેલો અષ્ટાંગયોગ (૨) રાજા થાય તેવો ગ્રહોનો યોગ (જન્મકુંડળીમાં) [એક ઇલકાબ
**રાજરત્ન** પું૦ રાજ્યના રત્ન જેવો પુરુષ–
**રાજરમત** સ્ત્રી૦ રાજકારણી દાવ–પેચ, યુક્તિપ્રયુક્તિ [રાજાધિરાજ
**રાજરાજેશ્વર** પું૦ રાજાઓનો રાજા; મહા-
**રાજરાણી** સ્ત્રી૦ રાજાની સ્ત્રી; પટરાણી
**રાજરોગ** પું૦ ક્ષય
**રાજર્ષિ** પું૦ [સં.] ક્ષત્રિય વંશનો ઋષિ (૨) ઋષિના જેવા આચારવાળો રાજા
**રાજવી** પું૦ રાજા (૨) રાજા જેવો ભાગ્યશાળી આદમી (૩) વિ૦ રાજાને છાજે તેવું; રાજસી
**રાજવું** અ૦ક્રિ૦ [સં. રાજ્] પ્રકાશવું; શોભવું
**રાજવૈદ(–દ્ય)** પું૦ મોટો પ્રખ્યાત વૈદ
**રાજશાસન** ન૦ રાજાની આજ્ઞા (૨) રાજ્ય ચલાવવું તે (૩) રાજા મારફતે ચાલતો રાજવહીવટ; 'મૉનર્કી'
**રાજશાહી** સ્ત્રી૦ રાજાની મરજી પ્રમાણે ચાલતો રાજવહીવટ; 'મૉનર્કી'
**રાજસ** વિ૦[સં.] રજોગુણવાળું કે તેને લગતું
**રાજસત્તા** સ્ત્રી૦ રાજા(૨)રાજ્ય ચલાવનાર સત્તા. ૦**ક** વિ૦ જેમાં રાજાની સત્તા ચાલતી હોય તે
**રાજસભા** સ્ત્રી૦રાજાની સભા(૨)રાજાઓનો દરબાર (૩) ખાસ વર્ગના લોકોના પ્રતિનિધિઓની ધારાસભા; 'કાઉન્સિલ ઑફ સ્ટેટ' [ઠાઠ (૨) જુઓ રાજસ
**રાજસી** વિ૦ રાજાને યોગ્ય. ઉદા૦ રાજસી
**રાજસૂય** પું૦ [સં.] સર્વોપરી રાજા વડે પોતાના રાજ્યાભિષેક વખતે કરાતો એક યજ્ઞ
**રાજસ્થાન** ન૦ દેશી રાજ્ય(૨)રજપૂતાના. –**ની** વિ૦ રાજસ્થાનનું (૨) સ્ત્રી૦ રાજસ્થાનની ભાષા
**રાજહંસ** પું૦[સં.]લાલ ચાંચ અને પગવાળો એક જાતનો હંસ [રાજ કરવો
**રાજ** અ૦ ઓલવાઈ જાય તેમ (ઉદા૦ દીવો
**રાજા** પું૦ [સં.] રાજ્ય કરનાર આદમી (૨) રાજાની સંજ્ઞાનું પત્તું (ગંજીફામાં) (૩) ભોળો ને ઉદાર સ્વભાવનો માણસ. ૦**જ્ઞા** સ્ત્રી૦[સં.] રાજાનો હુકમ. ૦**ધિરાજ** પું૦ રાજાઓનો રાજા; મહારાજા
**રાજિયો** પું૦ રાજા [પ.] (૨) મરેલાને ઉદ્દેશી કૂટતી વખતે ગવાતું ગીત; મરસિયો
**રાજી** વિ૦ [અ.] ખુશ (૨) સંમત. ૦**ખુશી** સ્ત્રી૦કુશળતા;સહીસલામતી (૨) સ્વેચ્છા; હોંસ. ૦**નામું** ન૦ નોકરીમાંથી છૂટા થવાની અથવા દાવા વગેરેમાં કોઈ પણ બાબતમાં હકી જવાની રાજીખુશી દર્શાવતું લખાણ [આંખવાળું
**રાજીવલોચન** વિ૦ કમળ જેવાં લોચન–
**રાજેશ્વર, રાજેંદ્ર** પું૦ [સં.] રાજાધિરાજ
**રાજ્ય** ન૦ [સં.] રાજાની હકૂમતનો પ્રદેશ (૨) સત્તા; ચલણ. ૦**કર્તા(–ર્ત્તા)** પું૦ [સં.] રાજ્ય કરનાર; રાજા. ૦**ક્રાંતિ** સ્ત્રી૦ રાજ્ય કે રાજસત્તાની ઊથલપાથલ. ૦**તંત્ર**

• ન૰ [સં.] રાજ્યનું તંત્ર ૰ધુરા સ્ત્રી૰ [સં.] રાજ્યની જવાબદારી. ૰નીતિ સ્ત્રી૰ રાજ્ય ચલાવવાની વિદ્યા; દંડનીતિ. ૰પ્રકરણ ન૰રાજકારણ. ૰બંધારણ ન૰ રાજતંત્રનું બંધારણ – તે ચલાવવાનાં ધારાધોરણ કે તેનો કાયદો. ૰લક્ષ્મી સ્ત્રી૰ રાજાની શોભા–વૈભવ–ઐશ્વર્ય (૨) વિજયની શ્રીતિં–ગૌરવ. ૰૰વ્યવસ્થા સ્ત્રી૰ જુઓ રાજ્યબંધારણ (૨) રાજકારભાર. ૰૰વ્યવહાર પું૰ રાજ્યનું કામકાજ. ૰શાસ્ત્ર ન૰ રાજ્ય સંબંધી શાસ્ત્ર; 'પૉલિટિક્સ'. ૰સભા સ્ત્રી૰ જુઓ રાજસભા. –જ્યાભિષેક પું૰ [સં] રાજગાદી ઉપર બેસાડવું તે કે તેનો વિધિ. –જ્યારોહણ ન૰ [+ आरोहण] રાજ્ય ઉપર બેસવું તે

રાજ્ઞી સ્ત્રી૰ [સં.] રાણી

રાડ સ્ત્રી૰ [પ્રા. राढि (સં. राटि) ચીસ; બૂમ (૨) કજિયો (૩) ફરિયાદ

રાડું ન૰ જુવાર બાજરી કે સરકટનો સાંઠો (૨) તીર (૩) બરુ

રાણી સ્ત્રી૰ [પ્રા. (સં. राज्ञी) રાજાની સ્ત્રી (૨) રાણીની સંજ્ઞાનું ગંજીફાનું પાનું. ૰જાયું ન૰ રાણીનું છોકરું. ૰વાસ પું૰ જુઓ રણવાસ

રાણું વિ૰ [સં. निर्वाण] બુઝાયેલું (દીવા માટે) ૰ધબ વિ૰ સાવ રાણું; તદ્દન અંધારું

રાણો પું૰ [પ્રા. राण, राणय (સં. राजन्, राजक)] રજપૂત રાજા (૨) ગોલો [લા.]

રાત પું૰ [દે. रत्ताम] હજામ; વાળંદ (વાળંદનું માનવાચક સંબોધન)

રાત સ્ત્રી૰ જુઓ રાત્રિ

રાતડિયો પું૰ રાતી જુવાર

રાતદહાડો, રાતદિવસ અ૰ રાત્રે ને દિવસે; હમેશાં [કામ ચાલતું તે

રાતપાળી સ્ત્રી૰ રાતની પાળી; રાતે પણ

રાતબ સ્ત્રી૰ [અ.] રોજ નિયમિત પૂરું પાડવાનું કે લેવાનું સીધું

રાતવાસો પું૰ રાતે ક્યાંક મુકામ કરવો કે ખેતરમાં ચોકી માટે રહેવું તે

રાતું વિ૰ [પ્રા. रत्त(સં. रक्त)] લાલ રંગનું (૨) આસક્ત; રત (સમાસને છેડે. ઉદા૰ રંગરાતું). ૰ચટક, ૰ચોળ [+ હિં. चोर] વિ૰ ખૂબ રાતું. ૰પીળું વિ૰ ઉશ્કેરાયેલું; આકળું, છંછેડાયેલું [લા.]. ૰માતું વિ૰ [+ સં. मत्त] હૃષ્ટપુષ્ટ ને આનંદનું

રાતોરાત અ૰ રાત્રે ને રાત્રે; રતોવઈ

રાત્રિ(–ત્રી) સ્ત્રી૰ [સં.] સૂર્ય આથમે ને ઊગે તેની વચ્ચેનો સમય; રાત. ૰ચર્યા સ્ત્રી૰ [સં.] રાત્રે ફરવું તે (૨) રાતે કરવાની ક્રિયા. ૰શાલા (–ળા) સ્ત્રી૰ રાતે કામ કરતી નિશાળ (ધંધાદારી મોટા માટે)

રાત્રે અ૰ રાતે; રાત્રિએ

રાધા સ્ત્રી૰ [સં.] એક ગોપકન્યા(શ્રીકૃષ્ણની પરમ અનુરાગિણી). ૰કાંત, ૰વલ્લભ પું૰ શ્રીકૃષ્ણ. ૰ગાંડું વિ૰ રાધા જેવું ગાંડું; પ્રેમવિહ્વલ, ઘેલું; પ્રેમાળ. –ધિકા સ્ત્રી૰ [સં] રાધા

રાધેય પું૰[સં.] કર્ણ (ધૃતરાષ્ટ્રના સારથિ અધિરથની પત્ની રાધા દ્વારા પાલિત)

રાન ન૰ [પ્રા. रण्ण (સં. अरण्य)] જંગલ (૨) ઉજ્જડ પ્રદેશ. ૰ટી, ૰વી, ૰વું વિ૰ જંગલી (૨) અસભ્ય (૩) ગમાર (૪) વનેરુ. –ની વિ૰ જંગલી. –ની પરજ સ્ત્રી૰ [+સં प्रजा] રાન પ્રદેશમાં વસતી આદિવાસી જાત

રાફડો પું૰ [દે. रप्फ] સાપ કે ઉંદરનું દર (૨) કીડી, ઊધઈ વગેરેનું ઉપર પોચી માટીના ઢગલાવાળું દર. [૰ફાટવો = ઘણી મોટી સંખ્યામાં બહાર આવવું]

રાબ(૰ડી) સ્ત્રી૰ [દે. रब्बा] ભરડકું; કાંજી, ઘેંસ (૨) ઉકાળીને જાડો રાબ જેવો કરાતો શેરડીનો રસ

રાબેતો પું૰ [અ. राबितह] ધારો, રિવાજ

રાબું વિ૰[સ रामम परथी]ગામડિયું;અણઘડ

રામ પું૰ [સં] દશરથ રાજાના પુત્ર; વિષ્ણુનો એક અવતાર (૨) પરશુરામ

(૩) બળરામ (૪) પરમેશ્વરનું એક નામ (૫) જીવ; દમ; હોશ (૬) વ૦કૃ૦ને અંતે લાગતાં 'તે ક્રિયા કરવાની ટેવવાળું -મસ્ત માણસ' એવો અર્થ સૂચવે છે. ઉદા૦ ભમતારામ (૭) [સર૦ મ. राम = રૂપિયો, सीता = અધેલી] આનો (વ્યાજ) (૮) 'તે વર્ગમાં મોટું' એ અર્થ બતાવવા નામની પહેલાં મુકાય છે. ઉદા૦ રામફંડાળું ઇ૦. [૦બોલો ભાઈ રામ! = મડદાને સ્મશાનમાં લઈ જતાં બોલાતો બોલ (૨) થઈ રહ્યું! સત્યાનાશની પાટી! ૦રમી જવા = મરી જવુ (૨) પાયમાલ થવુ]. ૦કહાણી સ્ત્રી૦ વીતકકથા; દુઃખની કહાણી. ૦જી સ્ત્રી૦ [હિં.] બાવી, સાધુની બાયડી. ૦ફંડાળું ન૦ મોટું ફંડાળું. ૦ચંદ્ર પું૦ [સ.] દશરથના પુત્ર રામ

**રામજણી(-ની)** સ્ત્રી૦ [સ. रामा+जनी] નાચનારી; ગણિકા

**રામઢોલ** પું૦ મોટું નગારું [આપદા

**રામણ** સ્ત્રી૦ ['રામાયણ' ઉપરથી] પીડા;

**રામણદીવો** પું૦ [જુઓ લામણ દીવો] વરઘોડામાં વરની મા મગળનો દીવો લે છે તે [એવી) એક તુલસી

**રામતુલસી** સ્ત્રી૦ (કૃષ્ણ = કાળીથી જુદી

**રામદવારો** પું૦ [સ. राम + द्वार] રામનું મંદિર (૨) ધર્મશાળા

**રામદાસ** પું૦મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત. -સી વિ૦ રામદાસના સંપ્રદાયનું

**રામદુવાઈ** સ્ત્રી૦ રામની આણ

**રામદૂત** પું૦ [સ] વાનર (૨) હનુમાન

**રામધૂન** સ્ત્રી૦ રામનામની ધૂન-જોરથી જપ કે લહે

**રામનવમી** સ્ત્રી૦ [સ.] ચૈત્ર સુદ નોમ; રામચંદ્રજીનો જન્મદિવસ

**રામનામ** ન૦ રામનું-પ્રભુનું નામ

**રામપગલું** ન૦રામના પગલાંવાળું મીનાકારી ઘરેણું

**રામપાતર, રામપાત્ર** ન૦ બટેરું; શકોરું

**રામફળ** ન૦ એક ફળ

**રામબાણ** ન૦ કદી નિષ્ફળ ન જાય તેવું રામનું બાણ (૨) નિષ્ફળ ન નીવડે તેવું; અમોઘ [લા૦]

**રામભરોસો** પું૦ રામનો ભરોસો

**રામરસ** પું૦મીઠું (૨)રામની ભક્તિનો રસ

**રામરાજ(-જ્ય)** ન૦ રામચંદ્રજીનું રાજ્ય (૨) તેના જેવું ન્યાયથી ચલાવાતું સુખી રાજ્ય [(૨) માલપૂઓ

**રામરોટી** સ્ત્રી૦ રાંધેલા અન્નની ભિક્ષા

**રામલીલા** સ્ત્રી૦ રામની કથાનું ભવાઈ જેવુ નાટક

**રામા** સ્ત્રી૦ [સ] સ્ત્રી (૨) સુંદર સ્ત્રી

**રામાનંદ** પું૦ રામાવત સંપ્રદાયના સ્થાપક, પ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય (વિ. સં. ૧૩૫૬-૧૪૬૭). -દી વિ૦ રામાનંદનું અનુયાયી

**રામાનુજ(-જાચાર્ય)** પું૦ [સ.] વિશિષ્ટાદ્વૈતના પ્રવર્તક પ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય (વિ. સં. ૧૦૭૧-૧૧૯૪). -જી વિ૦ એમના સંપ્રદાયનું,-ને લગતુ

**રામાયણ** ન૦ [સ] રામની જીવનકથા (૨) [લા] વીતકકથા (૩) લાંબી વાત; ટાયલુ (૪) સ્ત્રી૦ મુશ્કેલ કામ; રામણ

**રામી** પું૦ [સ आराम=બગીચો પરથી] માળી

**રામેશ્વર** ન૦[સ.] દક્ષિણનું એક તીર્થધામ

**રામૈયું** ન૦ રામપાત્ર; શકોરું

**રામૈયો** વિ૦પું૦ (૨)પું૦ સૂઢ વિનાનો કોસ

**રામો** પું૦ [સ. राम ઉપરથી] ઘરકામ કરનાર નોકર; 'ઘાટી' (મુંબઈ)

**રામોશી(-સી)** પું૦ પહેરેગીર; ચોકિયાત (૨) સિપાઈ; પટાવાળો

**રાય** સ્ત્રી૦ [ફા.] ધારણા; અભિપ્રાય; મત

**રાય** પું૦ [પ્રા. (સ. राजन्)] રાજા (૨) ધનવાન માણસ (૩)કેટલાક વિશેષનામોના અંતમાં આવે છે. ઉદા૦ કલ્યાણરાય

**રાયણ** સ્ત્રી૦ [પ્રા रायणी (સ. राजादनी)] એક ઝાડ અને તેનું ફળ. ૦માળા સ્ત્રી૦ રાયણ જેવા સોનાના મણકાની માળા. -ણું ન૦ રાયણનું ફળ

રાયતું જુઓ રાઈતું મા
રાયવર પુ૦ વરરાજા (લગ્નગીતમાં)
રાવ સ્ત્રી૦ [સ] જુઓ રાવ
રાવ સ્ત્રી૦ [સ] ફરિયાદ (૨) સહાયતા માટેની આજીજી (૩) ચાડી
રાવ પુ૦ મહારાષ્ટ્રમા નામને લગાડાતો સન્માનસૂચક શબ્દ કે પદવી ઉદા૦ રામરાવ • [(૨) નાનો તંબૂ
રાવટી(-ડી) સ્ત્રી૦ ગોળ છત્રુ, અગાશી
રાવણ પુ૦[સ ]દશ માથાવાળો લંકાનો રાજા
રાવણહથ્થો પુ૦[સ રાવ = રોતુ અવાજ કરવો ઉપરથી] ભરથરીનુ તતુવાદ્ય
રાવણિયો પું૦ [ રાવણુ ઉપરથી] ગામનો ચોકીદાર ગામના ચોરાનો હવાલદાર
રાવણુ ન૦ [પ્રા राउल (સ राजकुल) = રાજગૃહ, દરબાર] રજપૂત ઠાકોરની મિજલસ (૨) ગામની નાત કે પચ ભેગુ થતુ તે (૩) સિપાઈઓને રહેવાનુ ઠેકાણુ
રાવત વિ૦ [પ્રા राउत्त (સ राजपुत्र) = રજપૂત ક્ષત્રિય] પું૦ ઘોડાવાળો (૨) ઘોડેસવાર યોદ્ધો [વપરાતુ રેશ
રાવતી સ્ત્રી૦[જુઓ રાઈ ન ૧]ઘરેણામાં
રાવલ પુ૦ [જુઓ રાવ] રજપૂતાનાના કેટલાક રાજાઓને માટે વપરાતો માન સૂચક શબ્દ (૨) નાનો રજપૂત જાગીરદાર (૩) એક માગણની જાતનો માણસ
રાવળ પુ૦ [પ્રા राउल = રાજકીય રાજ સબધી] કુળની વંશાવલીના ચોપડા લખી રાખવાનો ધંધો કરનાર (૨) બ્રાહ્મણોમા એક અટક
રાવળિયો પુ૦ [પ્રા राउल (સ राजकुल ઉપરથી)] એ નામની જાતનો આદમી
રાવળુ ન૦ [જુઓ રાવણુ] રાવણુ (૨) રાજદરબાર રજવાડો (૩) જનાનખાનુ
રાશ સ્ત્રી૦[સ राशि]ભાગીદારી (૨) વ્યાજ સુદ્ધ (૩) સગાસરી (૪) રાશિથી મળતા જાતિ, ગુણ સ્વભાવ વગેરે (૫) પુ૦ ઢગલો
રાશ સ્ત્રી૦ [પ્રા रस्सि (સ रश्मि)] દોરડુ (૧૬ હાથન) (૨) લગામ અછોડો ૦વા વિ૦ રાશ જેટલુ (સોળ હાથ)

રાશિ પુ૦ [સ] ઢગલો (૨) ગણિતનો આકડો (૩) સ્ત્રી૦ નક્ષત્રના બાર ઝૂમખામાનું પ્રત્યેક (મેષ વૃષભ, મિથુન, કર્ક, સિંહ કન્યા તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુભ અને મીન)
રાશી વિ૦ [ા] ખરાબ
રાષ્ટ્ર ન૦ [સ] દેશ, રાજ્ય ૦ગીત ન૦ રાષ્ટ્રનુ ગીત ૦ધ્વજ પુ૦ રાષ્ટ્રનો વાવટો ૦પતિ પુ૦ સમગ્ર રાષ્ટ્રનો પ્રમુખ ૦પિતા પુ૦ રાષ્ટ્રની આઝાદી ને ઉન્નતિનો પિતા – ઘડવૈયો (૨) મહાત્મા ગાધીને લગાડવામા આવેલો સન્માન સૂચક શબ્દ ૦પૂજા સ્ત્રી૦ રાષ્ટ્રવાદ, રાષ્ટ્રની એકાતિક પૂજા ૦ભાષા સ્ત્રી૦ આખા રાષ્ટ્રમા ચાલે એવી સામાન્ય ભાષા ૦મુદ્રા સ્ત્રી૦ રાષ્ટ્રનુ પ્રતીક ૦વાદ પું૦ રાષ્ટ્ર એક સ્વતત્ર ઘટક છે માટે તેનુ હિત સાધવુ એવો વાદ, રાષ્ટ્રપૂજા, 'નૅશનલિઝમ ૦સઘ પુ૦ રાષ્ટ્રોનો સઘ 'લીગ ઑફ નેશન્સ' –ષ્ટ્રિ (-ષ્ટ્રી)ય વિ૦ રાષ્ટ્રનુ, –નેલગતુ –ષ્ટ્રિ૦ (-ષ્ટ્રી)ય કરણ ન૦ રાષ્ટ્રની માલકીનું કરવુ તે, નૅશનલાઇઝેશન' –ષ્ટ્રિ (-ષ્ટ્રી) ય શાળા સ્ત્રી૦ પરદેશી સરકારથી સ્વતત્ર રીતે અને રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ ચલાવાતી શાળા –ષ્ટ્રિ(-ષ્ટ્રી)ય શિક્ષણ ન૦ રાષ્ટ્રની દૃષ્ટિએ અપાતુ કે પરદેશી સરકારથી સ્વતત્રપણે યોજેલુ [શિક્ષણ] –ષ્ટ્રોપયોગી વિ૦ રાષ્ટ્રને ઉપયોગી, રાષ્ટ્રનું હિતકર
રાસ પુ૦ (૨) સ્ત્રી૦ જુઓ રાશ
રાસ પુ૦ [સ] ગાતા ગાતા ગોળાકારે ફરતા કરાતો નાચ કે તેમા ગવાય એવુ ગીત ૦ડો પુ૦ એક જાતનો ગરબો (બનેનો બનાવ વણ વનો)
રાસભ પું૦[સ] ગધેડો [રાસની ક્રીડા
રાસલીલા સ્ત્રી૦ કૃષ્ણે ગોપીઓ સાથ કરેલી
રાસાયણિક, રાસાયનિક [સ] વિ૦ રસાયણને લગતુ, રસાયણી, કેમિકલ'

**રાસો** પુ૦ એક પ્રકારનુ વીરરસનું કાવ્ય
**રાહ** પું૦ [ફા] રસ્તો (૨) સ્રી૦ રીત, તરેહ; ચાલ (૩) વાટ, પ્રતીક્ષા
**રાહત** સ્રી૦ [અ.] સુખ, આરામ, વિસામો; દુ ખમા દિલસોજી – મદદ
**રાહદારી** પુ૦ વટેમાર્ગુ (૨) સ્રી૦ રસ્તા ઉપરથી લઈ જવાતા માલ ઉપર લેવાતો કર, તેની રજાચિઠ્ઠી (૩) રાહખરી
**રાહબર** પું૦ [જુઓ રાહ] ભોમિયો. –રી સ્રી૦ ભોમિયા થવુ – હોવુ તે
**રાહુ** પું૦ [સ] પુરાણાનુસાર નવ ગ્રહમાનો એક, સૂર્યચંદ્રને ગ્રહણ વખતે ગ્રસનાર પીડાકારી ગ્રહ
**રાળ** સ્રી૦ [સ રાલ] ઝટ સળગી ઊઠે તેવો એક જાતના વૃક્ષમાથી મળતો પદાર્થ
**રાંક(–કુ)**(૦) વિ૦[સ रङ्क] ગરીબ, સાલસ
**રાંગ** (૦) સ્રી૦ કોટની દીવાલની બાજુ (૨) સવારી [એક રોગ
**રાંઝણુ(–ણી)** (૦) સ્રી૦ [દે. रञ्झण] પગનો
**રાંટ** (૦) સ્રી૦ વાક, વલણ (૨) અણ-બનાવ, વિરોધ. –ટુ વિ૦ રાટવાળુ
**રાંડ** (૦) સ્રી૦ [સ रण्डा] રાંડેલી, વિધવા (૨)વેશ્યા. ૦વુ અ૦ક્રિ૦ વિધુર કે વિધવા થવુ (૨) વિ૦ બાયલુ ૦વો પું૦બાયલો, નામર્દ. –ડીરાંડ સ્રી૦ વિધવા (૨) નિરાશ્રિત વિધવા –ડેલી વિ૦સ્રી૦વિધવા
**રાંઢવું** (૦)ન૦ [દે रढुअ] દોરડુ
**રાંધણુ** (૦) ન૦ રાધવાનુ કામ. ૦છઠ સ્રી૦ શ્રાવણ સુદ કે વદ છઠ –ણિયું ન૦ રસોડુ –ણી સ્રી૦ રસોડુ (૨) રાધવાની રીત –ણું ન૦ રાધવાની ક્રિયા (૨) રાધેલી રસોઈ (૩) રાધવાની રીત
**રાંધવું** (૦) સ૦ક્રિ૦ [સ रन्ध्] ખોરાક પકવવો (૨) સાધવુ, ફળ મેળવવુ
**રાંપ** (૦) પુ૦ [પ્રા रप પરથી] મોટી રાંપડી. ૦ડી સ્રી૦ કરસણમા ઊગેલુ નકામુ ઘાસ કાઢી નાખવાનુ ખેતીનુ ઓજાર. ૦વું સ૦ક્રિ૦ રાપડી ફેરવવી –પી સ્રી૦ મોચીનું એક ઓજાર

**રિક્ત** વિ૦ [સ] ખાલી, શૂન્ય
**રિક્ષા** સ્રી૦ [ઇં.] માણસથી ખેચાતી બે પૈડાની નાની ગાડી [ભાટી રાખેલુ
**રિઝર્વ્ડ** વિ૦ [ઇ]ખાસ અલાયદુ રાખેલુ;
**રિઝવટ(–ણ)** સ્રી૦ રીઝવવાની કળા
**રિઝામણુ** ન૦ રીઝવવુ તે કે તે માટે અપાતી વસ્તુ
**રિઝાવવું** સ૦ક્રિ૦ જુઓ રીઝવવુ
**રિઝાવું** અ૦ક્રિ૦ જુઓ રીઝવુ [પરથી)
**રિટાયર્ડ** વિ૦ [ઇ] નિવૃત્ત થયેલુ (નોકરી
**રિદ્ધિ** સ્રી૦[જુઓ ઋદ્ધિ]સમૃદ્ધિ ૦સિદ્ધિ સ્રી૦ રિદ્ધિ અને સિદ્ધિ(૨) ગણપતિની બે પત્નીઓ
**રિપુ** પુ૦ [સ] શત્રુ
**રિપોર્ટ** પુ૦ [ઇ] સવિસ્તર હેવાલ
**રિબામણ(–ણી)** સ્રી૦ રિબાવાની પીડા
**રિબાવવુ** સ૦ ક્રિ૦, **રિબાવું** અ૦ ક્રિ૦ 'રીબવુ'નુ પ્રેરક ને કર્મણિ
**રિયાસત** સ્રી૦ [અ.] રાજ્ય, હકૂમત (૨) જાગીર (૩) દેશી રાજ્ય. –તી વિ૦
**રિવાજ** પુ૦ [અ रवाज] ચાલ, ધારો
**રિવિઝન** ન૦ [ઇ] ફરી જોઈ – તપાસી જવુ તે, પુનરાવર્તન
**રિવેટ** પુ૦ [ઇ] એક બાજુ માથાવાળો અને બીજી બાજુ જોડવાની વસ્તુમા પરો-વ્યા પછી ટીપીને જોડી દેવાય તેવો ખીલો
**રિવૉલ્વર** સ્રી૦ [ઇ] એક વખત ભર્યે અનેક બાર કરી શકાય એવી કળવાળી પિસ્તોલ [સ્રી૦ સગપણ
**રિશ્તેદાર** વિ૦ [ફા] સગુ, સબંધી –રી
**રિશ્વત** સ્રી૦ [અ] લાચ, રુશવત. ૦ખોર, –તી વિ૦ લાચિયુ
**રિસામણી** સ્રી૦ રિસાવુ તે –ણું વિ૦ જરાકમા રિસાઈ જાય એવુ(૨) ન૦ રીસ [રિસામણાં મનામણાં કરવાં = સહેજમા રિસાવુ અને સહેજમા મનાવુ]
**રિસાવું** અ૦ક્રિ૦ [પ્રા रुस (સ रुष्] ક્રોધથી નારાજ થવુ, ક્રોધે ભરાવુ
**રિસાળ(૦વું)** વિ૦ રિસામણુ

રિસીવર પું૦ [ઇં.] સગીરની કે કજિયાની મિલકતની વ્યવસ્થા માટે નિમાતો સરકારી અમલદાર (૨)સદેશો ઝીલવાનું યાંત્રિકસાધન(ટેલિફોન,વાયરલેસઇ૦નું)
રિહર્સલ સ્ત્રી૦ [ઇં.] નાટ્ય સંવાદ વગેરે અગાઉથી અભ્યાસ માટે ભજવવાં તે
રિંગ સ્ત્રી૦ [ઇં] વીંટી (૨) રમતગમત કે અખાડાનીયા સરકસની અંદરની જગા
રી પું૦ ઋષભ સ્વરની સંજ્ઞા
રીઝ સ્ત્રી૦ ['રીઝવું' ઉપરથી] ખુશી,આનંદ
રીઝવવું સ૦ક્રિ૦ રીઝે એમ કરવું
રીઝવું અ૦ક્રિ૦ [પ્રા. રિજ્ઝ (સં. ऋध्) = ખુશી થવું] ખુશ થવું; સંતુષ્ટ થવું
રીડ સ્ત્રી૦ [પ્રા. રાઙિ] રાડ; બૂમ; પોકાર. –હિયારમણ સ્ત્રી૦ બૂમાબૂમ; હોકારા
રીઢું વિ૦ [દે. રિદ્ધ = પાકું] વપરાઈને મજબૂત થયેલું(૨)દુઃખ વેઠી કઠણ થયેલું (૩)નઘરોળ; સુધરે નહિ એવું(ગુનેગાર)
રીત સ્ત્રી૦ જુઓ રીતિ (૨) કરકરિયાવર. ૦ભાત સ્ત્રી૦ ચાલચલણ,વર્તણૂક (૨) કરકરિયાવર. ૦રિવાજ પું૦બ૦વ૦રીત અને રિવાજ. ૦સર અ૦ રીત પ્રમાણે
રીતિ સ્ત્રી૦ [સં.] પ્રકાર, તરેહ(૨)પદ્ધતિ; રૂઢિ; ધારો (૩) શૈલી [કા. શા.]
રીતે અ૦ પ્રમાણે; પેઠે (૨) + તરીકે (૩) રિવાજ – પદ્ધતિ પ્રમાણે
રીધ સ્ત્રી૦+રિદ્ધિ.૦સીધ સ્ત્રી૦રિદ્ધિસિદ્ધિ
રીબવું સ૦ક્રિ૦ [સં. રિપ્] કનડવું; ખૂબ દુઃખ આપવું
રીમ ન૦ [ઇં.] વીસ ઘા (કાગળ)
રીર સ્ત્રી૦ [સં. રી ઉપરથી] + રાડ; બૂમ
રીલ સ્ત્રી૦; ન૦ [ઇં.] દોરો વીંટેલી ગરગડી કે ભૂંગળી (૨) સિનેમાનાં દશ્યોની લાંબી પટ્ટી
રીસ સ્ત્રી૦[પ્રા. રસા]રિસાવું તે;રોષ;ગુસ્સો
રીંગણ ન૦ રીંગણીનું ફળ – એક શાક. –ણી સ્ત્રી૦[દે રિંગણી] રીંગણાનો છોડ. –ણું ન૦ રીંગણ
રીંછ ન૦ [અપ. રિછ,પ્રા. રિચ્છ (સં. ऋक्ष)] એક રાની હિંસ્ર પ્રાણી. ૦ડી સ્ત્રી૦ રીંછની માદા. ૦ડું ન૦ રીંછનું બચ્ચું
રુઆબ પું૦ [અ. રુઅબ]જુઓ રોફ. ૦દાર વિ૦ રુઆબવાળું
રુકાવટ સ્ત્રી૦ રોકાણ
રુક્કો પું૦ [અ. રુક્અહ] ટૂંકી ચિઠ્ઠી
રુક્મિણી સ્ત્રી૦ [સં.] શ્રીકૃષ્ણના પટરાણી
રુક્ષ વિ૦ [સં.] રૂક્ષ; લૂખું; શુષ્ક (૨)કઠોર. ૦તા સ્ત્રી૦ [(૩) પક્ષપાત; વલણ
રુખ પું૦ [ફા.] ગાલ (૨) ચહેરો; સિકલ
રુખસત(–દ) સ્ત્રી૦ [અ.] બરતરફી; રજા
રુગ્ણ વિ૦ [સં.] માંદું. –ગ્ણાલય ન૦ [+ आलय] દવાખાનું
રુચવું અ૦ક્રિ૦ [સં. रुच्] ગમવું
રુચિ સ્ત્રી૦ [સં.] ઇચ્છા, ભાવ (૨) ભૂખ. ૦કર વિ૦ [સં.] રુચિ ઉત્પન્ન કરે તેવું (૨) ગમે એવું; સુંદર. ૦ભંગ પું૦ રસવૃત્તિને ન ગમવું તે.૦ર વિ૦ [સં.] સુંદર; મનોહર (૨) રુચિ થાય એવું
રુજ(–જા) સ્ત્રી૦ [સં.] પીડા; રોગ
રુઝાવવું સ૦ક્રિ૦ 'રુઝવું'નું પ્રેરક
રુઝાવું અ૦ક્રિ૦'રુઝવું'નું ભાવે; ઘા પુરાઈ ઉપર નવી ચામડી – રૂઝ આવવી
રુદન ન૦ [સં.] રડવું તે; રોદણું
રુદય ન૦ હૃદય [પ]
રુદિત ન૦ [સં.] રુદન (૨) વિ૦ રડેલું
રુદિયું ન૦ હૃદય [પ]
રુદ્ધ વિ૦ [સં.] રોકાયેલું; રૂંધાયેલું
રુદ્ર વિ૦ [સં.] ભયંકર, ભયાનક (૨) પું૦ મહાદેવ (૩) એ નામના અગિયાર દેવોમાંનો દરેક. –દ્રાક્ષ પું૦,સ્ત્રી૦ એક વૃક્ષ અને તેનું બી. –દ્રાણી સ્ત્રી૦ [સં] પાર્વતી. –દ્રાવતાર પું૦ [+અવતાર] રુદ્રનો અવતાર; રુદ્ર જેવું ક્રોધી રૂપ. –દ્રી સ્ત્રી૦ શિવની સ્તુતિનું એક વૈદિક સૂક્ત કે તેનો અગિયાર વાર પાઠ
રુધિર ન૦ [સં.] લોહી. ૦વાહિની સ્ત્રી૦ લોહીની નસ.–રાભિસરણ ન૦ [+અભિસરણ] શરીરમાં રુધિરનું ફરવું તે

**રુબાયત** સ્ત્રી૦ [અ. रुबाइ] ચોપાઈ(અરબી, ફારસી કે ઉર્દૂ)
**રુમલાવવું** (રું') સ૦ક્રિ૦ 'રૂમલાવું'નું પ્રેરક
**રુમાડો** (રું') પું૦['રૂમવું' પરથી] બૂમાબૂમ; શોરબકોર ['રૂમવું'નું પ્રેરક ને કર્મણિ
**રુમાવવું** (રું') સ૦ક્રિ૦, **રુમાવું** અ૦ક્રિ૦
**રુવાંટી** સ્ત્રી૦['રુવું' ઉપરથી] કુમળા અને ઝીણા વાળ. **–ટું** ન૦ રૂવું
**રુવેલ(–લું)** વિ૦ રૂથી ભરેલું
**રુશનાઈ** સ્ત્રી૦ [જુઓ રોશનાઈ] શાહી
**રુશવત,**૦**ખોર** જુઓ રિશ્વત,૦ખોર
**રુષ્ટ** વિ૦ [સં.] ગુસ્સે થયેલું
**રુંડ** ન૦ [સં.] માથું; ડોકું (૨) વિ૦ બોડું; અપંગ. ૦**મુંડ** વિ૦ ગોળમટોળ. ૦**માળ** સ્ત્રી૦ માણસની ખોપરીઓનો હાર
**રુંધન** ન૦[સં] રોકવું, રોકાવું કે ગૂગળાવું તે
**રૂ** ન૦ [દે રુઅ]બી કાઢી લીધેલો કપાસ
**રૂએ** અ૦ [ફા. रू, रुए સ્ત્રી૦ = કારણ] પ્રમાણે – આધારે કે રૂએ આ કારણે
**રૂક્ષ** વિ૦ [સં.] જુઓ રુક્ષ. ૦**તા** સ્ત્રી૦
**રૂખ** સ્ત્રી૦ જુઓ રુખ (૨) અટકળ (૩) વિચાર; અભિપ્રાય (૪) બંદરનું વલણ; ભાવતાલ (૫) યોગ્ય પ્રસંગ; મોખ
**રૂખ(**૦**ડું)** ન૦ [સં. वृक्ष પ્રા. रुक्ख] એક નાનું ઝાડ – છોડ [(સં. रुद्)] રુઝાવું
**રૂઝ** સ્ત્રી૦ રુઝાવું તે. ૦**વું** અ૦ક્રિ૦[પ્રા. रुज्झ
**રૂઠવું** સ૦ક્રિ૦ [પ્રા. रुट्ठ(સં. रुष्टપરથી)]કોપવું
**રૂડપ** સ્ત્રી૦ ['રૂડું' પરથી] રૂપાળાપણું; સુંદરતા (૨) સારાપણું (૩) ભલાપણું
**રૂડું** વિ૦ [પ્રા रूव(સ रूप) ઉપરથી] સારું; ઉત્તમ, સુંદર. **–ડેરું** વિ૦ રૂડું (લાલિત્યવાચક)
**રૂઢ** વિ૦ [સં.] ઘણા કાળથી પ્રચાર કે વપરાશમાં હોવાથી દૃઢ થયેલું. **–ઢાર્થ** પું૦ [+ અર્થ] શબ્દનો રૂઢ અર્થ (યોગાર્થથી ઊલટો)
**રૂઢિ** સ્ત્રી૦ [સં] રૂઢ થયેલી રીતિ કે રિવાજ (૨) તે કારણથી શબ્દનો અમુક અર્થબોધ કરાવવાની શક્તિ (જુઓ યોગરૂઢિ) ૦**પ્રયોગ** પું૦ ભાષામા રૂઢ – રૂઢિથી જેનો વિશેષ અર્થ થતો હોય એવો શબ્દપ્રયોગ
**રૂપ** ન૦ [સં.] આકાર, દેખાવ; સ્વરૂપ (૨) સૌંદર્ય (૩) વેશ (૪) વાક્યમાં વાપરવા પ્રત્યય વગેરે લગાડીને તૈયાર કરેલો શબ્દ – પદ [વ્યા.] (૫) વિ૦ (સમાસને અંતે) સરખું; સમાન (ઉદા૦ દુઃખરૂપ)
**રૂપક** ન૦ [સં.] એક પ્રકારનું નાટક (૨) એક અર્થાલંકાર, જેમાં ઉપમેયને ઉપમાન સાથે તદ્રૂપ કે અભિન્ન બતાવી વર્ણન કરેલું હોય છે [કા. શા]
**રૂપરેખા** સ્ત્રી૦ માત્ર રૂપ બતાવનારી રેખા (૨) આછો ખ્યાલ; ટૂંકું બ્યાન
**રૂપવતી** વિ૦ સ્ત્રી૦ [સં.] રૂપાળી
**રૂપવાન** વિ૦ [સં] રૂપવાળું; સુંદર
**રૂપાખ્યાન** ન૦ ધાતુનાં રૂપો બનાવવાં તે [વ્યા.]
**રૂપાળું** વિ૦ સુંદર
**રૂપાંતર** ન૦ રૂપમાં ફેરફાર; અન્ય રૂપ
**રૂપાંદે** (૦) સ્ત્રી૦ રૂપાળા દેહવાળી સ્ત્રી
**રૂપિયાભાર** વિ૦ (૨) પું૦ એક રૂપિયાના વજન જેટલું; તોલા જેટલું
**રૂપિયો** પું૦ [સં. रूप्यक] સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો
**રૂપી** વિ૦ રૂપાનું, રૂપવાળું (સમાસને અંતે)
**રૂપું** ન૦ [સં. रूप्यकं] એક ધાતુ. **–પેરી** વિ૦ રૂપાનું; રૂપા જેવું. **–પૈડી** સ્ત્રી૦ રૂપિયો (તિરસ્કારમાં)
**રૂબરૂ** અ૦ [ફા.] સમક્ષ
**રૂબલ** પું૦ [રૂ]રશિયાનો રૂપિયા જેવો સિક્કો
**રૂમ** સ્ત્રી૦ [ઇં.] ઓરડી
**રૂમઝૂમ** અ૦ [રવ૦] ઝાંઝરનો અવાજ
**રૂમલાવું** (રૂં') અ૦ક્રિ૦ રૂમવા પર ચડવું; ગાંડપણથી રૂમવું (ઢોરનું)
**રૂમવું** (રૂં') અ૦ક્રિ૦[પ્રા. रुद=મર્દન કરવું] જોરથી ઘૂમવું (યુદ્ધમાં)(૨) ભટકવું; ફરવું
**રૂમાલ** પું૦ [ફા.] (હાથમાં લૂછવાનો) લૂગડાનો કકડો

રુવું નં૦ [સં રોમ] રુવું, શરીર ઉપરનો નાનો વાળ, રોમ રુવાટું [૦ન ફરકવું = જરા પણ અસર ન થવી]
રૂસ પું૦,નગાજા] યુરોપ-એશિયામાં સગ ન ફેલાયેલો એક દેશ, "રશિયા'
રૂસણું નં૦ ['રૂસવું' પરથી] રિસાવું તે
રૂસવું અ૦ક્રિ૦[સં રુ, પ્રા રુસ] રિસાવું
રૂસી વિ૦ [ફા] રશિયાનું,–ને લગતું
રૂહ પું૦, નં૦ [અ] આત્મા જીવાત્મા –હાની વિ૦ [ફા] જીવાત્મા કે આત્મા સંબંધી [કે તાતનો
રૂછડું,રૂછું નં૦ [જુઓ રુવું] દૂંટી વાળ
રૂંધ સ્ત્રી૦, ૦ણ,૦ન નં૦ [રૂંધવું પરથી] રૂંધાવું તે, રોકાવું, પ્રતિબંધ (૨)આગી, અકળામણ [(૨) ગૂંગળાવું
રૂંધવું સ૦ક્રિ૦ [પ્રા રુંધ (સં રુધ્)] રોકવું
રૂંધામણ સ્ત્રી૦ રૂંધાવું તે, ગૂંગળામણ
રૂંધાવવું સ૦ક્રિ૦, રૂંધાવું અ૦ક્રિ૦ 'રૂંધવું'નું પ્રેરક ને કર્મણિ
રૂંવાડું, રૂંવું નં૦ [જુઓ રુવું] રુવાટું
રે અ૦ [સં] એ! ઓ! [સંબોધનનો ઉદ્ગાર] (૨) કવિતામાં પાદપૂર્તિ માટે નિરર્થક મુકાય છે
રેઇનકોટ પું૦[ઇ] વરસાદમાં ન પલળાય તેવા કાપડનો ડગલો
રેકર્ડ નં૦ [ઇ] નોંધ (૨) દફતર, ફાઈલ (૩)સ્ત્રી૦ગ્રામોફોન વાજાની થાળી–ચૂડી (૪) પું૦,નં૦ પરાકાષ્ઠા, આંક, છેલ્લી હદ
રૅકેટ નં૦ [ઇ] ટેનિસનું બૅટ
રેખ સ્ત્રી૦ [સં રેખા] રેખા (૨) દાંતે જડાવેલી સોનાની ટપકી (૩) નાની મૂછ (૪) અ૦ જરાયે [પ]
રેખતો પું૦ [ફા] ફારસી અને ઉર્દૂ કવિતાનો એક ઢાળ
રેખા સ્ત્રી૦ [સં] લીટી આંકો ૦કૅસ પું૦ ઉપર રેખા દોરી કરાતો કસ[ગ] ૦ચિત્ર નં૦ રેખાઓથી દોરેલું ચિત્ર (૨) કોઈના જીવનનું ટૂંક નિરૂપણ
રેખાંશ પું૦ [સં] ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાંથી પસાર થતી પૃથ્વીના ગોળા ઉપરની લીટી,'લૉન્જિટ્યૂડ' ૦વૃત્ત નં૦ રેખાંશનું વર્તુળ
રેખિક વિ૦ એક પાતચિહ્નવાળું ઝમી ઠગણ, જેનો આલેખ રેખાથી દર્શાવી શકાય 'ધા નિયર' [ગ.]
રેગિસ્તાન પું૦, નં૦ [ફા] રેતાળ પ્રદેશ, રણ, મરુભૂમિ [જુઓ ગાભ કરાવે એવું
રેચ પું૦ [સં] જુલાબ ૦ક વિ૦ [સં]
રેજગી સ્ત્રી૦ છૂટું પરચૂરણ મોટા નાણાનું નાનું પરચૂરણ
રેટ સ્ત્રી૦ [ઇ] દાપો, ધારા
રેઢ (રે) વિ૦ જાડું રગડા જેવું
રેઢવવું સ૦ક્રિ૦ [કે રઢ = ઝઘડેલો]રેઢવવું, નિભાવી લેવું (૨) અમલવવું
રેડવું સ૦ક્રિ૦ પ્રવાહીની ધાર કરવી (૨) ધારા ચડાવીને ભરવું, અંદર નાખવું
રેડિયમ નં૦ [ઇ] નિર્મિ લુઘમાં એક તત્ત્વ ધાતુ
રેડિયો પું૦ [ઇ] તાર વગર, અવાજ દૂર સંભળાવવાનું કે સાંભળવાનું યંત્ર કે તે ક્રિયા [(૨) નકામું નમાલું
રેઢિયાળ (રે) વિ૦ રવરતું, ધણી વિનાનું
રેઢું (રે) વિ૦ રખડતું, સંભાળ વિનાનું
રેણુ (રે)સ્ત્રી૦[પ્રા રયણી (સં રજની)]+રાત્રી
રેણુ (રે) સ્ત્રી૦ [જુઓ રેણુ] રજ
રેણ (રે') નં૦ધાતુની સાંધ કરવાનું સાધન ૦વું સ૦ક્રિ૦ રેણ દેવું
રેણી (રે) સ્ત્રી૦[જુઓ રેણ નં. ૧]+રાત્રિ
રેણુ પું૦, સ્ત્રી૦ [સં] ધૂળ, રજ
રેણુકા સ્ત્રી૦ [સં] પરશુરામની માતા
રેત નં૦ [સં] વીર્ય
રેત સ્ત્રી૦ ઝીણી રેતી ૦દાની સ્ત્રી૦ લખાણની શાહી સૂકવવા ભભરાવવાની રેત રાખવાનું પાત્ર. ૦વો પું૦ ખોદતાં બહુ રેતી નીકળે એવો કૂવો –તાળ વિ૦ રેતીવાળું –તિયું નં૦ રેતદાની (૨) રેતીનું, રેતીવાળું –તી સ્ત્રી૦ પથ્થરનો ઝીણો ભૂકો, વાલુકા

રૈન (રૈ) સ્ત્રી૦ [જુઓ રૈણ = રજની]રાત
રૈફ પું૦ [સં.] અક્ષર ઉપર કરાતું રનું (ˇ) આવું ચિહ્ન
રૅફ્રિજરેટર પું૦ [ઇં.] જેની અંદર મૂકેલી વસ્તુઓ ઠંડી થઈ સારી રહે અથવા ઠરી જાય તેવું એક યંત્ર — સાધન
રૈબચો (રૈ') પું૦[જુઓ ચહેબચો] પાણીની અત્યંત ઢોળાઢોળ; તેથી થયેલો કીચડ
રૈબઝેબ અ૦ [સર૦ ઝેબઝેબાં]પરસેવાથી નીતરતું
રૈલ સ્ત્રી૦ [હિં. રેલિ] પૂર(૨)પુષ્કળતા[લા.]
રૈલ સ્ત્રી૦ [ઇં.] રેલવેનો પાટો. ૦ગાડી સ્ત્રી૦ આગગાડી
રૈલછેલ, રૈલમછેલ સ્ત્રી૦ રેલીને છલકાઈ જવું તે (૨) પુષ્કળતા [લા.]
રૈલવું અ૦ક્રિ૦ રેલ આવવી; જોરથી વહેવું (૨) જવું; પરવરવું (૩) સ૦ક્રિ૦ જોરથી રેડવું (૪) ઢોળવું (૫) રેલમાં તાણી જવું
રૈલવે(૦લાઈન)સ્ત્રી૦[ઇં]આગગાડીનોમાર્ગ. ૦સ્ટેશન ન૦ [ઇં.] આગગાડીને ઊભા રહેવાનું સ્થાન; ત્યાં કરાતું તેનું મકાન વગેરે
રેલસંકટ ન૦ પાણીની રેલથી ઊપજેલું સંકટ
રેલારેલ સ્ત્રી૦ ['રેલ' ઉપરથી] રેલમછેલ
રેલાવું અ૦ક્રિ૦ રેલો ચાલવો; ઢોળાવું
રેલો પું૦ ['રેલ' ઉપરથી] નાનો પ્રવાહ
રેવડી સ્ત્રી૦ ખાંડની ચાસણી અને તલની એક બનાવટ (૨) બેહાલ; ફજેતી[લા.]. ૦દાણાદાણ સ્ત્રી૦ પૂરી ફજેતી
રેવત પું૦ [સં. રેવ્=કૂદવું] ઘોડો
રેવતાચળ પું૦[સં.રૈવતાચલ]રૈવત,ગિરનાર
રેવતી સ્ત્રી૦ સત્તાવીસમું નક્ષત્ર (૨) બળરામની પત્ની
રેવંચી સ્ત્રી૦ [ફા. રીવન્ચીની] એક વનસ્પતિનો ગુંદર — એક ઔષધિ. ૦નો ગોળ પું૦ જુલાબ માટે તેમ જ રંગ વગેરે માટે વપરાતો રેવંચીનો ગુંદર
રેવંત પું૦ [જુઓ રેવત] ઘોડો
રેવા [સ.]. ૦જી સ્ત્રી૦, નર્મદા નદી
રૅશન ન૦ [ઇં.] ફાળવણી પ્રમાણે નિયત પ્રમાણ — માપ (૨) ફાળવણી પ્રમાણેનું સીધું. ૦કાર્ડ ન૦ [ઇં.] રૅશન માટેની સીધાચિઠ્ઠી. -નિંગ ન૦ [ઇં.] જરૂરની વસ્તુઓની નિયત ફાળવણી કરવી તે; માપબંધી
રેશમ ન૦ [ફા. અબ્રેશમ] એક જાતના કીડાની લાળના તંતુ કે તેનું બનાવેલું કાપડ (૨) સ્ત્રી૦ એક જાતની ઘોડી [કા.]. -મી વિ૦ રેશમનું (૨) રેશમ જેવું સુંવાળું
રેષા સ્ત્રી૦ [સ.] રેખા લીટી
રેસ સ્ત્રી૦ [ઇં.] ઘોડદોડની ગરત; તેને લગતો જુગાર. ૦કોર્સ પું૦ [ઇં.] ઘોડદોડનું મેદાન
રેસાદાર વિ૦ [રેસો + દાર] રેસાવાળું
રૅસિડેન્ટ પું૦ [ઇં.] અંગ્રેજી અમલ વખતે દેશી રાજ્યોમાં રખાતો અંગ્રેજી સત્તાનો પ્રતિનિધિ [ફળ વગેરેનો)
રેસો પું૦ [સં. રેષા ઉપરથી] તંતુ (વનસ્પતિ,
રેંકડી, (રેં૦) સ્ત્રી૦, -ડો પું૦, નાની બળદગાડી (૨) ભારની નાની લારી
રેંકવું (રેં૦) અ૦ક્રિ૦ [પ્રા. રેંક] ગાયભેંસનું ભાંભરવું
રેંજીપેંજી (રેં પેં૦) વિ૦ [જુઓ રંજ] નમાલું (૨) ઉત્સાહ વગરનું
રેંટ (રેં૦) પું૦ [તેલુગુ રેંડુ (મ. રેંડ = બે) ગિલ્લીદંડાનો બીજો દાવ
રેંટ (રેં૦) પું૦ [સં. અરઘટ્ટ] કૂવામાંથી પાણી કાઢવાની ઢોચકાંવાળા ચક્રની યોજના. ૦માળ સ્ત્રી૦રેંટનાં ઢોચકાંની ફરતી હાર; ઘટમાળ
રેંટિયાબારસ(-સ) (રેં૦)સ્ત્રી૦ ભાદરવા વદ બારસ (ગાંધીજીની જન્મતિથિ)
રેંટિયો (રેં૦) પું૦[જુઓ રેંટ]હાથે સૂતર કાંતવાનું ચક્રનું એક સાધન
રેંડુ (રેં૦) પું૦ રેંટ [રહેંસવું
રેંસવું (રેં૦) સ૦ક્રિ૦ [હિં. રેંસ્ના] જુઓ
રૈયત સ્ત્રી૦ [અ.] પ્રજા. ૦વારી વિ૦ (૨) સ્ત્રી૦ બારોબાર ખેડૂત પાસેથી મહેસૂલ

ઉઘરાવવી તે (જમીનદારીથી ઊલટું) કે તેને લગતું

રૈવત,૦ક,૦ગિરિ પું૦ (સં.) ગિરનાર પર્વત

રોક વિ૦ રોકડું

રોક વિ૦(૨)સ્ત્રી૦ ['રોકવું' ઉપરથી]રોકાણ

રોકકળ સ્ત્રી૦, –ળાટ પું૦ રોવું ને કકળવું તે, રોકૂટ

રોકટોક વિ૦ રોકવું કે ટોકવું તે, કશો પણ વાંધો કે વિરોધ

રોકડ વિ૦ રોકડું (૨) સ્ત્રી૦ રોકડા પૈસા. –ડિયું વિ૦ રોકડ વહેવાર કરનારું (૨) હાજરજવાબી –ડી સ્ત્રી૦ દિવસના સાધારણ સમય ઉપરાંત સવારમાં જે વધુ કામે રોકાય તે કે તેની રોકડી મજૂરી. –ડું વિ૦ ઉધાર ન રાખેલું પણ તરત આપેલું (નાણું) (૨) નગદ નાણું (નોટ નહિ) (૩) [લા.] કાંઈ પણ છુપાવ્યા વિના તરત કહેલું (કથન)(૪)તેવો જવાબ

રોકવું સ૦ક્રિ૦ [પ્રા. રુક (સં. રુન્ધ્, કે રુદ્ + કૃ)] અટકાવવું જવા ચાલવા કે થવા ન દેવું, આંતરવું (૨) કામે વળગાડવું, નોકરીમાં રાખવું (૩) વેપારધંધામાં નાખવું (નાણું) [અટકાયત

રોકાણ ન૦ રોકવું કે રોકાવું તે (૨)

રોકૂટ સ્ત્રી૦ રોવું અને કૂટવું તે, રડારોળ

રોગ પું૦ [સં] બગાડ, વિકાર, તંદુરસ્તીમાં બગાડો, વ્યાધિ ૦ચાળો પું૦ રોગનો ફેલાવો ૦દોગ પું૦વરસાદ વગેરેની પીડા

રોગાન પું૦, ન૦ [ફા. રૌગન] તેલ, મીણ, લાખ વગેરેનું એક જાતનું મિશ્રણ(લાકડાં, લૂગડાં વગેરે ઉપર ચડાવે છે)

રોગિયું, રોગિષ્ઠ, રોગી [સં], રોગીલું વિ૦ માંદું, રોગવાળું

રોચક વિ૦ [સં] રુચિ કરાવે તેવું, ગમતું

રોજ પું૦[ફા] દિવસ (૨) એક દિવસની મજૂરી (૩) અ૦ હમેશાં. ૦ગાર પું૦ ગુજરાન માટે કરવાનો ધંધો, નોકરી કે ઉદ્યમ ૦ગારી સ્ત્રી૦રોજગાર, કામધંધો. ૦નીશી સ્ત્રી૦ દરરોજના કામની નોંધ-પોથી, ડાયરી. ૦બરોજ અ૦ [ફા.] રોજરોજ; દરરોજ. ૦મેળ પું૦ દરરોજનો હિસાબ(૨)તે લખવાનો ચોપડો –જિંદું વિ૦ રોજનું. –જી સ્ત્રી૦ રોજગાર (૨) ગુજરાન (૩) રોજની આવક; પેદાશ

રોજો પું૦ [અ] મોગા અને ધાર્મિક મુસલમાનની કબર (૨) મુસલમાનનો દિવસનો ઉપવાસ [જાનવર પશુ

રોઝ ન૦ [ફ઼ે રોઝ઼] ઘોડાને મળતું એક

રોઝિયો,રોઝી વિ૦ એક જાતનો કપાસ

રોટલી સ્ત્રી૦ [સં. રોટ, દે. રટ્ટિયા, રોટ્ટગ] ઘઉંના લોટની પાતળી ગોળ વાની. –લો પું૦ હાથે થાપીને બનાવેલી જાડી ભાખરી (૨) આજીવિકા [લા.]

રોટી સ્ત્રી૦ [સર૦ હિં.]જુઓ રોટલી(૨) પાડરોટી ૦વહેવાર પું૦ સાથે જમવા જમાડવાનો સંબંધ

રોઠું (રો) ન૦ બરાબર પાકતા પહેલાં સુકાઈને ચીમળાઈ ગયેલું બેસ્વાદ સોપારી (૨) રાંકું–જડ માણસ [લા.]

રોડવવું સ૦ક્રિ૦ [પ્રા રુડ (સં. લુટ્ કે લુટ્)] ગબડાવવું

રોડા પું૦બ૦વ૦ [જુઓ રોડવવું] દોટ, ગબરડી. –ડી સ્ત્રી૦ દોટ, રોડા

રોડું ન૦ [સં લોષ્ટ] ઈંટનો કકડો

રોણ સ્ત્રી૦ [જુઓ રોન] રાતની ચોકી

રોણું ન૦ [પ્રા. રોવણ (સં રોદન)] રુદન

રોતડ,–ડું,–લ વિ૦ ['રોવું' ઉપરથી] ઝટ રોઈ પડે એવું

રોતું વિ૦ ['રોવું'નું વ૦કૃ૦] રડતું, રડયા કરતું

રોદડું(–ણું) ન૦ ચીતકની કથની (૨) રુદન

રોદન ન૦ [સં] રુદન

રોધ પું૦ [સં] અટકાવ. ૦ક વિ૦ [સં] રોધ કરનારું. ૦ન ન૦ [સં.] રોધવું તે. ૦વું સ૦ક્રિ૦ રોકવું; અટકાવવું

રોન સ્ત્રી૦ [ઇં. રાઉન્ડ] રાતની ચોકી માટે ફરવું તે [વિ૦ રોનકવાળું

રોનક સ્ત્રી૦ [અ] તેજ, ભપકો ૦દાર

રોપ પું૦ ['રોપવું' પરથી] રોપો; છોડ.

# લ

**લ** પું૦ [સ] ચાર અર્ધસ્વરોમાંનો ત્રીજો

**લઈ** 'લેવું'નું કૃ૦ રૂપ જેમ કે, લઈ જવું ઇ૦. ૦ને અ૦ ['લેવું'નું અ૦કૃ૦] ઉદા૦ 'એને લઈને'

**લઉઓ** પું૦ [પ્રા લ્લ (સ. લ્पु) ઉપરથી] રાજાની પાસે રહેતો મશ્કરો, લૌવો

**લકડધકડ** અ૦ ધમધોકાર, ઝપાટાબંધ

**લકડિયું** વિ૦ લાકડાનું (૨) કઠણ (૩) ઝાડને પણ બાળી દે એવું (હિમ) (૪) મસાલા રાખવાની ખાનાવાળી લાકડાની પેટી

**લકવો** પું૦ [અ. લ્क्वह] શરીરનું એકાદ અંગ રહી જવાનો રોગ; પક્ષાઘાત

**લકીર** સ્ત્રી૦ લીટી, રેખા

**લકું(-કૂં)બો** પું૦ [અ. લુક્મહ] કોળિયો; લાડવો; ફાયદો (કટાક્ષમાં)

**લક્કડ** ન૦ [સ. લ્कुट; પ્રા. લ્क्कुड] લાકડું (બહુધા સમાસમાં વપરાય છે). ૦કામ ન૦ લાકડાનું કામ; સુતારીકામ. ૦કોટ પું૦ લાકડાનો કોટ કે આતરો (૨) વહાણમાંથી જ્યાં લાકડાં ઊતરે છે તે ડક્કો. ૦ખોદ પું૦ એક પક્ષી. ૦ધક્કડ અ૦ જુઓ લકડધકડ. ૦પીઠ સ્ત્રી૦ લાટી, લાકડાનું પીઠું. ૦ફોડો પું૦ લાકડાં ફોડનારો. ૦શી વિ૦ લાકડા જેવું કઠણ (૨) પું૦બ૦વ૦ જુઓ લક્કડશી લાડુ. ૦શી લાડુ પું૦ એક મીઠાઈ. ૦સી વિ૦ જુઓ લક્કડશી. -ડિયું વિ૦ (૨) ન૦ જુઓ લકડિયું

**લક્ષ** પું૦ [સ.] લાખની સંખ્યા (૨) ધ્યાન (૩) ઉદ્દેશ (૪) (તાકવાનું) નિશાન

**લક્ષણ** ન૦ [સ] ચિહ્ન; નિશાની (૨) ગુણ; બીજી વસ્તુથી જુદો પાડનાર ખાસ ધર્મ (૩) તેવા ધર્મનું કથન; વ્યાખ્યા [વ્યા.] (૪) ઢંગ; આચરણ. ૦વંતું વિ૦ સુલક્ષણું (૨) (કટાક્ષમાં) નઠારાં લક્ષણવાળું

**લક્ષણા** સ્ત્રી૦ [સ.] લક્ષ્યાર્થનો બોધ કરાવનાર શબ્દની શક્તિ [વ્યા.]

**લક્ષધા** અ૦ [સ.] લાખ રીતે

**લક્ષવસા** અ૦ અવશ્ય; જરૂર

**લક્ષવું** સ૦ક્રિ૦ [સ. લક્ષ્] તાકવું (૨) તાકીને બેસવું (૩) અટકળ કરવી (૪) શોધી કાઢવું; જોઈ જવું

**લક્ષવેધી** વિ૦ ધારેલું નિશાન પાડનાર

**લક્ષાધિપતિ** પું૦ [સ.] લાખ રૂપિયાની પૂંજીવાળો; લખપતિ

**લક્ષિત** વિ૦ [સ] દેખાડેલું (૨) દેખેલું

**લક્ષી** વિ૦ [સં.] લક્ષવાળું, લક્ષતું (સામાન્ય રીતે સમાસને અંતે ઉદા૦ 'એકલક્ષી')

**લક્ષ્મણ** પું૦ [સં.] રામનો નાનો ભાઈ; સુમિત્રાનો પુત્ર

**લક્ષ્મી** સ્ત્રી૦ [સ] વિષ્ણુની પત્ની; ધનની અધિષ્ઠાત્રી દેવી, ચૌદ રત્નમાંનું એક (૨) ધન; દોલત. ૦કાંત, ૦નાથ, ૦પતિ, પું૦ [સ.] વિષ્ણુ ૦પૂજન ન૦, ૦પૂજા સ્ત્રી૦ [સ.] આસો વદ તેરસને દિવસે કરાતી લક્ષ્મીની પૂજા. ૦વંત(-તું), ૦વાન [સ] વિ૦ પૈસાદાર

**લક્ષ્ય** વિ૦ [સ.] લક્ષ આપવા જેવું (૨) તાકવાનું; તાકી શકાય તેવું (૩) જોઈ શકાય – જાણી શકાય તેવું; દૃશ્ય (૪) ન૦ ધ્યેય (૫) લક્ષ; હેતુ (૬) નિશાન (તાકવાનું) (૭) લક્ષ્યાર્થ (૮) જેનું લક્ષણ બાંધવાનું હોય તે [ન્યા.]. ૦બિંદુ ન૦ લક્ષ્ય; ધ્યેય. ૦વેધ પું૦ [સ] ધારેલા નિશાનને તોડી પાડવું તે. ૦વેધિત્વ ન૦ લક્ષવેધીપણું. ૦વેધી વિ૦ જુઓ લક્ષવેધી. -ક્ષ્યાર્થ પું૦ [+અર્થ] મુખ્યાર્થનો બાધ થયે તેનો સંબંધી એવો જે બીજો અર્થ લેવો પડે છે તે [વ્યા.]

**લખ** વિ૦ [જુઓ લક્ષ્ય] દૃશ્ય (જગત માટે).

**૦ચોરાશી** સ્ત્રી૦ ચોરાસી લાખ જન્મનું ચક્ર

**લખ** વિ૦ [જુઓ લક્ષ] લાખ [પ.]

**લખણ** ન૦ [સં. લક્ષણ] + લક્ષણ; ચિહ્ન

**લખણી** ન૦ ['લખવું' પરથી] ટીપ; યાદી (દાન કે ઉઘરાણાની). **–ણું** ન૦ લખવાનું વતરણું; લેખણ (૨) લખણી. **–ત** ન૦ કરાર; સહી સાથેનું લખાણ (૨) નસીબના લેખ. **–ત પત્તર** ન૦ કાગળિયા ઉપરનું લખાણ (૨) ગમે તેવું (કાચું કે અચોક્કસ) લખાણ

**લખપતિ** પું૦ લક્ષાધિપતિ

**લખલખ** વિ૦ [સ. લક્ષ્ ઉપરથી; અથવા રવ૦] ચળકતું; સ્વચ્છ (૨) અ૦ લખલખે એમ. ૦વું અ૦ક્રિ૦ ફાટવું; પીડા થવી (૨) ચટકચટકવું; ઝગટવું (૩) લવલવવું

**લખલખવું** અ૦ક્રિ૦ [સ. લષ્] તીવ્ર ભૂખ લાગવી; તીવ્ર અભિલાષા થવી

**લખેશરી** વિ૦ [સ. લક્ષેશ્વર] લ[illegible] (૨) પું૦ લખપતિ [illegible]

**લખોટવું** સ૦ક્રિ૦ લાખ ચોપડવી (ચ[illegible]

**લખોટી** સ્ત્રી૦ [સં. [illegible]] કાચ કે પથ્થરની (રમવાની) નાની [illegible] **–ટો** પું૦ મોટી લખોટી (૨) [illegible] કે સરકારી કાગળોનો [illegible]

**લખ્ખણ** ન૦ લક્ષણ [illegible]

**લખ્યા લેખ** પું૦બ૦વ૦ વિધિના [illegible]

**લગ** અ૦ + લગી, સુધી

**લગટ** વિ૦ (૨) અ૦ [illegible]

**લગડી** સ્ત્રી૦ સોના [illegible]

**લગડું** ન૦ [illegible] છાલકું કે [illegible]

**લગણ** અ૦ [illegible]

**લગત** [illegible] (૨) [illegible]

**લગી** અ૦ લગણ; સુધી

**લગીર(-રેક)** વિ૦ જુઓ લગાર

**લગે** અ૦ + લગી

**લગેજ** ન૦ [इं.] (રેલવે) ઉતારુનો સામાન. [૦કરવું = ઉતારુનો સામાન લગેજના ખાસ ડબામાં મોકલવો (૨) સગસામાન નોંધાવી રસીદ કઢાવવી]

**લગોલગ** અ૦ [दे. लग = નજીક] છેક પાસે, અડીને (૨) લગભગ, પાસે

**લગ્ન** વિ૦ [सं.] લાગેલું; વળગેલું (૨) લીન; આસક્ત (૩) ન૦ જેટલો સમય પૃથ્વી એક રાશિમાં રહે તેટલો વખત (૪) કોઈ શુભ કાર્ય કરવાનું મુહૂર્ત (૫) પરણવાનું મુહૂર્ત (૬) પરણવું તે, વિવાહ

**લઘરવઘર** વિ૦ ચીથરેહાલ

**લઘિમા** સ્ત્રી૦ [सं.] લઘુપણું (૨) આઠ સિદ્ધિઓમાંની એક–અતિ લઘુ થઈ જવું તે

**લઘુ** વિ૦[सं] નાનું (૨) હલકું (૩) સહેલું (૪) હ્રસ્વ; એક માત્રાનું. **૦કૌંસ** પું૦ ( ) આવો કૌંસ. **૦કોણ** પું૦ ૯૦°થી નાનો કોણ; 'ઍક્યૂટ ઍન્ગલ' [ग.]. **૦તમ** વિ૦ સૌથી નાનું (૨) પું૦ અમુક રકમોમાંની દરેકથી જેને શેષ વિના ભાગી શકાય એવી નાનામાં નાની રકમ. **૦તમ સાધારણ અવયવી, ૦તમ સાધારણ ભાજ્ય** પું૦ જુઓ લઘુતમ. **૦તા** સ્ત્રી૦ [सं]. **૦તાવાચક** વિ૦ લઘુતા બતાવનાર. **૦મતી** સ્ત્રી૦ થોડા મત ધરાવનો પક્ષ (૨) એવા લોકો (૩) થોડા મત હોવા કે ધરાવવા તે. **૦લાઘવી** સ્ત્રી૦ ચાલાકી; પેચ; યુક્તિ. **૦લિપિ** સ્ત્રી૦ બોલેલું જલદી લખી શકાય તેવી ટૂંકા સંકેતોવાળી લિપિ; 'શૉર્ટહૅન્ડ'. **૦લેખન** ન૦ લઘુલિપિમાં લખવું તે. **૦શંકા** સ્ત્રી૦ પેશાબની હાજત

**લચક** સ્ત્રી૦ લચકાની ચાલ (૨) મચકોડ

**લચકલચક** અ૦ ['લચકો' ઉપરથી] લચકે ને લચકે, મોટે મોટે કોળિયે, ઉતાવળથી

**લચકવું** અ૦ક્રિ૦ લચી જવું (૨) કરમોડાવું; સાંધામાંથી ઊતરી જવું (૩) મદથી ચાલતાં કમ્મરેથી જરા મરડાવું

**લચકો** પું૦ લોચો (૨) લચકો દાળ. **૦દાળ** સ્ત્રી૦ ઢીલી દાળ (પ્રવાહી અને ભાજરી વચ્ચેની) [અને લોદા જેવું હોય તેમ

**લચપચ** અ૦ [રવ૦] પ્રવાહીથી તરબોળ

**લચવું** અ૦ક્રિ૦ ભારથી નમી જવું

**લચ્છો** પું૦ માંજે, પાયેલા દોરની આંટી

**લજવવું** સ૦ક્રિ૦ [सं. लज्] લાજે તેમ કરવું; લજાવવું

**લજાડવું** સ૦ક્રિ૦ 'લાજવું'નું પ્રેરક

**લજામણી** સ્ત્રી૦ ['લાજ' ઉપરથી] એક છોડ (અડવાથી તેનાં પાન સંકોચાઈ જાય છે). **-ણું** વિ૦ લાજ પમાડે તેવું; લાજ આવે તેવું; શરમજનક

**લજાવવું** સ૦ક્રિ૦ જુઓ લજાડવું

**લજ્જત** સ્ત્રી૦ [अ.] મજા; લિજ્જત

**લજ્જા** સ્ત્રી૦ [सं] લાજ; શરમ (૨) અપકીર્તિ. **૦હીન** વિ૦ [सं] શરમ વિનાનું; બેશરમ. **-જ્જિત** વિ૦[सं] લજ્જા પામેલું, શરમાયેલું

**લટ** સ્ત્રી૦ [सं लट्वा] થોડા વાળની સેર (૨) વડની મૂળી (૩) અમુક (સૂતરના) તાર કે દોરાની આંટી (૪) મોતીની સેર

**લટક** સ્ત્રી૦ ['લટકવું' ઉપરથી] લટકો (૨) છટા; ખૂબી, ગેલી. **૦ણ, ૦ણિયું** વિ૦ ['લટકવું' ઉપરથી] લટકતું, ઝૂલતું (૨) ન૦ કાનનું એક લટકતું રહેતું ઘરેણું

**લટકવું** અ૦ ક્રિ૦ ઝૂલવું; લબડવું, ટંગાવું (૨) આધાર રહિત થવું; વચ્ચે રખડી જવું [લા]

**લટકાવવું** સ૦ક્રિ૦ 'લટકવું'નું પ્રેરક

**લટકાળું** વિ૦ લટકાવાળું (૨) લટકા કરનારું

**લટકું** ન૦ લટકો, નખરું. **-કો** પું૦ શરીરનો મોહક હાવભાવ ચાળો; નખરું **-કોમટકો** પું૦ આંખ અને શરીરનો ચાળો; નખરું

**લટપટ** વિ૦ [રવ૦] પ્રેમાસક્ત; એકબીજાને વળગેલું – ચોટેલું (૨) સ્ત્રી૦ ધાલમેલ; ખટપટ. **-ટિયું** ન૦ હજામની અસ્ત્રો ઘસવાની ચામડાની પટ્ટી

લટવું અ૦ક્રિ૦ નમી પડવું
લટાર સ્ત્રી૦ આંટો, ફેરો, ચક્કર
લટિયું ન૦ [જુઓ લટ] વાળ (જરા તુચ્છકારદર્શક) [(૪) પુ૦ ભમરડો
લટ્ટુ વિ૦ નરમ ઘેંસ (૨) પરવશ (૩) સ્તબ્ધ
લઠ વિ૦ [પ્રા लट्ठि (સ यष्टि)=લાકડી] જાડું ને મજબૂત (૨) પુ૦ ડંગોરો —ઠિયું વિ૦ લઠ્ઠ (૨) ન૦ ગાડાનો નીચેનો ભાગ જેમાં લઠ્ઠો રહે છે —ઠિ(—ઠ્ઠી)યું વિ૦ લઠ, મજબૂત (૨) લુચ્ચું —ઠ્ઠ વિ૦ (૨) પુ૦ જુઓ લઠ —ઠ્ઠી સ્ત્રી૦ નાનો લઠ્ઠો —ઠ્ઠો પુ૦ ગાડી કે ગાડાના પૈડાની લોઢાની ધરી (૨) લઠ્ઠ માણસ [સ્વભાવનું
લડકણું(—ણું)(લ')વિ૦ ટંટાખોર, લડવાના
લડત (લ') સ્ત્રી૦ લડાઈ [ઠાંકરું
લડંકું વિ૦ લઠ્ઠ અલમસ્ત (૨) ન૦ તેવું
લડબડવું અ૦ક્રિ૦ લડબડિયું ખાવું
લડબડિયું ન૦ઠોકર ખાઈ લથડી પડવું તે
લડવાડ (લ') સ્ત્રી૦ ['લડવું' પરથી]ઝઘડો, કજિયો, વઢવાડ —ડિયું વિ૦ લડયા કરવાના સ્વભાવવાળું (૨) જેને કારણે લડાઈ ચાલતી હોય તેવું
લડવું (લ') સ૦ક્રિ૦ [સ लड्] વઢવું, ઠપકો દેવો (૨) અ૦ક્રિ૦ સામસામે વાદવિવાદ, ટંટો, બોલાચાલી, મારામારી કે યુદ્ધ—લડાઈ કરવા (૩) કોર્ટે ચડવું (૪) અણબનાવ થવો [લા] —વૈયો પુ૦ યોદ્ધો [જંગ (૨) ટંટો ઝઘડો
લડાઈ (લ') સ્ત્રી૦ ['લડવું' પરથી] યુદ્ધ,
લડાક(—કુ) (લ') વિ૦ લડકણું
લડાયક (લ') વિ૦ લડી શકે તેવું (૨) લડાઈના ખપનું (૩) લડકણું
લડાવવું સ૦ક્રિ૦['લાડ' ઉપરથી] લાડ કરવા
લડાવવું (લ') સ૦ક્રિ૦ 'લડવું'નું પ્રેરક
લડી સ્ત્રી૦ ['લડ' ઉપરથી] એક જાતની વસ્તુઓની પંક્તિ કે માળા (૨) દોરાની લટ
લડ્ડુ પુ૦ [સ] લાડુ
લઢણ સ્ત્રી૦ લત, ટેવ (૨) પદ્ધતિ
લણણી સ્ત્રી૦ લણવાની ક્રિયા —વું સ૦ક્રિ૦ [સ लू] તૈયાર થયેલા પાકને કાપવો (૨) ફળ મેળવવું [લા]
લત સ્ત્રી૦ લગની (૨) ટેવ, વ્યસન
લતા સ્ત્રી૦ [સ] વેલ
લતાડ સ્ત્રી૦, પુ૦ લાત, પાટુ (૨) ફેરવી તોળવું તે, ફરી જવું તે (૩) ગોથ, ગોથું
લતામંડપ પુ૦ [સ] લતાઓનો માંડવો
લત્તાં ન૦બ૦વ૦[સ लत्तक કે પ્રા लत्त] લૂગડાં
લત્તો પુ૦ [પ્રા] શહેરનો ભાગ, મહોલ્લો
લથડપથડ અ૦[રવ૦] પાણીથી ભીંજાઈને તરબોળ હોય તેમ (૨) જુઓ લથરપથર
લથડવું અ૦ક્રિ૦ ઠોકરથી ગોથું ખાવું (૨) બોલતાં અચકાવું (૩) ઢગલું પડી જવું (માંદગીથી)
લથડિયું ન૦ ગોથું, અડબડિયું
લથબથ અ૦[સ श्लिष् + બાથ] એકબીજાને જોરથી વળગ્યાં હોય તેમ [અસ્તવ્યસ્ત
લથરપથર અ૦ ઢીલું લબડતું હોય એમ,
લદબદ અ૦ [રવ૦ કે સ लभ् ઉપરથી] પ્રવાહીથી ભરપૂર લચકા જેવું હોય તેમ (૨) ઢીલા પદાર્થમાં પડી ખરડાયેલું હોય એમ (૩) લીન, ચકચૂર
લદાવું અ૦ક્રિ૦ 'લાદવું'નું કર્મણિ
લપ સ્ત્રી૦[સ लिप् ઉપરથી] પીડા ઉપાધિ લફરું
લપ અ૦ [રવ૦] જલદી, ચટ
લપકલપક અ૦ [રવ૦] લપાલપ, લપકે લપકે (૨) લપ લપ મારતું હોય એમ, લબક લબક, રહી રહીને વેદના થાય એમ (જેમ કે, ગૂમડામાં) [મારવા
લપકવું અ૦ક્રિ૦ [રવ૦] લપકારા થવા —
લપકારો પુ૦ જીભને લબૂક લબૂક બહાર કાઢવી તે (૨) વેદનાથી કે ભયથી કોઈ પણ અવયવનું લબૂક લબૂક થવું તે
લપકાગો પુ૦[સ लप् ઉપરથી] તોછડાઈથી વધારે પડતું બોલવું તે, લપકો
લપકો પુ૦ [સ लिप्] ગળ્યા પદાર્થનો લચકો (૨) ડામ
લપકો પુ૦ [સ लप् ઉપરથી] તોછડાઈથી વધારે પડતું બોલવું તે (૨) લપકારો

લપછપ સ્ત્રી૦ ધાલમેલ
લપટ સ્ત્રી૦ [રવ૦; સં. लिप् ઉપરથી] ઝપટ (૨) અડફટ (૩) પેચ. ફાંદો (૪) તલ્લીન; મશગૂલ. ૦ઝપટ સ્ત્રી૦ ઓચિંતી ઝૂંટ મારવી તે. ૦વું અ૦ ક્રિ૦ સરકવું
લપટાવવું સ૦ક્રિ૦'લપટવું','લપટાવું'નું પ્રેરક
લપટાવું અ૦ક્રિ૦ [સ. लिप्] ચીકટમાં ખરડાવું (૨) લલચાવું, ફસાવું [લા.]
લપટું વિ૦ [જુઓ લપટવું] સજ્જડ નહિ તેવું, ઢીલું
લપડંગ વિ૦ ખૂબ ઊંચું
લપડાક સ્ત્રી૦ [સ.] લપ્પડ; તમાચો (૨) ઠપકો કે ખત્તા ખાવી તે [લા.]
લપરડો પું૦ જાડો લેપ; લપેડો
લપલપ સ્ત્રી૦ [રવ૦; સં. लप्] બકબક; લવારો (૨) અ૦ ચપચપ; ઝડપથી (૩) લબૂક લબૂક. –પાટ પું૦; સ્ત્રી૦ લવારો; બકવાટ (૨) ઉતાવળ; ધાંધલ. –પિયું વિ૦ લપલપાટ કરનારુ
લપવું અ૦ક્રિ૦ [સ. लिप्, लुप्] સંતાવું
લપસણું વિ૦ લપસી પડાય એવું (૨) ન૦ લપસી પડાય એવી જગ્યા
લપસવું અ૦ક્રિ૦ ખસી પડવું; સરી જવું (૨) પતન થવું [લા.]
લપાવું અ૦ક્રિ૦ સંતાવું (૨) સોડમાં ભરાવું; અડોઅડ દબીને ગોઠવાવું
લપૂડું વિ૦ [સ. लप्] લપલપિયું; વાતોડિયું (૨) પેટમાં વાત ન રહે તેવું
લપેટવું સ૦ક્રિ૦ વીંટવું(૨)સપડાવવું [લા.]
લપેડવું સ૦ક્રિ૦ લપેડો કરવો
લપેડો પું૦[સ. लिप्] લપરડો; જાડો લેપ
લપ્પટ વિ૦ [સં. लिप् ઉપરથી] બરોબર સજ્જડ ચોટેલું
લપ્પડ સ્ત્રી૦ [રવ૦] લપડાક
લપ્પનછપ્પન સ્ત્રી૦; ન૦ પંચાત; છૂપી ધાલમેલ(૨)દોઢડહાપણ; તીનપાંચ
લપ્પો પું૦ [अ. लफ़ = વીંટાળેલું] ભરચક કસબવાળું રેશમી વણાટનું કપડું (૨) મોટું ઢંગધડા વગરનું થીંગડું [લા.]
લફડ(–ર)ફફડ(–ર) અ૦ [રવ૦] લબડતું, આમતેમ ઊડયા કરતું તથા પગે અટવાતું હોય તેમ; અવ્યવસ્થિત
લફરું ન૦ [રવ૦] લીંટનો લબકો (૨) (વસ્તુ કે કામ કે માણસ વળગવાથી થતું) નડતર; પીડા; ઉપાધિ [લા.]
લફંગું વિ૦ [तुर्की लवं(–फ़)ग] કપટી; દગલબાજ (૨) લંપટ; વ્યભિચારી (૩) નફટ; નિર્લજ્જ
લબ અ૦ [રવ૦] એવા અવાજ સાથે (મોંમા મૂકવું)(૨)લપ;જલદી. ૦કલબક અ૦ જુઓ લપક લપક. ૦કારો પું૦ જુઓ લપકારો. ૦કો પું૦ જુઓ લપકો
લબડવું અ૦ક્રિ૦ [સ. लम्ब्] જુઓ લટકવું
લબતરું વિ૦ [લબડવું' ઉપરથી] નબળું; ક્ષીણ (૨) નરમ; પોચું
લબદાવું અ૦ક્રિ૦[જુઓ લદબદ] પ્રવાહીથી તરબોળ થવું કે ખરડાવું (૨) સપડાવાવું; ફસાવું [લા.] [બોલવું તે; લપકારો
લબરકો પું૦[સં लप्]તોછડાઈથી વધારે પડતું
લબલબ અ૦ [રવ૦] એવો અવાજ થાય તેમ (જેમ કે, કૂતરાના ચાટવાનો) (૨) ઉતાવળે (૩) લબુલબુ
લબાચો પું૦ [लबाद (फ़ा.)+ચો(चेह फ़ा.) મેલાં ફાટેલાં લૂગડાંનો જથો (૨) ભાંગ્યાતૂટયા સરસામાનનો જથો (૩) (બહુ કીમતી નહિ એવો) ઘરવાખરો (તિરસ્કારમાં ને બહુધા બ૦વ૦માં)
લબાડ(–ડી) વિ૦ [સં. लप् ઉપરથી] જૂઠું બોલવાની ટેવવાળું. –ડી સ્ત્રી૦ જૂઠાણું
લબુડબુ, લબુલબુ, લબૂકલબૂક અ૦ બીકથી લપ લપ થાય તેમ
લબોતરું વિ૦ જુઓ લબતરું
લબ્ધ વિ૦ [સં] મળેલું. ૦પ્રતિષ્ઠ જેની પ્રતિષ્ઠા જામેલી છે તેવું; પ્રતિષ્ઠિત. –બ્ધા સ્ત્રી૦ દુગ્ધા; પીડા; બૈરીછોકરાંની જંજાળ. –બ્ધિ સ્ત્રી૦ પ્રાપ્તિ; સિદ્ધિ
લબ્બેક અ૦ [अ. लब्बैक] ' સેવામાં હાજર છું' ' જી સાહેબ' એવા અર્થનો ઉદ્ગાર

**લભ્ય** વિ૦ [સં] મળી શકે એવું
**લમણા(-ણાં)ઝીક** સ્ત્રી૦ માથાઝીક
**લમણું** ન૦, **-ણો** પું૦ ગાલની ઉપરનો કાન આગળનો માથાનો ભાગ
**લય** પું૦ [સં.] નાશ; પ્રલય (૨) લીનતા; એકતારથઈ જવું તે(૩)વિરામ(સંગીતમાં) (૪) નૃત્ય, ગીત અને વાદ્યની સમતા (સંગીતમાં) (૫) કોઈ સ્વર કાઢવામાં લાગતો સમય (દ્રુત, મધ્ય અને વિલંબિત) (૬) ગાવાનો ઢંગ; સ્વર કાઢવાનો ઢંગ
**લયલા** સ્ત્રી૦ [અ.] ફારસી સાહિત્યની એક પ્રસિદ્ધ માશૂક. ૦**મજનૂન** ન૦બ૦વ૦ લયલા અને તેનો આશક મજનૂન; ફારસી સાહિત્યમાંઆશક માશૂકની એક પ્રસિદ્ધ જોડી
**લયાનત** સ્ત્રી૦ [જુઓ લાનત] લ્યાનત; શરમ,નામોશી(૨)ધિક્કાર; ફિટકાર;કહુવા
**લલકાર** પું૦[રવ૦][પ્ર.लल्लक्कर]લલકારવું તે (૨) લલકારેલું ગાન. ૦**વું** સ૦ ક્રિ૦ લાંબે સ્વરે ગાવું (૨) બૂમ પાડવી (૩) હાંકવા –જલદી ચલાવવું(૪)ઉશ્કેરવું-ઉત્તેજિત કરવું (૪) લડાઈનું આહ્વાન કરવું; પડકારવું
**લલચાવવું** સ૦ક્રિ૦ 'લલચાવું'નું પ્રેરક
**લલચાવું** અ૦ ક્રિ૦[જુઓ લાલચ]લાલચમાં ફસાવું(૨) મોહિત થવું (૩)લાલસા કરવી
**લલના** સ્ત્રી૦ [સં.] સુંદર સ્ત્રી
**લલાટ** ન૦ [સં.] કપાળ. ૦**રેખા** સ્ત્રી૦ [સં.] વિધાતાએ લલાટે લખેલા નસીબના લેખ
**લલામ** વિ૦ [સં.] સુંદર; રમણીય
**લલિત** વિ૦ [સં.] મનોહર; સુંદર (૨) પ્રિય; ગમે એવું (૩) નાજુક; કોમળ (૪) પું૦ એક છંદ. ૦**કલા(-ળા)** સ્ત્રી૦ 'ફાઈન આર્ટ'; મન અને કલ્પનાના શ્રમ પર મુખ્ય આધાર રાખનાર કલા. ઉદા૦ ચિત્રકળા, સંગીત ઇ૦. **-તા** સ્ત્રી૦ [સં.] જુવાન સુંદર સ્ત્રી [લોલુપતા
**લલુતા** સ્ત્રી૦ [સં. लल् ઉપરથી] જુઓ
**લલોપતો** ન૦બ૦વ૦, **લલ્લોપચ્ચો** સ્ત્રી૦ [સં. लल् ઉપરથી; સર૦ દે. ल्लि= ખુશામત] સવાસલાં; ખુશામત

**લવ** વિ૦ [સં.] થોડું (૨) પું૦ અંશ (૩) નિમેષનો છઠ્ઠો ભાગ (૪) રામનો પુત્ર
**લવ** સ્ત્રી૦ [પ્રા. (સં. लू)] લવારો
**લવચીક** વિ૦ [મ.] ભાગે નહિ પણ વળે એવું
**લવણ** ન૦ [સં] મીઠું
**લવરી** સ્ત્રી૦ [જુઓ લવવું] લવારો
**લવલવ** સ્ત્રી૦ લવારો; બકબકાટ (૨) અ૦ લવલવ કરે તેમ. ૦**વું** અ૦ ક્રિ૦ લવલવ કરવું. **-વાટ(-રો)** પું૦ લવારો
**લવલીન** વિ૦ તલ્લીન
**લવલેશ** વિ૦ [સં.] થોડું (૨) અ૦ જરા પણ; તલમાત્ર (૩) પું૦ બહુ જ થોડો અંશ
**લવવું** અ૦ ક્રિ૦ [પ્રા. લવ (સં. लू)] લવારો કરવો
**લવંગ** ન૦ [સં] લવિંગ; એક તેજાનો. **-ગિયું** વિ૦ લવંગ જેવું કે જેવડું (૨) ન૦ કાનનું એક ઘરેણું
**લવાજમ** ન૦ [અ. लवाज़िम] અમુક મુદતે આપવાની રકમ (જેમ કે, પગારની, વર્તમાનપત્રની)
**લવાદ** પું૦ [અ. लिवाज़] પંચ(૨)પંચાતિયો. **-દી** વિ૦ લવાદ સંબંધી (૨) સ્ત્રી૦ લવાદનું કામ
**લવાર** (વા') પું૦ (ગ્રામ્ય) લુહાર. **-રિયાં** ન૦બ૦વ૦ લુહારનું કામ કરતી જિપ્સી જેવી એક જાત
**લવારું** ન૦ બકરીનું બચ્ચું
**લવારો** પું૦ [જુઓ લવવું] લવરી; બકવાટ
**લવિંગ** ન૦ જુઓ લવંગ(૨)એ આકારનો (બંદૂક,સ્ટવ વગેરેનો) નાનો ભાગ. **-ગિયું** વિ૦ (૨) ન૦ જુઓ લવંગિયું
**લવૂરિયું** (વૂ') ન૦, **લવૂરો** પું૦ નખ કે નોરથી ભરેલો ઉઝરડો
**લવ્વો** પું૦ જીભનો લોચો
**લશ્કર** ન૦ [ફા.] સૈન્ય(૨) ટોળું; ધાડિયું [લા.]. **-રી** વિ૦ લશ્કરનું, **-ને** લગતું
**લસણ** ન૦ [સં. लशुन] એક કંદ. **-ણિયું** વિ૦ લસણવાળું (૨) લસણ જેવું (જેમ કે મૂળો). **-ણિયો** પું૦ લસણની નાની

કળી જેટલો તપખીરિયા રંગનો એક મણિ [લસરકાભેર

**લસરક લસરક** અ૦ [રવ૦] ઝપાટાબંધ; **લસરકો** પું૦ [રવ૦] ઝપાટાથી ખેંચવું કે ઘસડવું તે (૨) ઘસરકો

**લસલસ** અ૦ [સ લસ્] લસલસતું હોય એમ ૦વું અ૦ ક્રિ૦ ચળકવું; તેજ મારવું (૨) ઘી તેલથી તરબોળ હોવું (૩) આનંદમાં ખેલવું કે નાચવું

**લસંતી** વિ૦સ્ત્રી૦ [સ.] શોભતી, ચળકતી

**લસોટવું** સ૦ક્રિ૦ લસરકે ઘૂંટવું – વાટવું

**લસ્સી** સ્ત્રી૦ દૂધ અને પાણીનું શરબત

**લહર(-રા)વું** અ૦ ક્રિ૦ લહરીઓ ઊઠવી

**લહરિ(-રી)** સ્ત્રી૦ [સ.] તરંગ, મોજું

**લહાણ** (લ્) ન૦ [પ્રા. लह (સ. लाभ)]લાભ; નફો. **–ણી** સ્ત્રી૦ [સર૦ દ. लाहण = ખાદ્ય વસ્તુની ભેટ] ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી. **–ણું** ન૦ શુભાશુભ પ્રસંગે નાતીલા વગેરેમાં કરાતી વહેંચણી

**લહાવ(-વો)** (લ્) પું૦ [પ્રા. लह (સ.लभ्)] આનંદનો ઉપભોગ(૨)ઓરતો, ઓરિયો

**લહિયો** પું૦ [પ્રા. लिह, સ लिख्] લખવાનું કામ કરનારો માણસ

**લહે** (લ્હે) સ્ત્રી૦ ['લહેવું'] લગની; તાન

**લહેકવું** (લ્હે) અ૦ક્રિ૦ [સ. लस्] ઝૂલવું (૨) લહેકાથી ચાલવું, બોલવું વગેરે જેવી ક્રિયા કરવી (૩) ફરફરવું

**લહેકો** (લ્હે) પું૦[જુઓ લહેકવું] શરીરનો મોહક ચાળો કે મરોડ(૨)વાણું લંબાવીને કે રાગડો તાણીને બોલવું તે

**લહેજત** (લ્હે) સ્ત્રી૦ [જુઓ લજ્જત]મજા (૨) રસ, સ્વાદ. ૦દાર વિ૦ લહેજતવાળું

**લહેર** (લ્હે) સ્ત્રી૦[સ. लहरी ઉપરથી]તરંગ; મોજું (પાણી, પવન કે વિચારનું) (૨) ઝેર કે કેફની અસર (૩) લીલાલહેર (૪) મજા, ચમન. ૦વું અ૦ ક્રિ૦ તરંગ ઊઠવો; મોજાંની લહરી ચાલવી. **–રિયું** ન૦ મોજાંની ભાતનો સાડલો (૨) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું (૩) ઝોકું. **–રી** વિ૦ આનંદી (૨) તરંગી (૩) દરકી(૪)ઉડાઉ (૫) સ્ત્રી૦ લહેર; મોજું

**લહેવું** (લ્હે) સ૦ ક્રિ૦ [પ્રા. लह(સ. लभ्)] ધ્યાનપૂર્વક સાંભળવું (૨) સમજવું, પિછાનવું(૩)ભાળવું(૪)પ્રાપ્ત કરવું,મેળવવું

**લળકવું** અ૦ક્રિ૦[સ. लल्]ચમકારા મારવા, ચળકવું (૨) ઉમંગથી ડોલતાં ડોલતાં આવવું (૩) લાલસા કરવી

**લળવું** અ૦ક્રિ૦ [સ लल्, लल्] નમવું (૨) પ્રેમથી ઉમળકામાં આવવું (૩) જુઓ લળકવું

**લંક** પું૦ પાતળી કમ્મરનો લાંક; મરોડ

**લંકા**, ૦પુરી, **–કા** [સ.] સ્ત્રી૦ રાવણની નગરી (૨) સિલોન

**લંગડ** વિ૦ [સ. लग ઉપરથી; ફા. लंग] લૂલું; ખોડું; પાંગળું. **–ડાવું** અ૦ક્રિ૦ લંગડું ચાલવું. **–ડી**(૦ઘોડી) સ્ત્રી૦ એક રમત. **–ડું** વિ૦ લંગડ

**લંગડો** પું૦ એ નામની જાતની કેરી કે આંબો

**લંગર** ન૦ [ફા; દે लंगर] વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા આંકડાવાળું એક સાધન (૨) સદાવ્રત, લંગરખાનું (૩) સ્ત્રીઓનું પગનું એક ઘરેણું (૪) એક છેડે વજન બાંધેલી દોરી; લંગીસ (૫) લાંબી હાર, લંગાર [લા.]. ૦ખાનું ન૦ સદાવ્રત, લંગર ૦વું સ૦ક્રિ૦ લંગર નાખી વહાણ થોભાવવું (૨) એકને બીજું વળગાડી સાંકળ કે હાર કરવી (૩) ફંદામાં નાખવું [લા.]

**લંગાર** સ્ત્રી૦ [જુઓ લંગર] લાંબી હાર; પંક્તિ (૨) સાંકળ. ૦વું સ૦ક્રિ૦ જુઓ લંગરવું

**લંગાવું** અ૦ક્રિ૦ [સ. लग्] લંગડાવું

**લંગીસ** ન૦ પતંગના દિવસોમાં રમાતું લંગર

**લંગૂર** ન૦ [જુઓ લંગૂલ] પૂંછડું. **–ર (–રિયો)** પું૦ વાંદરો

**લંગૂલ** ન૦ [સં] લાંગૂલ; પૂંછડી

**લંગોટ** પું૦ [સર૦ ફા. लंगोटा] લંગોટી જેવી લાંબી પટીવાળું તથા લંગોટીની

પેઠે પહેરાતું શરૂઆતમાં ત્રિકોણ કકડાવાળું એક વસ્ત્ર. **૰બંધ** વિ૰ લંગોટ પહેરેલું (૨) બ્રહ્મચારી. **–ટિયું** વિ૰ લંગોટી પહેરતું, નાની ઉંમરનું. **–ટિયો** પું૰ બાળપણનો મિત્ર (૨) બાવો. **–ટી** સ્ત્રી૰ માત્ર ઇંદ્રી ઢંકાય તેમ કમ્મરે બાંધેલી પટ્ટી કે દોરી સાથે ખેંચીને બાંધવાની લૂગડાની પટ્ટી. **–ટો** પું૰ મોટો લંગોટ

**લંઘન** ન૰ [સં.] જુઓ ઉલ્લંઘન(૨)લાંઘણ. **–નીય** વિ૰ ઓળંગી કે ઉથાપી શકાય એવું. **–વું** સ૰ ક્રિ૰ જુઓ ઉલ્લંઘવું (૨) લાંઘવું

**લંઘાવું** અ૰ ક્રિ૰ જુઓ લંગાવું (૨) ઓસવાઈ જવું. ઉદા૰ શાક લંઘાઈ ગયું

**લંપટ** વિ૰ [સં.] લપટાઈ લટ્ટુ બની ગયેલું (૨) વ્યભિચારી; વિષયી

**લંબ** વિ૰ (૨) પું૰ [સં.] 'પર્પેન્ડિક્યુલર' [ગ.] (૩) વિ૰ (૪) પું૰ ઓળંબો (૫) દરિયાનું પાણી માપવાની દોરી. **૰ક** પું૰ [સં.]પરિચ્છેદ; અધ્યાય. **૰કર્ણ** વિ૰[સં.] લાંબા કાનવાળું (૨) પું૰ ગધેડો. **૰ગોળ** વિ૰(૨)પું૰ અંડાકાર; 'ઇલિપ્સૉઇડ'[ગ.]. **૰ચોરસ** વિ૰ (૨) પું૰ 'રેક્ટૅન્ગલ' [ગ.]. **–બાઈ** સ્ત્રી૰ લાંબાપણું કે તેનું માપ. **–બાણ** ન૰ લાંબાપણું,દૂરતા(૨)લંબાવવું તે. **–બાવવું** સ૰ ક્રિ૰ 'લંબાવું'નું પ્રેરક. **–બાવું** અ૰ક્રિ૰ લાંબું થવું (૨) ઘણો વખત ચાલવું

**લંબૂશ(–સ)** વિ૰ ['લંબ', 'લાંબું' ઉપરથી] સાધારણથી વધારે લાંબું કે ઊંચું (૨) પું૰ તેવું માણસ

**લંબોદર** વિ૰ [સં.] દુંદાળું (૨) પું૰ ગણપતિ

**લા** [અ.]નકારદર્શક પૂર્વગ. ઉદા૰ લાઇલાજ

**લાઇબ્રેરી** સ્ત્રી૰ [ઇં.] પુસ્તકાલય

**લાઇલાજ** વિ૰ [અ.] નિરૂપાય; લાચાર

**લાઇલાહ ઇલ્લલ્લાહ મુહંમદ્દર્ સુ-લુલ્લાહ** શ૰પ્ર૰ [અ.] 'અલ્લા સિવાય કોઈ અલ્લા નથી, ને મહંમદ એના રસૂલ છે' એ કલમો–ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત

**લાઇસન્સ** ન૰ [ઇં.] પરવાનો

**લાકડ** ન૰ જુઓ લક્કડ. **–ડી** સ્ત્રી૰ સોટી; લાઠી. **–ડું** ન૰ [સં. लक्कुट; પ્રા. लक्कुड] ઝાડનાં સૂકાં થડ ડાળ વગેરે (૨) બગતણ (૩) આડખીલી; નડતર; ગોદ [લા.]

**લાક્ષણિક** વિ૰ [સં.] લક્ષણા સંબંધી; લક્ષણાથી સૂચિત થતું (૨) લક્ષણ સંબંધી (૩) ખાસ લક્ષણ સૂચવનારું; આખા વર્ગનું સૂચક. **૰તા** સ્ત્રી૰

**લાક્ષા** સ્ત્રી૰ [સં] લાખ. **૰ગૃહ** ન૰ લાખનું બનાવેલું ઘર. **૰રસ** પું૰ લાખનો રસ; અળતો

**લાખ** સ્ત્રી૰ [સં लाक्षा] ખાખરો પીપળો બોરડી વગેરે પર થતા કીડાઓએ બનાવેલો એક પદાર્થ

**લાખ** પું૰ [સં.लक्ष] સો હજાર. **૰પસાય** પું૰(૨)સ્ત્રી૰[+પ્રા.(સં.प्रसाद)] એક ગામ, એક હાથી ને લાખ રૂપિયા કે બીજી કોઈ લાખ વસ્તુઓનો રાજાએ આપેલો સરપાવ(૨)મોટામાં મોટો સરપાવ [લા.]

**લાખવું** સ૰ ક્રિ૰ લાખવાળું કરવું; લાખ ચડાવવી

**લાખાગૃહ** ન૰ જુઓ લાક્ષાગૃહ

**લાખિયું** વિ૰ લાખનું બનાવેલું કે લાખેલું (૨) ન૰ લાખનું કંકણ

**લાખું** ન૰ [સં. लक्ष्मन्] શરીર ઉપરનું જન્મથી પડેલું ચાઠું

**લાખેણું** વિ૰ [પ્રા. लक्खणिय (સં. लाक्षण्य)] પ્રતિષ્ઠિત; આબરૂદાર; સુલક્ષણું

**લાખેણું** વિ૰ લાખ રૂપિયાનું; કીમતી

**લાખોટવું** સ૰ક્રિ૰ જુઓ લાખવું

**લાગ** પું૰[સં लग्न]તાકડો; દાવ; પ્રસંગ(૨) આધાર; ટેકણ (૩) યુક્તિ(૪)વચલો

**લાગટ** અ૰ [સં लग्न] સતત,ચાલુ; લગાતાર

**લાગણી** સ્ત્રી૰ ['લાગવું' ઉપરથી] મનની વૃત્તિ કે ભાવ(૨)દયા; સમભાવ. **૰પ્રધાન** વિ૰ વિચાર કે તર્ક નહિ પણ લાગણી જેમાં મુખ્ય હોય તેવું; ભાવપ્રધાન

**લાગત** સ્ત્રી૰ થયેલું ખર્ચ (૨) દાણ; જકાત

**લાગતું વળગતું** વિ૦ કુટુંબી કે કોઈ બીજી રીતે સંબંધી

**લાગભાગ** પું૦ સંબંધી તરીકેનો હિસ્સો

**લાગલાગટ** અ૦ સતત, ચાલુ, લાગટ

**લાગલું** અ૦ [સં લગ્ ઉપરથી] તરત જ

**લાગવગ** સ્ત્રી૦ લાગ અને વગ વગવસીલો

**લાગવું** સ૦ક્રિ૦[સં લગ્] સંબંધ કે સ્પર્શ થવો (૨) સંબંધ કે સગાઈ હોવી (૩) લાગણી કે અસર થવી (૪) જણાવું સમજાવું (૫) દેખાવું, ભાસવું (૬) ઇચ્છા-હાજત થવી (ભૂખ-તરસ) (૭) મંડવું, મચ્યા રહેવું (૮) લાગુ થવું, શરૂ કરી દેવું (નોકરીએ-ધંધે) (૯) વાગુ પડવું, બેસતું આવવું (કૂંચી, દવા) (૧૦) લાગુ પડીને નડવું (પાણી લાગવું) (૧૧) અથડાવું, વાગવું (૧૨) મીંચાવું (હમણાં જ આંખ લાગી છે) (૧૩) કિંમત પડવી, ખર્ચ થવું (૧૪) શરૂ કરીને જારી રહેવું (રડવા લાગ્યું) (૧૫) સ્ત્રી કે પુરુષે ખરાબ સંબંધ બાંધવો (૧૬) બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા કરવામાં હાથ કે મદદ દેવા અથવા તેમાં મંડવું એવો અર્થ બતાવે (કરવા લાગ, નાખવા લાગ)

**લાગવું** અ૦ક્રિ૦ સળગવું

**લાગુ** વિ૦ વળગેલું, લાગેલું, સંબંધ હોય તેવું (૨) બંધબેસતું અનુકૂળ આવતું (૩) અ૦ ચાલુ, જારી

**લાગો** પું૦ [દે लाग] દાપું, હકસાઈ (૨) કર, વેરો (૩) સંબંધ, સગપણ (૪) પીછો, કેડો

**લાઘવ** ન૦ [સં] લઘુતા (૨) ચપળતા, કુશળતા (૩) નાનમ (૪) ક્ષુલ્લકપણું (૫) તર્કનો એક ગુણ-થોડાથી ઘણાનો ખુલાસો થવો તે(તેથી ઊલટો ગૌરવદોષ છે) [ન્યા]

**લાચાર** વિ૦ [ફા] નિરુપાય, વિવશ (૨) ગરીબ, દીન **-રી** સ્ત્રી૦ લાચારપણું, વિવશતા

**લાછાં** ન૦બ૦વ૦ [જુઓ લાછન] પગને તળિયે તેમ જ હથેળીમાં લીમડાનાં પાનથી છારા છાંટી, તાવેતાથી ઝડપથી વારવાર ડામવું તે

**લાજ** સ્ત્રી૦ [જુઓ લજ્જા] શરમ (૨) મર્યાદા, મનાજો (૩) આબરૂ, પત

**લાજમ** વિ૦ જુઓ લાજિમ

**લાજવું** અ૦ક્રિ૦ [સં लज्ज्, પ્રા लज्ज] શરમાવું

**લાજા** સ્ત્રી૦ [સં] ડાંગરની ધાણી **૦હોમ** પું૦ લગ્નના વિધિ દરમ્યાન વરકન્યા વેદીમાં ડાંગર હોમે છે તે

**લાજાળુ** વિ૦ [સં लज्जालु] શરમાળ

**લાજિમ** વિ૦[અ] લાજમ ઘટિત, છાજે એવું

**લાટ** પું૦[સં] ભરૂચ આસપાસના પ્રદેશનું પ્રાચીન નામ

**લાટ** પું૦ લાટો, મોજો, તરંગ

**લાટ** સ્ત્રી૦ [પ્રા लट्ठि (સં यष्टि)] ધાણીનું ઊભું લાકડું (૨) ધરી (જેમ કે, ગાડાની, રેંટિયાની) [જથાબંધ

**લાટ** પું૦ [ઇ લૉટ] જથો **૦બંધ** અ૦

**લાટસાહેબ** પું૦ મોટો સાહેબ, 'લૉર્ડ'

**લાટી** સ્ત્રી૦ લાકડાનું પીઠું

**લાટો** પું૦ મોજો, તરંગ

**લાટો** પું૦ [પ્રા लट्ठि (સં यष्टि)] સાણું કે કોઈ ધાતુનો લાંબો ટુકડો

**લાઠી** પું૦ [પ્રા लट्ठि(સં यष्टि)] જાડી લાકડી. **૦બાજ** વિ૦ લાઠી ચલાવવામાં કુશળ

**લાડ** ન૦ [દે लड्डिय] હસાવી ખેલાવી રાજી રાખવું તે (૨) તેવું વર્તન કે ચેષ્ટા **૦કણું** વિ૦ લાડકું. **૦કવાયું** વિ૦ જુઓ લાડવાયું **૦કું** વિ૦ જુઓ લાડવાયું **૦ણું(-લું)** વિ૦ લાડવાયું **૦વાયું** વિ૦ લાડમાં ઊછરેલું, પહોંચું

**લાડવો** પું૦ જુઓ લાડુ

**લાડી** સ્ત્રી૦ [દે लड्डह=રમ્ય ઉપરથી] કોમળ કન્યા (૨) નવી પરણેલી વહુ

**લાડીલું** વિ૦ લાડવાયું (૨) ન૦ લાડવાયું છોકરું

**લાડુ** પું૦ [સં लड्डु] મોદક, એક મીઠી વાની (૨) પિંડો, ગોળો [છોકરો

**લાડો** પું૦ [જુઓ લાડી] વર (૨) લાડવાયો

**લાણી** સ્ત્રી૰ [જુઓ લણણી] કાપણી ('લહાણી' અર્થમાં આ જોડણી નહિ)
**લાત** સ્ત્રી૰ [દે. લત્તા] પગથી મારવું તે – કરેલો આઘાત; પાટુ (૨) નુકસાન [લા.]
**લાદ** સ્ત્રી૰ [દે. લદ્દી] ઘોડા ગધેડાનું છાણ
**લાદવું** સ૰ક્રિ૰ [હિ. લદ્] (ગધેડા વગેરેની પીઠ પર) સામાન ભરવો; ખડકવું
**લાદી** સ્ત્રી૰ પથ્થરની પાતળી અને નાની તખતી (૨) ફરસબંધી
**લાધવું** સ૰ક્રિ૰ [પ્રા.લબ્ધ (સં લબ્ધ) ઉપરથી] પ્રાપ્ત થવું; મળવું
**લાનત** સ્ત્રી૰[અ.] લયાનત; લ્યાનત; શરમ
**લાપટ** સ્ત્રી૰ [રવ૰] તમાચો. **–ટિયો** પું૰ લાપોટિયો; ધુસટિયો
**લાપરવા** વિ૰ [ફા.] બેપરવા. **૰ઈ** સ્ત્રી૰ બેપરવાઈ
**લાપશી(–સી)** સ્ત્રી૰[દે લપ્પસિયા] ઘઉંની [એક મીઠી વાની
**લાપી** સ્ત્રી૰ સફેદો અને બેલનેલની બનાવેલી લુગદી; લાપી
**લાપોટ,–ટિયો** જુઓ 'લાપટ'માં
**લાફો** પું૰ [ફા. લાફ] તમાચો
**લાબી** સ્ત્રી૰ જુઓ લાપી; લાંબી
**લાભ** પું૰ [સં] ફાયદો. **૰કારક, ૰કારી** વિ૰ લાભ કરે તેવું. **૰દાયી** વિ૰ લાભ આપનારું. **૰પાંચમ** સ્ત્રી૰ કાર્તક સુદ પાચમ. **૰વું** સ૰ક્રિ૰ મળવું; પ્રાપ્ત થવું; ખાટવું. **–લોજી** પું૰ તોતડા તોતડાટ 'એક'ને બદલે બોલે છે
**લામણદીવો** પું૰ જુઓ રામણદીવો
**લામા** પું૰ [ઇં; તિબેટી બ્લામ)] તિબેટનો વડો બૌદ્ધ આચાર્ય
**લાય** (લા'ય,) સ્ત્રી૰ આગ (૨) બળતરા
**લાયક** વિ૰ [અ. લાઇક] યોગ્ય; ઉચિત (૨) લાયકાતવાળું; પાત્ર (૩) બંધબેસતું, છાજતું, અનુકૂળ. **–કાત,–કી** સ્ત્રી૰ યોગ્યતા; પાત્રતા
**લાયરી** (લા') સ્ત્રી૰ [સં. લપ્] બહુ બોલવું તે (૨) પતરાજી, શેખી, ડફાસ
**લાર** (લા') સ્ત્રી૰ લાબી હાર
**લારી** (લા') સ્ત્રી૰ [ઇ. લૅારી] રેલના પાટા પર ઠેલીને ચલાવવાની ગાડી (૨)'માલ વહી જવાની ગાડી (હાથની કે મોટર)
**લારું** (લા') ન૰ [જુઓ લાર] ગાંખરું; લફરું (૨) ધાડું; ટોળું (૩) આડો સંબંધ [લા.]
**લાલ** પું૰ [સં લડ્ ઉપરથી] છેલ, રંગીલો; બાંકો (૨) છોકરો; પુત્ર
**લાલ** વિ૰ [ફા. લાલ=રત્ન ઉપરથી] રાતા રંગનું. **૰ઘૂમ** વિ૰ [+સં ઘૂર્ણ] ખૂબ લાલ
**લાલચ** સ્ત્રી૰ [સં. લપ્ ઉપરથી; લાલસા] લલચાવું તે; લાલસા, લોભ (૨) લલચાવે તે; લાલચમાં નાખે તેવી વસ્તુ, લાચ
**લાલચટક** વિ૰ ખૂબ લાલ
**લાલચુ** વિ૰ લાલચવાળું; લોભી
**લાલચોળ** વિ૰ [લાલ+સં. ચોલ] ખૂબ લાલ
**લાલજી** પું૰ કૃષ્ણના બાળસ્વરૂપની મૂર્તિ (૨) ગોસાંઈજીનો પુત્ર
**લાલન** ન૰ [સં.] લાડ લડાવવાં તે. **૰પાલન** ન૰ લાડમાં ઊછરવું તે
**લાલપાણી** સ્ત્રી૰ [લા.] દારૂ (૨) લોહી
**લાલબંબ** વિ૰ લાલચોળ
**લાલબાઈ** સ્ત્રી૰ આગ; લાય
**લાલસા** સ્ત્રી૰ [સં.] ઉત્કટ ઇચ્છા; તૃષ્ણા
**લાલા** સ્ત્રી૰ [સં.] લાળ
**લાલા** પું૰ [સં. લડ્] લહેરી; છેલ, ફક્કડ (૨) ઉત્તરમાં અમુક જાતિના લોકના નામ પૂર્વે આદરનો શબ્દ, જેમ કે લાલા લજપતરાય (૩) બાપને માટે સંબોધન શબ્દ(કોઈ ઠેકાણે). **૰જી** પું૰ છેલ; ફક્કડ. **૰તાણ** સ્ત્રી૰ (હે લાલા! તું તાણીને ઉપર લે તો બચાય! એવા વાર્તા-પ્રસંગ ઉપરથી) નાલેશીભરી મુશ્કેલ સ્થિતિ
**લાલાશ** સ્ત્રી૰ લાલી; રતાશ
**લાલિત્ય** ન૰ [સં.] લલિતપણું
**લાલિમા** સ્ત્રી૰ લાલાશ
**લાલિયો** પું૰ [જુઓ લાલો] બબરચી–ટેડ [સુ.] (૨) લાલ કૂતરો કે બળદ
**લાલી** સ્ત્રી૰ [લાલ=રાતું ઉપરથી] રતાશ

લાલો પું૦ લાલ, ફાંફડો (૨) પાગ
લાવણી સ્ત્રી૦ એક રાગ કે તાલ લલકારાય તેવી કવિતા (૨) સંગીતનો એક તાલ
લાવણ્ય ન૦ [સં] સૌંદર્ય ૦મય વિ૦, ૦મયી વિ૦ સ્ત્રી૦ [સં] સુંદર
લાવરી સ્ત્રી૦ [સં લાવર્કા] એક પંખી
લાવરું (લા) ન૦ [પ્રા લાવિર (સં લવિત્ર) કાપનાર ઉપરથી] કૂતરાનું કરડવું તે (૨) કૂતરાનું ભસવું તે
લાવલશ્કર ન૦ સરંજામ સાથે મોટું લશ્કર
લાવવું સ૦ક્રિ૦ [સં લા આ૦ લાવિય=લાવેલું] લઈ આવવું આણવું
લાવા પું૦ [ઇં] જ્વાળામુખીમાંથી નીકળતો ગરમ રસ [લાવરું
લાવું (લા') ન૦ [સં લાવ ઉપરથી] કૂતરાનું ડાકું,
લાશ(-શ્ય) વિ૦ [તુર્કી] બરબાદ, પાયમાલ (૨) સ્ત્રી૦ [ફા] મડદું
લાસ્ર સ્ત્રી૦ [સં લાસ્ય] ટીલ, રસાળતા -રિયું વિ૦ રસાળાવાળું, કહે પણ કરે નહિ એવું
લાસુ વિ૦ [પ્રા લુક્ખ (સં રુક્ષ)] લૂખું, ઘી કે ચીકટ વિનાનું (૨) ન૦ કઠોળ સિવાયનું અનાજ
લાસ્ય ન૦ [સં] સંગીત સાથેનું નૃત્ય
લાહ (લા'હ,) સ્ત્રી૦ જુઓ લાય
લાહી સ્ત્રી૦ ઘઉંના લોટની ખેળ
લાળ સ્ત્રી૦ [સં લાલા] મોઢાનો ચીકણો પ્રવાહી -ળિયું વિ૦ ઘણી લાળ પડતી હોય તેવું (છોકરું) (૨) લાળથી બદન પલળે નહિ તે માટે બાળકને ગળે બંધાતું કપડું
લાળી સ્ત્રી૦ [સં લોલા] કાનની નીચે લબડતી ચામડી (૨) બૂમ (પશુપંખી-ખાસ કરીને શિયાળની)
લાળો (લા) પું૦ [સં અલાત] અંગારો
લાંક (૦) પું૦ લંક, કમરનો વાંક-મરોડ
લાંગ પું૦ [સં લ્રંગ] વટાણા જેવું એક કઠોળ
લાંગર (૦) ન૦ જુઓ લંગર ૦વું સ૦ક્રિ૦ જુઓ લંગારવું, લંગર નાખી થોભવું
લાંગુ(-ગૂ)લ ન૦ [સં] પૂંછડું
લાંઘ(૦ણ)(૦) ન૦, સ્ત્રી૦ [પ્રા લંઘ (સં લંઘન)] લાંઘણ, ઉપવાસ ૦ણું ન૦ દેવું આપવા લાચાર થઈ બેસવું તે (ગઈની ગાળ) ૦વું અ૦ક્રિ૦ [સં ] લાંઘો કરવો -ઘો પું૦ લાચાર ઉપવાસ (૨) લાંઘણ
લાંચ (૦) સ્ત્રી૦ [સં લ્રંચા] અમલદાર કે સત્તાધારીને ફોડી રીતે અપાતી કે લેવાતી અહિત રકમ ૦ખાઉ, ૦ખોર વિ૦ લાંચિયું -ચિયું વિ૦ લાંચ લેનારું
લાંછન ન૦ [સં] ડાઘ, કલંક (૨) ચિહ્ન -ના સ્ત્રી૦ લાંછન લાગવું કે લાગવું તે
લાંઠ (૦) વિ૦ [લઠ્ઠ ઉપરથી] ઢીઠ, ખંધું, શઠ (૨) ગાંઠે નહિ તેવું, તોફાની -ઠાઈ સ્ત્રી૦ લુચ્ચાઈ, શઠતા -ઠિયું વિ૦ લાંઠ
લાંપી(-બી) (૦) સ્ત્રી૦ જુઓ લાપી
લાંબીટૂંકી(૦) સ્ત્રી૦ એંતેલ (૨) તકરાર
લાંબું (૦) વિ૦ [સં લંબ] લંબાઈ, સમય વગેરેમાં ઘણું [લાંબી ખેંચવી = ઘણું પસાર થવું (૨) મરી જવું]
લાંભવું, લાભું (૦) ન૦ [સં લભ્ ઉપરથી] વિભાગ, હિસ્સો (૨) ભાગિયાઓના ભાગ વહેંચવા નાખવામાં આવતી ચિઠ્ઠી
લિખિત વિ૦ [સં] લખેલું (૨) ન૦ લખ્યા લેખ -તંગ વિ૦ લખનાર એ અર્થમાં કાગળ લખવામાં વાપરે છે, લખિતંગ (સંક્ષેપ વિ૦)
લિજ્જત, ૦દાર જુઓ 'લહેજત'માં
લિટમસ પું૦ [ઇં] રતનજોતના ફૂલનો રસ (તેજાબ અને આલ્કલીની પારખ માટે વપરાય છે) [લખવાની રીત
લિપિ(-પી) સ્ત્રી૦ [સં] ભાષાના વર્ણો
લિપ્ત વિ૦ [સં] લીંપાયેલું, ખરડાયેલું (૨) આસક્ત, ફસેલું [લાલસા, કામના
લિપ્સા સ્ત્રી૦ [સં] મેળવવાની ઇચ્છા (૨)
લિફાફો પું૦ [અ] પરબીડિયું
લિફ્ટ ન૦ [ઇં] ઉપર ચડવા માટેનું એક યાંત્રિક સાધન
લિબરલ વિ૦ (૨) પું૦ [ઇં] ઉદારમતવાદી
લિબાસ પું૦ [અ] લેબાસ, પોશાક

**લિમિટેડ** વિ૦ [ઇં.] મર્યાદાથી સહિયારુ (જેમ કે, કંપની)

**લિલવટ** ન૦ [સં ललाटपट्ट] નિલવટ, કપાળ

**લિલાઉ(-મ)** ન૦[પો ઇસ્લોવ નીલામ] હરાજી

**લિસોટી** સ્ત્રી૦ [સં રેખા] નાની લીટી કે ઉઝરડો **-ટો** પુ૦ મોટી લિસોટી

**લિસ્ટ** ન૦ [ઇં] યાદી

**લિંગ** ન૦ ચિહ્ન (૨) જાતિ [વ્યા] (૩) સાધન, હેતુ [ન્યા] (૪) મહાદેવની મૂર્તિ (૫) પુરુષની ઇંદ્રી (૬) લિંગદેહ **૦દેહ** પુ૦, **૦શરીર** ન૦ [સં] આત્માનુ સૂક્ષ્મ શરીર **-ાયત** પુ૦ એ નામના શૈવ સંપ્રદાયનો આદમી **-ગી** લિંગનિગવાળુ

**લિંબડુ** સ્ત્રી૦ લિંબનુ ઝાડ, લિંબોઈ

**લિંબુ** ન૦ [સં निंबू] લીંબુ, એક ખાટુ ફળ **૦ડી**, **-બોઈ** સ્ત્રી૦ લીંબોઈ

**લિંબોળી** સ્ત્રી૦ લીંબોળી, પહોળા મોનુ એક મોટુ વાસણ [લીંબડાનુ ફળ

**લિંબોળી** સ્ત્રી૦[પ્રા णिम्बोलिया, દે लिंबोहली]

**લીક** સ્ત્રી૦ [હિં] લીટી (૨) હદ

**લીખ** સ્ત્રી૦ [પ્રા लिक्खा (સં लिक्षा)] જૂ નામના જતુના ઈંડા **-ખિયુ** ન૦ લીખ કાઢવાની ઝીણા દાતાની કાંસકી

**લીચી** સ્ત્રી૦ [ચીની लिचू] પૂર્વ હિંદમા થતુ એ નામનુ એક ફળઝાડ કે તેનુ ફળ

**લીજએ,લીજે** 'લેવુ'નુ વિધ્યર્થ રૂપ [પ]

**લીટી** સ્ત્રી૦[પ્રા लिट्ठा (સં रेखा)] પહોળાઈ વગરની રેખા (૨)દોર, ઓળ(૩)પદ, કડી (૪) લીક, હદ

**લીંડ** સ્ત્રી૦ [દે लिंडी] લાદ

**લીધુ** સ૦ક્રિ૦'લેવુ'નુ ભૂ૦કા૦ (૨) લીધેલુ

**લીધે** અ૦ લઈને તેથી, તેટલા માટે, કારણે

**લીધેલ(-લુ)** 'લેવુ'નુ ભૂ૦ કૃ૦

**લીન** વિ૦[સં] લય પામેલુ (૨)ગરક, તલ્લીન

**લીપણુ** ન૦['લીપવુ' પરથી] લીપણ જમીન ઉપર કરેલો છાણ માટીનો લેપ [કરવો

**લીપવુ** સ૦ક્રિ૦[સં लिप] છાણ માટીનો લેપ

**લીમડી** સ્ત્રી૦ [અપ૦ लिम्बड, પ્રા लिम्ब (સં. निम्ब) નાનો લીમડો (૨) લીમડાની જાતનુ કોઈ પણ નાનુ ઝાડ (જેમ કે મીઠી લીમડી) **-ડો** પુ૦ એક ઝાડ

**લીરો** પુ૦ લૂગડાનો લાંબો કટકો, ચીરો

**લીલ** સ્ત્રી૦ બંધિયાર પાણીમા કે તેવી જગામા થતી લીલી ચીકણી વનસ્પતિ (૨) ઊલ

**લીલ** સ્ત્રી૦ [સં नील] આખનો (પ્રયોગમા લીલ પરણાવવી કહેવાય છે)

**લીલમ** ન૦ લીલા રગનુ એક રત્ન

**લીલવો** પુ૦ મ્હોળનો લીલો દાણો (જેમ કે પાપડી તુવેરનો)

**લીલા** સ્ત્રી૦ [સં] ક્રીડા, ખેલ (૨) અદ્ભુત ખેલ(૩)અવતારે કરેલા કામ(૪)તેનુ નાટક

**લીલાણુ** ન૦ લીલોતરીવાળો પ્રદેશ

**લીલાપુરુષોત્તમ** પુ૦ [સં] શ્રીકૃષ્ણ (તેથી ઊલટુ – મર્યાદાપુરુષોત્તમ = શ્રીરામ)

**લીલામું** ન૦ વાગવાથી થયેલુ લીલુ ચાઠુ

**લીલાલહેર** સ્ત્રી૦ આનદ, સુખ(૨)આબાદી

**લીલાવતી** સ્ત્રી૦ [સં.] પ્રસિદ્ધ ગણિતી ભાસ્કરાચાર્યની પુત્રી

**લીલાશ** સ્ત્રી૦ લીલાપણુ

**લીલાંપાણી** ન૦બ૦વ૦ ટેલી ભાગનુ પેય

**લીલી ઘોડી** સ્ત્રી૦ ભાગ (૨) ભાગનો કેફ

**લીલી ચા** સ્ત્રી૦ એક ઘાસ કે તેને ઉકાળીને ચા પેઠે પિવાતુ પેય

**લીલીસૂકી** સ્ત્રી૦ [લીલુ+સૂકુ] સુખ અને દુખ, ચડતીપડતી

**લીલુ** વિ૦ [દે लिल्लिर] કાચી કેરીના રગનુ (૨) ભીનુ (૩) રસવાળુ, તાજુ (૪) ખૂબ પૈસાદાર [લા] [લીલો દુકાળ શ૦ પ્ર૦ અતિવૃષ્ટિને લીધે પડેલો દુકાળ] **૦છમ** વિ૦ [+श्याम] ખૂબ લીલુ **૦પીળુ** વિ૦ ખૂબ ક્રોધાયમાન **-લોતરી** સ્ત્રી૦ તાજી લીલી વનસ્પતિ (૨) ભાજીપાલો, તાજુ શાક

**લીવર** ન૦ [ઇં] કલેજુ, કાળજુ

**લીસુ** વિ૦ [દે लिस्स=પાતળુ ન્નાનુ કરેલુ] ખરબચડુ નહિ તેવુ, સુવાળુ (૨)સરખુ

**લીહ(-હી)** સ્ત્રી૦ [પ્રા लीहा (સં रेखा)] લીટી (૨) હદ

લૂમખાભેર લટકવું. ૦વું અ૦ક્રિ૦ લટકવું (૨) નમી જવું [જુઓ; લોલા
લૂલી (૦બાઈ) સ્ત્રી૦ [સં. લલ્ ઉપરથી]
લૂલું વિ [સ. લૂ., લૂન] લંગડું (૨) અપંગ; અશક્ત; નિર્બળ (૩) પાયા કે આધાર વગરનું [લા.]
લૂંટ સ્ત્રી૦ [સ. લુંટ્ ઉપરથી] જુઓ લૂટ. ૦ણિયું વિ૦ જુઓ લુટણિયું. ૦ફાટ સ્ત્રી૦ જુઓ લૂટફાટ ૦વું સ૦ક્રિ૦ જુઓ લૂટવું. –ટાઉ વિ૦ જુઓ લુટાઉ. –ટારુ(–રો) પુ૦ જુઓ લુટારુ. –ટાલૂંટ સ્ત્રી૦ જુઓ લૂટલૂટ. –ટાવવું, –ટાવું જુઓ લુટાવવું, લુટાવું
લૂંડાપણું ન૦ ગુલામગીરી [ગુલામ
લૂંડી સ્ત્રી૦ દાસી; ગુલામડી. –ડો પું૦ દાસ;
લૂંબ સ્ત્રી૦ [દે. લુંબી] જુઓ લૂમ. ૦વું અ૦ક્રિ૦ જુઓ લૂમવું
લે (લૅ) 'લેવું'નું આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચન (૨) અ૦ વારુ, ઠીક એ અર્થનો ઉદ્‌ગાર
લેખ પું૦ [સ] લખેલું તે; લખાણ (જેમ કે શિલાલેખ, વિધિના લેખ) (૨) ખત, કરારનું લખાણ (૩) ટૂંકો નિબંધ. ૦ક પું૦ [સ.] લહિયો (૨) ગ્રંથ કે લેખ લખનાર. ૦ણ(–ણી) સ્ત્રી૦ [સ. લેખની] કલમ. ૦ન ન૦ [સ.] લખવું તે. ૦નકલા (–ળા) સ્ત્રી૦ લખવાની કળા ૦નપદ્ધતિ સ્ત્રી૦ લખવાની રીત,ઢબ; ધારણ ૦નસામગ્રી સ્ત્રી૦ લખવાનો સામાન. ૦ની સ્ત્રી૦ [સં.] જુઓ લેખણ. ૦પત્ર પું૦;ન૦ [સ.] કરાર; દસ્તાવેજ. ૦વવું, ૦વું સ૦ક્રિ૦ [જુઓ લેખું] હિસાબમાં લેવું, ગણકારવું. –ખા સ્ત્રી૦ [સં.] લીટી, રેખા –ખિકા સ્ત્રી૦ સ્ત્રી લેખક. –ખિત વિ૦ લખેલું, લેખી. –ખિતવાર વિ૦ લેખિત; લખાણમાં હોય એવું (૨) અ૦ લખાને. –ખિની સ્ત્રી૦ [સ] લેખણ. –ખી વિ૦ લેખિતવાર. –ખું ન૦ મોંએ ગણાય એવો ટૂંકો સહેલો હિસાબ (૨) ગણતરી, હિસાબ (૩) ગજું [લા] –ખે અ૦ હિસાબે, પ્રમાણે (૨) પ્રીત્યર્થે; વાસ્તે; ખાતે
લેજીમ સ્ત્રી૦ [फा. ऐजन] કસરતનું એક સાધન કે તેની કસરત
લેટ વિ૦ [ઇ.] મોડું
લેટવું અ૦ક્રિ૦ લોટવું; આળોટવું(૨)સૂવું
લૅટિન સ્ત્રી૦ [ઇં.] પ્રાચીન રોમની ભાષા
લેડી સ્ત્રી૦ [ઇ.] બાનુ; માનવંત સ્ત્રી (૨) 'સર'ની પત્નીનો તેવો ઇલકાબ
લેણ સ્ત્રી૦ જુઓ લેંડ
લેણ (લૅ) વિ૦ ['લેવું' ઉપરથી] 'લેનાર' એ અર્થમાં શબ્દને છેડે (ઉદા૦ જીવલેણ) (૨) (લૅ') ન૦ લેણું, લેવાનું તે. ૦દાર પું૦ લેણાવાળો. ૦દેણ સ્ત્રી૦ લેવડદેવડનો સબંધ (૨) લેણાદેણી. –ણાદેણી સ્ત્રી૦ પૂર્વજન્મનું માગતું આપવાનું કે લેવાનું હોય તેવો સબંધ, ઋણાનુબંધ (૨) લેવડદેવડનો સંબંધ. –ણિયાત પું૦ લેણદાર; લેણાવાળો. –ણું (લૅ') ન૦ આપેલું પાછું લેવાનું તે (૨) ઋણાનુબંધ જેવો સારો સંબંધ
લેથ સ્ત્રી૦ [ઇ] સંઘાડો (લોઢાનો ઘાટ ઉતારવાનો) [કાચ [પ. વિ.]
લેન્સ પુ૦ [ઇ] અંતર્ગોળ કે બહિર્ગોળ
લેપ પું૦ [સ] ઢીલા પદાર્થનો પાતળો થર; ખરડ (૨) ખરડ કરવાનો ઢીલો પદાર્થ (૩) લેપાવું તે; આસક્તિ
લેપન ન૦ [સં] લેપ કરવો તે (૨) લેપાવું તે
લેપાવું અ૦ક્રિ૦ ખરડાવું (૨) આસક્ત થવું
લેફ્ટનન્ટ પું૦ [ઇ.] મદદનીશ કર્મચારી
લેબલ ન૦ [ઇ.] નામઠામવાળું પત્તું
લેબાસ પુ૦ [જુઓ લિબાસ] પોશાક; પહેરવેશ
લૅબોરેટરી સ્ત્રી૦ [ઇ.] પ્રયોગશાળા
લેભાગુ (લૅ) વિ૦ લઈને નાસી જનારું(૨) આડીતડીથી પારકું લઈને પોતાનું બતાવનારું
લેમન(–નેડ) પું૦; સ્ત્રી૦; ન૦ [ઇ.] લીંબુના શરબત જેવું એક પીણું

**લીંટ** ન૦; સ્ત્રી૦ નાકનો ચીકણો મળ
**લીંડી** સ્ત્રી૦ [સં लेंड; दे लिंड-डिया] ગોળીના આકારની અઘાર(ઉંદર-બકરી વગેરેની) ૦**પીપર** સ્ત્રી૦ લાંબી પીપર. -**ડું** ન૦. ગરગોલા જેવો કઠણ મળ (ગધેડાંઇ૦નો)
**લીંપણ, ૦ગૂંપણ** ન૦ જુઓ લીપણ.-**વું**, -**વું ગૂંપવું** સ૦ક્રિ૦ જુઓ લીપવું
**લીંબડી(-ડો)** જુઓ 'લીમડી'માં
**લીંબણ** સ્ત્રી૦ જુઓ લિંબણ
**લીંબુ, ૦ડી, -બોઈ** જુઓ 'લિંબુ'માં
**લીંબોળી** સ્ત્રી૦ જુઓ લિંબોળી
**લુકમાન** પું૦ [અ.] કુરાનમાં વર્ણવેલો એક વિદ્વાન ડાહ્યો પુરુષ
**લુચ્ચાઈ** સ્ત્રી૦ લુચ્ચાપણું
**લુચ્ચું** વિ૦ કપટી; ઠગું (૨) ખંધું; પક્કું; પહોંચેલું (૩) વ્યભિચારી [હોય તે
**લુછણિયું** ન૦ લૂછવાનું કપડું ઇત્યાદિ જે
**લુછાવવું** સ૦ક્રિ૦,**લુછાવું** અ૦ક્રિ૦'લૂછવું'નું પ્રેરક ને કર્મણિ
**લુટણિયું** વિ૦ લૂંટી જાય તેવું
**લુટાઉ** વિ૦ લૂંટનું
**લુટારુ(-રો)** પું૦ લૂંટનારો; ધાડપાડુ
**લુટાવવું** સ૦ક્રિ૦, **લુટાવું** અ૦ક્રિ૦'લૂટવું'નું પ્રેરક ને કર્મણિ
**લુઠવું** અ૦ ક્રિ૦ [સ लुठ्] જુઓ લૂઠવું
**લુસ** વિ૦ [સ.] લોપાયેલું; નાશ પામેલું
**લુબ્ધ** વિ૦ [સં.] લોભિયું; લાલચુ (૨) લોભાયેલું; મોહિત. -**બ્ધા** સ્ત્રી૦ લોભ; આતુરતા [ચાવ્યે; ઝટ ઝટ (ખાવું તે)
**લુશ(-સ)લુશ(-સ)** અ૦ [રવ૦] વગર
**લુહાર** પું૦ [પ્રા. લોહાર (સં. लोहकार)]લોઢું ઘડવાનો ધંધો કરનાર જ્ઞાતિનો આદમી. -**રિયાં** ન૦ બ વ૦ જુઓ લવારિયાં
**લુંગી** સ્ત્રી૦[હિં.] કાછડી વાળ્યા વગર કેડે વીંટવાનું વસ્ત્ર
**લુંચન** ન૦ [સ.] વાળ ટૂંપી નાખવા તે
**લુંચિત** વિ૦ [સં.] લુંચન કરેલું
**લૂ** સ્ત્રી૦ ઉનાળાના ગરમ પવનનો ઝપાટો (૨) તેનાથી થતો રોગ
**લૂઓ** પું૦ [સં. लव ઉપરથી] વણવા માટે લીધેલો કણકનો નાનો ગોળો
**લૂક(-ખ)** સ્ત્રી૦ જુઓ લૂ
**લૂખસ** સ્ત્રી૦ ચામડીનો એક રોગ,ખૂજલી
**લૂખું** વિ૦ [પ્રા. लुक्ख (સં. रूक्ष)] ચીકટ વિનાનું (૨) રસ વિનાનું (૩) નિર્ધન; ખાલી [લા.]. ૦**પા(-પૂ)ખું** વિ૦ લૂખું
**લૂગડાંલત્તાં** ન૦બ૦વ૦[લૂગડું + फा. लत्तह] લૂગડાં અને તેવી બીજી વસ્તુઓ
**લૂગડું** ન૦ [પ્રા. दुगूल, दुगुल्ल (સં. दुकूल)] કપડું,વસ્ત્ર(૨)સાલ્લો.[**લૂગડાં ઉતારીને વાંચજો**=(પત્રની શરૂઆતમાં) મરણના સમાચાર સૂચવવા લખાય છે]
**લૂગદી** સ્ત્રી૦પ્રવાહી સાથે ઘૂંટીને બનાવેલો લોદો (૨) દોર પાવાનો લોદો
**લૂછણું** ન૦ ['લૂછવું' ઉપરથી] લુછણિયું
**લૂછવું** સ૦ક્રિ૦[પ્રા. लुञ्छ,लुछ(સં. प्र + उञ्छ्)] લૂગડાથી ઘસી સાફ કરવું; લોહવું (૨) કોઈને ઘસવું, લગાડવું કે ચોટાડવું
**લૂટ** સ્ત્રી૦ લૂટવું તે (૨) લૂંટેલો માલ. ૦**ફાટ** સ્ત્રી૦ લૂટવું તે
**લૂટવું** સ૦ક્રિ૦ [સ. लुंट्; પ્રા. लुट्ट, लुट] બળાત્કારે હરી લેવું; ઝૂંટવી લેવું
**લૂટાલૂટ** સ્ત્રી૦ ['લૂટવું' પરથી] ઉપરાઉપરી કે અનેક સ્થળે લૂટફાટ મચી રહેવી તે
**લૂઠવું** અ૦ક્રિ૦[જુઓ લુઠવું]ગબડવું,આળોટવું
**લૂણ** ન૦ [પ્રા. (સ. लवण)] મીઠું; નિમક. [૦**ઉતારવું**=બલા દૂર કરવા પાત્રમાં મીઠું ઘાલી માથા ઉપર ફેરવવું]. ૦**હરામ** વિ૦નિમકહરામ.[**લૂણ હરામ કરવું**= જેનો રોટલો ખાધો હોય તેને બેવફા નીવડવું] ૦**હલાલ** વિ૦ નિમકહલાલ. [**લૂણ હલાલ કરવું**=વફાદાર રહેવું]
**લૂણી** સ્ત્રી૦ [પ્રા. लूण (સ. लवण) પરથી] એક ભાજી
**લૂણો** પું૦ ભીનાશથી ઈંટ, છો વગેરે ખવાઈને ઉપર વળતી છારી
**લૂમ** સ્ત્રી૦ ફળનું ઝૂમખું. ૦**ખું** ન૦, ૦**ખો** પું૦ઝૂમખું; મોટી લૂમ. ૦**ઝૂમવું** અ૦ક્રિ૦

લૂમખાજોર લટકવું. ૦વું અ૦ક્રિ૦ લટકવું (૨) નમી જવું [જીભ; લોલા

**લૂલી**(૦બાઈ) સ્ત્રી૦ [સં. લૂન્ ઉપરથી]

**લૂલું** વિ [સં. લૂ, લૂન] લંગડું (૨) અપંગ; અશક્ત; નિર્બળ (૩) પાયા કે આધાર વગરનું [લા]

**લૂંટ** સ્ત્રી૦ [સં. લુંટ્ ઉપરથી] જુઓ લૂટ. ૦ણિયું વિ૦ જુઓ લુટણિયું. ૦ફાટ સ્ત્રી૦ જુઓ લૂટફાટ. ૦વું સ૦ક્રિ૦ જુઓ લૂટવું. –ટાઉ વિ૦ જુઓ લુટાઉ. –ટારુ(–રો) પુ૦ જુઓ લુટારુ. –ટાલૂંટ સ્ત્રી૦ જુઓ લુટાલૂટ. –ટાવવું, –ટાવું જુઓ લુટાવવું, લુટાવું

**લૂંડાપણું** ન૦ ગુલામગીરી [ગુલામ

**લૂંડી** સ્ત્રી૦ દાસી; ગુલામડી. –ડો પું૦ દાસ;

**લૂંબ** સ્ત્રી૦ [દે. લુંબી] જુઓ લૂમ. ૦વું અ૦ક્રિ૦ જુઓ લૂમવું

**લે** (લે) 'લેવું'નું આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચન (૨) અ૦ વારુ, ઠીક એ અર્થનો ઉદ્ગાર

**લેખ** પું૦ [સં.] લખેલું તે; લખાણ (જેમ કે શિલાલેખ, વિધિના લેખ) (૨) ખત; કરારનું લખાણ (૩) ટૂંકો નિબંધ. ૦ક પું૦ [સં.] લહિયો (૨) ગ્રંથ કે લેખ લખનાર. ૦ણ(–ણી) સ્ત્રી૦ [સં. લેખની] કલમ. ૦ન ન૦ [સં.] લખવું તે. ૦નકલા (–ળા) સ્ત્રી૦ લખવાની કળા ૦નપદ્ધતિ સ્ત્રી૦ લખવાની રીત, ઇબારત ૦નસામગ્રી સ્ત્રી૦ લખવાનો સામાન. ૦ની સ્ત્રી૦ [સં.] જુઓ લેખણ. ૦પત્ર પું૦, ન૦ [સં.] કરાર; દસ્તાવેજ. ૦વવું, ૦વું સ૦ક્રિ૦ [જુઓ લેખું] હિસાબમાં લેવું, ગણકારવું. –ખા સ્ત્રી૦ [સં] લીટી, રેખા –ખિકા સ્ત્રી૦ સ્ત્રી લેખક. –ખિત વિ૦ લખેલું; લેખી. –ખિતવાર વિ૦ લેખિત; લખાણમાં હોય એવું (૨) અ૦ લખીને. –ખિની સ્ત્રી૦ [સં.] લેખણ. –ખી વિ૦ લેખિતવાર. –ખું ન૦ મોંએ ગણાય એવો ટૂંકો સહેલો હિસાબ (૨) ગણતરી; હિસાબ (૩) ગજું [લા]. –ખે અ૦ હિસાબે; પ્રમાણે (૨) પ્રીત્યર્થે; વાસ્તે; ખાતે

**લેજીમ** સ્ત્રી૦ [फा. लेजम] કસરતનું એક સાધન કે તેની કસરત

**લેટ** વિ૦ [ઇં.] મોડું

**લેટવું** અ૦ક્રિ૦ લોટવું; આળોટવું(૨)સૂવું

**લૅટિન** સ્ત્રી૦ [ઇં.] પ્રાચીન રોમની ભાષા

**લેડી** સ્ત્રી૦ [ઇં] બાનુ; માનવંત સ્ત્રી (૨) 'સર'ની પત્નીનો તેવો ઇલકાબ

**લેણ** સ્ત્રી૦ જુઓ લેડ

**લેણ** (લે) વિ૦ ['લેવું' ઉપરથી] 'લેનાર' એ અર્થમાં શબ્દને છેડે (ઉદા૦ જીવલેણ) (૨) (લેં) ન૦ લેણું; લેવાનું તે. ૦દાર પું૦ લેણાવાળો. ૦દેણ સ્ત્રી૦ લેવડદેવડનો સંબંધ (૨) લેણાદેણી. –ણાદેણી સ્ત્રી૦ પૂર્વજન્મનુ માગતુ આપવાનું કે લેવાનું હોય તેનો સંબંધ; ઋણાનુબંધ (૨) લેવડદેવડનો સંબંધ. –ણિયાત પું૦ લેણદાર; લેણાવાળો. –ણું (લેં) ન૦ આપેલુ પાછુ લેવાનું તે (૨) ઋણાનુબંધ જેવો સારો સંબંધ

**લેથ** સ્ત્રી૦ [ઇં] સંઘાડો (લોઢાનો ઘાટ ઉતારવાનો) [કાચ [પ. વિ.]

**લેન્સ** પું૦ [ઇં] અંતર્ગોળ કે બહિર્ગોળ

**લેપ** પું૦ [સં] ઢીલા પદાર્થનો પાતળો થર; ખરડ (૨) ખરડ કરવાનો ઢીલો પદાર્થ (૩) લેપાવું તે, આસક્તિ

**લેપન** ન૦ [સં] લેપ કરવો તે (૨) લેપાવું તે

**લેપાવું** અ૦ક્રિ૦ ખરડાવું (૨) આસક્ત થવું

**લેફ્ટનન્ટ** પું૦ [ઇં.] મદદનીશ કર્મચારી

**લેબલ** ન૦ [ઇં.] નામઠામવાળું પત્ર

**લેબાસ** પું૦ [જુઓ લિબાસ] પોશાક; પહેરવેશ

**લૅબોરેટરી** સ્ત્રી૦ [ઇં.] પ્રયોગશાળા

**લેભાગુ** (લે) વિ૦ લઈને નાસી જનારું(૨) અહીંતહીંથી પારકું લઈને પોતાનું બતાવનારું

**લેમન(–નેડ)** પું૦; સ્ત્રી૦; ન૦ [ઇં.] લીંબુના શરબત જેવું એક પીણું

**વાનગી** સ્ત્રી૦ [સં. वर्णिका, પ્રા. वन्निआ] નમૂનો (૨) નવાઈની ચીજ
**વાનપ્રસ્થ** વિ૦ [સં] વાનપ્રસ્થાશ્રમમાં ગયેલું (૨) વૃદ્ધાવસ્થાને કારણે પેન્શન લઈ નોકરીમાંથી છૂટું થયેલું **–સ્થાશ્રમ** પું૦ ગૃહસ્થાશ્રમ પછીનો ત્રીજો આશ્રમ; જેમાં માણસ વનમાં રહી સંન્યાસની તૈયારી કરે છે
**વાનર** પું૦ [સં.] વાંદરો, કપિ. **૦ચેષ્ટા** સ્ત્રી૦ અડપલાં [લા.]. **૦સેના** સ્ત્રી૦ (રામની) વાંદરાંની સેના (૨) છોકરાઓની સેના કે સંઘ [લા.]
**વાની** સ્ત્રી૦ એક જાતની મીઠી જુવાર
**વાની** સ્ત્રી૦ [પ્રા. वन्निआ (સં. वर्णिका)] જણસ; ચીજ; પ્રકાર (જમણની)
**વાની** સ્ત્રી૦ મડદાની રાખ
**વાનું** ન૦ [જુઓ વાની ન. ૨] વસ્તુ, ચીજ; જણસ. [**સૌ સારાં વાનાં થવાં** = બધું હેમખેમ પાર ઊતરવું]
**વાનો** પુ૦ [પ્રા वण्णय (સં. वर्णक)] એક સુગંધીદાર પદાર્થ (૨) લેપ, પીઠી
**વાપર** પુ૦ [વાપરવું પરથી] વપરાશ. **૦વું** સ૦ક્રિ૦ [મ. व्यापृ] ઉપયોગમાં લેવું (૨) ખર્ચવું
**વાપસ** અ૦ [फा.] પાછું
**વાપિ(–પી)** સ્ત્રી૦ [સં] વાવ
**વામ** સ્ત્રી૦ જુઓ વામા [પ.]
**વામ** પુ૦; સ્ત્રી૦ [પ્રા. (સં. व्याम)] બે હાથ પહોળા કરતાં છાતી સાથે થતી લંબાઈનું માપ
**વામ** વિ૦ [સં.] સુંદર (૨) ડાબું (૩) ઊલટું; પ્રતિકૂળ (૪) અધમ; નીચ. **૦કુક્ષિ** સ્ત્રી૦ [સં] જમ્યા બાદ ડાબે પડખે સૂવું તે
**વામણું** વિ૦ [જુઓ વામન] ઠીંગણું ને ચુ
**વામન** વિ૦ [સં] ઠીંગણું (૨) પું૦ બલિને છળવા થયેલો વિષ્ણુનો પાંચમો અવતાર (૩) પું૦ ઠીંગણો. **૦દ્વાદશી** સ્ત્રી૦ ભાદરવા સુદિ બારશ. **–નાવતાર** પું૦ વામનરૂપે વિષ્ણુનો પાંચમો અવતાર
**વામમાર્ગ** પું૦ તંત્રમાર્ગ, શાક્ત સંપ્રદાય
**વામા** સ્ત્રી૦ [સં] નારી (૨) સુંદર સ્ત્રી
**વામાઠામા** પું૦બ૦વ૦ અનિશ્ચયમાં વખત ગાળવો તે, ગલ્લાંતલ્લાં
**વામાંગ** ન૦ [સં] ડાબું અંગ – પડખું
**વાય** પુ૦ [પ્રા. (સં. वात)] વાયુ [પ.]
**વાયક** ન૦ વેણ, વાક્ય [પ]. **–કા** સ્ત્રી૦ [પ્રા. वाया (સં. वाच्) ઉપરથી] વાત, અફવા
**વાયડાઈ** સ્ત્રી૦ વાયડાપણું .
**વાયડું** વિ૦ [પ્રા. वाउल (સં. वातूल)] પેટમાં વાયુ ઉત્પન્ન કરે તેવું (૨) ફડાકા કે ફૂવારા મારવાની ટેવવાળું (૩) વિચિત્ર સ્વભાવનું; હઠીલું [લા]. [**૦પડવું** = ભારે પડવું; ધાર્યા કરતાં અવળું પરિણામ આવવું]
**વાયણું** ન૦ [સં वात + अन्न] (સીમંતિનીને અપાતું) ખુશાલીનું જમણ
**વાયદાચિઠ્ઠી** સ્ત્રી૦ અમુક મુદતે પૈસા આપવાની કબૂલાતનું લખાણ
**વાયદાસર** અ૦ વાયદા પ્રમાણે, મુન્તસર
**વાયદો** પું૦ [અ वअ़्दह] મુદત, અવધિ (૨) મુદત પર કરવાનું કામ [**વાયદાનો સોદો** સં૦ પ્ર૦ અમુક મુદતે અમુક ભાવે માલ લેવાનો સટ્ટાનો વેપાર]
**વાયરો** પું૦ [દ. वायार (સં. वात, પ્રા. वाय)] પવન (૨) શિરસ્તો, ફૅશન [લા] **વાયરે ચઢવું** = લહેરમાં આવવું (૨) ફુલાવું (૩) હવાઈ કિલ્લા બાંધવા (૪) ખોરભે પડવું]
**વાયલ** ન૦ [ઇ. वॉइल] એક જાતનું સ્ત્રીઓનું વસ્ત્ર
**વાયલ** વિ૦ [પ્રા. वाउल (સં. वातूल)] તરંગી, દઢતા વિનાનું
**વાયવ્ય** વિ૦ [સં.] વાયુ સંબંધી (૨) ઉત્તર પશ્ચિમ ખૂણાને લગતું (૩) સ્ત્રી૦ ઉત્તર અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો
**વાયસ** પુ૦ [સં] કાગડો
**વાયુ** પું૦ [સં] પવન (૨) પુ૦; ન૦ બાદી (૩) ન૦ વાઈ; મૂગી. **૦પુત્ર** પું૦ [સં.] હનુમાન (૨) ભીમ. **૦મંડળ** ન૦ વાતાવરણ. **૦શાસ્ત્રી** પું૦ વાતાવરણમાં થનારા

ફેરફારો દર્શાવવાનું શાસ્ત્ર જાણનાર; "મિટિયોરોલોજિસ્ટ'. ૰સુત [સ] પું૰ વાયુપુત્ર

**વાયેક** ન૰ વાયક, વેણ [પ]

**વાયોલિન** ન૰ [ઇં.] ફીડલ, એક તતુવાદ્ય

**વાર** (વા') પુ૰ [ઇ. યાર્ડ] ત્રણ ફૂટ જેટલુ માપ

**વાર** અ૰ [સ] નામને અંતે પ્રમાણે, અનુસાર એવા અર્થમા. ઉદા૰ ક્રમવાર

**વાર** [ફા] 'વાળુ' અર્થમા નામને લાગતો પ્રત્યય. ઉદા૰ ઉમેદવાર

**વાર** પું૰ [સ.] અઠવાડિયાનો દરેક દિવસ (૨) સ્ત્રી૰ વખત, સમય (૩) વખત, ફેરો. ઉદા૰ પાચ વાર (૪) ઢીલ, વિલબ [લા.]. ૰**કવાર** પું૰ [+કુવાર] સારો નરસો દહાડો

**વારણ** પુ૰ [સ.] હાથી (૨) ન૰ વારવુ—અટકાવવુ તે (૩) નિવારવું—દૂર કરવું તે

**વારણું** ન૰ [સ. वारणक] ઓવારણુ

**વારતહેવાર** પુ૰, **વારપરબ(—વ)** ન૰ ઉત્સવનો દિવસ, સારો વાર કે પર્વ

**વારવું** સ૰ક્રિ૰ [પ્રા. वार (સ वारय्)] અટકાવવું, મના કરવી (૨) ઓવારવુ

**વારસ** પું૰[ફા वारिस]મરનારની મિલકત, જવાબદારી, હકદાવો વગેરેનો હકદાર. **—સાગત** વિ૰ વારસામાં ઊતરેલું. **—સાહક(—ક્ક)** પુ૰ વારસાનો હક. **—સો** પું૰વારસને મળેલી મરનારની મિલકતઇ૰

**વારંવાર** અ૰ [સ] વારેઘડીએ; ફરી ફરીને

**વારાણસી** સ્ત્રી૰ [સ] કાશી

**વારાફરતી** અ૰ વારા પ્રમાણે એક પછી એક

**વારાફેરા** પું૰બ૰વ૰ વારવાર આવવુજવું તે (૨) બદલાવું તે (દશાનું)

**વારાંગના** સ્ત્રી૰ [સ.] ગણિકા, વેશ્યા

**વારિ** ન૰ [સ] પાણી, નીર. ૰**દ** ન૰[સ.] વાદળુ; મેઘ. ૰**ધિ** પુ૰ [સ] સમુદ્ર

**વારી** સ્ત્રી૰ [સ. वार] વારો, ક્રમ, પાળી (૨) બદલો લેવાનો અવસર

**વારુ** અ૰ [સ वरम्] ઠીક(૨)વિ૰સારુ,સુંદર

**વારુણી** સ્ત્રી૰ મદિરા (૨) પશ્ચિમ દિશા

**વારેઘડીએ** અ૰ વારવાર

**વારો** પું૰ [સં. वार] વારી; ક્રમ; પાળી (૨) અણીએ, પાકી. [૰**બાંધવો** = કોઈ વસ્તુ નિયમિત પૂરી પાડવાનો કરાર કરવો (ઉદા૰ દૂધનો ઇ૰)]

**વારો** પુ૰ [સ. वार] ઘડો. [૰**મૂકવો** = ગરમ પાણી ભરીને ઘડો પેટ પર મૂકીને શેક કરવો]

**વારોવારિયું** વિ૰ વાર પ્રમાણે દિવસો ગણીને કાઢવામા આવતું (વ્યાજ)

**વાર્તા** સ્ત્રી૰ [સ] વાત, કથા (૨) બીના; હકીકત; સમાચાર [વાળી ટીકા

**વાર્તિ(—ર્ત્તિ)ક** ન૰ [સ वार्त्तिक] વિવેચન-

**વાર્દ્ધ(—ર્ધ)ક(—ક્ય)** ન૰ [સ.] વૃદ્ધાવસ્થા

**વાર્નિશ** પુ૰[ઇં.] લાકડાને પાલીસ કરવાનું દ્રવ્ય—એક પ્રવાહી બનાવટ

**વાર્ષિક** વિ૰ [સ] વરસે વરસે આવતું કે થતુ (૨) વરસ સબધી (૩) ન૰ દર વરસે પ્રકટ થતુ પત્ર

**વાર્ષ્ણેય** પું૰ [સ.] વૃષ્ણિકુળના – શ્રીકૃષ્ણ

**વાલ** પું૰ [સ. वल्ल] ત્રણ રતી જેટલુ તોલ

**વાલ** પુ૰બ૰વ૰ [પ્રા. वल्ल] એક કઠોળ

**વાલ** પું૰ [ઇ. वाल्व] નળી વગેરેની અદર રાખેલો એક બાજુ ઊઘડી શકે તેવો પડદો [૰સુત પું૰ અગદ

**વાલિ** પુ૰ [સ] સુગ્રીવનો મોટો ભાઈ.

**વાલી** સ્ત્રી૰['વાલ' ઉપરથી] નાના દાણાના વાલ

**વાલી** પું૰ [અ.] મુરબ્બી; રક્ષક, પાલક

**વાલી**,૰**સુત** જુઓ વાલિ, ૰સુત

**વાલુકા** સ્ત્રી૰[સ] રેતી. ૰**યંત્ર** ન૰ કલાક જાણવાની રેતી ભરેલી શીશી (૨) વૈદકમા ઔષધ બનાવવાનુ (તેના ઘાટનું) એક યત્ર

**વાલોળ** (લો') સ્ત્રી૰ ['વાલ' પરથી] એક શીગ – શાક

**વાલ્મીકિ** પુ૰[સ] રામાયણ રચનાર ઋષિ

**વાવ** સ્ત્રી૰ [પ્રા. वावी (સ. वापी)] અંદર ઊતરવાના પગથિયાવાળો કૂવો

**વાવટો** પુ૰ ધજા, ફરકાવવાનું નિશાન

**વાવડ** પુ૰ [વા (સ. वि + आ = व्या) + પ્રા. (સ पत्)] ભાળ, પત્તો, સમાચાર (૨) રોગનુ ફેલાવુ તે

**વાવણિયો** પુ૦ બીજ ઓરવાનું સાધન
**વાવણી** સ્ત્રી૦ વાવવું તે
**વાવર** પું૦ જુઓ વાવડ
**વાવવું** સ૦ક્રિ૦ [प्रा. वाव (स. वप्)] ઉગા-
ડવા માટે જમીનમાં બી કે રોપા
નાખવા-રોપવું
**વાવંટોળ** પું૦ વંટોળિયાનું તોફાન
**વાવા** અ૦['વાહવાહ'ઉપરથી](બાળભાષામાં)
સારું; મઝેનું (૨) સ્ત્રી૦ ઝમવું
**વાવાઝોડું** ન૦ [વા(વાયુ)+ઝોડું (प्रा. झोड
=ઝૂડી પાડવું) વાવંટોળ
**વાવાદળ** ન૦ [વા+વાદળ] જોસથી વાતો
પવન અને વાદળ; તોફાની વાદળી (૨)
સંકટ [લા.] [જગામા
**વાવાશ** અ૦ ખુલ્લામાં; પવન લાગે તેવી
**વાવું** અ૦ક્રિ૦ [स. वा] (પવનનું) ફૂંકાવું
(૨) (શરીરને ટાઢની) અસર થવી (૩)
સ૦ક્રિ૦ (પ્રાય ફૂંકીને) વગાડવું, બજાવવું
**વાવું** સ૦ક્રિ૦ [स. वी] વિયાવું
**વાવેતર** ન૦ વાવવું તે (૨) વાવેલું તે (૩)
વાવેલી જમીન
**વાશ** સ્ત્રી૦ [स. वाम्; प्रा. वास] કાગવાશ
**વાસ** પુ૦ [સં.] વસવાટ (૨) મુકામ, ઘર;
સ્થાન (૩) પોળ; મહોલ્લો (૪) સ્ત્રી૦
ગંધ (૫) દુર્ગંધ
**વાસકોટ** પું૦,ન૦[इ.वेस्कोट] બાંડિયો કબજો
**વાસણ** ન૦ [દે.] પાત્ર, ઠામ [૦ખખડવાં=
ઘરમા (ઘણુંખરું પતિપત્ની વચ્ચે) તકરાર
થવી].૦કૂસણ ન૦ રાંધવા વગેરેનાં વાસણ
**વાસના** સ્ત્રી૦ [स] પૂર્વના સંસ્કારોથી
દૃઢ થયેલી કામના (૨) વાસ; ગંધ
**વાસર** પુ૦ [स] દિવસ; વાર
**વાસરી** સ્ત્રી૦[स. वासर] ડાયરી, રોજનીશી
**વાસલ** વિ૦ જુઓ વાસેલ
**વાસવ** પું૦ [स] ઇન્દ્ર
**વાસવું** સ૦ક્રિ૦[स. वस्=આચ્છાદન કરવું]
બંધ કરવું [કરવો] વગાડવું, વાગું
**વાસવું** સ૦ક્રિ૦[प्रा वास (स. वाश्)=અવાજ
**વાસંતી** વિ૦ [स.] વસંત ઋતુનું. —ને
લગતું (૨) સ્ત્રી૦ એક વેલ
**વાસિત** વિ૦ [स] સુવાસિત કરેલું
**વાસિની** વિ૦ સ્ત્રી૦, **વાસી** વિ૦ [स.]
(બહુધા સમાસને છેડે) રહેનારું (ઉદા૦
નગરવાસી)
**વાસી** વિ૦ [प्रा. वासिय (स. वासित)]
આગલા દિવસનું; વધારે વખત રહેવાથી
બગડી ગયેલું
**વાસીદું** ન૦ [प्रा. वासिद (स. वासित)=
વાસી રાખેલું] ઢોરનું છાણ, મૂતર વગેરે
કચરો; પૂંજો
**વાસુકિ** પુ૦ [स.] નાગોનો રાજા
**વાસુદેવ** પુ૦ [स.] શ્રીકૃષ્ણ ૦પ્યાલો પુ૦
'ટૅન્ટેલસ કપ' [પ. વિ.] [ખેતર
**વાસેલ** વિ૦[વાસી રાખેલ] પડતર રાખેલું
**વાસો** પુ૦[स.वास]વાસ કરવો તે (૨)મુકામ
**વાસો** પું૦ [જુઓ વાસર] દહાડો (ખાસ
કરીને પ્રસવ થયાનો)
**વાસ્તવ** ન૦ [स] જુઓ વાસ્તવિકતા.
૦દર્શી વિ૦ વસ્તુતાએ હોય તે જોનારું–
કલ્પના કે ભાવનાથી દોરાઈને નહિ;
'રિયલિસ્ટ'. **—વિક** વિ૦ [स] ખરેખરું
(૨) વાજબી. **—વિકતા** સ્ત્રી૦ સાચી
હકીકત (૨) વાજબીપણું
**વાસ્તુ** ન૦ [स.] ઘર બાંધવાની જગા (૨)
ઘર (૩) વાસ્તુપૂજન. ૦**પૂજન** ન૦ નવા
ઘરમાં રહેવા જતાં કરાતી શાંતિક્રિયા.
૦**વિદ્યા** સ્ત્રી૦ મકાન બાંધવાની વિદ્યા;
સ્થાપત્ય
**વાસ્તે** અ૦ [अ. वास्तिह] કાજે, અર્થે
**વાહ** અ૦ [फा.] 'કેવું સારું, શાબાશ !'
એવો પ્રશંસાનો ઉદ્ગાર
**વાહક** વિ૦ [सं] વહેનારું; ઊંચકનારું;
ખેંચનારું. લઈ જનારું
**વાહન** ન૦ [स.] જમીન પર આવજા માટે
વપરાતું સાધન (ગાડી, પશુ ઇ૦) (૨)
વિચાર, લાગણી કે કાર્ય પ્રગટ કરવા
માટે વપરાતું સાધન; માધ્યમ
**વાહવાહ** સ્ત્રી૦ [फा वाह] કીર્તિ (૨) અ૦
જુઓ વાહ

**વાહવું** સ૰ક્રિ૰ સમજાવવું પટાવવું; છેતરવું
**વાહવું** સ૰ક્રિ૰ ['વહવું', સં. वाहय् ઉપરથી] વ્યતીત કરવું; ગાળવું; વહે એમ કરવું
**વાહિની** વિ૰ સ્ત્રી૰ [સ.] વહેનારી (૨) સ્ત્રી૰ નદી (૩) સેના (૪) નસ
**વાહિયાત** વિ૰ [અ.] વ્યર્થ; નકામું (૨) ખરાબ, હલકું
**વાહી** વિ૰ [સં] વહેનારું, ઊંચકનારું (પ્રાયઃ સમાસને અંતે) ઉદા૰ ભારવાહી
**વાળ** પું૰ [સ. वाल] કેશ. [૰ઊભા થવા = રોમાંચ થવો]
**વાળણ** ન૰ ['વાળવું'=પાછું ફેરવવું] ઉતાર; અસર ધોઈ નાખવાની શક્તિવાળું તે
**વાળવું** સ૰ક્રિ૰ [પ્રા वाल (સં. वाल्य्)] વાંકું કરવું, નમાવવું (૨) વાળીને આકાર કરવો કે ગોઠવવું (જેમ કે, લાડુ, બીડી, અંબોડો) (૩) પાછું ફેરવવું (દેવું, મન, બદલો) (૪) કચરો કાઢવો (ઘર વાળવું) (૫) ઉપર છાવરવું; ઢાંકવું (ધૂળ વાળવી, છેડો વાળવો) (૬) પાણી જવાનો રસ્તો કરવો ખેતરમાં (૭) આવેલી ક્રિયા કે પ્રસંગ પૂરાં કરવાં (વરસી વાળવી)
**વાળંદ** પું૰ [વાળ + સં दा = કાપવું] હજામ; નાવી
**વાળાકૂંચી** સ્ત્રી૰ [વાળો + કૂચડો] દાગીના [ધોવાની પીંછી
**વાળી** સ્ત્રી૰ [સ वाली] (સ્ત્રીઓનું) નાકનું ઘરેણું – નથ (૨) કડી
**વાળુ** સ્ત્રી૰ [પ્રા. वालुआ(સં. वालुका)] રેતી; કાંકરી; વેળુ;
**વાળુ** ન૰; સ્ત્રી૰ [દે. विआलिउ] રાત્રિભોજન
**-વાળું** વિ૰ [પ્રા.वालओ–पालओ(સ. पालकः)] '–ના સબંધનું', '–ની માલિકીનું', '–ના ધંધાનું' વગેરે અર્થોમાં નામને અંતે (ઘરવાળો, દૂધવાળો)
**વાળો** પું૰ ['વાળ' ઉપરથી] ધાતુનો લાંબો તાર (૨) એક રોગ
**વાંક** (૦) પું૰ [જુઓ વાંકું] અપરાધ; ખામી; દોષ (૨) વક્રતા; રાંટ (૩) સ્ત્રીઓનું હાથનું એક ઘરેણું
**વાંકડિયું** (૦) વિ૰ વાંકું (લાલિત્યવાચક)
**વાંકડો** (૦) પું૰ વરને આપવાની પરાણ
**વાંકાબોલું** (૦) વિ૰ બોલીને ફરી જનારું
**વાંકિયું** (૦) ન૰ સળિયા, નળ વગેરેના જોડાણ માટેનો વાંકી આકૃતિનો ટુકડો
**વાંકું** (૦) વિ૰ [પ્રા. वंक (સં. वक्र)] વક્ર; સીધું નહિ એવું; ટેઢું (૨) સરળ નહિ એવું; કુટિલ (૩) અવળું; ખોટું; ઊંધું (૪) વિરુદ્ધ; સામે થયેલું (૫) ન૰ વાંધો; ગેરસમજ; અણબનાવ (૬) વાંકું તે; વક્રતા. ૰ચૂકું વિ૰ વાંકું, આડું અવળું
**વાંધું** (૦) ન૰ કોતર
**વાંધો** (૦) પું૰ [પ્રા. वग्गु(સં. वर्ग)] વર્ગ; જાત
**વાંચન** (૦) ન૰ [જુઓ વાચન] વાંચવું તે (૨) વાંચવાની ઢબ (૩) અભ્યાસ. ૰માળા સ્ત્રી૰ જુઓ વાચનમાળા. –નાલય ન૰ જુઓ વાચનાલય
**વાંચવું** (૦) સ૰ક્રિ૰ [સં. वच् પરથી] લખેલું મનમાં કે મોટેથી ઉકેલવું (૨) [લા.] ભાખવું (૩) ઇચ્છવું
**વાંછના** સ્ત્રી૰ [જુઓ વાંછા] ઇચ્છા
**વાંછવું** સ૰ક્રિ૰ [સં. वाञ्छ्] ઇચ્છવું
**વાંછા** સ્ત્રી૰ [સં.] ઇચ્છા; વાંછના
**વાંછિત** વિ૰ [સ] ઇચ્છેલું
**વાંઝ(૰ણી)** (૦) સ્ત્રી૰ [પ્રા. वंझा (સં.वन्ध्या)] સંતતિ ન થતી હોય તેવી સ્ત્રી; વંધ્યા. ૰ણું વિ૰ જુઓ વાંઝિયું. –ઝિયાળારું વાંઝિયાનું બિનવારસી (૨) ન૰ એકનો એક છોકરો. –ઝિયામહેણું ન૰ વાંઝિયા હોવાનું મહેણું; વાંઝિયાપણાની ખોડ. –ઝિયું વિ૰ સંતતિ ન થતી હોય તેવું (૨) ફળ કે લાભ ન થતો હોય તેવું
**વાંટ** (૦) પું૰ [સ. वण्ट् પરથી] હિસ્સો; ભાગ. –ટો પું૰ વાંટ (૨) ગરાસ કે નરવાની જમીનનો ટુકડો
**વાંઢો** (૦) પું૰ [દે. वंठ (સં. वण्ट=અપરિણીત)] કન્યા ન મળવાથી કુંવારો રહેલો
**વાંદર** (૦) પું૰ [સં वानर] વાંદરું. ૰(–રા)વેડા પું૰ બ૰ વ૰ વાંદરા જેવી ચેષ્ટાઓ કરવી તે. –રી સ્ત્રી૰ વાંદરાની માદા. –રું ન૰

વાનર–એક ચોપગું પ્રાણી. –રો પું૦ નર વાનર (૨) ચાંપ; ઘોડો (૩) તાળાનો ખીલો, ઉલાળો (૪) એક પ્રકારનું દારૂખાનું (૫) ભાર ઉપાડવાનું એક યંત્ર

વાંદો (૦) પું૦ વંદો; એક જીવડો

વાંધો (૦) પું૦ [સ. बाधक,] હરકત, અડચણ (૨) વિરોધ; ઝઘડો; તકરાર ૦વચકો પું૦ ભૂલચૂક; ખોડખાપણ; કંઈ ને કંઈ છિદ્ર કે વિરોધનું કારણ

વાંફળ (૦) વિ૦ વાયલ (૨) ફોગટ; માલ વગરનું (૩) વિવેક વિના બોલે કે વાવરે તેવું

વાંસ (૦) પું૦ [સં. वंश] એક ઝાડ (૨) તેનો સોટો (૩) વલોણાનો રવૈયો (૪) સાત આઠ હાથ જેટલું માપ. ૦ડો પું૦ વાંસનો સોટો. ૦ફોડો પું૦ વાંસનાં છાબડાં વગેરે બનાવનાર [વાચક

વાંસલડી (૦) સ્ત્રી૦ વાંસળી, બંસી (લાલિત્ય-

વાંસલો (૦) પું૦ [સ , પ્રા. वासि] લાકડાં છોલવાનું સુતારી ઓજાર

વાંસળી (૦) સ્ત્રી૦ ['વાંસ' પરથી] બંસી, ફૂંકીને વગાડવાનું નળી જેવું એક વાદ્ય (૨) રૂપિયા ભરવાની સાંકડી લાંબી કોથળી

વાંસી (૦) સ્ત્રી૦ ['વાંસ' પરથી] દાતરડા જેવું ફળ બેસાડેલો લાંબો વાંસ

વાંસી (૦) સ્ત્રી૦ ચોખાની એક જાત

વાંસે (૦) અ૦ ['વાંસો' પરથી] પૂંઠે, પછવાડે

વાંસો (૦) પું૦ [સં. वंश=કરોડ પરથી] બરડો; પીઠ

વિ [સં.] એક ઉપસર્ગ. જુદાઈ, વિરોધ કે અલગપણું બતાવે (વિયોગ), પુષ્કળપણું કે વિશેષતા બતાવે (વિનાશ) (૨) બહુવ્રીહિસમાસમાં 'વગરનું' એવા અર્થમાં આવે (વિજન) [વિકરાળ; બીહામણું

વિકટ વિ૦ [સં] મુશ્કેલ (૨) દુર્ગમ (૩)

વિકરાલ [સં.], –ળ વિ૦ ડરામણું; ભયાનક

વિકર્ણ પું૦ 'ડાયેગોનલ' [ગ]

વિકલા સ્ત્રી૦ [સં.] કળાનો સાઠમો ભાગ, ક્ષણથી પણ થોડો વખત (૨) એક અંશનો ૩૬૦૦ મો ભાગ [ગ.]

વિકલ્પ પું૦ [સં.] તર્કવિતર્ક (૨) ચાલી શકે તેવી ઘણી વસ્તુઓમાંથી ગમે તે એક લેવાની છૂટ હોવી તે; તેવી વસ્તુ [વ્યા.]

વિકસવું અ૦ ક્રિ૦ [સં. विकस्] ખીલવું (વિકસાવવું)

વિકસિત વિ૦ [સં.] ખીલેલું, વિકાસ પામેલું

વિકળ વિ૦ [સં. विकल] વિહ્વળ; વ્યાકુળ

વિકળા સ્ત્રી૦ જુઓ વિકલા

વિકાર પું૦ [સં] ફેરફાર, પરિવર્તન (૨) શારીરિક કે માનસિક બગાડ. ૦ક વિ૦ વિકાર કે ફેરફાર કરનારું. ૦વશ વિ૦ વિકારને વશ થયેલું. –રી વિ૦ [સં.] વિકારવાળું (૨) વિકાર કે ફેરફાર થઈ શકે એવું. –રોત્તેજક વિ૦ [સં.] વિકારને ઉત્તેજિત કરનારું

વિકાસ પું૦ [સં.] ખીલવું તે (૨) ઉત્ક્રાંતિ. ૦વાદ પું૦ જુઓ ઉત્ક્રાંતિવાદ

વિકિરણ ન૦ [સં] વિખેરવું તે (૨) ગરમી કે પ્રકાશનાં કિરણોનું ફેંકાવું તે; 'રેડિયેશન' [પ. વિ.]

વિકીર્ણ વિ૦ [સં.] વીખરાયેલું

વિકૃત વિ૦ [સં.] વિકાર પામેલું –તિ સ્ત્રી૦ [સં.] વિકાર

વિક્રમ પું૦ [સં.] પરાક્રમ (૨) વિક્રમાદિત્ય. ૦સંવત પું૦ વિક્રમ રાજાથી ચાલેલો સંવત્સર (ટૂંકમાં વિ૦ સં૦). –માદિત્ય પું૦ [સં] ઉજ્જનનો એક પ્રસિદ્ધ રાજા

વિક્રય પું૦ [સં.] વેચાણ

વિક્રિયા સ્ત્રી૦ [સં.] ફેરફાર; વિકાર

વિક્ષિપ્ત વિ૦ [સં.] વિક્ષેપ પામેલું

વિક્ષુબ્ધ વિ૦ [સં.] વિક્ષોભ પામેલું

વિક્ષેપ પું૦ [સં.] અડચણ (૨) અસ્થિરતા; મૂંઝવણ

વિક્ષોભ પું૦ [સં.] ખળભળાટ; ક્ષોભ

વિખ ન૦ [જુઓ વિષ] ઝેર. ૦વાદ પું૦ ઝેર પેદા થાય તેવી બોલચાલ; તકરાર; કજિયો

વિખાણ સ્ત્રી૦; ન૦ + જુઓ વખાણ

વિખૂટું વિ૦ [વિ + ખૂટવું (ખૂટેલું છૂટું થયેલું)] જુદું; સાથમાંથી છૂટું પડી ગયેલું

**વિખેરવું** સ૦ક્રિ૦[પ્રા. વિખિર (સં. વિ+કૃ)] ભેગું હોય તેને છૂટું કરી નાખવું (વિખેરાવવું,વિખેરાવું)
**વિખ્યાત** વિ૦ [સં.] જાણીતું; પ્રસિદ્ધ. **–તિ** સ્ત્રી૦ [સં.] પ્રસિદ્ધિ [વિઘટન
**વિગઠન** ન૦ [સં.] સંગઠનથી ઊલટું તે;
**વિગત** વિ૦ [સં.] ગત; અતીત (૨) મૃત
**વિગત** સ્ત્રી૦ [વિ (વિશેષ) + ગતિ(સમજ)]. બીના; બાબત. **૦વાર, –તે** અ૦ દરેક વિગત સાથે; વિસ્તારપૂર્વક
**વિગલિત** વિ૦[સં.] પીગળી ગયેલું [વાળું
**વિગુણ** વિ૦[સં.]ગુણરહિત(૨)વિરુદ્ધ ગુણ-
**વિગ્રહ** પું૦ [સં.] યુદ્ધ; સંગ્રામ (૨)શરીર (૩) સમાસના અવયવો છૂટા પાડવા તે [વ્યા.]. **૦રેખા** સ્ત્રી૦ લઘુરેખા; (–) આવું વિરામચિહ્ન [વ્યા.]
**વિઘટન** ન૦ [સં.] છૂટું પાડવું તે
• **વિઘાતક** વિ૦ નાશ કરનારું
**વિઘોટી** સ્ત્રી૦ દર વીઘે આકારાતું કે ભરવાનું મહેસૂલ
**વિઘ્ન** ન૦ [સં.] હરકત; સંકટ; મુશ્કેલી. **૦કર્તા** વિ૦ (૨) પું૦ વિઘ્ન કરનાર. **૦સંતોષી** વિ૦વિઘ્ન કરવામાં રાજી થનારું
**વિચક્ષણ** વિ૦ [સં.] ચતુર; બુદ્ધિમાન
**વિચરવું** અ૦ક્રિ૦ [સં. વિ+ચર્] જવું; આમ તેમ ફરવું
**વિચલિત** વિ૦ [સં.] અસ્થિર; હાલતું
**વિચાર** પું૦ [સં.] મનથી ચિંતવવું; મનન કરવું તે (૨) અભિપ્રાય (૩) ઉદ્દેશ; આશય (૪) કલ્પના; મનસૂબો (૫) નિશ્ચય (૬) વિવેક; મર્યાદા (૭) પરિણામનો ખ્યાલ (૮) ચિંતા. **૦ક** પું૦[સં.] વિચાર કરનાર; ચિંતનશીલ પુરુષ. **૦ણા** સ્ત્રી૦ [સં.] વિચાર કરવો તે. **૦ણીય** વિ૦ [સં.] વિચારવા માટેનું કે વિચારવા યોગ્ય. **૦દોષ** પું૦ વિચારપદ્ધતિ કે તેની સરણીનો દોષ; વિચાર કરવામાં થતી ભૂલ. **૦પૂર્વક** અ૦ વિચાર કરીને. **૦વંત,૦વાન** વિ૦ વિચાર કરનારું; વિચારવાળું. **૦વિનિમય** પું૦ વિચારોની આપલે. **૦વું** સ૦ક્રિ૦ વિચાર કરવો. **૦સરણિ(–ણી)** સ્ત્રી૦ વિચારની સરણી –તેની પદ્ધતિ, ક્રમબદ્ધતા વગેરે. **૦સૃષ્ટિ** સ્ત્રી૦ વ્યક્તિના સમગ્ર વિચારોનો સમૂહ
**વિચિ** સ્ત્રી૦ [સં.] મોજું; તરંગ
**વિચિત્ર** વિ૦ [સં.] તરેહવાર; વિલક્ષણ (૨) અદ્ભુત; નવાઈ પમાડતું. **૦તા** સ્ત્રી૦
**વિચી** સ્ત્રી૦ [સં.] વિચિ; મોજું
**વિચ્છિન્ન** વિ૦ [સં.] વિચ્છેદ પામેલું
**વિચ્છેદ** પું૦ [સં] કાપ; છેદ (૨) વિભાગ (૩) વિયોગ (૪) નાશ
**વિછળામણ** ન૦ વીછળેલું પાણી
**વિછળાવવું** સ૦ક્રિ૦ 'વીછળવું'નું પ્રેરક
**વિછોહ** પું૦[દે.વિચ્છોહ] વિયોગ;જુદાઈ[પ.]
**વિજન** વિ૦ [સં] માણસના અવરજવર વિનાનું; એકાંત; વેરાન
` **વિજય** પું૦[સં.] ફતેહ. **૦ડંકો** પું૦ વિજય સૂચવતો ડંકો. **૦યાત્રા** સ્ત્રી૦ વિજયની ઉજવણીની યાત્રા. **૦સ્તંભ** પું૦વિજયની યાદગીરી માટે ઊભો કરેલો સ્તંભ. **–યા** સ્ત્રી૦[સં.]પાર્વતી (૨) ભાંગ.**–યાદશમી** સ્ત્રી૦ [સં.] દશેરા; આસો સુદ ૧૦. **–યી** વિ૦ [સં.] ફતેહમંદ
**વિજાતીય** વિ૦ [સં.] બીજી જાતનું
**વિજિગીષા** સ્ત્રી૦ [સં.] જીતવાની ઇચ્છા
**વિજેતા** પું૦ [સં.] વિજય મેળવનાર
**વિજોગ** પું૦ જુઓ વિયોગ; છૂટું પડવું તે. **૦ણ(–ણી)** વિ૦ સ્ત્રી૦ વિયોગી સ્ત્રી; વિરહિણી
**વિજ્ઞપ્તિ** સ્ત્રી૦ [સં.] વિનંતી
**વિજ્ઞાત** વિ૦ [સં.] સારી રીતે જાણેલું
**વિજ્ઞાન** ન૦ [સં.] સવિશેષ જ્ઞાન; શાસ્ત્રીય જ્ઞાન; 'સાયન્સ' (૨) અનુભવજ્ઞાન (૩) બ્રહ્મજ્ઞાન; તત્ત્વજ્ઞાન. **૦શાસ્ત્રી** પું૦ વૈજ્ઞાનિક; 'સાયન્ટિસ્ટ'
**વિજ્ઞાપક** વિ૦[સં.] જાહેર કરનારું; માહિતી આપનારું (પુસ્તક કે ચોપાનિયું). **–ન** ન૦, **–ના** સ્ત્રી૦ નિવેદન; વિનંતિ

**વિટ** પું૦ [સ] વેશ્યાનો અનુચર, ભડવો (૨) નાટકમા નાયક–નાયિકાનો વિદૂષક જેવો સાથી

**વિટપ** પું૦ [સ] ડાળી

**વિટંબણા** સ્ત્રી૦[સ વિડંબના] દુખ, સતાપ, [મુશ્કેલી

**વિટામિન** ન૦ [ઇ] ખોરાકમા હોતુ એક પ્રાણદાયી તત્ત્વ

**વિઠ્ઠલ** પું૦ [સં.] કૃષ્ણ, વિષ્ણુ

**વિડંબન** ન૦, **–ના** સ્ત્રી૦ [સ]અનુકરણ (૨) ઉપહાસ, મશ્કરી (૩) છળ (૪) મુશ્કેલી, પીડા

**વિણ** અ૦[પ્રા विणा (સ विना)] વિના [પ]

**વિણામણ** ન૦અનાજમાથી વીણી કાઢેલો નકામો ભાગ (૨) વીણવાની મજૂરી

**વિણાવવું** સ૦ક્રિ૦, **વિણાવું** અ૦ક્રિ૦ 'વીણવુ'નુ પ્રેરક ને કર્મણિ

**વિત** ન૦ [સ वित्त] વિત્ત, ધન [પ]

**વિતથ** વિ૦ [સ] અસત્ય, મિથ્યા

**વિતરણ** ન૦ [સ] અર્પણ, દાન

**વિતર્ક** પું૦[સ] એક તર્ક પછીનો બીજો તર્ક (૨) સંદેહ, શક (૩) તર્કવિતર્ક, વિચાર

**વિતંડા** સ્ત્રી૦, **૦વાદ** પું૦ [સ] ખોટો બક-વાદ, નકામી માથાઝીક (૨) પોતાનો પક્ષ જ ન હોય અને માત્ર સામા પક્ષનું ખંડન જ કર્યા કરવુ તે [ન્યા]

**વિતાડવું** સ૦ક્રિ૦['વીતવુ'નુ પ્રેરક] દુખ દેવુ, પજવવુ (૨) પસાર કરવુ (દિવસ)

**વિતાન** પું૦, ન૦ [સ] ચંદરવો, છત

**વિતાવવું** સ૦ક્રિ૦ વિતાડવુ, પસાર કરવુ

**વિત્ત** ન૦ [સ] દ્રવ્ય

**-વિદ** વિ૦ [સ] સમાસમા ઉત્તરપદ તરીકે આવતા 'જાણનાર' અર્થ બતાવે છે (કલાવિદ્)

**વિદર્ભ** પું૦ [સ] એક દેશ, આધુનિક વરાડ

**વિદાય** વિ૦ [જુઓ વદાય] વળાવેલુ, મોકલેલુ (૨) સ્ત્રી૦ રજા છૂટા પડવુ તે **૦ગીરી** સ્ત્રી૦ રજા આપવી તે, વળાવવુ તે

**વિદારક** પું૦ [સ] વિદારણ કરનાર. **–ણ** ન૦ [સ] વિદારવુ તે (૨) વિદારક

**વિદારવું** સ૦ક્રિ૦ [સ. विदृ] ચીરવુ, કકડા કરી નાખવા

**વિદારિત** વિ૦ [સ] ચીરેલુ

**વિદિત** વિ૦ [સ] જાણમા આવેલુ, જણાયેલુ

**વિદીર્ણ** વિ૦ [સ] વિદારિત, ચિરાયેલુ

**વિદુર** પું૦ [સ] ધૃતરાષ્ટ્ર તથા પાંડુનો નાનો ભાઈ

**વિદુષી** વિ૦ સ્ત્રી૦ [સ] પંડિતા

**વિદૂષક** પું૦ [સ] મશ્કરો, રંગલો (૨) નાટકમા નાયકનો મિત્ર

**વિદેશ** પું૦ [સ] પરદેશ **–શી** વિ૦ (૨) પું૦ [સ] પરદેશી **–શીય** વિ૦ [સ] પરદેશી

**વિદેહ** વિ૦ [સ] અશરીરી (૨) વિગત, મૃત (૩) કૈવલ્ય પામેલુ, માયાપાશથી મુક્ત થયેલુ **૦મુક્તિ** સ્ત્રી૦ મરણ બાદ પ્રાપ્ત થતી મુક્તિ (જીવનમુક્તિથી ઊલટું) **–હી** વિ૦ જુઓ વિદેહ

**વિદ્ધ** વિ૦ [સ] વીંધાયેલુ

**વિદ્યમાન** વિ૦ [સ] હયાત (૨) હાજર

**વિદ્યા** સ્ત્રી૦ [સ] જ્ઞાન (૨) તેનુ શાસ્ત્ર કે કળા (સમાજવિદ્યા)(૩)વિજ્ઞાન,'સાયન્સ' (૪) જુઓ વધા **૦ગુરુ** પું૦ વિદ્યા શીખ-વનાર ગુરુ **૦દાન** ન૦ [સ] વિદ્યાનુ દાન **૦ધર** પું૦ [સ] એક દેવયોનિનો દેવ **૦ધરી** સ્ત્રી૦ [સ] વિદ્યાધર વર્ગની સ્ત્રી. **૦ધિકારી** પું૦ [+ अधिकारी] કેળવણી ખાતાનો ઉપરી, 'ડી પી આઈ' **૦પીઠ** સ્ત્રી૦, ન૦ વિદ્યાનુ ધામ 'યુનિવર્સિટી (૨) ગુજરાત વિદ્યાપીઠ, ગાંધીજીએ ગુજ રાતમા સ્થાપેલ રાષ્ટ્રીય યુનિવર્સિટી. **૦ભ્યાસ** પું૦ [સ] ભણતર, કેળવણી **૦મંદિર** ન૦ શાળા **૦ર્થિની** સ્ત્રી૦, **૦ર્થી** પું૦ [સ] ભણનાર, અભ્યાસી **૦લય** ન૦ [સ] શાળા

**વિદ્યુત** સ્ત્રી૦ [સ] વીજળી **–દ્વેગી** વિ૦ [+ वेगी] વીજળીના વેગવાળુ, અતિ ત્વરિત **–લ્લતા, –લ્લેખા** સ્ત્રી૦ [સ] વીજળીની વાંકીચૂંકી રેખા

**વિદ્રુમ** ન૦ [સ] પરવાળુ (૨) કૂંપળ

વિદ્વજ્જન પું૦ [સં.] વિદ્વાન માણસ
વિદ્વત્તા સ્ત્રી૦ [સં] પંડિતાઈ; જ્ઞાન
વિદ્વદ્ભોગ્ય વિ૦ [સં] વિદ્વાનોને જ રસ પડે એવું [પંડિત; જ્ઞાની
વિદ્વાન વિ૦ (૨) પું૦ [સં.] જ્ઞાનવાન;
વિદ્વેષ પું૦[સં.] દ્વેષ; શત્રુતા.–ષી વિ૦[સં.] વિદ્વેષવાળું [(બહુવિધ)
–વિધ વિ૦[સં.] (સમાસને અંતે) રીતનું.
વિધ સ્ત્રી૦ [પ] વિધિ; રીત; પ્રકાર (૨) અ૦+પ્રમાણે; રીતે
વિધર્મીવિ૦[સં.]વિરોધી કે ભિન્ન ધર્મવાળું
વિધવા સ્ત્રી૦ [સં.] જેનો પતિ મરી ગયો હોય તેવી સ્ત્રી. ૦વિવાહ પું૦ [સં.] તેનું પુનર્લગ્ન [વિવિધ
વિધવિધ વિ૦[જુઓ વિધ]બહુ પ્રકારનું;
વિધાતા પું૦[સં.] બ્રહ્મા (૨)સ્ત્રી૦ વિધાત્રી. –ત્રી સ્ત્રી૦ પ્રારબ્ધની અધિષ્ઠાત્રી દેવી
વિધાન ન૦ [સં.] વિધિ; રીત (૨) શાસ્ત્રાજ્ઞા (૩) ક્રિયા (૪)સેવા (૫) ઉપાય. ૦સભા સ્ત્રી૦ કાયદા ઘડનારી સભા; 'લેજિસ્લેટીવ ઍસેમ્બ્લી'
વિધાયક વિ૦ [સં.] રચનાત્મક (૨) પું૦ વ્યવસ્થા કરનાર (૩) રચનાર
વિધિ પું૦ [સં.] બ્રહ્મા (૨) ભાગ્યદેવતા (૩) આજ્ઞા; શાસ્ત્રાજ્ઞા (૪) સંસ્કાર (૫) પું૦; સ્ત્રી૦ ક્રિયા (૬) ક્રિયાનો ક્રમ કે પદ્ધતિ. ૦નિષેધ પું૦ અમુક કરવા ન કરવા માટેની શાસ્ત્રાજ્ઞા
વિધુ [સં.] ચંદ્રમા
વિધુર પું૦ [સં.] જેની પત્ની મરી ગઈ હોય એવો પુરુષ
વિધેયવિ૦[સં.] કરવા યોગ્ય (૨) અધીન; આજ્ઞાધારક (૩) ન૦ વાક્યમાં ઉદ્દેશને વિષે જે કંઈ કહ્યું હોય તે [વ્યા.]. ૦વર્ધક વિ૦ વિધેયના અર્થમાં વધારો કરનાર (૨) ન૦ તેવું પદ [વ્યા.]
વિધ્યર્થ પું૦ [સં.] શાસ્ત્રાજ્ઞા, પ્રેરણા, ઉપદેશ, ફરજનો અર્થ બતાવતું ક્રિયાપદનું રૂપ [વ્યા]

વિધ્વસ્ત વિ૦ [સં.] નાશ પામેલું
વિધ્વંસ પું૦ [સં.] નાશ
વિન અ૦ [સં. વિના]+વિણ; વિના [પ.]
વિનત વિ૦ [સં] નમ્ર (૨) નમી ગયેલું
વિનતિ સ્ત્રી૦ [સં.] વિનંતી (૨) નમ્રતા
વિનય પું૦ [સં.] નમ્રતા (૨) સભ્યતા. ૦મંદિર ન૦ માધ્યમિક કેળવણી આપનારી શાળા
વિનવણી સ્ત્રી૦ વીનવવું તે
વિનંતિ(–તી)સ્ત્રી૦[પ્રા. વિન્નત્તિ[સં.]વિજ્ઞપ્તિ)] અરજ, આજીજી. ૦પત્ર ન૦ વિનંતી કરતો પત્ર કે લખાણ
વિના અ૦ [સં.] સિવાય; વગર. ૦નું વિ૦ વગરનું; રહિત; વિહોણું
વિનાયક પું૦ [સં.] ગણપતિ
વિનાશ પું૦[સં.]નાશ. ૦ક વિ૦ નાશ કરનાર. –શિકા સ્ત્રી૦લડાઈના બખ્તરવાળું એક લડાયક જહાજ,'ડિસ્ટ્રૉયર'.–શિની વિ૦સ્ત્રી૦,–શી વિ૦ [સં.] નાશ કરનારું (૨) નાશ પામે તેવું
વિનિપાત પું૦ [સં.] અવનતિ; પડતી
વિનિમય પું૦ [સં.] અદલોબદલો; આપલે
વિનિયોગ પું૦ [સં.] ઉપયોગ; પ્રયોગ (૨) નિમણૂક
વિનીત વિ૦ [સં.] સૌમ્ય; વિવેકી (૨) સુશિક્ષિત (૩) નરમ પક્ષનું; 'લિબરલ' (૪) હાઈસ્કૂલ કે વિનયમંદિરનો અભ્યાસક્રમ પાર કરી ગયેલું; 'મૅટ્રિક' (૫) એ કક્ષાનું. ૦પક્ષ પું૦ બંધારણીય માર્ગે રાજકીય સુધારાઓ માટે પ્રવૃત્તિ ચલાવવામાં માનતો 'લિબરલ' કે 'મૉડરેટ' પક્ષ
વિનોદ પું૦ [સં.] મોજ; આનંદ (૨) મશ્કરી; મજાક. –દિની વિ૦ સ્ત્રી૦, –દી વિ૦ વિનોદ કરનારું કે કરી શકે એવું
વિન્યાસ પું૦ [સં.] ગોઠવણ (૨) મૂકવું તે
વિપક્ષ વિ૦ [સં.] સામા પક્ષનું; વિરોધી (૨) પું૦ સામાવાળિયો; દુશ્મન
વિપત(–ત્તિ) સ્ત્રી૦ [સં] દુઃખ; આફત (૨) મુશ્કેલી

વિપથ પું૦ [સં.] કુમાર્ગ. ૦ગામી વિ૦ (૨) પું૦ કુમાર્ગે જનાર
વિપદ(-દા) સ્ત્રી૦ [સં] વિપત્તિ
વિપરીત વિ૦ [સં.] ઊલટું; વિરોધી
વિપર્યય, વિપર્યાસ પું૦ [સં.] ઊલટપૂલટ થઈ જવું તે (૨) મિથ્યાજ્ઞાન; હોય તેનાથી ઊલટું જ સમજવું તે
વિપલ [સં], -ળ સ્ત્રી૦ પળનો ૬૦મો ભાગ
વિપાક પું૦ [સં.] પરિપક્વતા (૨) પરિણામ; ફળ [ગાઢ. ૦તા સ્ત્રી૦
વિપુલ વિ૦ [સં.] વિશાળ (૨) પુષ્કળ (૩)
વિપ્ર પું૦ [સં.] બ્રાહ્મણ
વિપ્રયોગ પું૦ [સં.] વિયોગ
વિપ્લવ પું૦ [સં.] બળવો; અંધાધૂંધી (૨) વિપત્તિ (૩) વિનાશ (૪) ડૂબી જઈ નાશ પામવું તે. ૦વાદી વિ૦ બળવો જરૂરી છે એમ માનનારું; 'રેવોલ્યુશનિસ્ટ'
વિફરાવવું સ૦ક્રિ૦ 'વીફરવું'નું પ્રેરક
વિફલ [સં.], -ળ વિ૦ નિષ્ફળ
વિભક્ત વિ૦ [સં.] વિભાગ કરેલું (૨) જુદું પડેલું કે પાડેલું
વિભક્તિ સ્ત્રી૦ [સં.] નામનો ક્રિયા સાથે સંબંધ દેખાડનાર પ્રત્યય [વ્યા.]
વિભાકર પું૦ [સં.] સૂર્ય
વિભાગ પું૦ [સં.] ભાગ (૨) હિસ્સો. -ગી(૦ય) વિ૦ વિભાગનું, -ને લગતું
વિભાજક વિ૦ [સં.] જુદું પાડનાર
વિભાજ્ય વિ૦ [સં] ભાગી શકાય કે ભાગવા જેવું. ૦તા સ્ત્રી૦
વિભાવરી સ્ત્રી૦ [સં] રાત્રિ
વિભિન્ન વિ૦ [સં.] ભિન્ન; પૃથક; જુદું
વિભુ વિ૦ [સં] સર્વવ્યાપી; નિત્ય, અચલ (૨) શક્તિમાન; સમર્થ (૩) મહાન; શ્રેષ્ઠ (૪) પું૦ પ્રભુ
વિભૂતિ સ્ત્રી૦ [સં.] સંપત્તિ, ઐશ્વર્ય (૨) દિવ્ય કે અલૌકિક શક્તિ (૩) ભસ્મ
વિભૂષા સ્ત્રી૦ [સં.] શણગારની સજાવટ
વિભૂષિત શણગારેલું
વિમનસ્ક વિ૦ [સં.] ઉદાસ; ખિન્ન
વિમર્શ(-ર્ષ) પું૦ [સં.] વિચાર આલોચન; સમીક્ષા
વિમલ [સં.], -ળ વિ૦ નિર્મળ. ૦તા સ્ત્રી૦
વિમાતા સ્ત્રી૦ [સં.] સાવકી મા
વિમાન ન૦ [સં] આકાશમાં ફરી શકે તેવું વાહન. ૦વિદ્યા સ્ત્રી૦ વિમાન ચલાવવાની વિદ્યા; 'એવિએશન'. -ની વિ૦ વિમાનવાળું કે તે સંબંધી (૨) પું૦ વિમાન ચલાવવાનું જાણતો માણસ. -ની મથક ન૦ વિમાનને ઊડવા ઊતરવાનું મથક કે સ્ટેશન; 'ઍરોડ્રોમ'
વિમાર્ગ પું૦ [સં.] અવળો રસ્તો
વિમાસણ સ્ત્રી૦ વિમાસવું તે; પસ્તાવો (૨) ઊંડી ચિંતા
વિમાસવું અ૦ક્રિ૦ [પ્રા. વીમંસ (સં. વિમૃશ્, તથા મીમાંસ્)] પસ્તાવું; પાછળથી ચિંતા કરવી (૨) વિચારવું; વિચારમાં પડવું
વિમુક્ત વિ૦ [સં.] સ્વતંત્ર; મુક્ત (૨) તજેલું; છોડેલું. -ક્તિ સ્ત્રી૦ [સં.] છુટકારો, મુક્તિ
વિમુખ વિ૦ [સં.] મોં ફેરવી લીધું હોય તેવું. પરાઙ્મુખ; નિવૃત્ત (૨) પ્રતિકૂળ; વિરુદ્ધ
વિમૂઢ વિ૦ [સં.] મૂઢ બની ગયેલું
વિયત ન૦ [સં] આકાશ
વિયાવું અ૦ક્રિ૦ [પ્રા. વિઆય (સં. વિજન્)] પ્રસવ થવો. (સામાન્યતઃ પશુને)
વિયુક્ત વિ૦ [સં.] જુદું પડેલું
વિયોગ પું૦ [સં.] જુદા પડવું તે (૨) વિરહ. -ગિની વિ૦ સ્ત્રી૦ [સં.] વિરહિણી. -ગી વિ૦ [સં.] વિરહી
વિયોજક વિ૦ [સં.] છૂટું પાડનાર
વિરક્ત વિ૦ [સં.] અનુરાગ કે સ્પૃહા વિનાનું. -ક્તિ સ્ત્રી૦ [સં.]
વિરચિત વિ૦ [સં] રચેલું
વિરજ વિ૦ [સં.] રજ વિનાનું; સ્વચ્છ
વિરણ [સં.], ૦વાળો પું૦ એક સુગંધીદાર મૂળ; વીરણ
વિરત વિ૦ [સં.] વિરામ પામેલું; નિવૃત્ત

થયેલું. -તિ સ્ત્રી૦[સં] વૈરાગ્ય; વિરક્તિ (૨) વિરામ [થોભવું
**વિરમવું** અ૦ક્રિ૦ [સ. વિ + રમ્] અટકવું;
**વિરલ** [સ.], -લું વિ૦ દુર્લભ (૨) આછું આછું (૩) અલ્પ (૪) નિર્જન
**વિરસ** વિ૦[સ.]સ્વાદ વિનાનું(૨)રસ વિનાનું (૩)વિષણ્ણ(૪)પું૦રસભંગ. ૰તા સ્ત્રી૦
**વિરહ** પું૦[સ.]પ્રિયજનનો વિયોગ.-હાગ્નિ પું૦ [+ અગ્નિ] વિરહરૂપી અગ્નિ.-હાતુર વિ૦ [+ આતુર] વિરહથી વ્યાકુળ બનેલું. -હિણી વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સ.] પ્રિયના વિરહવાળી. -હિત વિ૦ [સ.] વિહોણું; વિનાનું. -હી વિ૦ (૨) પું૦ [સ] વિરહવાળો
**વિરંચિ** પું૦ [સ] બ્રહ્મા
**વિરાગ** પું૦ [સ.] વૈરાગ્ય. -ગી વિ૦ [સ.] વૈરાગ્યયુક્ત (૨) પું૦ સાધુ; સંન્યાસી
**વિરાજમાન** વિ૦ [સ.] પ્રકાશમાન (બેઠેલું કે હાજર એ અર્થમાં માન બતાવવા વપરાય છે)
**વિરાજવું** અ૦ક્રિ૦[સ. વિ + રાજ્]પ્રકાશવું, શોભવું (જુઓ વિરાજમાન)
**વિરાજિત** વિ૦ [સં.] સુશોભિત, પ્રકાશિત (જુઓ વિરાજમાન)
**વિરાટ** વિ૦[સ.] મોટું; ભવ્ય; અતિ વિશાળ (૨) પું૦ જેને ત્યાં પાંડવો અજ્ઞાતવાસ રહ્યા હતા તે મત્સ્ય દેશનો રાજા (૩) વિશ્વસ્વરૂપ ઈશ્વર. ૰પુરુષ પું૦ સર્વવ્યાપી આત્મા; વિશ્વપુરુષ
**વિરામ** પું૦ [સ.] નિભાવવું તે (૨)આરામ; વિસામો(૩) અંત; અવસાન. ૰ચિહ્ન ન૦ થોભવાની નિશાની (વાંચતાં). ૰વું અ૦ક્રિ૦ અટકવું; થોભવું; બંધ પડવું; અંત આવવો
**વિરુદ્ધ** વિ૦ [સં] ઊલટું; પ્રતિકૂલ
**વિરૂપ** વિ૦ [સં.] કદરૂપું
**વિરેચન** ન૦[સ.]જુલાબ;દસ્ત; દવા લઈ પેટ સાફ કરવું તે
**વિરોધ** પું૦ [સં.] વિરુદ્ધતા; દ્વેષ; શત્રુવટ (૨) કજિયો; તકરાર. -ધાભાસ પું૦ [+ આભાસ] માત્ર દેખીતો વિરોધ (૨) તેવા વર્ણનવાળો એક અર્થાલંકાર [કા. શા.].-ધી વિ૦ વિરોધ કરનારું; વેરી; શત્રુ (૨)વિરુદ્ધ;ઊલટું(૩)પું૦દુશ્મન
**વિલક્ષણ** વિ૦ [સ] વિચિત્ર; અદ્ભુત; અસાધારણ. ૰તા સ્ત્રી૦
**વિલપન** ન૦ [સ.] વિલાપ. -વું અ૦ક્રિ૦ [સ. વિલપ્] વિલાપ કરવો
**વિલય** પું૦ [સ.] લય; નાશ
**વિલસવું** અ૦ક્રિ૦ [સ. વિલસ્] ઝળકવું (૨) આનંદ કરવો
**વિલંબ** પું૦ [સ.] ઢીલ; વાર. -બિત વિ૦ લટકતું (૨) વિલંબ થયો હોય એવું (૩) ધીમું
**વિલાપ** પું૦ [સં.] રુદન; આક્રંદ
**વિલાયત** સ્ત્રી૦;ન૦ [અ.] વતન (૨)તુર્કોનો અસલ દેશ (૩) ગોરા લોકોનો દેશ (૪) ઇગ્લંડ. -તી વિ૦ વિલાયતનું કે ત્યાં બનેલું (૨) સ્વદેશનું નહિ એવું; પરદેશી (૩) અસાધારણ; વિચિત્ર [લા]
**વિલાવું** અ૦ક્રિ૦ [સ. વિ + લી] કરમાવું
**વિલાસ** પું૦[સ] ખેલ; ક્રીડા (૨) ચેનબાજી, મોજ (૩) મોહક હાવભાવ. -સિની સ્ત્રી૦ [સ.] વિલાસવાળી સ્ત્રી. -સી વિ૦ (૨)પું૦ કામાસક્ત, વિષયી (૩) ચેનબાજી ઉડાવનાર; લહેરી
**વિલીન** વિ૦ [સ] લીન થઈ ગયેલું (૨) લય પામેલું [તપાસવું
**વિલોકવું** સ૦ક્રિ૦ [સ વિલોક્] જોવું (૨)
**વિલોમ** વિ૦ [સ.] વિપરીત; ઊલટું
**વિવક્ષિત** વિ૦ [સ.] કહેવા ધારેલું
**વિવર** ન૦ [સ.] દર; છિદ્ર
**વિવરણ** ન૦ [સ.] સ્પષ્ટીકરણ; વિવેચન
**વિવર્ત** પું૦ [સ] ભ્રમ, મિથ્યાભાસ (૨) ચક્રાકાર ફરવું તે
**વિવશ** વિ૦[સ.]પરાધીન (૨) વ્યાકુળ
**વિવસ્વાન** પું૦ [સ] સૂર્ય
**વિવાદ** પું૦ [સં] ચર્ચા (૨) ઝઘડો (૩)

મતભેદ. ૦ગ્રસ્ત વિ૦ ઝઘડામાં પડેલું; જેને વિષે વિવાદ ચાલે છે તેવું. –દાસ્પદ વિ૦ [+આસ્પદ] વિવાદને જેમાં સ્થાન છે તેવું
વિવાહ પું૦ [સં.] વેવિશાળ (૨) લગ્ન. ૦વાજન ન૦ વિવાહ કે તેવો ધામધૂમવાળો અવસર. –હિત વિ૦, –હિતા વિ૦ સ્ત્રી૦ [સં.] પરણેલું
વિવિધ વિ૦ [સં.] અનેક પ્રકારનું. ૦તા સ્ત્રી૦ વિવિધ હોવાપણું (૨) વૈચિત્ર્ય
વિવૃત વિ૦[સં.] ઉઘાડું; ખુલ્લું (૨) વિસ્તૃત
વિવેક પું૦[સં.] જુઓ વિવેકબુદ્ધિ (૨) સભ્યતા; વિનય. ૦બુદ્ધિ સ્ત્રી૦સારાસાર છૂટો પાડવાની – સમજવાની બુદ્ધિ. –કી વિ૦ વિવેકબુદ્ધિવાળું; સમજુ; સભ્ય (૨) વિનયવાન; જ્ઞાની
વિવેચક વિ૦ (૨) પું૦ વિવેચન, ટીકા કે સમીક્ષા કરનાર. –ન ન૦[સં.]સ્પષ્ટીકરણ (૨) ટીકા; ગુણદોષ જુદા પાડી બતાવવા તે. –ના સ્ત્રી૦ [સં.] વિવેચન
વિશદ વિ૦ [સં.] નિર્મળ (૨) સ્પષ્ટ; સરળ. ૦તા સ્ત્રી૦
વિશાખા સ્ત્રી૦ [સં.] ન૦ સોળમું નક્ષત્ર
વિશારદ વિ૦ (૨) પું૦ [સં.] નિપુણ (૨) પંડિત; વિદ્વાન
વિશાલ [સં.], –ળ વિ૦ મોટું; વિસ્તીર્ણ
વિશિષ્ટ વિ૦ [સં.] વિશેષતાવાળું; અસાધારણ.૦તા સ્ત્રી૦.–ષ્ટાદ્વૈત ન૦[+અદ્વૈત] રામાનુજે પ્રવર્તાવેલો વેદાન્તનો સિદ્ધાંત
વિશીર્ણ વિ૦ [સં] ભાંગીતૂટી ગયેલું,જીર્ણ
વિશુદ્ધ વિ૦ [સં] પવિત્ર(૨)નિર્મળ. ૦તા સ્ત્રી૦. –દ્ધિ સ્ત્રી૦ [સં] વિશુદ્ધતા
વિશૃંખલ [સં ],–ળ વિ૦બંધન વિનાનું; સ્વચ્છંદી
વિશે અ૦ [જુઓ વિષે] સંબંધી
વિશેક વિ૦ + જુઓ વિશેષ
વિશેષ વિ૦[સં.]વધારે(૨)ખાસ,અસાધારણ (૩) પું૦ તફાવત (૪)અસાધારણ ધર્મ. [૦વિનંતિ કે (ટૂંકમાં વિ૦ વિ૦)= વિશેષમાં કહેવાનું કે (એ અર્થમાં પત્રમાં લખાય છે) વિશેષે કરીને =ખાસ કરીને]
વિશેષણ ન૦ [સં.] નામનો ગુણ કે સંખ્યા બતાવનાર શબ્દ [વ્યા]
વિશેષતઃ અ૦ [સં] મુખ્યત્વે કરીને; ખાસ કરીને –તા સ્ત્રી૦ વધારેપણું(૨)તફાવત (૩) ઉત્કૃષ્ટતા; અસાધારણતા
વિશેષનામ ન૦[સં.]વસ્તુ, માણસ આદિનું ખાસ નામ તે; નામનો એક પ્રકાર[વ્યા.]
વિશેષ્ય ન૦ [સં.] વિશેષણથી જેનો ગુણ કે વધારો બતાવાયો હોય તેવો શબ્દ[વ્યા.]
વિશ્રંભ પું૦ [સં.] વિશ્વાસ (૨) રહસ્ય; ખાનગી વાત. ૦કથા સ્ત્રી૦ખાનગી વાત
વિશ્રામ પું૦ [સં] વિસામો; આરામ (૨) આરામ લેવાનું સ્થાન
વિશ્રાંતિ સ્ત્રી૦ વિશ્રામ
વિશ્રુત વિ૦ [સં.] પ્રખ્યાત
વિશ્લિષ્ટ વિ૦ [સં] છૂટું પડેલું-પાડેલું
વિશ્લેષ પું૦, ૦ણ ન૦ [સં.] છૂટું પડવું કે પાડવું તે
વિશ્વ ન૦ [સં.] જગત, સૃષ્ટિ(૨)વિ૦સમગ્ર; વિરાટ. ૦કર્મા પું૦ [સં] દેવોનો શિલ્પશાસ્ત્રી (૨) ઈશ્વર (૩) સુતાર. ૦જનીન વિ૦ [સં.] સમસ્ત વિશ્વનું. –ને લગતું (૨) ભૂતમાત્ર પ્રત્યેનું. ૦જિત વિ૦ [સં. વિશ્વજિત્] વિશ્વને જીતનારું. ૦નાથ પું૦ [સં.] સ્વામી; પરમેશ્વર (૨) કાશીમાં આવેલું શિવનું જ્યોતિર્લિંગ. ૦રૂપ વિ૦ [સં.] સર્વવ્યાપી (૨) પું૦ વિષ્ણુ. ૦વિદ્યાલય ન૦ યુનિવર્સિટી, વિદ્યાપીઠ. ૦વ્યાપી વિ૦ [સં.] આખા જગતમાં વ્યાપી રહેલું. ૦શાંતિ સ્ત્રી૦ સકલ જગતની શાંતિ
વિશ્વસનીય વિ૦ [સં] વિશ્વાસ કરવા લાયક; વિશ્વાસપાત્ર
વિશ્વસ્ત વિ૦[સં.] વિશ્વાસુ; વિશ્વસનીય
વિશ્વંભર વિ૦[સં.] આખા જગતનું પોષણ કરનાર (૨) સર્વવ્યાપી (૩) પું૦વિષ્ણુ. –રા વિ૦ સ્ત્રી૦ વિશ્વનું પોષણ કરનારી (૨) સ્ત્રી૦ પૃથ્વી

**વિશ્વામિત્ર** પું૦ [સ] એક પ્રસિદ્ધ ઋષિ
**વિશ્વાસ** પુ૦ [સ] ભરોસો, ખાતરી (૨) શ્રદ્ધા, પ્રતીતિ ૦**ઘાત** પુ૦ [સ] કોઈએ મૂકેલો વિશ્વાસ તોડવો તે, વિશ્વાસ આપીને અવળુ કરવુ તે, દગલબાજી ૦**ઘાતી** વિ૦ (૨) પું૦ [સ] વિશ્વાસઘાત કરનાર ૦**પાત્ર** વિ૦ [સ] વિશ્વસનીય
**વિશ્વાસી** વિ૦ [સ વિશ્વાસ પરથી] જુઓ વિશ્વાસુ (૨) પુ૦ઈસુ ખ્રિસ્ત વિષે વિશ્વાસ —શ્રદ્ધા રાખનાર ખ્રિસ્તી —સુ વિ૦ વિશ્વાસ રાખનાર (૨) વિશ્વાસપાત્ર, વિશ્વાસ રાખવા યોગ્ય [મહાદેવ
**વિશ્વેશ્વર** પું૦ [સ] વિશ્વનાથ, કાશીના
**વિષ** ન૦ [સ] ઝેર [નિસ્તેજ
**વિષણ્ણ** વિ૦[સ] ઉદાસ, ખિન્ન (૨) ફીકુ,
**વિષધર** પું૦[સ] સાપ નાગ
**વિષમ** વિ૦ [સ] અસમાન, ખાડાટેકરાવાળુ (૨) મુશ્કેલ (૩) પ્રતિકૂળ (૪) દારુણ (૫) એકી સખ્યા ૦**જ્વર** પુ૦ [સ] રહી રહીને આવતો તાવ
**વિષય** પું૦[સ] ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થ (૨) ભોગ્ય પદાર્થ, ભોગનુ સાધન (૩) કામભોગ (૪) વિચાર માટે કે ભણવા માટેનું વસ્તુ (૫) મજકૂર, મુદ્દો (૬) દેશ જનપદ ૦**ભોગ** પું૦ વિષયો ભોગવવા તે કામભોગ ૦**લંપટ** વિ૦ વિષયભોગમા લંપટ ૦**વાસના** સ્ત્રી૦ વિષયભોગની વાસના ૦**વિકાર** પું૦ વિષયને લીધે થતો વિકાર (૨) કામરૂપી વિકાર ૦**વિચારિણી** વિ૦સ્ત્રી૦ સભામા રજૂ કરવાના ઠરાવ [illegible] ઘડનારી

**વિષુવરેખા** સ્ત્રી૦ [સ] **વિષુવવૃત્ત** ન૦ પૃથ્વીની ધરીની મધ્યમા કાટખૂણે કલ્પેલુ વર્તુળ, 'ઇક્વેટર'
**વિષે** અ૦ [સ વિષય] વિશે, મા (૨) બાબત
**વિષ્કંભક** પુ૦ [સ] આગની કથાનો સાર તથા આવનાર વસ્તુનુ સૂચન કરતો નાટકનો ઉપોદ્ઘાત — અવતરણ
**વિષ્ટા** સ્ત્રી૦ [સ] મળ, નરક
**વિષ્ટિ** સ્ત્રી૦ [સ] સમાધાનીની વાટાઘાટ
**વિષ્ણુ** પુ૦ [સ] સૃષ્ટિનુ પાલન કરનારું ઈશ્વરરૂપ (૨) વિ૦ વિભુ સર્વવ્યાપી ૦**પદ** ન૦ [સ] વૈકુંઠ [અસમાન
**વિસદૃશ** વિ૦ [સ] સદૃશ નહિ એવુ,
**વિસરાવવુ** સ૦ક્રિ૦ 'વીસરવુ'નુ પ્રેરક
**વિસર્ગ** પુ૦ [સ] હકાર જેવો ઉચ્ચાર કરવાનુ ( ) આવુ ચિહ્ન [વ્યા]
**વિસર્જન** ન૦ [સ] છોડી દેવુ તે (૨) વિદાય થવુ કે કરવુ તે (૩) સમાપ્તિ
**વિસર્જિત** વિ૦ [સ] વિસર્જન કરાયેલુ
**વિસંગત** વિ૦ [સ] અસંગત, વિસંવાદી —તિ સ્ત્રી૦ અસંગતિ, વિસંવાદ
**વિસંવાદ** પુ૦ [સ] અસંગતિ (૨) વિરોધ —દી વિ૦ [સ] વિસંવાદયુક્ત
**વિસાત** સ્ત્રી૦ [અ વિસાત] વસાત કિંમત, [illegible] (૨) [લા] ગજુ, દમ [illegible] રી,
[illegible]
[illegible] [પ્રા વિસ્સામ [illegible]
[illegible] તે, વિશ્રાંતિ
[illegible]

વિસ્તીર્ણ વિ૦[સં.]વિસ્તારવાળું.૦તા સ્ત્રી૦
વિસ્તૃત વિ૦ [સં.] વિસ્તારવાળું
વિસ્ફોટક વિ૦ ફૂટે એવું કે ફોડી નાખે એવું (દ્રવ્ય)
વિસ્મય પું૦ [સં] આશ્ચર્ય; અચંબો. ૦કારક, ૦કારી વિ૦વિસ્મય પમાડે તેવું
વિસ્મરણ ન૦ [સં.] ભૂલી જવું તે
વિસ્મિત વિ૦ [સં] વિસ્મય પામેલું
વિસ્મૃત વિ૦ [સં] ભૂલી જવાયેલું. –તિ સ્ત્રી૦ [સં.] વિસ્મરણ
વિસ્રંભ પું૦ [સં] જુઓ વિશ્રંભ
વિહગ ન૦ [સં.] પક્ષી; વિહંગ
વિહરવું અ૦ક્રિ૦ [પ્રા. વિહર (સં. વિ+હૃ] ફરવું (૨) વિહાર કરવો
વિહંગ ન૦[સં.] પક્ષી; વિહગ. ૦દૃષ્ટિ સ્ત્રી૦ પક્ષીની પેઠે બધી પરિસ્થિતિને એકી સાથે ઉપરથી લેઈ લેવી તે. ૦મ ન૦ [સં.] વિહંગ. –માવલોકન ન૦[+અવલોકન] વિહંગદૃષ્ટિથી કરેલું નિરીક્ષણ
વિહાર પું૦ [સં.] ક્રીડા (૨) આનંદમાં હરવું ફરવું તે(૩)ભ્રમણ (૪)(બૌદ્ધ)મઠ. –રિણી વિ૦સ્ત્રી૦,–રી વિ૦વિહાર કરનાર
વિહિત વિ૦ [સં.] મુકાયેલું (૨) (શાસ્ત્રે) ફરમાવેલું
વિહીન વિ૦ [સં] વિનાનું
વિહોણું વિ૦[પ્રા.विहीण(સં. विहीन)]વિનાનું
વિહ્વલ [સં], –ળ વિ૦ બાવરું; આતુર. ૦તા સ્ત્રી૦
વિંધ્ય પું૦ [સં] દક્ષિણાપથ ને ઉત્તરાપથ વચ્ચેની પર્વતમાળા.–ધ્યાચલ(–ળ)પું૦ [+અચલ] વિંધ્ય પર્વત
વીખર(–રા)વું અ૦ક્રિ૦ [સં. वि+क्षर्] વેરાવું, છૂટા પડી જવું
વીગત સ્ત્રી૦,૦વાર અ૦જુઓ 'વિગત'માં
વીઘું ન૦ [પ્રા. विग्गह(સં. विग्रह)=વિભાગ] જમીનનું એક માપ (પચીસેક ગુંઠાનું)
વીચિ(–ચી) પું૦;સ્ત્રી૦ [સં.] તરંગ;મોજું. ૦માલા [સં.],–ળા સ્ત્રી૦ તરંગોની હાર
વીછળવું સ૦ક્રિ૦ [પ્રા. विच्छोल] પાણી રેડી હલાવી સાફ કરવું (વીછળાવું)
વીછી(–છુ) પું૦ [સં. वृश्चिक; પ્રા. विच्छिअ, विच्छु] એક ઝેરી પ્રાણી; વીંછી
વીછુવા પું૦ બ૦ વ૦ ['વીછી' ઉપરથી] (સ્ત્રીઓનું) પગને અંગૂઠે પહેરવાનું ઘરેણું
વીજ સ્ત્રી૦ [પ્રા. विज्जु (સં. विद्युत)] વિદ્યુત. ૦કારો પું૦ પદાર્થમાં ઉત્પન્ન થયેલ વીજશક્તિ. ૦કાવવું સ૦ક્રિ૦ પદાર્થમાં વીજશક્તિ ઉત્પન્ન કરવી;'ચાર્જ'[પ વિ.]. ૦ચુંબક ન૦ વીજળીથી થતું ચુંબક [પ. વિ.]
વીજણો પું૦ [પ્રા. वीअण (સં. व्यजन)] વીંજણો; પંખો
વીજળી સ્ત્રી૦[પ્રા.विज्जुलिआ (સં. विद्युत)] એક ભૌતિક શક્તિ; વીજ, વિદ્યુત્. ૦ઘર ન૦ વીજળી જ્યાં ઉત્પન્ન થાય કે જ્યાંથી બધે મોકલાય તે સ્થાન;'પાવર-સ્ટેશન'
વીજાણુ ન૦ વીજળીનો અણુ; 'ઇલેક્ટ્રૉન'
વીણવું સ૦ક્રિ૦ [પ્રા. विणी (સં. वि+नी)] ચૂંટવું (૨) પસંદ કરવું (૩) (અનાજમાંથી કાંકરા વગેરે) ઉપાડી લેવું, દૂર કરવું
વીણા સ્ત્રી૦ [સં.] બીન; એક તંતુવાદ્ય. ૦ધર, પાણિ પું૦ નારદ
વીત વિ૦ [સં.] જતું રહેલું(૨)છાડી દીધેલું. ૦ક ન૦; સ્ત્રી૦ વીતેલું તે (૨) સંકટ. ૦તૃષ્ણ વિ૦[સં.] તૃષ્ણા વિનાનું. ૦રાગ (–ગી) વિ૦[સં. वीतराग] રાગ–આસક્તિ વિનાનું. ૦શોભ વિ૦ શોભારહિત. ૦વું અ૦ક્રિ૦ ગુજરવું; પસાર થઈ જવું (૨) દુઃખ પડવું
વીથિ(–થી) સ્ત્રી૦ [સં.] માર્ગ; રસ્તો
વીનવવું સ૦ક્રિ૦ [પ્રા. विन्नव (સં. विज्ञप्)] વિનંતિ, અનુરોધ કે આજીજી કરવી. (વીનવાવું)
વી. પી. ન૦ [ઇં.] અમુક દામ આપ્યે મળે એવું ટપાલમાં આવતું પારસલ, બુકપોસ્ટ ઇ૦
વીફરવું અ૦ક્રિ૦[પ્રા. विप्फुर(સં वि+स्फुर)] વકરવું; ગુસ્સે થવું; ઉશ્કેરાવું
વીમાકંપની સ્ત્રી૦ વીમો ઉતારનાર મંડળી
વીમો પું૦ [ફા. बीमह] વસ્તુ કે જિંદગીને

**વિશ્વામિત્ર** પું૦ [સ] એક પ્રસિદ્ધ ઋષિ

**વિશ્વાસ** પું૦ [સ] ભરોસો, ખાતરી (૨) શ્રદ્ધા પ્રતીતિ ૦**ઘાત** પું૦ [સ] કોઈએ મૂકેલો વિશ્વાસ તોડવો તે, વિશ્વાસ આપીને અવળું કરવું તે, દગલબાજી ૦**ઘાતી** વિ૦ (૨) પું૦ [સ] વિશ્વાસઘાત કરનાર ૦**પાત્ર** વિ૦ [સ] વિશ્વસનીય

**વિશ્વાસી** વિ૦ [સ વિશ્વાસ પરથી] જુઓ વિશ્વાસુ (૨) પું૦ઈસુ ખ્રિસ્ત વિષે વિશ્વાસ –શ્રદ્ધા રાખનાર ખ્રિસ્તી –સુ વિ૦ વિશ્વાસ રાખનાર (૨) વિશ્વાસપાત્ર વિશ્વાસ રાખવા યોગ્ય [મહાદેવ

**વિશ્વેશ્વર** પું૦ [સ] વિશ્વનાથ કાશીના

**વિષ** ન૦ [સ] ઝેર [નિસ્તેજ

**વિષણ્ણ** વિ૦[સ] ઉદાસ, ખિન્ન (૨) ફીકું,

**વિષધર** પું૦[સ] સાપ નાગ

**વિષમ** વિ૦ [સ] અસમાન, ખાડાટેકરાવાળું (૨) મુશ્કેલ (૩) પ્રતિકૂળ (૪) દારુણ (૫) એકી સંખ્યા ૦**જ્વર** પું૦ [સ] રહી રહીને આવતો તાવ

**વિષય** પું૦[સ] ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થ (૨) ભોગ્ય પદાર્થ, ભોગનું સાધન (૩) કામભોગ (૪) વિચાર માટે કે ભણવા માટેનું વસ્તુ (૫) મજકૂર મુદ્દો (૬) દેશ જનપદ ૦**ભોગ** પું૦ વિષયો ભોગવવા તે કામભોગ ૦**લંપટ** વિ૦ વિષયભોગમાં લંપટ ૦**વાસના** સ્ત્રી૦ વિષયભોગની વાસના ૦**વિકાર** પું૦ વિષયને લીધે થતો વિકાર (૨) કામરૂપી વિકાર ૦**વિચારિણી** વિ૦સ્ત્રી૦ સભામાં રજૂ કરવાના ઠરાવ વિચારી કાઢનારી (સમિતિ) ૦**સુખ** ન૦ [સ] વિષયભોગનું સુખ –**યાસક્ત** વિ૦ [સ] જુઓ વિષયલંપટ –**યાસક્તિ** સ્ત્રી૦[સ] વિષયસુખમાં આસક્તિ –**યાંતર** ન૦[+અંતર] વિષયનો ફેરફાર પ્રસ્તુત વિષયમાંથી અન્ય વિષયમાં ઊતરી જવું તે –**યાંધ** વિ૦ [+અંધ] વિષયભોગમાં અંધ બનેલ –**યી** વિ૦[સ] વિષયાસક્ત કામી (૨) વિષયનું –ને લગતું

**વિષાદ** પું૦[સ] ખેદ દિલગીરી (૨) નિરાશા, અનુત્સાહ

**વિષુવરેખા** સ્ત્રી૦ [સ], **વિષુવવૃત્ત** ન૦ પૃથ્વીની ધરીની મધ્યમાં કાટખૂણે કલ્પેલું વર્તુળ, 'ઇક્વેટર'

**વિષે** અ૦ [સ વિષયે] વિશે માં (૨) બાબત

**વિષ્કંભક** પું૦ [સ] આગલી કથાનો સાર તથા આવનાર વસ્તુનું સૂચન કરતો નાટકનો ઉપોદ્ઘાત – અવતરણ

**વિષ્ટા** સ્ત્રી૦ [સ] મળ નરક

**વિષ્ટિ** સ્ત્રી૦ [સ] સમાધાનીની વાટાઘાટ

**વિષ્ણુ** પું૦ [સ] સૃષ્ટિનું પાલન કરનારું ઈશ્વરરૂપ (૨) વિ૦ વિભુ સર્વવ્યાપી ૦**પદ** ન૦ [સ] વૈકુંઠ [અસમાન

**વિસદૃશ** વિ૦ [સ] સદૃશ નહિ એવું

**વિસરાવવું** સ૦ક્રિ૦ 'વીસરવું'નું પ્રેરક

**વિસર્ગ** પું૦ [સ] હકાર જેવો ઉચ્ચાર કરવાનું (:) આવું ચિહ્ન [વ્યા]

**વિસર્જન** ન૦ [સ] છોડી દેવું તે (૨) વિદાય થવું કે કરવું તે (૩) સમાપ્તિ

**વિસર્જિત** વિ૦ [સ] વિસર્જન કરાયેલું

**વિસંગત** વિ૦ [સ] અસંગત વિસંવાદી –તિ સ્ત્રી૦ અસંગતિ વિસંવાદ

**વિસંવાદ** પું૦ [સ] અસંગતિ (૨) વિરોધ –દી વિ૦ [સ] વિસંવાદયુક્ત

**વિસાત** સ્ત્રી૦ [અ બિસાત] વસાત કિંમત, મહત્ત્વ (૨) [લા] ગજું, દમ (૩) ગણતરી, લેખું, હિસાબ

**વિસામો** પું૦ [પ્રા વિસ્સામ (સ વિશ્રામ)] થાક ખાવો તે, વિશ્રાંતિ (૨) વિસામો લેવાની જગા

**વિસારવું** સ૦ક્રિ૦ [પ્રા વિસ્સાર, વીસાર (સ વિ + સ્મૃ)] ભૂલી જવું

**વિસારો** પું૦ વીસરી જવું તે, વિસ્મરણ

**વિસ્ખલન** ન૦ [સ] ભૂલ [પામવું

**વિસ્તરવું** અ૦ક્રિ૦ [સ વિસ્તૃ] વિસ્તાર

**વિસ્તાર** પું૦ [સ] ફેલાવો (૨) વધારો (૩) વિશાળતા (૪) બહોળો પરિવાર કે કુટુંબ [લા.] ૦**પૂર્વક** અ૦ વિસ્તારથી લંબાણથી

**વિસ્તારવું** સ૦ક્રિ૦ [સ વિસ્તૃ] વિસ્તાર કરવો, લંબાવવું

**વિસ્તીર્ણ** વિ૦ [સં] વિસ્તારવાળું ૦તા સ્ત્રી૦
**વિસ્તૃત** વિ૦ [સં] વિસ્તારવાળું
**વિસ્ફોટક** વિ૦ ફૂટે એવું કે ફોડી નાખે એવું (દ્રવ્ય)
**વિસ્મય** પું૦ [સં] આશ્ચર્ય, અચંબો ૦કારક, ૦કારી વિ૦ વિસ્મય પમાડે તેવું
**વિસ્મરણ** ન૦ [સં] ભૂલી જવું તે
**વિસ્મિત** વિ૦ [સં] વિસ્મય પામેલું
**વિસ્મૃત** વિ૦ [સં] ભૂલી જવાયેલું –તિ સ્ત્રી૦ [સં] વિસ્મરણ
**વિસ્રંભ** પું૦ [સં] જુઓ વિશ્રંભ
**વિહગ** ન૦ [સં] પક્ષી વિહંગ
**વિહરવું** અ૦ક્રિ૦ [પ્રા વિહર (સં વિ+હૃ)] ફરવું (૨) વિહાર કરવો
**વિહંગ** ન૦[સં] પક્ષી વિહંગ ૦દૃષ્ટિ સ્ત્રી૦ પક્ષીની પેઠે બધી પરિસ્થિતિને એકીસાથે ઉપરથી જોઈ લેવી તે ૦મ ન૦ [સં] વિહંગ –ગાવલોકન ન૦[+અવલોકન] વિહંગદૃષ્ટિથી કરેલું નિરીક્ષણ
**વિહાર** પું૦ [સં] ક્રીડા (૨) આનંદમાં હરવું ફરવું તે (૩) સંગમ (૪)(બૌદ્ધ)મઠ –રિણી વિ૦સ્ત્રી૦ –રી વિ૦ વિહાર કરનાર
**વિહિત** વિ૦ [સં] મુકાયેલું (૨) (શાસ્ત્ર) ફરમાવેલું
**વિહીન** વિ૦ [સં] વિનાનું
**વિહોણું** વિ૦[પ્રા વિહીણ(સં વિહીન)]વિનાનું
**વિહ્વળ** [સં] –ળ વિ૦ બાવરું, આતુર ૦તા સ્ત્રી૦
**વિંધ્ય** પું૦ [સં] દક્ષિણાપથ ને ઉત્તરાપથ વચ્ચેની પર્વતમાળા –ધ્યાચલ(–ળ)પું૦ [+અચલ] વિંધ્ય પર્વત
**વીખર(–રા)વું** અ૦ક્રિ૦ [સં વિ+ક્ષર] વેરાવું છૂટા પડી જવું
**વીગત** સ્ત્રી૦,૦વાર અ૦ જુઓ વિગતમાં
**વીઘું** ન૦ [પ્રા વિગ્ગહ(સં વિગ્રહ)=વિભાગ] જમીનનું એક માપ (૫ વીસેક ગુંઠાનું)
**વીચિ(–ચી)** પું૦,સ્ત્રી૦ [સં] તરંગ મોજું ૦માલા [સં],–ળા સ્ત્રી૦ તરંગોની હાર
**વીછળવું** સ૦ક્રિ૦ [પ્રા વિચ્છોલ] પાણી રેડી હલાવી સાફ કરવું (વીછળાવું)
**વીછી(–છુ)** પું૦ [સં વૃશ્ચિક, પ્રા વિચ્છિઅ, વિચ્છુ] એક ઝેરી પ્રાણી વીંછી
**વીછુવા** પું૦ બ૦ વ૦ [‘વીંછી’ ઉપરથી] (સ્ત્રીઓનું) પગને અંગૂઠે પહેરવાનું ઘરેણું
**વીજ** સ્ત્રી૦ [પ્રા વિજ્જુ (સં વિદ્યુત)] વિદ્યુત ૦કારો પું૦ પદાર્થમાં ઉત્પન્ન થયેલ વીજશક્તિ ૦કાવવું સ૦ક્રિ૦ પદાર્થમાં વીજશક્તિ ઉત્પન્ન કરવી ‘ચાર્જ’ [પ વિ] ૦ચુંબક ન૦ વીજળીથી થતું ચુંબક [પ વિ] [વીજળો, પખો
**વીજળો** પું૦ [પ્રા વીજ્જ (સં વિજન)]
**વીજળી** સ્ત્રી૦[પ્રા વિજ્જુલિયા (સં વિદ્યુત્)] એક ભૌતિક શક્તિ, વીજ વિદ્યુત્ ૦ઘર ન૦ વીજળી જ્યાં ઉત્પન્ન થાય કે જ્યાંથી બધે મોકલાય તે સ્થાન, ‘પાવર–સ્ટેશન’
**વીજાણુ** ન૦ વીજળીનો અણુ ‘ઇલેક્ટ્રોન’
**વીણવું** સ૦ક્રિ૦ [પ્રા વિણ (સં વિ+ની)] ચૂંટવું (૨) પસંદ કરવું (૩) (અનાજમાંથી કાંકરા વગેરે) ઉપાડી લેવા, દૂર કરવું
**વીણા** સ્ત્રી૦ [સં] બીન, એક તંતુવાદ્ય ૦ધર, પાણિ પું૦ નારદ
**વીત** વિ૦ [સં] જતું રહેલું (૨)ડાગ દીધેલું ૦ક ન૦, સ્ત્રી૦ વીતેલું તે (૨) સંકટ ૦તૃષ્ણ વિ૦[સં] તૃષ્ણા વિનાનું ૦રાગ (–ગી) વિ૦[સં વીતરાગ] રાગ–આસક્તિ વિનાનું ૦શોભ વિ૦ શોભારહિત ૦વું અ૦ક્રિ૦ ગુજરવું પસાર થઈ જવું (૨) દુઃખ પડવું
**વીથિ(–થી)** સ્ત્રી૦ [સં] માર્ગ, રસ્તો
**વીનવવું** સ૦ક્રિ૦ [પ્રા વિન્નવ (સં વિજ્ઞપ્ )] વિનંતિ, અનુરોધ કે આગ્રહ કરવી (વીનવાવું)
**વી પી.** ન૦ [ઇં] આકેલ દામ આપે મળે એવું ટપાલમાં આવતું પારસલ, બુક પોસ્ટ ઇ૦
**વીફરવું** અ૦ક્રિ૦[પ્રા વિપ્ફુર(સં વિ+સ્ફુર)] વકરવું ગુસ્સે થવું છંછેડાવું
**વીમાકંપની** સ્ત્રી૦ વીમો ઉતારનાર મંડળી
**વીમો** પું૦ [ફા બીમહ] વસ્તુ કે જિંદગી

નુકસાન પહોંચતાં તે બદલ પૈસાથી થતી ભરપાઈ; 'ઇન્સ્યોરન્સ' (૨) તેનો કરાર (૩) તે પેટે ભરવાનો હપ્તો (૪) જોખમભર્યું સાહસ [લા.]
**વીર** વિ૦ [સં.] શૂર; પરાક્રમી(૨)પું૦ તેવો પુરુષ (૩) વીરો, ભાઈ (૪) એક ભૂત (૫) મહાવીર
**વીરડો** પું૦ [દે. વિઅર] નદી કે તળાવના સૂકા ભાગમાં પાણી માટે ખોદેલો ખાડો
**વીરણ**[સં], ૦વાળો પું૦ જુઓ વિરણ
**વીરતા** સ્ત્રી૦, **વીરત્વ** ન૦[સં] શૂરવીરતા; પરાક્રમ
**વીરપસલી** સ્ત્રી૦શ્રાવણી પૂર્ણિમાને દિવસે ભાઈ તરફથી બહેનને અપાતી ભેટ
**વીરભદ્ર** પું૦ [સં.] શિવનો એક ગણ
**વીરભૂમિ** સ્ત્રી૦ વીરોની જન્મદાતા ભૂમિ
**વીરરસ** પું૦[સં.]કાવ્યના નવ રસોમાંનો એક
**વીરહાક** સ્ત્રી૦ યુદ્ધ પ્રસંગે યોદ્ધાની ભયંકર ગર્જના
**વીરાસન** ન૦ [સં.] (યોગનું) એક આસન
**વીરાંગના** સ્ત્રી૦ [સં.] વીર–બહાદુર સ્ત્રી
**વીરી** સ્ત્રી૦ [જુઓ વીરો] બહેન. **–રો** પું૦ [સં. वीर] ભાઈ
**વીર્ય** ન૦ [સં.] શુક્ર, ધાતુ(૨)વીરતા, બળ; પરાક્રમ. ૦પાત પું૦ [સં.] વીર્યસ્રાવ. ૦વંત,વાન [સં]વિ૦પરાક્રમી; બળવાન. ૦સ્રાવ પું૦ વીર્ય ઝરી જવું–ખરવું તે. ૦હીન વિ૦ [સં] નામર્દ; નિર્બળ
**વીલ** ન૦ [ઇં.] વસિયતનામું
**વીલાં** ન૦ બ૦વ૦ ટોળામાં જ ફરતાં એક જાતનાં પંખીઓ
**વીલું** (વી') વિ૦ [પ્રા. विढव (સં. विवृद्)] રઝળતું, છૂટું [સરખિંદું; ભોંઠું
**વીલું** (વી') વિ૦ [પ્રા. विलिअ (સં. व्रीडित)]
**વીશ** વિ૦ જુઓ વીસ. **–શી** સ્ત્રી૦ જુઓ વીસી
**વીશી** સ્ત્રી૦ પૈસા આપવાથી તૈયાર રસોઈ મળે તે જગા ૦વાળો પું૦વીશીનો માલિક
**વીસ** વિ૦[પ્રા. वीस(સં. विंशति)] '૨૦'; વીશ
**વીસરવું** સ૦ક્રિ૦[પ્રા. वीसर (સં. वि + स्मृ)] ભૂલી જવું (**વીસરાવું**)
**વીસા** પું૦ બ૦વ૦ ૨૦×૧થી ૧૦નો ઘડિયો (૨) વાણિયાઓનો એક પેટાભાગ
**વીસી** સ્ત્રી૦ વીશી; વીસનો સમૂહ; (૨) વણાટમા તાણાના તારની એક ગણતરી
**વીંખવું** સ૦ક્રિ૦[પ્રા. विक्खिर(સં. वि+क्षिप्)] જુઓ પીંખવું
**વીંછિયો** પું૦ ['વીંછી' ઉપરથી] એક ઘરેણું
**વીંછી** (પું૦ [પ્રા. विंछिअ, विछुअ (સં. वृश्चिक)] એક ઝેરી જંતુ; વીંછી. ૦ડો પું૦ વીંછી (૨) વૃશ્ચિક રાશિ. **–છુ** પું૦ વીંછી. **–છુડો** પું૦ વીંછીડો
**વીંછુવા** પું૦બ૦વ૦ જુઓ વીછુવા
**વીંજણું** ન૦ એક સુતારી ઓજાર
**વીંજણો** પું૦ [જુઓ વીજણો] પંખો
**વીંઝણું** ન૦ જુઓ વીજણું
**વીંઝવું** સ૦ક્રિ૦[પ્રા. वीइज्जमाण(સં वीज्य्)] હવામાં જોરથી ઘુમાવવું [એક ઘરેણું
**વીંટલી** સ્ત્રી૦, **–લો** પું૦ સોઓનું નાકનું
**વીંટલો** પું૦ [દે. विंटलिआ] જુઓ વીંટો
**વીંટવું** સ૦ક્રિ૦[પ્રા. विंट (સં. वेष्ट्)] લપેટવું (**વીંટાવવું, વીંટાવું**)
**વીંટાળવું** સ૦ક્રિ૦ [જુઓ વીંટવું] લપેટવું, ગોળ વીંટવું(**વીંટાળાવવું,વીંટાળાવું**)
**વીંટી** સ્ત્રી૦ [દે. विंटिया] આંગળી ઉપર પહેરવાનું ગોળ ઘરેણું
**વીંટો** પું૦ [જુઓ વીંટવું] વીંટાળેલો ગોળ આકાર (૨) પથારીનો વીંટો
**વીંઢારવું** સ૦ક્રિ૦[પ્રા. वीढ(સં पीठ)ઉપરથી] અગવડ વેઠીને સાથે રાખવું(**વીંઢારાવવું, વીંઢારાવું**)
**વીંધ** ન૦ ['વીંધવું' ઉપરથી] વેહ; કાણું; નાકું. ૦ણી સ્ત્રી૦ છિદ્ર પાડવાનું ઓજાર
**વીંધણું** ન૦ જુઓ વીંજણું
**વીંધવું** સ૦ક્રિ૦ [પ્રા. विंध (સં. व्यध्)] વીંધ પાડવું (૨) કોચવું; છોકવું. (**વીંધાવવું, વીંધાવું**) [વરસવું [પ.]
**વૂઠવું** સ૦ક્રિ૦ [પ્રા. वुट्ठ (સં. वृष्ट) ઉપરથી]

**વૃક** ન૦ [સ] વરૂ **-કોદર** પુ૦ [સ] ભીમ
**વૃક્ષ** ન૦ [સ] ઝાડ **-ક્ષારોપણ** ન૦ ઝાડ રોપવુ તે
**વૃત્ત** ન૦ [સ] વર્તન (૨) અક્ષરમેળ છદ (૩) વતુળ (૪) સમાચાર (૫) વૃત્તાત હકીકત **૦ખડ** પુ૦ વતુળનો ભાગ સેગ્મેન્ટ' [ગ]
**વૃત્તાત** પુ૦ ન૦[સ] હકીકત વર્ણન(૨) ખબર
**વૃત્તિ** સ્રી૦ [સ] ચિત્તમા ઊઠતો વિચાર, ચિત્તનો વ્યાપાર (૨) મનનુ વલણ (૩) સ્વભાવ પ્રકૃતિ (૪) વર્તન (૫) વ્યાખ્યા ટીકા (૬) ધધો આજીવિકા (૬) શબ્દની અર્થ બતાવવાની શક્તિ [વ્યા]
**વૃત્ર** પુ૦[સ] એક રાક્ષસ જેને ઇદ્ર મારેલો
**વૃથા** અ૦[સ] ફોગટ નિષ્ફળ
**વૃદ્ધ** વિ૦ [સ] ઘરડુ (૨) વડીલ **૦ત્વ** ન૦ [સ] ઘડપણ **-દ્ધા** વિ૦ સ્રી૦[સ] ઘરડી થયેલી (૨) સ્રી૦ ડોસી **-દ્ધાવસ્થા** સ્રી૦ [સ + अवस्था] ઘડપણ
**વૃદ્ધિ** સ્રી૦ [સ] વધારો (૨) આબાદી (૩) સસ્કૃત સ્વરોમા થતો એક ફેરફાર [વ્યા]
**વૃદ્ધિગત** વિ૦[સ] વધી ગયેલુ વિસ્તાર પામેલું
**વૃશ્ચિક** પુ૦[સ] વીછી (૨) વીછીડો-[આઠમી રાશિ
**વૃષ** પુ૦[સ] આખલો **૦કેતુ** પુ૦[સ] શિવ
**વૃષણ** પુ૦, ન૦ [સ] અડ ગોળી
**વૃષભ** પુ૦[સ] આખલો પોઠિયો **૦ધ્વજ** પુ૦ [સ] વૃષકેતુ શિવ
**વૃષલ** પુ૦[સ] શૂદ્ર (૨) નીચ પાપી માણસ
**વૃષ્ટિ** સ્રી૦ [સ] વરસાદ
**વૃષ્ણિ** પુ૦ [સ] શ્રીકૃષ્ણનો એક પૂર્વજ
**વૃત** ન૦ [સ] ડીટુ
**વૃદ** ન૦[સ] ટોળુ **૦ગીત** ન૦ બધાએ સાથે કરવાનુ સગીત **૦વાદન** ન૦ એક સાથે અનેક વાદ્યોના વાદનનું સગીત
**વૃદા** સ્રી૦ [સ] તુળસી **૦વન** ન૦ [સ] ગોકુળ નજીક આવેલુ વન
**વેઇટિંગ રૂમ** સ્રી૦ [ઇ] રેલવે સ્ટેશન ઉપર ઉપલા વર્ગના મુસાફરોને બેસવા ઊઠવાનો ઓરડો

વિ જો -૪૦

**વેકડો** પુ૦ નાનો વહેળો વોકળો
**વેખવુ** સ૦ક્રિ૦[સ वि+ईक्ष] જોવુ તપાસવુ
**વેગ** પુ૦[સ] ગતિ, ઝડપ (૨) જુસ્સો, જોસ (૩) ચસકો (૪) ત્રાસ તાપ
**વેગન** ન૦ [ઇ] માલ ભરવાનો-ભાર ખાનાનો ડબો [અવગ -ણે અ૦ આઘે
**વેગળુ** વિ૦ [દે वग्गल] દૂર (૨) જુદુ,
**વેગી(-ળુ)** વિ૦ [સ] વેગવાળુ
**વેચવાલ** વિ૦ વેચવાવાળુ વેચનાર
**વેચવુ** સ૦ક્રિ૦ કિંમત લઈને આપવુ
**વેચાણ** ન૦ વેચાવુ તે(૨) વેચવુ તે **૦ખત** ન૦ વેચાતુ આપ્યાનુ લખાણ **-ણિયુ** વિ૦ ખરીદેલુ (૨) વેચી શકાય તેવુ
**વેચાતુ** વિ૦ કિંમત આપીને લીધેલુ કે આપેલુ
**વેઠ** સ્રી૦ [પ્રા विट्टि (સ विष्टि)] વગર દામનુ વૈતરુ (૨) ફરજિયાત વૈતરુ (૩) ભાર, પીડા ઉપાધિ [લા]
**વેઠવુ** સ૦ક્રિ૦ [પ્રા वेढ्ण (સ वेष्टन)] સહન કરવ ખમવુ (૨) નિભાવવુ
**વેઠિયાવાડ** સ્રી૦ ગમે તેમ કરી નાખવુ તે ભ્મને કરેલુ કામ
**વેઠિયો** પુ૦ વેઠ કરનારો (૨) વેઠે પકડેલો વગર પૈસાનો નોકર
**વેડફવુ** સ૦ક્રિ૦ નકામુ ખરચી નાખવુ ઉડાવી દેવુ બગાડવુ
**વેડમી (વે)** સ્રી૦[સ वल्मिका] પૂરણપોળી
**વેડવુ** સ૦ક્રિ૦[પ્રા विर (સ वीट्)] વેડાથી તોડવુ ઉતારવુ (ફળ)
**વેડવો** પુ૦ [જુઓ વીરડો] તળાવ કે નદીમા પાણી માટે ખોદેલો ખાડો
**-વેડા** પુ૦બ૦વ૦[પ્રા विस्व ([સ विश्वय्)= નસાર કરવી]-ના જેવુ વર્તન એ અર્થ મા શબ્દને અતે (ઉદા૦ બાયલાવેડા)
**વેડાગ** પુ૦ અશ્વ ઘોડો
**વેડી** સ્રી૦ [જુઓ વેડવ] છેડે જાળીદાર ઝોળીવાળી લાબી લાકડી (આંબો વેડવાની) **-ડો** પુ૦ વેડનારો
**વેઢ** પુ૦ [પ્રા (સ वेष्ट)] આગળી ઉપરનો

સાધા આગળનો કાપો (૨) બેથી વધારે આંટાવાળી વાળાની વીંટી
**વેઢમી** સ્ત્રી૦ જુઓ વેડમી
**વેઢો** પું૦ [જુઓ વેઢ] આગળી ઉપરનો સાધા આગળનો કાપો [ઝાડ, વણ
**વેણ**(વે)સ્ત્રી૦ [પ્રા વગી(સં વર્ના) કપાસનો
**વેણ** (વ) સ્ત્રી૦ [પ્રા વેમણા (સ વદના)] પ્રસવની પીડા [વચન
**વેણ** (વે) ન૦ [અપ૦ વણ (સ વચન)] જુઓ
**વેણિ(-ણી)** સ્ત્રી૦ [સ] ચોટલો (૨) અંબોડે બાંધવાનો ફૂલનો ગજરો
**વેણુ** સ્ત્રી૦ [સ] વાંસળી
**વેત** (વે) પું૦ ઘાટ, મોખ (૨) તજવીજ, ત્રેવડ
**વેતન** ન૦ [સ] પગાર
**વેતર** ન૦[(સ વા ઉપરથી)]એક એક વારનુ જણતર (પ્રાય ઢોરનુ) [તજવીજ
**વેતરણ** સ્ત્રી૦ વેતરવુ તે(૨)જોઈતી ગોઠવણ,
**વેતરવું** સ૦ક્રિ૦ [વેત ઉપરથી] શરીરને બેસતુ આવે તેમ લૂગડુ કાતરવુ(૨) કોઈ કામની) જોઈતી ગોઠવણ કે તજવીજ કરવી ઘાટ બેસાડવો (૩) બગાડવુ, ઊંધુ મારવુ [લા]
**વેતસ** પું૦, ન૦ [સ] નેતર ૦(-સી) વૃત્તિ સ્ત્રી૦ નેતરની જેમ (બળિયા આગળ) નમી જવા છતા સ્થિતિસ્થાપક રહેવાની વૃત્તિ
**વેતા** પુ૦બ૦વ૦ ભલીવાર, ડહાપણ, આવડ
**વેતાલ** [સ] -ળ પું૦ એક જાતનો ભૂત (૨) મૃત શરીરમા પેઠેલો ભૂત (૩) ભૂતનો રાજા (૪) દ્વારપાળ
**વેત્તા** પુ૦ [સ] જાણનાર
**વેત્ર** ન૦ [સં] નેતર (૨) છડી
**વેદ** પુ૦ [સ] જ્ઞાન (૨) શાસ્ત્રીય જ્ઞાન (૩) આર્યોનું સૌથી પ્રાચીનધર્મ પુસ્તક ઋગ્વેદ, યજુર્વેદ સામવેદ અને અથર્વવેદ
**વેદના** સ્ત્રી૦ [સ] પીડા
**વેદવચન, વેદવાક્ય** ન૦[સં] વેદનુ વચન (૨) તેના જેટલુ પ્રમાણભૂત વચન
**વેદવું** સ૦ક્રિ૦ [સ વિદ્] જાણવુ
**વેદવ્યાસ** પું૦ [સ] જુઓ વ્યાસ
**વેદાંગ** ન૦ [સ] વેદના છ અંગો (શિક્ષા, કલ્પ વ્યાકરણ, નિરુક્ત, છંદ, જ્યોતિષ)
**વેદાંત** પું૦,ન૦[સ]વેદોનો અંતિમ ભાગ— ઉપનિષદ(૨) ન૦ વેદાંતદર્શન ૦દર્શન ન૦ બાદરાયણ વ્યાસે રચેલા બ્રહ્મસૂત્ર, છ વદિક દર્શનોમાનુ એક—ઉત્તર મીમાંસા
**વેદિ(૦કા)** સ્ત્રી૦[સ] હોમ વગેરે માટે તૈયાર કરેલી ઓટલી કે કુંડ, વેદી
**વેદિયુ** વિ૦ વેદ ભણેલુ (૨) ભણેલુ પણ ગણેલુ નહિ [લા]
**વેદી** સ્ત્રી૦ [સ] જુઓ વેદિ
**વેધ** પુ૦ [સ] છિદ્ર વેહ (૨) વીંધવુ તે (૩) ગ્રહો વગેરેનુ નિરીક્ષણ (૪) સુતાર કે કડિયાના કામમા શાસ્ત્રીય દોષ (૫) ઊંચે રહેલા પદાર્થની દિશાનો સમતલ રેખા સાથે થતો ખૂણો 'આલ્ટિટ્યૂડ' [ગ]
**વેધવુ** સ૦ક્રિ૦ [સ વિધ્] વેધ પાડવો (૨) વીંધવુ
**વેધશાલા** [સ], -ળા સ્ત્રી૦ ગ્રહાદિની ગતિ વગેરે નીરખવાનુ સ્થાન, ઑબ્ઝર્વેટરી [હમસિયું
**વેન** (વે) ન૦ [જુઓ વાહન] બળદગાડી કે
**વેપાર** (વે) પુ૦ [સ વ્યાપાર] માલ વેચવા સાટવાનો ધંધો ૦રોજગાર, ૦વણજ પુ૦ [+સ વાણિજ્ય] વેપારનુ કામ કાજ, કામધંધો ૦શાહી સ્ત્રી૦ વેપારને માટે જમાવેલુ કે વેપારની દૃષ્ટિવાળુ રાજ કે હકૂમત -રી પુ૦ વેપાર કરનાર
**વેર** અ૦ લગી, સુધી
**વેર** (વે) ન૦ [જુઓ વૈર] શત્રુતા(૨) દ્વેષ ઝેર
**વેરણ** (વે)વિ૦સ્ત્રી૦વેરી-વેરભાવ રાખનારી
**વેરણખે(-છે)રણ** વિ૦ [વેરવુ + ખેરવુ, છેરવુ] અસ્તવ્યસ્ત
**વેરભાવ** (વે) પુ૦ શત્રુવટ, દ્વેષ
**વેરવી** (વે) પું૦ વેરી, શત્રુ
**વેરવું** સ૦ક્રિ૦ [સ વિ+ક્ર] છૂટુ છૂટુ કે વીખરાતુ પડે એમ કરવુ (૨) પાથરવુ (૩) ખૂબ ખર્ચવુ [લા]
**વેરાગ** (વે) પું૦ વૈરાગ્ય ૦ણ સ્ત્રી૦ સાધુડી, બાવી -ગી પું૦ બાવો, સાધુ

વેરાન (વૅ) વિ૰ [ફા. વિરાન] ઉજ્જડ
વેરાવું અ૰ ક્રિ૰ 'વેરવું'નું કર્મણિ (૨) વીખરાઈ જવું; છૂટું પડી જવું
વેરી (વૅ) વિ૰ [પ્રા. વેરિ (સં. વૈરિન્)] વેર રાખનારું (૨) પું૰ દુશ્મન; શત્રુ
વેરે (વૅ) અ૰ [પ્રા. વેર (સં. દ્વાર)] જોડે; સાથે (લગ્ન) (૨) + પેઠે
વેરો પું૰ કર; જકાત
વેલ સ્ત્રી૰ [પ્રા. વેલ્લિ (સં. વલ્લી)] લતા; લાંબી ને પથરાતી કે ઊંચે ચડતી વનસ્પતિ
વેલણ ન૰ [સં. વેલ્લન] રોટલી વગેરે વણવાનો દંડીકો
વેલબુટ્ટી સ્ત્રી૰, –ટ્ટો પું૰ ભરતકામ કે ચિત્રકામમાં વેલ વગેરેની નકશી
વેલા સ્ત્રી૰ [સં.] જુઓ વેળા
વેલી સ્ત્રી૰ [જુઓ વેલ] લતા
વેલુ સ્ત્રી૰ [સં વાલુકા] રેતી
વેલો પું૰ મોટી વેલ (૨) વંશપરંપરા [લા.]
વેલ્લો પું૰ સ્ત્રીના કાનનું એક ઘરેણું
વેવલાઈ સ્ત્રી૰ વેવલાપણું
વેવલાં ન૰ બ૰વ૰ ફાંફાં; વલખાં
વેવલું વિ૰ ઢંગ વગરનું; દાધારંગું (૨) લાગણીવેડા કરનારું (૩) વાત બોલી નાખે તેવું; લપૂડું
વેવાઈ (વા') પું૰ [પ્રા. વેવાહિય (સં. વૈવાહિક)] પુત્ર કે પુત્રીનો સસરો. –ણ સ્ત્રી૰ વેવાઈની સ્ત્રી [વિવાદ ગોઠવનારો
વેવિશાળ (વે') ન૰ સગપણ. –ળિયો પું૰
વેશ પું૰ [સં] પોશાક; પહેરવેશ (૨) રૂપ; સોંગ. ૰ધારી વિ૰ [સં.] વેશ લેનાર (૨) ઢોંગી, લુચ્ચું (૩) પું૰ ઠગ; લુચ્ચો
વેશ્યા સ્ત્રી૰ [સં.] ગણિકા. ૰વાડ સ્ત્રી૰, ૰વાડો પું૰ વેશ્યાઓનો લત્તો કે ધામ
વેષ, ૰ધારી જુઓ 'વેશ'માં
વેષ્ટન ન૰ [સં.] વીંટાળવું તે (૨) વીંટવું તે; ઢાંકણ; આવરણ
વેષ્ટિત વિ૰ [સં] વીંટેલું; ઢાંકેલું
વેસણ ન૰ [પ્રા. (સં. વેસન)] ચણાનો લોટ (૨) તેનું ખીરું
વેસર(–રી) સ્ત્રી૰ નથ; વાળી
વેહ પું૰ [પ્રા. (સં. વેધ) વીંધ; કાણું (૨) નાકું (૩) દર
વેળ (વૅ) સ્ત્રી૰ તાણ; આંકડી (૨) ગડગૂમડ કે ઘાના દર્દને લીધે સાંધાના મૂળમાં બાઝતી ગાંઠ (૩) મનનો તરંગ; વળું
વેળ સ્ત્રી૰ [સં. વેલા] વેળા; વખત (૨) ભરતી. –ળા સ્ત્રી૰ સમય; વખત (૨) વિલંબ; વાર (૩) [લા.] ખાસ ટાણું; પ્રસંગ (૪) મુશ્કેલી કે આપદાનો પ્રસંગ
વેળુ સ્ત્રી૰ [જુઓ વેલુ] રેતી
વેંગણ (વેં૰) ન૰ [ક. વાંગા] વંતાક; રીંગણું. –ણી સ્ત્રી૰ વંતાકનો છોડ. –ણું ન૰ વેંગણ
વેંત (વેં૰) પું૰ [જુઓ વેત] બેત, ગોઠવણ; લાગ; પેચ (શા વેંતમાં ફરો છો?)
વેંત (વેં૰) સ્ત્રી૰ [સં. વિતસ્તિ; પ્રા. વિહત્થિ] હથેળીના અંગૂઠાના ટેરવાથી તે ટચલી આંગળીના ટેરવા સુધીનું લાંબામાં લાંબું અંતર (૨) અ૰ ક્રિયાના વ૰કૃ૰ના રૂપને લાગતાં, 'તે ક્રિયા થવાની સાથોસાથ, તરતોતરત' એવો અર્થ બતાવે છે (જતાંને ત). –તિયું વિ૰ વેંત જેવડું (૨) ન૰ પાતાળમાં હોવ મનાતું વેંતિયું માણસ
વૈકલ્પિક વિ૰ [સં.] વિકલ્પવાળું
વૈકુંઠ ન૰ [સં.] વિષ્ણુનું ધામ. ૰નાથ, ૰પતિ, ૰રાય પું૰ વિષ્ણુ. ૰વાસ પું૰ વૈકુંઠમાં વાસ (૨) મૃત્યુ
વૈખરી સ્ત્રી૰ [સં.] વાણીની ચોથી કોટિ; સ્પષ્ટ ઉચ્ચારાયેલી વાણી (પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી) (૨) ધડધડાટ વાણી ફૂટે તેમ બોલવાની તાકાત
વૈખાનસ વિ૰ [સં.] વાનપ્રસ્થને લગતું (૨) પું૰ વાનપ્રસ્થ. ૰મત ન૰ વાનપ્રસ્થને ધટતું વ્રત
વૈચિત્ર્ય ન૰ [સં.] વિચિત્રતા
વૈજયંતી સ્ત્રી૰ [સં.] ધ્વજ (૨) કાળી તુલસી (૩) પાંચ રંગની પગની ઘૂંટણ સુધી પહોંચે તેવી માળા (શ્રીકૃષ્ણની) (૪) માળા

